# શ્રીહિતોપદેશ.

સ્વ. ગં. જમનાબાઈ સક્કઈ સ્મારક ગ્રંથ.





જન્મ સને ૧૮૬૨.] [મૃત્યુ સને ૧૯૧૬.

આ જીંદગી પાણીના પરપોટા સમાન નાશવંત છે. કાયા અમર નથી, પણ પરોપકાર, સત્કૃત્ય અને ભલાં કામોજ આ દુનીઆમાં અચળ અને અમર રહેનાર છે.

The Manoranjan Press, Bombay.

ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ



# સ્ત્રીહિતોપદેશ

## સ્વ. ગં. જમનાબાઈ સક્કઈ સ્મારક અંક.

---

મુંબઈ, સને ૧૯૧૯.

કિમ્મત રૂપીઆ ૨–૮–૦

Jamnabai Sakkhai

O fearless and fragile, O selfless and tender and strong!
Why needeth your greatness our tribute of speech or of song?

Your hands that were swift and so eager to comfort all needs
Have crowned your sweet name with the garland of glorious deeds,

And lotus-memorials have sprung round each gracious footfall
That carried your mercy to solace sad Poverty's call.

The tears you have stilled shine like gems on your brows and your breast....
Sail forth, O brave soul, like a queen to your island of Rest!

Sarojini Naidu

Hyderabad Deccan

September 1916

# માતુશ્રી જમનાબાઈ સત્કારિણી

( લાવણ્યમયી કવ્વાલીના રાહે— )

૧

નિર્ભય, નાજુક, તમે જ निरहम्
સહૃદય, દૃઢ મનનાં બલવંતઃ
તમ ગૌરવને શાને જોઈયે,
અમ ગીતાંજલિ સ્મારક મન્દ ?

૨

ઉલ્લાસો ઉછળતા તમ કર,
સર્વ કોડ પૂરવા ઉત્કંઠઃ
પુણ્યકર્મ ફૂલડે શૃંગારે,
"सत्कारिणी" તમ મધુર પદાંક !

૩

ત્યાં ઉઘડે, ઉજ્વલ તમ પગલે,
સ્મરણ શેલ કમલો રસકાંત—
દીન દુઃખી જનને, દયામૃતે,
તમે કર્યાં જ્યાં, શીતલશાંત !

૪

લૂછેલાં લલિત આંસુમોતી,
તમ ભૂને ઉરપર, ચળકતઃ
વીરાંગના રાણીસમ ઉર, તમ—
અમર શાંતિ દીપે વિહરંત !

ગુર્જર સુરાણૂને વીરવડલે } સરોજિની નારાયણીકૃત અંગ્રેજી કાવ્યનું અનુમાન રચનાર લલિત જન્મશંકર મહાશંકર બૂચ.

( પ્રભુપુત્રી સ્વદેશદુહિતાઓને કંઠે— )

---

# સ્ત્રીહિતોપદેશ.

ગં. જમનાબાઈ નગીનદાસ સક્કઈ સ્મારક અંક.

# અનુક્રમણિકા.

**સ્ત્રીઓના લેખ.**

## ચિત્રો.

૧ સૌભાગ્ય અવસ્થા.—કલર.
૨ વિધવા થયા બાદ લગભગ ૬ મહિના પછીની સ્થિતિ.
૩ સૌભાગ્ય અવસ્થા લગભગ વર્ષ ૪૮.
૪ સ્વર્ગસ્થ નગીનદાસ ભક્તિદાસ સક્કઈ ઉમર વર્ષ ૫૪.
૫ સૌભાગ્ય સ્થિતિ લગભગ વર્ષ ૨૮.
૬ સુખી દમ્પતિનો ગૃહસંસાર.
૭ મંડળનાં સભાસદોનો મેળાવડો.
૮ મહર્ષિ દાદાભાઈને અભિનંદન. ૧૯૧૫.
૯ ચંદા રામજી ગર્લ્સ હાઇસ્કૂલની કન્યાઓનો ગરબા પાર્ટીનો મેળાવડો.
૧૦ વિધવા સ્થિતિ.
૧૧ શ્રીમદ્ભાગવત વાંચવાનો હમેશનો નિયમ.

## મુખ્ય પૃષ્ઠ.

મીસીસ સરોજની નેડુની રચેલી અંગ્રેજી કવિતા.
અંગ્રેજી કવિતાનું ગુજરાતીમાં ભાષાંતરકર્તા (રા. લલિત.)
ગં. જમનાબાઈના હસ્તાક્ષરના ફકરાઓ.
સ્નેહાંજલિ—રચનાર પ્રવાસી.
મેનેજીંગ કમિટી તરફથી બે બોલ.

---

# મંડળની મૅનેજીંગ કમિટી તરફથી બે બોલ.



મંડળનાં માનવંતાં પ્રમુખ ગં. સ્વ. જમનાબાઈ નગીનદાસ સક્કઈના સ્વર્ગવાસ થયાને લગભગ ત્રણ વર્ષ થયાં છે. ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ તરફથી આ મહાન્ ગુજરાતણની યાદગીરી કાયમ રાખવાને સારૂ જુદી જુદી યોજનાઓ ઉપાડી લેવામાં આવી છે. પ્રથમમાં તેણે "જમનાબાઈ સક્કઈ મેમોરિયલ ફંડ" ઉઘાડી મંડળને સારૂ મકાન બંધાવવાની યોજના તથા બધી કોમની સ્ત્રીઓ સારૂ જાહેર પુસ્તકાલય ઉઘાડવાની યોજના મંડળના હિત ચિંતકોને પાર પાડવાને અરજ કરી છે. અત્યારસુધી આ ફંડમાં રૂ. ૩૭૦૦૦) વસુલ થયા છે તે જોતાં મંડળમાં જમનાબ્હેનની યાદગારી કાયમ રાખવાની આ યોજનાઓ હાલ તરત પાર પડે એ સંભવતું નથી. મંડળને સ્થાયી પાયાપર મુકવાને સારૂ મંડળને પોતાના મકાનની ખાસ જરૂર છે તે જોતાં જ્યારે મંડળ આવું મકાન મેળવવા ભાગ્યશાળી નીવડશે ત્યારેજ સદ્ગત જમનાબ્હેનની યાદગારી સારી પેઠે જળવાઈ તેમણે ઉપાડી લીધેલા કામને હરહંમેશ નવીન પ્રકારની શક્તિ મળતી જશે તો મંડળ પોતાનું કામ આગળ વધારી શકશે એમ અમે માનીયે છઈએ અને અમારી આ માન્યતાને લીધે જ આ ફંડ કાયમ ઉઘાડું રાખ્યું છે. આ ફંડ ઉપરાંત જમનાબ્હેનની યાદગારી કાયમ રાખવા મંડળે તેમની મૃત્યુતિથિ ઉજવવાની પ્રથા ઉપાડી લીધી છે. દેશભક્ત દાદાભાઈ નવરોજીએ પોતાની ૯૧ મીની વર્ષગાંઠને દિવસે મંડળ તરફથી અર્પણ થયેલા માનપત્રનો જવાબ આપતાં જમનાબ્હેનને કહ્યું હતું કેઃ—"મંડળનાં બીજા સભાસદો તમારાં દૃષ્ટાંતનું અનુકરણ કરો, અને મને ખાત્રી છે કે મંડળને યોગ્ય ઉત્તેજનની કદિ પણ ખામી રહેશે નહિ." આ સલાહ મંડળનાં સભાસદો ગ્રહણ કરે ને તેઓમાં તથા ગુજરાતી કોમની ઉછરતી બાળાઓમાં જમનાબ્હેનના ઉચ્ચ ચારિત્ર્યના બીજો ન્હાન પણથીજ રોપાય તે સારૂ આ પ્રથા બધા આવકારદાયક લેખશે જ. આ સિવાય મંડળ તરફથી બે એક વર્ષ થયાં "સ્ત્રીહિતોપદેશ" નામના ચોપાનીયાની માળા પ્રસિદ્ધ કરવામાં આવે છે તેને અંગે "જમનાબાઈ સ્મારક અંક" કહાડી જુદી જુદી વ્યક્તિઓના જમનાબ્હેનના જીવન સંબંધી વિચારોનું સંમેલન કરી ગુજરાતી પ્રજા આગળ મુકી ગુજરાતી બ્હેનોને તેમને પગલે ચાલવાની સવળતા કરી આપવાની તથા ભવિષ્યના ગુજરાતના ઈતિહાસ લખનારને ગુજરાતના આ સ્ત્રીરત્નના ચારિત્ર્યને તેમાં વ્યાજબી સ્થાન આપવાની અનુકૂલતા કરી આપવાની શુભ નેમથી જ આ સાડાત્રણસેં પાનાનો સ્મારક અંક લગભગ રૂ. ૨૫૦૦ ના મોટા ખરચે મંડળ જેવી ટુંકી પુંજીવાળી સંસ્થાએ કહાડવાનું સાહસ કર્યું છે; પણ જે ઉદ્દેશથી આ યોજના અમે હાથ ધરી છે તેને મંડળના દરેક હિતેચ્છુ વધાવી લેશે એમ અમે માનીયે છઈએ. ગુજરાતના નામાંકિત સ્ત્રીપુરૂષોના મૃત્યું પછી જો તેમના સંબંધીઓ તરફથી ઓળખાણ પીછાણ વાળાઓ પાસથી તેમના ચારિત્ર્ય સંબંધી પૂરતી ખબર મેળવી તેનો સંગ્રહ કરી જાહેર પ્રજા આગળ પ્રસિદ્ધ કરી રજુ કરવાની રીતી જો હાથ ધરવામાં આવશે તો ભવિષ્પમાં ગુજરાતી સાહિત્યમાં ગુજરાતના રત્નોના જીવન ચરિત્ર સંબંધી જે મોટી ખામી હાલમાં આપણી દૃષ્ટિએ પડે છે તે ઘણે દરજ્જે દુર થશે એ નિઃસંદેહ છે.

પ્રથમમાં આ અંકમાં લેખ લખનાર દરેક સ્ત્રીપુરૂષને તથા મંડળના દરેક સભાસદને તે ભેટ આપવાનો અમારો વિચાર હતો પણ અમે દિલગીર છઈએ કે આ શુભેચ્છા ફળીભૂત કરવામાં

અમે સફળ થયા નથી. આ અંક કહાડવામાં ખરચના મોટા બોજાને પુગી વળવાને મંડળની આર્થિક સ્થિતિ અસમર્થવાન હોવાથી સભાસદને આ અંકની દરેક કોપી રૂ. ૨ લઈ તથા બીજાઓ પાસે રૂ. ૨॥ લઈ વેચવાનું અમને લાચારીએ નક્કી કરવું પડ્યું છે. અમો આશા રાખીયે છઈએ કે આ અંક વેચાયાથી ખરચ બાદ કરતાં જે કંઈપણ રકમ વધશે તે જમનાબ્હેનના સ્મારક ફંડમાં જવાની છે તે લક્ષમાં રાખતાં, ગુજરાતનાં સ્ત્રીરત્નો તરફ પૂરતા માનની લાગણીથી જોનાર દરેક ગુજરાતી સ્ત્રીપુરૂષ આ નજીવી રકમ ખરચતાં અચકાશે નહિ.

આ અંકમાં ઘણાં સ્ત્રી તથા પુરૂષ લેખકોએ અમારી વિનંતિને માન આપીને મંડળનાં પ્રમુખની જાહેર તથા ખાનગી જીંદગી ઉપર અજવાળુ પાડનાર ઉપયોગી લેખો લખી અમને જે અમુલ્ય મદદ આપી છે તે સારૂ અમે અત્રે સર્વે લેખકોનો જાહેરમાં ખરા અંતઃકરણથી મોટો આભાર માનીયે છઈએ. આ અંક તૈયાર કરવામાં મંડળની નિઃસ્વાર્થી સેવા બજાવનાર રા. રા. કેશવલાલ ભીખાભાઈ મણીઆરે જે ભારી શ્રમ ઉઠાવ્યો છે તે સારૂ તેમનો પણ અત્રે અમે મોટો આભાર માનીયે છઈએ. આ અંક કહાડવામાં જે ભારે ઢીલ થઈ છે તે સારૂ તથા નિર્ણયસાગર છાપખાનાના માલિકને જે અગવડતા ભોગવવી પડી છે તે સારૂ અમે અમારી દિલગીરી દર્શાવીયે છઈએ.

આ સ્મારક અંકના તમામ પ્રુફો સુધારવામાં પોતાના અમુલ્ય સમયનો ભોગ આપી પોતાની માંદગીમાં પણ નિઃસ્વાર્થી સેવા બજાવનાર અને મંડળનું હૃદયપૂર્વક ઉત્સાહથી હિત ઇચ્છનાર રા. ભાઈ ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યાનો અંતઃકરણપૂર્વક અમો આભાર માનીએ છીએ રા. મંજુલાલ ઇશ્વરલાલ યાજ્ઞિક બી. એ. એ રા. ચન્દ્રશંકર પંડ્યાની માંદગીને લીધે બાકીના કેટલાક પ્રુફો સુધારવામાં જે સહાયતા આપી છે તેને માટે તે ભાઇનો અમો આભાર માનીએ છીએ.

અમે માનીયે છઈએ કે મંડળના સભાસદો તથા ગુજરાતના હરેક સ્ત્રીપુરૂષ જેઓ સદ્દગત જમનાબ્હેનના સમાગમમાં આવ્યા હશે તેઓના હૃદયમાં જમનાબ્હેનના જીવંને સચોટ અસર કરી હશેજ પણ આની અસર ભવિષ્યની ગુજરાતી પ્રજામાં ચાલુ રહે તે સારૂ આવા સ્મારક અંકની ખાસ જરૂર હતી તે અમે પુરી પાડી છે. કેટલે અંશે આ સ્મારક અંક કહાડવામાં અમને ફતેહ મળી છે તે અમે કહી શકતાં નથી. તે વિચારવાનું કામ વાંચક વર્ગનું છે. જમનાબ્હેનની ઉત્તમ જીંદગની અસર આ સ્મારક અંકથી ગુજરાતના ચારે ખુણે ફેલાય એવી અમારી ઇચ્છા છે. આ ઉપરથી જ અમે ગુજરાતી જાહેર પ્રજા આગળ આ અંક રજુ કર્યો છે. આ અંકના દોષો ગુજરાતની ગુણીયલ પ્રજા ભૂલી જશે ને જે ઉચ્ચ ભાવનાથી આ સ્મારક અંક બ્હાર પાડવાનું સાહસ કર્યું છે તેજ તરફ લક્ષ આપી તેને આવકાર આપશે તો અમોએ લીધેલી મ્હેનતનો પૂરતો બદલો અમને મળ્યો એમ અમે સમજીશું.

છેવટમાં આ સ્મારક અંક કહાડવાનો ઉદ્દેશ બધી રીતે પાર પડે એવી જગનિયંતા પાસે અમારી પ્રાર્થના છે.

---



મરહુમ ગં. જમનાબાઈ નગીનદાસ મર્ફી. ( ઉમર વર્ષ ૫૪. )
વિધવા થવા બાદ લગભગ છ મહિના પછીની સ્થિતિ.

# સ્નેહાંજલિ.

દેશદીપક ગુર્જર સન્નારી, મૃત્યુ થાતાં કંપે કાય;
દિલઝખમ કારી પડ્યો આ, સમસ્ત ભારત માંય.
ગુણીયલ ગૌરી ગર્જતી, સ્વદેશ સેવા માટ,
થઈ અલોપ મુર્તિ ભલી, રડે માત ગુજરાત.
સ્ત્રીસમાજ સૌ પુરૂષના, ખરતાં અશ્રુ નેન;
ગુર્જરી ઘાટ સુનો પડ્યો, જાતાં જમનાબ્હેન.
કાર્ય અનેક રૂડાં કર્યાં, સ્ત્રી સુધારા માટ,
શાંત શીલ મુર્તિ ગઈ, પરદુઃખભંજન માત.
સેવાના સાધન વિષે, અર્પિ જેણે જાત,
હિન્દુ ગૃહસ્થાશ્રમ વિષે, પાડી ઉત્તમ ભાત.
કન્યાકેળવણી વધે, બાળલગ્ન બંધ થાય;
સ્વદેશ સેવા સૌ કરે, એવા બોધ કરાય.
દેશ વિષે હુન્નર કળા, ખીલે ઉદ્યોગ અપાર,
તોજ ઉદય આ દેશનો, નહીં તો કષ્ટ અપાર.
જુગાર સટ્ટા છંદમાં, દેશ વધે નહીં સાર;
રોગ રાગ સૌ દ્વેષના, રાખો નહીં તલભાર.
કુસંપ કલેશો પરહરો, કરવા દેશ ઉદય;
એજ મંત્ર હિન્દી તણો, પ્રજા માત્ર ઉભય.
ગરીબ નિર્ધન હિન્દની, વારે ધાજો ભ્રાત;
હરનિશ રટજો હૃદયમાં, સેવા જાત પરજાત.
ધર્મ કામ ધુરન્ધરો, તમ વિણ કરશે કોણ;
બંત વીર હિમ્મત ધરી, પ્રસરો નિશદિન જોમ.
આળસ નિદ્રા શોખમાં પ્રજા વધે હદબાર,
તો પછી હિન્દીવાનના, ક્યાં શોભે ઘરબાર.
જાગો લોકો નહીં સુવો, ઉદ્યમ કરો અપાર;
ખીલાવી હુન્નરકળા, દીપાવો હીન્દ દ્વાર.
તર્ક કરો હજાર આ, દેશ હુન્નરને કાજ;
પણ સમૃદ્ધ ભંડાર વિણ, વાતો કરવી આજ.
ગયા લોક પરદેશમાં, શીખ્યા વિધવિધ વેશ;
પાછા શીખી શું ફર્યાં, કલ્યાણ કરવા દેશ.
જ્યાંલગી સ્વારથ શોખમાં, ધનલક્ષ્મી ખરચાય;
ત્યાંલગી દેશ ઉદયની, ઝાંખી કદિ ન કરાય.

કૃષિકાર આ દેશના નિર્ધન દુઃખી જણાય;
કોડી ન મળે ગાંઠમાં દેવાદાર ગણાય.
દશા નિરખો દેશની, ખેડુત દુઃખી અપાર,
રસવંતી ભૂમિ બની, રસકસ નહીં તલભાર.
અમેરિકા ઇંગ્લાંડ વધ્યા, ફ્રાન્સ જર્મની ચીન જાપાન;
ઈટલી, બેલજીઅમ અને, રૂશિયા સૌ બળવાન.
અબજ કરોડ નિખર્વથી, હુન્નર પાર અપાર;
બળવંતા મુલક બન્યા, ખોલો કાન લગાર.
શું છે હુન્નર દેશમાં, શું છે દેશ ઉદ્યોગ;
કળા યંત્ર સૌ દૂર છે, પાડ્યો ઘણો વિયોગ.
હીન્દ કરે વેપાર શું, જુવો પરિક્ષક ભાઈ;
હાટ ભર્યાં પરદેશની, ચીજોથી સૌ ધાઈ.
દુકાનદાર કમાય શું, કરશો સૌ કોઇ તોલ;
નીરખી જોશો ચોપડા, જણાય સઘળી પોલ.
ખાય ખરચે ને વાપરે, કાઢે વરસ પુરાંત;
લેશ શેષ બાકી રહે, ગુજારે દિન રાત.
દેશ અવસ્થા નીરખતાં, શોક ભરેલી ગણાય;
ગરીબ ભુખ દુઃખ ભોગવે, સ્થળ સ્થળ નજર જણાય.
પરદેશે હીન્દી જતાં, ન મળે કંઈ સત્કાર;
પણ દરવાજા હીન્દના, ખુલ્લા સર્વ સવાર.
હીન્દ રંગેરંગ ઇચ્છતું, બ્રિટીશ કલ્યાણ નિશદિન,
જય જય દેવી હીન્દની, કરૂણા કરજો દિન દિન.
યુરોપના યુદ્ધે મચ્યો, ખળભળાટ સૌ ખંડ;
એક દિન એવો આવશે, વિજય બ્રિટિશ જય રંગ.
અર્પું આ સ્નેહાંજલિ, ભગવતી જમનાબાઈ;
લખ્યો સંક્ષિપ્ત સાર મેં, ભાષણ જમનાબાઈ.
હજી અનેક પ્રશ્નો ખડા, દેશ સુધારણા માટ.
વર્ણવ્યાં છે ભાષણ વિષે. રાજ કાજ સમાજ.

પ્રવાસી.

# સ્ત્રીહિતોપદેશ.

## સ્વ. ગં. જમનાબાઈ નગીનદાસ સક્કઈ સ્મારક અંક.

# ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળની શોકદર્શક સભા.

## સદ્‌ગત પ્રમુખ ગંગાસ્વરૂપ જમનાબાઈ નગીનદાસ સક્કઈ માટે વિલાપ.

## તેમની કાયમ યાદગીરી માટે ઉઘાડવામાં આવેલું ફંડ.

## ડૉ. દાદાભાઈ નવરોજી અને શ્રીમતી સરોજીની નૈડુ તરફના તથા ઇલાકાનાં સ્ત્રીમંડળો તરફના શોકદર્શક દીલસોજીભર્યા તારો અને પત્રો.

ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળનાં માનવંતાં પ્રમુખ ગં. સ્વ. જમનાબાઈ નગીનદાસ સક્કઈના ખેદજનક અવસાન માટે શોક પ્રદર્શિત કરવાને મંડળનાં સભાસદોની એક ખાસ સભા ગઈ તારીખ ૧૫ મી એપ્રિલ ૧૯૧૬ ને બુધવારે સાંજે ચાર વાગ્યે (સ્ટૅ. ટા.) શેઠ ચન્દા રામજી હિન્દુ ગર્લ્સ હાઇસ્કૂલના મકાનમાં લેડી લક્ષ્મીબાઈ જગમોહનદાસના પ્રમુખપણા નીચે મળી હતી. આ વખતે મંડળનાં સભાસદોએ મોટી સંખ્યામાં હાજરી આપી હતી. સભાનું કામ ગંભીરતા અને શાન્તિથી ચાલ્યું હતું.

## લેડી લક્ષ્મીબાઈ જગમોહનદાસ વરજીવનદાસનું ભાષણ.

આજની સભાનું પ્રમુખપદ તમોએ મને આપ્યું છે તે સારૂ હું તમો સર્વેનો ખરા અંતઃકરણથી આભાર માનું છું. આજે આપણે આપણા ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળનાં માનવંતાં પ્રમુખ ગં. સ્વ. જમનાબાઈ નગીનદાસ સક્કઈના સ્વર્ગવાસથી આપણા મંડળ તરફથી જાહેરમાં આપણી દીલગીરી બતલાવવા તથા સ્વર્ગસ્થના કુટુંબીઓ તરફ દિલસોજી દર્શાવવા ભેગાં મળ્યાં છીએ. આપણાં વ્હાલાં વડિલ બ્હેનનો સ્થૂલ દેહ નષ્ટ થયાને આજે ફક્ત આઠ દિવસ થયા છે. આ બનાવ આપણાં બધાંનાં હૃદયો ઉપર એક આઘાત સમાન થઈ પડ્યો છે. આવો અસહ્ય બનાવ બન્યા પછી થોડા સમયમાં જ આપણી દીલગીરીની તીવ્ર લાગણી જાહેર કરવા આપણે એકઠાં થયાં છીએ. આવા સમયે તમારી તેમજ મારી તરફથી આપણાં વડિલ

માનવંતાં પ્રમુખ બ્હેન ગં. સ્વ. જમનાબ્હેનના ઉત્તમ ચરિત્ર સંબંધી આપની આગળ યોગ્ય ચિતાર આપી શકીશ કે નહિ તે વાસ્તે મને મોટી શંકા છે. ગં. સ્વ. જમનાબ્હેનના ઉમદા ચરિત્રને પૂરતો ઇન્સાફ આપવાની શક્તિ મારામાં નથી, છતાં પણ જે સ્થાને તમોએ મને બેસાડી છે તે સ્થાન ઉપરથી તમારી વતી યથાશક્તિ થોડા બોલ બોલી તેમની તરફનો આપણો પ્રેમ જાહેર કરવો એ હું મારી પવિત્ર ફરજ સમજું છું. આજની સભામાં જે મોટી સંખ્યામાં બ્હેનોએ હાજરી આપી છે તે જ બતાવી આપેછે કે ગં. સ્વ. જમનાબાઈની ખરી કદર તમોએ પીછાણી છે. આજની સભામાં હાજર રહેલી બ્હેનો જમના-બ્હેનના સંબંધમાં વિવેચન કરનાર છે માટે પ્રમુખ સ્થાનેથી વધુ વખત લઈ લંબાણથી ન બોલતાં થોડીક અગત્યની બાબતો ઉપર બોલીને જ હું સંતોષ પકડીશ.

ગં. સ્વ. જમનાબાઈ જાણીતા શેઠ તાપીદાસ વરજદાસના કુટુંબમાં સંવત્ ૧૯૧૮ માં જન્મ્યાં હતાં. તેઓએ ગયા જમાનાને અનુસરીને સંપૂર્ણ ગુજરાતી કેળવણી લીધી હતી. તે સમયમાં હિંદુ કુટુંબોમાં કન્યાઓને ઈંગ્રેજી કેળવણી આપવામાં આવતી ન્હોતી. આમ છતાં પણ તેઓએ પોતે લીધેલી કેળવણી તથા પોતાને પોતાના વડિલો તરફથી જે ઘરકેળવણી મળેલી હતી તેનો તેમણે કેવો સદુપયોગ કર્યો છે એ આપણે જોયું છે. સંવત ૧૯૫૯ પ્હેલાં પોતે મેળવેલી કેળવણીનો ઉપયોગ એમણે પોતાનાં કુટુંબીઓ તરફની ફરજ બજાવવામાં જ કર્યો હતો. ત્યારબાદ તેઓને જોઈતી તક મળવાથી તથા તેમના પતિ શેઠ નગીનદાસ સક્કઈ તરફથી સગવડભરી સહાયતા મળવાથી તેઓએ પોતાની ફરજની હદ પોતાનાં કુટુંબીઓ તરફ જ ન સંકોચાવતાં પોતાની ગુજરાતી બ્હેનો તરફ લંબાવી; અને જ્યારથી મુંબઈમાં સેવા સદનની સંસ્થા સ્થાપન કરવામાં આવી ત્યારથી તેઓએ સર્વ કોમની બ્હેનો તરફ પોતાની ફરજ અદા કરવાનો માર્ગ સ્વીકાર્યો હતો. આ મુજબ તેઓએ પોતાની ૧૩ વર્ષની જાહેર જીંદગીના સમયમાં હિંદુ સંસારના આગેવાનોને અચૂક રીતે પુરવાર કરી આપ્યું છે કે એક હિંદુ સ્ત્રીને તેના પતિ તથા તેના સમાજ તરફથી જો યોગ્ય તક આપવામાં આવે તો તે ઘણું સારૂં લોકોપયોગી કામ કરી શકે છે.

એ વર્ષ ઉપર જ ગં. સ્વ. જમનાબાઈ ઉપર તેમના પતિ શેઠ નગીનદાસ ભક્તિદાસ સક્કઈના મૃત્યુથી જે ભારે દુઃખ આવી પડ્યું તે સંપૂર્ણ ધૈર્યપૂર્વક સહન કરી, પતિના મૃત્યુ પછી તેમના છેલ્લા બોલોને માન આપી, તેઓ પોતાની નબળી તબિયત છતાં બીનસ્વાર્થી પરગજુ કામ કરવામાં સહાયભૂત થયાં હતાં. લગભગ છ મહિના સુધી તેમનો મંદવાડ લંબાયો હતો. આ મંદવાડ પ્હેલાં પણ તેઓ સૂક્ષ્મ અન્ન ઉપર રહેતાં હોવાથી શરીર અશક્ત થઇ ગયું હતું, છતાં પણ તેઓએ મંડળનું જાથુકનું ફંડ વધે ને તેના તરફથી ધરવામાં આવેલું બ્હોળું કામ સારી રીતે ચલાવવામાં અડચણ ન આવે તે સારૂ ગં. જમનાબાઇએ પોતાના પતિના નામથી રૂ. ૫૦૦) ની રકમ ભરી, મંડળની કેટલીક બ્હેનો સાથે ફંડ ઉઘરાવવા લગભગ એક મહિનો સવાર સાંજ મોટી જહેમત ઉઠાવી થોડા ધનાઢ્યો પાસે જાતે જઈ, રૂપીઆ આઠ હજાર ભેગા કરી આપ્યા હતા. પથારીવશ થયા પછી પણ મંડળના કાર્ય સંબંધી તેઓ હમેશાં કાળજી રાખતાં હતાં. આવી રીતે પોતાની વિધવા અવસ્થામાં એક હિંદુ વિધવાની સમાજ તરફ શું ફરજો છે તે તેઓએ ખુલી રીતે બતાવી આપ્યું હતું. હિંદુ સંસારના રીવાજોથી હિંદુ વિધવાઓને ઘણું ખમવું પડે છે ને તેથી તેઓ સંસારમાં ઘણી ઉપયોગી નીવડી શકતી નથી. મારા વિચાર મુજબ સ્વર્ગવાસી ગં. સ્વ. જમનાબ્હેનની પરમાર્થી જીંદગી વધુ સમય લંબાઈ હતે તો હું ખાત્રીથી માનું છું કે આપણા મંડળને, સમગ્ર

સ્ત્રી સમાજને તથા દેશને તે વધુ ઉપયોગી થઈ પડતે. લગભગ ૪૦ વર્ષ સુધી પરણેલી જીંદગી ગુજાર્યા પછી એક પતિવ્રતા સ્ત્રીને પોતાના ધણીના મૃત્યુથી બેહદ દીલગીરી ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે. તે છતાં પણ તેઓએ તે દીલગીરીને શમાવી દઇને જાહેર સમાજસેવા કરવાનું બીડું વિધવા અવસ્થામાં પણ ઝડપ્યું હતું. તેઓની અંગત ઈચ્છા મુંબઈના વનિતાવિશ્રામમાં જાતે રહી હિંદુ વિધવાઓની સ્થિતિ સુધારવાની હતી, પણ તે ઈચ્છા પાર પડી શકી નથી તેથી આપણે દીલગીર છીએ.

ગં. જમનાબાઈના સમાગમમાં આપણે બધાં આવ્યાં છીએ. તેઓએ કેવી સારી રીતે આપણો ચાહ જીતી લીધો હતો તે આપણે સર્વે જાણીએ છીએ. તેઓએ આપણા મંડળ વાસ્તે શું શું કીધું છે તે આપ સર્વેને વિદિત છે. તેમણે પોતે ઘણાં કામો કરી મંડળની શોભા વધારી છે. પોતાની ઉત્તમ પ્રકારની જાહેર તથા ખાનગી જીંદગીમાં સારા વિચાર, સારા બોલો, તથા સારાં કામોથી ગરીબ તથા પૈસાદાર, મોટા તથા નાના, પુરૂષ તેમજ સ્ત્રી વર્ગ તરફથી ઉંચા પ્રકારનું માન મેળવવા પામ્યાં હતાં. તેઓ જુના જમાનાનાં હતાં છતાં પણ નવા જમાનાને અનુસરીને જુના તથા નવા જમાનાની સારી બાબતોનું મિશ્રણ કરીને તેઓએ પોતાની જીંદગી એવી નમુનેદાર બનાવી હતી કે આપણે ભાર મૂકીને કહીશું કે હિન્દુ માતાઓ જો પોતાની બાળાઓને જમનાબ્હેનને પગલે ચાલવા શીખામણ આપશે તો ખચીત તેઓ પોતાની દીકરીઓને આદર્શ સ્ત્રી બનાવવા ભાગ્યશાળી નીવડશે. મરનારમાં કેટલાક ખાસ સદ્‌ગુણો માલમ પડતા હતા, ને તેને લીધે જ તેઓ બધાનો સંપૂર્ણ વિશ્વાસ જીતવા સામર્થ્યવાન થયાં હતાં. જો કે તેઓનું શરીર આપણી વચ્ચેથી હમેશને વાસ્તે ઉડી ગયું છે એ વાત ખરી છે, છતાં પણ તેઓનો આત્મા હમેશ આપણી વચ્ચે જીવંત છે. આવું એક ઉમદા રત્ન આપણા મંડળે ગુમાવ્યું છે. માણસની જીંદગીનું તોલ આપણે વર્ષોથી કરવાનું નથી પણ તેનાં સદુપયોગી કાર્યોથી કરવાનું હોય છે. આ નિયમ મુજબ આપણાં જમનાબ્હેને પોતાની જીંદગીની સાર્થકતા કરી છે એ નિઃસંદેહ છે. આવા ઉત્તમ સદ્‌ગુણોથી ભરપૂર ગુજરાતની ગુણીયલ બાઈ આપણા મંડળના દુર્ભાગ્યે મૃત્યુવશ થઈ છે, પણ તે સારૂ આપણે દીલગીરી બતાવી બેસી રહીએ તો આપણે તે નેતાના પગલે ચાલેલાં કહેવાઈશું નહિ. હવે આપણી બધાની ફરજ એ છે કે જે જે કાર્યો જમનાબ્હેને હાથ ધર્યાં હતાં તે તે કાર્યોની પ્રગતિ દિન પર દિન થતી જાય તે સારૂ આપણે હરેક બ્હેને પોતાનું કર્તવ્ય કર્મ કરવામાં-પાછળ પડવું નહિ. કેટલીએક બાજુ પરથી એમ કહેવામાં આવે છે કે આપણું મંડળ જમનાબ્હેન ગયાં એટલે સૂઈ જશે. આ ફીકર કરવી એ મરનારના કાર્યની વ્યાજબી કદર કીધેલી કહેવાય નહિ. જમનાબ્હેને જે ઉમદા બીને રોપી તેને જે માવજતથી ઉછેર્યું છે તે બી હવે નાશ પામશે એવી ધાસ્તી રાખવી એ ખોટું છે. બી ઉગીને છોડવો સુશોભિત થયો છે. હવે દિનપર દિન આપણે બધાંએ ખરા અંતઃકરણથી તેને પાળી પોષી ઉમદા ફળ આપનાર મોટું ઝાડ બનાવવું એ આપણી પવિત્ર ફરજ છે. મિથ્યા શોક મૂકી દઇ મંડળના કાર્યને આપણા સદ્‌વર્તનથી તેમ જ આપણા તનમન અને ધનની મદદથી આપણે આગળ વધારીશું તો જમનાબ્હેનનો આત્મા સ્વર્ગમાંથી પણ રાજી થશે. જમનાબ્હેનની યાદગીરી આપણા શહેરમાં કાયમ રહે તે સારૂ મને પુરતી આશા છે કે મુંબઈમાં વસતી તમામ કોમોની સ્ત્રીઓ પોતાની ફરજ બજાવશે ને તેમાં ખસુસ કરીને મંડળની બ્હેનો પોતાનો વ્યાજબી ફાળો આપશે એમાં કુંઈપણ શક નથી. તેમ કરીને આપણી વચ્ચે તેમની યાદગીરી હાલની તથા ભવિષ્યની પ્રજામાં હમેશ માટે તાજી રાખવાની આપણી પવિત્ર ફરજ છે. જમનાબ્હેને છેલ્લા દુકાળ વખતે જે મોટી જહેમત

ઉઠાવી લગભગ ત્રણ મહિના સુધી ગરમીમાં મુસાફરી કરી હતી તે વખતે આપણા મંડળ તરફથી આભારની લાગણી દર્શાવવા તેમને માનપત્ર અર્પણ કરવાની આપણી ઇચ્છા હતી, પણ થોડા વખત પછી તેઓ પાછી લાંબી મુસાફરી કરવાની ઇચ્છા ધરાવતાં હતાં. કેટલાક અગવડભરેલા સંજોગોને લીધે તેઓ તેમ કરવા અશક્ત થઈ પડ્યાં હતાં. છેવટમાં તેમના મંદવાડ વખતે મંડળ તરફથી આભારની લાગણી જાહેરમાં દર્શાવવાની હીલચાલ પડતી મુકવામાં આવી હતી. મંડળને વાસ્તે આપણાં માનવંતાં પ્રમુખ ગં. જમનાબ્હેને પોતાની જીંદગીનો ઘણો ખરો ભાગ અર્પણ કરી તન મન અને ધનથી આપણી ગુજરાતી કોમની સ્ત્રીઓની જુદી જુદી રીતે જે ઉત્તમ સેવા બજાવી હતી તેની સારી રીતે કદર બુઝવાની તક આપણા મંડળે સદાને વાસ્તે ગુમાવી છે. હવે આપણી ફરજ છે કે આપણે બધાંએ આપણાં માનવંતાં પ્રમુખ જમનાબ્હેનની છેલ્લામાં છેલ્લી ઇચ્છા મુજબ ચાલવા તૈયાર થવું જોઈએ. જમનાબ્હેનની મોટામાં મોટી છેલ્લી ઇચ્છા એ હતી કે મંડળને સારૂ સ્થાયી મકાન બંધાવી તેમાં મંડળની સભાઓ ભરવી, મંડળના કલાસીસો ચલાવવા, તથા સર્વે કોમ સારૂ મંડળ તરફથી ઉઘાડવામાં આવેલી સ્ત્રીઓ સારૂ જાહેર ફ્રી લાઇબ્રેરી તેમાં રાખવી. તેઓની આ કાળજી કેટલી તીવ્ર હતી તે તેમના છેલ્લા વસીયતનામા ઉપરથી મંડળને રૂ. ૫૦૦૦) પાંચ હજારની રકમ મંડળના મકાન ફંડમાં ભરવા સારૂ તેઓએ જુદી કહાડી છે તે જ બતાવી આપે છે. મને પુરતી આશા છે કે મુંબાઈની પ્રજા આવાં એક અનુપમ હિન્દુ સ્ત્રીરત્નની યાદગીરી કાયમ રાખવા સારૂ આ મૂળ રકમમાં પોતા તરફથી નાદર ફાળો આપી મંડળ સારૂ ખાસ મકાન બંધાવી સ્વર્ગવાસી જમનાબ્હેનની શુભેચ્છાને માન આપશે; તો ખચીત આપણે તે ગુણીયલ બાઈની યોગ્ય કદર પીછાણેલી ગણાશે. આ કામ કેટલે દરજ્જે ફતેહમંદ ઉતરશે તે આપણા ઉત્સાહ ઉપર આધાર રાખે છે. મંડળ, સેવાસદન, વનિતાવિશ્રામ ને જુદી જુદી સ્ત્રીઉપયોગી સંસ્થાઓને તેઓ ખરા જીગરથી ચાહતાં, અને હરેક રીતે તેઓ તે સંસ્થાનાં કાર્યોને આગળ વધારવાને ભગીરથ પ્રયત્નો આદરી એક હિન્દુ સ્ત્રી કેટલું કરી શકે છે તે બતાવી આપ્યું છે. જનસમાજ તરફની આવી ઉત્તમ સેવાઓની કદર બુઝવા તથા ભવિષ્યની પ્રજાની આગળ એક સ્ત્રીરત્નનું ઉમદા વૃત્તાંત હરહમેશ જળવાઈ રહે તે સારૂ ગં. જમનાબાઈની છેવટની ઇચ્છા મુજબ મંડળને તથા તેના તરફથી ઉઘાડવામાં આવેલી જાહેર ફ્રી લાઇબ્રેરી સારૂ એક મકાન બંધાવી તેની સાથે તેમનું નામ જોડશું તો જ પાર પડી શકશે. હું પુરતી ખાત્રીથી કહું છું કે જો આપણે બ્હેનો આ ફરજ બજાવવામાં આગેવાનીભર્યો ભાગ લઈશું તો જરૂર આપણને ફતેહ મળશે તેમાં કાંઈ સંદેહ નથી. અમને જણાવતાં દીલગીરી ઉપજે છે કે કેટલીક વખતે આપણી હિન્દી બ્હેનોને પરમાર્થી કાર્યોમાં પૈસા ભરવા માટે પોતાનો હાથ લંબાવવાની છુટ આપવા પુરૂષવર્ગ ઉત્સુક હોતો નથી, પણ જો યોગ્ય સ્ત્રીઓને આવી જાતની યોગ્ય ફરજો બજાવવા માટે વ્યાજબી છુટ પુરૂષવર્ગ તરફથી આપવામાં આવે તો તે બેશક પ્રસંશનીય ગણાય.

પ્રિય બ્હેનો, આપણાં માનવંતાં પ્રમુખની જીંદગીની થોડી ઘણી માહીતી તમોએ જાહેર વર્તમાનપત્રોમાં વાંચી હશે, માટે હવે હું વધુ બોલી બીજી બ્હેનોનો વખત રોકવા માગતી નથી. હું આશા રાખું છું કે આજે મળેલી બ્હેનોમાંથી સારી સંખ્યામાં બ્હેનો સ્વર્ગવાસી જમનાબ્હેનના સંબન્ધમાં પોતાનો અંગત અનુભવ આપણી આગળ દર્શાવી તેઓની જીંદગીના વૃત્તાન્ત ઉપર વધુ અજવાળું પાડશે. ગં. જમનાબ્હેનના મૃત્યુથી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળે, ગુજરાતી હિન્દુ સ્ત્રીસંસ્થાઓએ, આપણી આખી ગુજરાતી હિન્દુ કોમે,

તેમ જ આખી હિન્દુ કોમે નહીં પૂરી શકાય તેવી મોટી ખોટ ખમી છે. આવી ભલી, પરગજુ સ્વધર્મનિષ્ઠ સ્ત્રીના મરણથી આપણને તથા આપણા જનસમાજને તથા તેમના કુટુમ્બીઓને બેહદ દીલગીરી ઉત્પન્ન થાય, એ સ્વભાવિક છે, પણ સ્વર્ગવાસી જમનાબ્હેનનું જીવન યાદ રાખી આપણે દીલગીરીને વશ થવું ન જોઇએ, પણ તેમને પગલે ચાલી આપણે તેમની કીર્તિમાં આપણા સદ્વર્તનથી વધારો કરવો જોઇએ.

હું આજ તમારા બધા તરફથી તથા આખા ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ તથા તેના હિતચિંતકો તરફથી આપણા મંડલનાં પ્રમુખ ગં. જમનાબાઈ નગીનદાસ સક્કઈના મૃત્યુથી આપણામાં ઉત્પન્ન થયેલી દીલગીરીની ઉંડી લાગણી આ પ્રસંગે જાહેર કરૂં છું ને સ્વર્ગવાસીના સર્વ કુટુંબીઓ તરફની આપણી સંપૂર્ણ દીલસોજી પ્રદર્શિત કરૂં છું.

છેવટે હું આશા રાખું છું કે આ અભિપ્રાયમાં આપ એકેએક બ્હેન જરૂર સામેલ થશો. પ્રભુ આપણાં જમનાબ્હેનના પવિત્ર આત્માને શાન્તિ બક્ષે, આપણા મંડળની તેમ જ આપણી કોમની ચડતી કરે, એટલું દર્શાવી ફરીથી એકવાર સ્વર્ગવાસી જમનાબ્હેન પ્રત્યેની દીલગીરીની લાગણી દર્શાવી તમોએ મને આજની સભાનું પ્રમુખપદ આપી સ્વર્ગવાસી બ્હેન તરફની મારી લાગણી પ્રદર્શિત કરવા જે તક આપી છે તે સારૂ આપ સર્વ બ્હેનોનો ઉપકાર માની બેસી જવાની રજા લઉં છું.

## સૌ. તારાબાઈ ચુનીલાલ વિજભૂખણદાસ મેહેતાનું વિવેચન.

ત્યારબાદ સૌ. તારાબાઈ ચુનીલાલ વિજભૂખણદાસ મહેતાએ નીચેનો ઠરાવ સભામાં રજુ કીધો હતોઃ—

### ઠરાવ ૧ લો.

ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળનાં સ્થાપક અને પ્રમુખ પૂજ્ય શ્રી ગં. સ્વ. જમનાબાઈ સક્કઈના શનિવાર, તા. ૮–૪–૧૯૧૬ ને દિવસે થયેલા અત્યંત ખેદજનક અવસાન માટે ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળની આ સભા પોતાની તીવ્ર મનોવ્યથા પ્રકટ કરે છે, અને પોતાની માન્યતા જાહેર કરે છે કે તેઓના સ્વર્ગવાસથી મંડળને, મુંબાઈ શહેરની અનેક લોકોપયોગી સંસ્થાઓને અને ખાસ કરીને સ્ત્રીસંસ્થાઓને તેમ જ ગુજરાતના સમસ્ત સ્ત્રીવર્ગને એવી તો ભારે ખોટ ખમવી પડી છે કે જે પૂરાવી ઘણી જ મુશ્કેલ છે. ગં. જમનાબાઈ સક્કઈના શોચનીય મૃત્યુથી મંડળે પોતાનો મુખ્ય આધાર ગુમાવ્યો છે, મુંબાઈની અનેક લોકોપયોગી સંસ્થાઓએ એક ઉત્સાહમય અગ્રેસર ગુમાવ્યાં છે અને સમસ્ત ગુજરાતના સ્ત્રીવર્ગે પોતાના જીવનને સતત પ્રેરણા આપનાર અદ્વિતીય ચૈતન્યમૂર્તિ ગુમાવી છે. આ સભા વિશેષમાં એમ માને છે કે ગં. જમનાબાઈ સક્કઇએ પોતાના નિઃસ્વાર્થ સેવામય જીવનથી અર્વાચીન હિન્દી સ્ત્રીઓના ગૃહજીવન તથા સાર્વજનિક જીવનના આદર્શને વધારે ઉચ્ચ, વધારે વિશાલ અને વધારે સમૃદ્ધ બનાવી હિન્દી સ્ત્રીજીવનની પ્રતિષ્ઠામાં વૃદ્ધિ કરી છે. આ સભા ગં. જમનાબાઈનાં કુટુમ્બીઓના શોકમાં અંતઃકરણપૂર્વક ભાગ લે છે અને એમના આત્માને અક્ષય શાન્તિ મળો એમ પ્રભુ પ્રતિ પ્રાર્થના કરે છે.

આ ઠરાવની નકલ સદ્ગતનાં કુટુમ્બીઓ ઉપર મોકલાવી આપવા પ્રમુખને આ સભા સત્તા આપે છે.

ઉપલા ઠરાવનાં અંગે સૌ. તારાબાઈ ચુનીલાલ મહેતાએ વિવેચન કરતાં જણાવ્યું કે:—આજે આપણે સર્વે ઘણી જ દીલગીરીભરેલી ફરજ બજાવવા એકઠાં થયાં છિએ, અને તે ફરજ એ છે કે મંડળનાં સ્થાપક અને પ્રમુખ પૂજ્ય શ્રી ગં. જમનાબાઈ સક્કઈના અતિશય ખેદજનક મૃત્યુ માટે મંડળનાં સર્વે સભાસદોનો શોક જાહેર કરવો. મ્હને લાગે છે કે ગં. જમનાબાઈના મરણથી આપણને સર્વેને જે શોકની લાગણી થાય છે તે એવી તો ઉંડી અને પ્રબળ છે કે તે શબ્દોમાં મૂકી શકાય તેમ નથી. છતાં એ શોકની લાગણીને વશ થઈ જઈ આપણે લાચાર બની જઈએ એ બરાબર નથી. ગં. જમનાબાઈ માટે જેમને ખરેખરી શોકની લાગણી હોય તેઓને માટે પોતાની લાગણી બતાવવાનો ઉત્તમ રસ્તો એ છે કે મંડળનું કાર્ય કરી ગુજરાતી હિન્દુ સ્ત્રીઓના ઉદ્ધારમાં જેમ ગં. જમનાબાઈ મચ્યાં રહેતાં હતાં તેમ તેઓએ પણ કરવું. ગં. જમનાબાઈએ મંડલની સ્થાપના કરી ગુજરાતી હિન્દુ સ્ત્રીઓના ઉદ્ધારની એક ઉપયોગીમાં ઉપયોગી સંસ્થા પૂરી પાડી છે. એ સંસ્થાને અને એ સંસ્થાનાં સર્વ સભાસદોને ગં. જમનાબાઈ એક વ્હાલથી ઉભરાતી માતાની માફક ચ્હાતાં હતાં. આવી સંસ્થાને પોતાનાથી બની શકે તેટલી મદદથી નભાવવી એ જ ગં. સ્વ. જમનાબાઈ તરફની આપણી લાગણી બતાવવાનો ખરેખરો ઉપયોગી રસ્તો છે. અલબત, ગં. જમનાબાઈ જેવો ઉભરાતો ઉત્સાહ કાંઈ સર્વનામાં હોઈ શકે નહિ, ત્હેમના જેટલી બોલવાની અને કામ કરવાની શક્તિ પણ સર્વનામાં હોઈ શકે નહિ, ત્હેમના જેવી સર્વની પ્રીતિ મેળવવા જેટલી કળ પણ સર્વનામાં હોઈ શકે નહિ, છતાં દરેકે દરેક ગુજરાતી હિન્દુ બ્હેન ફુલ નહિ તો ફુલની પાંખડી તો આપી શકે. મંડળને સર્વ પ્રકારની મદદની જરૂર છે. મંડળને પોતાનાં અનેક ઉપયોગી કામો માટે જેમ પુષ્કળ નાણાંની જરૂર છે તેમ મંડળને અનેક ઉત્સાહી અને આવડવાળાં કામ કરનારાંઓની પણ અતિશય જરૂર છે. બ્હેનો, જમનાબ્હેન હતાં ત્યાં સુધી તો આપણે જેમ વર્ત્યાં તેમ ચાલ્યું, પરન્તુ હવે તેમ ચાલશે નહિ. જો તમોને ગં. જમનાબાઈની પવિત્ર યાદગીરી વધારેમાં વધારે ઉપયોગી રૂપમાં કાયમ રાખવાની ઇચ્છા હોય, જો તમોને ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ માટે ખરેખરી ઉંડી લાગણી હોય અને જો તમોને ગુજરાતી હિન્દુ સ્ત્રીઓની આબરૂ વ્હાલી હોય તો તમ્હારી એક જ ચોખ્ખી ફરજ છે કે આ મંડલને ઉત્તમ રીતે ચલાવવું એટલું જ નહિ, પરન્તુ ગં. સ્વ. જમનાબાઈની ઈચ્છાઓને અનુસરીને આપણી સ્ત્રીજાતિની ઉન્નતિનું એક સબળમાં સબળ સાધન ત્હેને બનાવવું. તો જ આપણે આપણી આબરૂ જાળવી ગણાશે અને તો જ આપણાં માતૃતુલ્ય જમનાબ્હેનનો પવિત્ર આત્મા પ્રસન્ન થશે.

## સૌ. કળાવંતી ભવાનીદાસ મોતીવાળાનું ભાષણ.

ત્યારબાદ ઉપલા ઠરાવને અનુમોદન આપતાં સૌ. કળાવંતી ભવાનીદાસ મોતીવાળાએ જણાવ્યું કે:—ગં. જમનાબાઈ નગીનદાસ સક્કઈના મરણથી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળને જે ન પૂરી શકાય એવી ખોટ ગઈ છે તે સારૂ મંડળ તરફથી આજની સભામાં પ્રમુખ લેડી જગમોહનદાસે મંડળની બ્હેનોને પોતાના વિચાર દર્શાવવાની જે તક આપી છે તે સારૂ હું તેમનો આભાર માનું છું. મને મળેલી તકનો લાભ લઈ, આજના ગંભીર પ્રસંગે આપણાં માનવંતાં માતુશ્રીના ગુણોનું વર્ણન કરવું એ મ્હારી પવિત્ર ફરજ સમજું છું. જ્યારથી આપણા મંડળની સ્થાપના થઈ ત્યારથી છેક છેવટ સૂધી મ્હારો તેમની સાથે ઘણો ઘાડો પરિચય

હતો. અમારી બન્ને વચ્ચેનો સંબંધ માદીકરીનો હતો. ત્રણેક વર્ષપર લગભગ ૧ મહિનો હું તેમને ઘેર રહી હતી, તેથી કરીને મને તેમની ખાનગી જીંદગી કેવી ગાળવામાં આવતી હતી તે જોવાની ખાસ તક મળી હતી. તેમના લાંબા મંદવાડ વખતે પણ તેઓના વિચાર જાણવાની મ્હને તક મળી હતી. આવા સંજોગોમાં મેળવેલા જ્ઞાનનો જો થોડો લાભ હું મ્હારી બ્હેનો આગળ જાહેરમાં ન મુકું તો ખચીત મરનાર તરફની મારી ફરજ મ્હેં બજાવેલી કહેવાય નહિ.

ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળની સ્થાપના મુંબાઈ શહેરમાં થાય તે સારૂ સને ૧૯૦૩ ના વર્ષમાં મ્હારા ઘરમાં આગેવાન ગુજરાતી સ્ત્રીઓનો મેલાવડો કરવામાં આવ્યો હતો. આ વખતે મ્હારાં વડિલ ભાભી જડાવબાઈ તથા તેમનાં પ્રિય મિત્ર સૌ. જમનાબાઈ સક્કઈએ હાજર રહેલાં બાનુઓને મંડળથી થનાર લાભો વિષે સારૂ વિવેચન કરી તેઓને મંડળ સ્થાપી તેમાં સભાસદ તરીકે નામ આપવાને પ્રેર્યાં હતાં. ગુજરાતી કોમમાંથી કોઈ આગેવાન બાઈ જ્યાંલગી મંડળનું કામ પોતાના હાથમાં ઉત્સાહથી ધરે નહિ ત્યાંસૂધી નવું સ્થપાયેલું મંડળ લોકોમાં વિશ્વાસ ઉત્પન્ન કરી શકે નહિ. આ સારૂ અમોને ગુજરાતનું છુપાયેલું રત્ન શોધી આપનાર ગૃહસ્થ અને મંડળના હિતચિંતક જાણીતા વકીલ મિ. મંછાશંકર જીવણરામ વકીલ હતા. તેમની સલાહથી મંડળના પ્હેલા પ્રમુખ તરીકે સૌ. જમનાબાઈ સક્કઈને અમે નીમ્યાં ને આ માનવંતી પદવી તેઓએ છેવટ સૂધી ભોગવી. આ ઓદ્ધો તેઓએ ૧૩ વર્ષની લાંબી મુદત સૂધી કેવી સારી રીતે દીપાવ્યો હતો તે આપ સર્વ બ્હેન જાણો છો.

આપણાં પ્રમુખ સભાઓમાં જ હાજરી આપી પ્રમુખ સ્થાનેથી શીખામણના બોલ બોલતાં હતાં એટલું જ નહિ પણ તેઓ મંડળના સભાસદોને ઘેર સારા યા માઠા પ્રસંગે જતાં હતાં ને મંડળના સભાસદ તરીકેની સભાસદોની શું ફરજો છે તે મંડળના સભાસદોને તેઓએ પ્રત્યક્ષ બતાવી આપ્યું હતું. ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ જે વર્ષમાં સ્થપાયું તે વખતે ગુજરાતી સ્ત્રીઓ કઈ સ્થિતિમાં હતી અને હાલ તેઓ કઈ સ્થિતિમાં છે તે બન્ને વચ્ચેની જ્યારે આપણે તુલના કરીશું ત્યારે જ આપણને માલમ પડશે કે મંડળે ગુજરાતી હિન્દુ સ્ત્રીઓ સારૂ પોતાના પ્રમુખની લાગવગથી તથા પોતાના કામથી કેટલું ઉપયોગી કાર્ય કર્યું છે. જમનાબ્હેનના કુટુમ્બ ને મ્હારા કુટુમ્બ વચ્ચે ઘણો ઘાડો પરિચય હતો, છતાં પણ લગ્ન અને મરણ પ્રસંગે જ થોડાક વખત જ અમારાં કુટુમ્બોની સ્ત્રીઓનો મેળાપ થતો. ગુજરાતી હિન્દુ સ્ત્રીઓ જાહેરસભામાં હાજર રહેતી ન્હોતી. તેઓ ભાષણ કરી જાણતી ન્હોતી. જાહેર જીંદગી શું છે તેનો તેમને ખ્યાલ નહોતો. સમાજસેવામાં સ્ત્રી કેટલો અગત્યનો ભાગ ભજવી શકે છે તે બીનાથી તેઓ તદ્દન અજ્ઞાન હતી. હિન્દી સ્ત્રીઓની જાહેર સભાઓ થતી પણ ગુજરાતી હિન્દુ સ્ત્રીઓનું તેમાં મુદ્દલ સ્થાન જ નહોતું. મોટી ઉમ્મરની ગુજરાતી હિન્દુ સ્ત્રીઓ સારૂ એકઠાં મળી આનંદ વિનોદ કરવાનાં સાધનો મુદ્દલ પૂરાં પાડવામાં આવ્યાં નહોતાં. ગુજરાતી હિન્દુ સ્ત્રીઓને કેલવણી આપવાની સંસ્થાઓ હસ્તી જ ધરાવતી ન્હોતી. આજે આ જમાનો બદલાઈ ગયો છે. ગુજરાતી હિન્દુ સ્ત્રીઓમાંથી અંધકાર કેટલેક દરજ્જે દૂર થયો છે. તેઓને પોતાની ખરી સ્થિતિનું ભાન થયું છે. હિન્દુ સંસારમાં પુરૂષવર્ગની માફક સ્ત્રીઓને પણ ગમ્મત તથા જ્ઞાન મેળવવાનાં સાધનોની જરૂર છે એમ પૂરવાર થઈ ચુકયું છે. ગુજરાતી હિન્દુ સ્ત્રીઓ પોતાની સભાઓ ભરવા લાગી છે અને તેમાં તેઓ ભાષણો કરવા લાગી છે. પારમાર્થિક કાર્યો સારૂ તેઓ ફંડો ઉઘરાવી તેનો સદુપયોગ કરવા લાગી છે. દરેક જાહેર

કામમાં ગુજરાતી હિન્દુ કોમની સ્ત્રીઓને સ્થાન આપવામાં આવે છે. મુંબાઈમાં થોડેક ઠેકાણે મોટી ઉમ્મરની ગુજરાતી હિન્દુ સ્ત્રીઓને કેલવણી આપવાની સંસ્થાઓ હસ્તીમાં આવી છે. સેવાસદન તથા વનિતાવિશ્રામ જેવાં ખાતાઓમાં પોતાના તરફથી મદદ આપવાની રીત ગુજરાતી બ્હેનોએ અખત્યાર કીધી છે ને તેનો કેટલેક અંશે લાભ પણ તેઓ લેતી થઈ છે. આ સ્થિતિ બદલાઈ તેનું કારણ અતિશયોક્તિ ન કરતાં ખરી રીતે જણાવું તો તે મંડળને જ આભારી છે અને મંડળે જે ઉત્તમ કાર્ય બજાવ્યું છે તે મંડળના આત્મા મર્હુમ જમનાબાઈ સક્કઈને જ આભારી છે. આ અભિપ્રાય મ્હારો પોતાનો નથી પણ ગુજરાતના નામાંકિત રસાયન શાસ્ત્રી અને મંડળના હિતચિન્તક પ્રોફેસર ગજ્જરનો છે ને તે વ્યાજબી જ છે. હું આ ઉપરથી એમ કહેવા નથી માગતી કે ૧૩ વર્ષના ટુંક અરસામાં મંડળે ગુજરાતી સ્ત્રીઓનું તારણ કરી દીધું છે. મંડળે અદૃશ્ય રીતે ગુજરાતી હિન્દુ સ્ત્રીઓની સ્થિતિમાં ફેરફાર કર્યો છે ને તે નજીવો છે; હજી તેમાં ઘણો ફેરફાર કરવાની જરૂર છે. મંડળ પોતાનું કાર્ય પૂરતા ઉત્સાહથી ચાલુ રાખી કામ કર્યા કરશે તો અડધી સદીમાં મંડળ ગુજરાતી હિન્દુ કોમના લાભાર્થે ઘણું સારૂ કામ કરી શકશે. મંડળની અસર આખા ગુજરાત, કચ્છ તથા કાઠીઆવાડમાં પ્રસરી છે ને તેનું કારણ પણ ગં. સ્વ. જમનાબાઈ જ છે. તેઓ ઠેકઠેકાણે પોતાના ખરચે મુસાફરી કરી, ભાષણો દ્વારા તથા પોતાના ઉત્તમ ચરિત્રથી તેમજ ધનની મદદથી આ સ્થિતિ લાવવા શક્તિવંત થયાં હતાં. તેઓએ સુરતમાં મંડળની શાખા સ્થાપી ત્યાં રૂ. ૨૫૧ ભરી તથા પોતાની લગભગ આખી લાઈબ્રેરી તે સંસ્થાને અર્પણ કરી હતી. પણ કેટલાક સંજોગોને લીધે તે શાખા બંધ પડી છે એ દીલગીર થવા જેવી વાત છે. ભાવનગરખાતે પોતે જાતે મુસાફરી કરી ત્યાં મંડળની શાખા સ્થાપી હતી ને તેમાં તેઓ પોતે જીંદગીપર્યંતનાં સભાસદ થઈ તથા એક વર્ષ સૂધી તે મંડળ તરફથી ચલાવવામાં આવતા કલાસીસોને લગભગ રૂ. ૩૦૦ ની મદદ કરી તેનાં મુખ્ય નેતા સૌ. હરિસુખગૌરી તથા બીજા કરતા કારવતાઓને વારંવાર યોગ્ય સલાહ આપી તે શાખાને સારી સ્થિતિમાં લાવી મુકી છે. થોડા મહીના પ્હેલાં આપણાં પ્રમુખ ગં. જમનાબાઈ વિધવા થયા છતાં પણ તે શાખાના સભાસદોના આગ્રહથી ભાવનગરખાતે ગયાં હતાં ને તે શાખાની મુલાકાત લીધી હતી. ત્યાં તેઓને ચાંદીની પેટીમાં માનપત્ર આપવામાં આવ્યું હતું. ભાવનગરથી નામદાર મહારાણીએ મંડળનાં ઉપપ્રમુખ મિસિસ માળવીને એક કાગળમાં તેમની આ મુલાકાત સંબન્ધી લખતાં લખ્યું હતું કે મંડળના પ્રમુખ ગં. જમનાબાઈની ભાવનગરની મુલાકાત વખતે તેઓએ જે કામ કર્યું હતું તેથી આખું ભાવનગર તેમનું આભારી થયું હતું. આવી રીતે દેશદેશાવર દર વર્ષે મુસાફરી કરી મંડળની શાખાઓ સ્થાપવાનો તેમનો વિચાર હતો, ને જો જમનાબ્હેન દશ વર્ષે વધુ જીવ્યાં હોત તો આ આરંભેલું કામ તેઓ ઘણું આગળ વધારી શકતે. સાન્તાક્રુઝખાતે મંડળની શાખા કાઢવાને વાસ્તે પણ તેઓએ યોગ્ય કોશેષ કરી હતી. મંડળ જ્યારે ૧૯૦૩ માં સ્થાપવામાં આવ્યું હતું ત્યારથી અત્યાર સૂધી મંડળની સંસ્થાએ જમનાબ્હેનની આગેવાની હેઠળ જે કામ કર્યું છે તેથી લોકોમાં આ સંસ્થા માટે માનની લાગણી ઉત્પન્ન કરવા શક્તિવંત થયું છે. ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળની સંસ્થા હિન્દુ કોમમાં એક નવીન પ્રકારની સંસ્થા હતી ને તેને વ્યાજબી રસ્તે દોરી તમામ ગુજરાતીઓનો વિશ્વાસ તે સંસ્થા મેળવી શકી છે તે ગં. જમનાબાઈને જ આભારી છે. ગં. જમનાબાઈના સ્વર્ગવાસથી મંડળના ભવિષ્યને વાસ્તે ઠેકઠેકાણે જે ધાસ્તી બતાવવામાં આવે છે તે ખોટી છે એમ હવે આપણે આપણાં કાર્યોથી પૂરવાર કરી આપવું જોઈએ.

ગં. જમનાબાઈ ઇંગ્રેજી કેળવણી લઈ બી. એ. તથા એમ. એ. થયાં ન્હોતાં;

છતાં પણ તેઓ આખા મુંબાઈ શહેરમાં તથા દેશદેશાવરમાં જે નામના મેળવવા ભાગ્યશાળી થયાં હતાં તે તેમના સદ્‌ગુણોને લીધે જ થયાં હતાં. તેઓએ ગુજરાતીનું સારૂં જ્ઞાન સંપાદન કર્યું હતું અને ઇંગ્રેજી કેળવણી લીધેલી બાઈઓ જ શીખેલી કહેવાય ને ઇંગ્રેજી ન ભણેલી બાઈઓ અજ્ઞાન કહેવાય એ માન્યતાનું ખોટાપણું તેમણે લોકોને પૂરવાર કરી આપ્યું હતું. આપણામાં ભણેલાઓને વાસ્તે ચાલતી આવેલી કહેતી કે "ભણ્યા પણ ગણ્યા નહિ," તે ઘણા ભણેલાઓને વ્યાજબી રીતે લાગુ પડે છે. હાલના જમાનામાં ઉંચી કેળવણી લેનાર બાઈઓ ભણેલી હોય છે પણ ગણેલી હોતી નથી એ મ્હારે ભારે દીલગીરી સાથે કહેવું પડે છે. ગં. જમનાબાઈ ભણ્યાં હતાં ને ગણ્યાં પણ હતાં. ગણવું શું ને ભણી તેનો સદુપયોગ કેમ કરવો તે તેઓએ પોતાની આખી નમુનેદાર જીંદગીથી લોકોને ખુલ્લી રીતે બતાવી આપ્યું હતું. તેઓને ઇંગ્રેજી શીખવા દેવામાં ન્હોતું આવ્યું તેથી તેઓને ઘણી દીલગીરી થતી. આ કારણને લીધે ઇંગ્રેજી કોમની બાનુઓ સાથે તેમને મળવાના પ્રસંગ વખતે ભાષાની અજ્ઞાનતાને લીધે તેઓ પોતાના હૃદયની ખરી લાગણી ખુલ્લી રીતે દર્શાવી શકતાં નહોતાં. આવી સ્થિતિ હતી છતાં પણ તેઓ એક કેળવાયલાં બાઈ તરીકે જ પંકાતાં હતાં. તેમની તરફ નામદાર સર ફીરોજશાહ મહેતા, મર્હુમ મિ. મલબારી, પ્રોફેસર ગજ્જર, મિસિસ સરલાદેવી, મિસિસ રાનડે, કવિ નાનાલાલ દલપતરામ વગેરે જાણીતાં સ્ત્રીપુરૂષો હમેશાં માનની લાગણીથી જોતાં હતાં. શેઠ દાદાભાઈની ૮૭ મી જયંતી વખતે ગોંડળનાં યુવરાણી સૌ. રાજકુંવરબાએ પ્રમુખ-સ્થાનેથી નીચે લખેલા યાદગાર બોલો વાપરી મંડળના પ્રમુખની સેવાઓની કદર બુઝી હતીઃ—

"બ્હેનો! તમારૂં મંડળ આપણી આશાનું ક્ષેત્ર છે ને તે આશાની અમૃતઝરણી ચંદ્રિકા તમારા મંડળની પ્રમુખ સરળ ને વિશાળ હૈયાની જમના મૈયા છે. પુત્રવિનાની તે બાઈએ મંડળને પુત્ર ગણ્યું છે ને તમને પેટની દીકરીઓ ગણી છે. હમેશાં હસવું, હૈયામાં સહુનો સમાવેશ કરવો, પરોપકારમાં પછાત ન રહેવું ને મીઠી મીઠી દવાઓ પાઈ આનંદનાં ઔષધ આપવાં. વૃદ્ધાવસ્થામાં પણ બાલભાવનો આનંદ ને જુવાનીનો ઉત્સાહ ને સહુને લાગે કે જમ-નામૈયા મારાં: જે સંસારમાં આવું રત્ન પાક્યું છે તે સંસાર માટે સારી આશા જ રાખી શકાય, અને જે મંડળનો નાવિક આવો સર્વદેશી છે તે મંડળ માટે સારી જ આશા છે. બ્હેનો! તો બેસી જતા પ્હેલાં એટલી જ ઇચ્છા દર્શાવું છું જે મંડળમાં બીજી જમના મૈયાઓ થાય."

શેઠ દાદાભાઈ નવરોજીએ પોતાની ૯૧ મી વર્ષગાંઠ ઉપર મંડળના માનપત્રના જવાબમાં ગં. જમનાબાઈ સારૂ નીચે મુજબ બોલી તેમના કામની પ્રશંસા કરી હતીઃ—

"કર્તવ્યની ભાવના હમેશાં તમારી પોતાની સન્મુખ રાખીને તમે જે ભારે શ્રમ લોકો માટે કરો છે તે અને જે ઉત્તમ દાખલો તમે બેસાડો છો તેને લીધે મંડળ ઘણે અંશે આટલું સારૂં કામ કરી શકે છે."

ભાવનગરની મંડળની શાખાના ગં. જમનાબ્હેનને અપાયેલા માનપત્રમાં પણ નીચે મુજબનું વાક્ય વાપરવામાં આવ્યું છે તે જ બતાવી આપે છે કે ભાવનગરની સ્ત્રીઓ પણ જમ-નાબ્હેનના કાર્યની કદર બુઝે છેઃ—

"આ જમાનામાં મિસ ફ્લોરેન્સ નાઈટિંગેલ, વિદુષી નિવેદિતા, વિદુષી એનીબેસન્ટ વગેરે જે જે સ્ત્રીઓએ પરમાર્થીજીવન ગાળ્યું છે તેઓની સાથે આપનું ઝળકતું નામ જોડાયલું જ છે."

તા. ૧૨ મી સપ્ટેમ્બરે જાણીતી બંગાલી બાનુ કવિ મિસિસ સરોજીની નૈડુએ ગં. જમનાબ્હેનને નીચે મુજબ એક કાગળ લખ્યો હતોઃ—

Hyderabad Deccan,
12th Septmber 1915.

My dear Jamnabai Sakkai,

This is just one little line to tell you how much I admire and love your large heart and brave spirit and your devoted unselfish work for sisters. It rejoices my heart and spirit and encourages me in my own work to find in you such splendid example, and I am very grateful to you for having in your simple, sweet and unconscious way taught me how a woman may and must rise out of the shadow of all her personal suffering and serve humanity.

I hope we shall meet again. Meanwhile may your work prosper. Send my greetings to all my sisters of the Stree Mandal.

Yours very sincerely,
SAROJINI NAIDU.

હૈદરાબાદ દક્ષિણ,
તા. ૧૨ મી સપ્ટેમ્બર ૧૯૧૫.

વ્હાલાં બ્હેન જમનાબાઈ સક્કઈ,

તમારા વિસ્તૃત અને ઉદાર હૃદયને, તમારા સમર્થ આત્માને હું ચાહું છું અને તમારી બ્હેનો માટેના તમારા ખંતીલા અને નિઃસ્વાર્થી પ્રયત્નો અને કામને હું કેટલાં ચાહું છું અને માન આપું છું એ એકબે લીટીમાં કહેવાની તક લઉં છું. તમારૂં આવું અનુસરવા યોગ્ય ઉમદા ઉદાહરણ જોઈ મારૂં હૃદય આનન્દ પામે છે અને એથી મને મારા કામમાં પ્રોત્સાહન મળે છે અને એક સ્ત્રી પોતાનાં બધાં દુઃખોની છાયામાંથી કેવી રીતે મુક્ત થઈ બ્હાર આવી શકે અને મનુષ્ય જાતિની કેવી રીતે સેવા કરી શકે અને કરવી જોઈએ એ તમે તમારી સારી, મીઠાશ ભરી રીતે, અને અજાણ્યે મને શીખવ્યું છે એને માટે તમારો મોટો ઉપકાર માનું છું.

મને આશા છે કે આપણે ફરીથી મળીશું એ દરમીયાન તમારૂં કામ વધારે અને વધારે સફળ થાય એવી મારી પ્રાર્થના છે. સ્ત્રીમંડળની મ્હારી બ્હેનોને મારી આશિષ કહેશો.

લી. આપની સ્નેહાંકિત,
**સરોજીની નૈડુ.**

બ્હેનો, આ મુજબ આપણા કરતાં ઘણાં મોટાં વિદ્વાન સ્ત્રીપુરૂષોએ ગં. જમનાબ્હેનના કાર્યની ખરી તુલના કરી બતાવી આપ્યું છે કે જમનાબાઈ તે એક રત્નરૂપ સ્ત્રી હતાં. તેઓ બીનસ્વાર્થી સેવા કરવાનું જ સમજતાં. માનપાનની આશાથી તેઓ કામ કરતાં ન્હોતાં. તેઓને કુટુમ્બ તરફની ઘણી જંજાળો હતી, તે છતાં પણ બધાની સાથે હળીમળીને તેઓએ પોતાનો સંસાર સારી રીતે ચલાવી એક ઉત્તમ ગૃહિણી ને ઉત્તમ શહેરી તરીકે થોડા જ વર્ષમાં

પોતાની જાતમેહેનતથી નામના મેળવી શક્યાં હતાં. તેઓ નાનામોટા બધા સાથે હળીમળીને વર્તતાં હતાં. કોઈનું અપમાન કરતાં ન્હોતાં. અતિથિનો સત્કાર કરતાં. વહુઓને ઘરસંસાર કેવી રીતે ઉત્તમ ચલાવવો તે મોઢે ન બોલી પોતાની વર્તણુકથી બતાવી આપતાં હતાં. તેઓ તદન સાદા સરળ સ્વભાવનાં સ્ત્રી હતાં. તેઓ બોલે એક ને કરે જુદું એવાં સ્ત્રી ન્હોતાં. તેઓએ પોતાની હયાતીમાં ધાર્મિક કાર્યોમાં સારો પૈસો ખરચ્યો છે. કોઈ પણ ગરીબ માણસ તેમને ઘેરથી કંઈ પણ લીધા વગર પાછો ફરતો નહિ. તેઓ જાહેરમાં બતલાવવા ખાતર ધર્મ કરતાં ન્હોતાં, પણ છુપી રીતે જનસેવા કરતાં હતાં. તેઓ ધર્મચુસ્ત હતાં પણ નવા જમાનાને અનુસરી જાહેર જીંદગીમાં પોતાના ધર્મસિદ્ધાંતોને વળગી રહી, ખાવાની બાબતોમાં પોતાના ધર્મપ્રમાણે ચાલી જાહેરમાં કામ કરતાં. મંડળ તરફથી ઉઘાડવામાં આવતાં પારમાર્થિક ફંડોમાં તેઓ પોતે પોતાના નામથી પ્હેલી રકમ ભરતાં ને પછીથી જ બીજાને ભરવા આજીજી કરતાં. મંડળના કલાસીસો ઉપર અવારનવાર જાતી દેખરેખ રાખતાં ને જ્યારે જ્યારે મંડળની બ્હેનો તેમની વિધવા અવસ્થામાં ઘેર મળવા જતાં હતાં ત્યારે ત્યારે મંડળનું કાર્ય ઉત્સાહથી ચલાવવાને તેઓ આગ્રહપૂર્વક શીખામણ આપતાં. સેવાસદનની સંસ્થા સ્થાપન થઇ ત્યારથી છેક છેલ્લે સુધી તેઓએ તે સંસ્થાની સારી તથા નબળી સ્થિતિમાં તેને વળગી રહી તન મન અને ધનથી તેને મદદ કરતાં રહ્યાં હતાં એટલું જ નહિ, પણ બીજાને તેમ કરવા પ્રેરતાં હતાં. કલાસીસોમાં પોતે મોટી ઉમ્મરનાં થઇને પણ શીખવા બેસી બીજાને શીખવા આવવા શરમાવતાં હતાં. મંડળનું જાથુકનું ફંડ કરવા સારૂ તેઓએ પોતાની વિધવા અવસ્થામાં રાતના અગ્યાર અગ્યાર વાગ્યા સુધી કામ કરી, માનઅપમાનની દરકાર કર્યા વગર, ભૂખ તરસને બાજુ મુકી, મંડળની ઉન્નતિ સારૂ પોતાની નાદુરૂસ્ત અવસ્થામાં પણ પોતાના મુદ્રાલેખ "કર લીયા સો કામ, ધર લીયા સો ધ્યાન, બોલો આત્મારામ" એ મુજબ વર્તી મંડળને એક મહિનાના ટુંક અરસામાં રૂ. ૮૦૦ ભેગા કરી આપ્યા હતા. પોતે પથારીવશ થયાથી મંડળના કાર્યને ખમવું પડે છે એ જોઈ તેઓ ઘણાં દીલગીર થતાં. તેઓ હરહમેશ બધાની સાથે હેત ભાવથી વર્તતાં હતાં. તેમના પતિએ તેમનું નામ સાકરબાઇ પાડયું હતું ને તે જ બતાવી આપે છે કે જમનાબાઇએ પોતાનો ઘરસંસાર સાકર જેવો મીઠો બનાવ્યો હતો. તેઓની ઇચ્છા મંડળને સારૂ ઘણું કરવાની હતી, પણ તેમના મૃત્યુએ આ ઇચ્છા પાર પાડવામાં સદાની અડચણ નાંખી છે એ આપણું દુર્ભાગ્ય છે. જમનાબ્હેન વિશાળ હૃદયનાં હતાં. બધી સ્ત્રી ઉપયોગી સંસ્થાઓ તરફ તથા બીજી પારમાર્થિક સંસ્થાઓની ઉન્નતિ ઇચ્છતાં હતાં ને તેનો પૂરાવો તેઓએ પોતાના છેલ્લા વશીયતનામામાં જુદી જુદી સંસ્થાઓને જે રીતે થોડી યા ઘણી મદદ કરી છે તે જ તેમના વિશાલ હૃદયની સાક્ષી પૂરે છે.

આવાં સર્વગુણસંપન્ન બાઈ આપણી વચ્ચેથી હમેશને વાસ્તે અદૃશ્ય થયાં છે. હવે ફરીથી આપણા મંડળમાં તેમની હસતી મુખમુદ્રા જોવા આપણે ભાગ્યશાળી થઈશું નહિ. આપણી ફરજ બજાવી તેમના કામોને પાળી પોષી મોટાં કરવાને સદ્દવર્તનથી ચાલી મંડળના સભાસદ તરીકે ખાનગી તેમજ જાહેરજીંદગીમાં આપણી ફરજ છે કે આપણે એવી રીતે વર્તવું કે જેથી કરીને જમનાબ્હેનનું મંડળ શોભે.

આજની સભા સમક્ષ જે દીલગીરીનો ઠરાવ રજુ કરવામાં આવ્યો છે તેને હું મારા અંતઃકરણથી ટેકો આપું છું ને આશા રાખું છું કે આપ તે પૂરતી ગંભીરાઈથી ઉભા થઈ પસાર કરશો. પ્રભુ આપણને ગં. જમનાબ્હેનને પગલે ચાલવાની સુમતિ આપો ને તેમના પવિત્ર આત્માને પરમશાન્તિ આપો એટલી પ્રાર્થના કરી હું બેસી જવાની આપ બ્હેનોની રજા લઉં છું.

ગં. ન્હાની બ્હેન ગજ્જરે નીચેનો ઠરાવ રજુ કર્યો હતોઃ—

ઠરાવ ૨ જો.

"ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળનાં પ્રમુખ ગં. સ્વ. જમનાબાઈ સક્કઈની યાદગીરી આપણા શહેરમાં હમેશને માટે મંડળમાં કાયમ રહે તે સારૂ "ગં. સ્વ. જમનાબાઈ સક્કઈ મેમોરિઅલ ફંડ" ઉઘાડવાની, તે ફંડ માટે નાણાં એકઠાં કરવાની અને તે સંબન્ધી સર્વ પ્રકારની યોગ્ય વ્યવસ્થા પોતાની મરજી મુજબ કરવાની સત્તા મંડળની આ સામાન્ય સભા કમિટીને આપે છે. કમિટી આ કાર્યને માટે પોતાની સંખ્યામાં ઘટતો ઉમેરો કરી શકશે."

## સૌ. કૌમુદી ભોગીન્દ્રરાવ દીવેટીયાનું ભાષણ.

ત્યારબાદ વધુ અનુમોદન આપતાં સૌ. કૌમુદી ભોગીન્દ્રરાવ દીવેટીયાએ જણાવ્યું કેઃ— આપણું ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ આજ હૃદયદ્રાવક સ્થિતિમાં આવ્યું છે. મંડળનો આત્મા, મંડળનું તેજ, મંડળનું દૈવી તત્ત્વ, સ્વર્ગસ્થ જમનાબ્હેન વિના સર્વત્ર ઝાંખું લાગે છે. આનું આ જ મંડળ જમનાબ્હેનના પ્રભાવથી કેવું આનંદસ્થાન, ઉન્નતિનું ભવન લાગતું હતું? સ્ત્રીઓની ઉન્નતિ કરવામાં—જુદી જુદી જ્ઞાતિ—જુદા જુદા ધર્મ અને જુદી જુદી સ્થિતિની બ્હેનોને એક સ્થળે લાવી એમનામાં ધર્મભાવના—નીતિભાવના—ભગિનીભાવ ઉત્પન્ન કરી ધારેલો હેતુ પાર પાડવા માટે એક નિશાળ—કલાસ કે મંડળ બસ નથી. એને માટે જુદા જ ગુણો જોઇએ છીએ. સ્વર્ગસ્થ જમનાબ્હેનનો પ્રેમાળ ચ્હેરો કોને આકર્ષક નહોતો? આટલી વયે પણ મંડળમાં આવતી બ્હેનો, પછી ગમે તે પદવીની કે વયની હોય તોપણ, તેને આવકાર આપતાં, માતા તરીકે વાંસે હાથ ફેરવતાં, તેનામાં ઉત્સાહ રેડતાં જમના બ્હેનને કોણે નથી જોયાં! મંડળનું એ મધ્યબિંદુ હતાં—સૂર્યનાં કિરણો સરખાં ચારે બાજુ જાય તેમ તેમના પ્રેમનાં કિરણો એક સરખાં રોજ જતાં. ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ એમનું પોતાનું એટલે બીજી સ્ત્રીસંસ્થાઓ પ્રત્યે ઓછો ભાવ એ એમનો સ્વભાવ જ ન હતો. જ્યાં જ્યાં સ્ત્રી ઉન્નતિનો ઉદ્દેશ સધાતો હોય ત્યાં—યત્ન થતો હોય ત્યાં જમનાબ્હેન હોય જ.

બ્હેનો! હિન્દુ, પારસી, મુસલમાન, અને યુરોપિઅન બ્હેનો જમનાબ્હેનની હાજરીમાં ધર્મજાતિ ઘડીવાર ભૂલી જતાં અને "એક પિતા પરિવાર" એવી સ્થિતિ થતી. જમનાબ્હેન સુધારકનાં સુધારક હતાં છતાં જુના મતનાં લોકો તેમને પ્રેમથી ચાહતાં. તિરસ્કાર નહિ પણ પ્રેમથી જ કામ સધાય છે એ જમનાબ્હેન જાણતાં અને એમના જીવનક્રમનો એ જ મંત્ર હતો—બ્હેનો, જતાં જતાં પણ એમની સખાવત એમનો એકસરખો પ્રેમ દર્શાવે છે. નાનામાં નાના મંદિરથી માંડી—સ્ત્રીસંસ્થાઓથી માંડી સુવાવડખાતા અને અનાથાશ્રમ કે ઇસ્પીતાલોને એ બ્હેન ભૂલ્યાં નથી.

જમનાબ્હેનનું ગૃહજીવન—એમનું પોતાનું જાહેરજીવન એટલું ઉચ્ચ હતું કે એવી ઉચ્ચ કોટિની દૈવી બાઈ હમણાં તો મળે એમ નથી. તો પછી આ પવિત્ર દેવી, આપણામાં ક્ષણવાર પવિત્રતા—કર્તવ્યવૃત્તિ ઉત્પન્ન કરનાર જમનાબ્હેન માટે કાયમની યાદગીરી રાખવી આવશ્યક છે. એમની દૈવી છબિ આપણા હૃદયમાં જડાઈ જ રહેશે—એમની સ્થૂલ છબિ આપણા સુવાના ઓરડામાંથી સંસ્કાર પાડશે. ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળના પોતાના મકાનમાં એ દેવીની મૂર્તિની સ્થાપના થવી જોઈએ અને એ દેવીના નામની સ્ત્રીઓની—હાઇસ્કૂલ—કૉલેજ થાય તો તો યોગ્ય થયું જ કહેવાશે અને આને માટે સામાન્ય સ્થિતિની બ્હેનોથી માંડી તવંગર સ્થિતિની બ્હેનો જરા પણ ખંચકાય—યાદગીરી માટે જોઈતી સગવડ ન થાય એ માનવું અસંભવિત છે.

જમનાબ્હેન જેવી માતા માટે દધીચિ ઋષિએ ઇન્દ્રને પોતાનાં હાડકાં આપ્યાં હતાં તેમ સર્વસ્વ આપવા કોણ તૈયાર નહિ થાય ! જમનાબ્હેનનો આત્મા આ શુભકામમાં પ્રેરશે અને એ દેવીનું નામ યોગ્યરીતે જાળવવા સઘળી બ્હેનો તત્પર થશે, એવી મને ખાતરી છે.

## સૌ. રમીબાઈ મોરારજી કામદારનું ભાષણ.

દરખાસ્તને અનુમોદન આપતાં સૌ. રમીબાઈએ જણાવ્યું કેઃ—આજથી બે વર્ષ પહેલાં જ્યારે સ્વર્ગસ્થ શેઠ નગીનદાસ સક્કઈને માટે દીલગીરી જાહેર કરવા આપણે મળ્યાં હતાં ત્યારે આપણને જરાપણ ખ્યાલ ન હતો કે ફક્ત બે વર્ષના ટુંક વખતમાં જ આવી શોકજનક ફરજ ફરી બજાવવી પડશે. ઈશ્વર જે કરે છે તેમાં કંઇ પણ હેતુ હશે જ એ વિચારથી આપણને શાંત થવાનું છે.

આપણે માટે કહીશું કે બાઈ જમનાબાઈના મૃત્યુથી આપણે આપણી માતા, દરેક પરોપકારી કામમાં તન મન અને ધનથી મહેનત કરનાર, આપણને ઉત્સાહ આપનાર, ટુંકામાં મુંબાઈ, એકલું મુંબાઈ જ નહિ પણ આખા મુંબાઈઇલાકાની સ્ત્રીઓનું જીવન કહો કે દૈવત કહો જે કહો તે આપણે ગુમાવ્યું છે. આજે એવી કઇ બ્હેન હશે કે જે આ સમાચાર સાંભળી દુઃખી નહિ થઇ હોય ? ફક્ત ગુજરાતી સ્ત્રીઓમાં જ નહિ, પણ દરેકે દરેક કૌમની સ્ત્રીઓમાં પોતાના સરળ સ્વભાવ અને પવિત્ર પરોપકારી જીવનની છાપ તેઓએ એટલી બેસાડી હતી કે તેઓનું અંતઃકરણ પણ આજે દીલગીર થતું હશે.

બ્હેનો, વિચાર કરો કે આજથી પચાસ વર્ષ પહેલાં જ્યારે સ્ત્રીકેળવણી એ શબ્દથીજ લોકો ચમકતા હતા, જ્યારે સ્ત્રીઓ પોતાના કર્તવ્યજ્ઞાન સંબંધી પૂર્ણ અંધકારમાં હતી તે વખતમાં આપણા જમનાબ્હેનનું બાલપણ અને જુવાની ગયેલી હતી, તે છતાં પણ તેમનામાં આટલાં બધાં લોકોપયોગી કામો કરવા માટે કેટલી બધી હિમ્મત, આત્મબળ, અને એકનિશ્ચયપણું હોવું જોઇએ ?

આજથી પંદર વર્ષ પહેલાં અજ્ઞાનરૂપી રાત પુરી થતાં, આંખો ચોળી જાગ્યા પહેલાં જેમ આપણે વિચાર કરીએ છીએ કે હજી રાત પૂરી થઈ કે નહિ, હજી પ્રકાશને, હજી જાગવાને વાર છે; જાગીએ કે નહી ? એવા વિચારમાં આપણી ગુજરાતી બ્હેનોની સ્થિતિ હતી. તે વખતમાં અરૂણોદયરૂપી કેળવણીનાં કિરણનાં દર્શન કરાવનાર, તેમના ભવિષ્ય માટે આશાઓ આપનાર, આપણા ઉદ્દેશ વગરના શુષ્ક જીવનમાં ઉત્સાહ રેડનાર દૈવી શક્તિ કહો અથવા આપણને આપણી ફરજો દર્શાવનારી જનની કહો જે કહો તે આપણાં જમનાબ્હેન હતાં. તે વખતે તેમને આવી રીતે બ્હાર પડવામાં કેટલી મુશ્કેલીઓ આવી હશે ? કેટલું ખમવું પડયું હશે ? કેટલું માન અપમાન વેઠવું પડયું હશે ? તેનો ખ્યાલ સુદ્ધાં પણ આજના વખતમાં આપણને આવવો મુશ્કેલ છે. એ આપણે જ્યારે એમનું જીવન દૃષ્ટાંત કોઇ સન્નારી અથવા બંધુ તરફથી લખાઈ છપાશે ત્યારે જાણશું. હાલ તો એમણે આપણે માટે, આખા દેશ માટે જે ચિરકાળ યાદ રહી જશે એવાં કરેલાં કામોપરથી કહીશું કે એઓએ પોતામાં સ્ત્રીત્વની ઉંચામાં ઉંચી શક્તિઓ ખીલવી હતી અથવા બીજા શબ્દોમાં કહીએ તો એક ઉત્તમ સ્ત્રી, એક દેશભક્ત માતા થવાને જે જે ગુણો જોઈએ તે બધા તેઓમાં હતા. એમણે દેખાડી આપ્યું છે કે આજથી દશવર્ષ પહેલાંનું હિન્દ હવે નથી. આખા હિન્દમાં અરૂણોદયનાં કિરણો ફેલાઈ ગયાં છે. જે વખતે અરૂણોદયનાં કિરણો ચઢતી દશામાં આવે તે વખતને માટે એક સંયુક્ત પ્રજા બનાવવાને આદર્શ માતાઓ જોઇએ, ભવિષ્યની માતાઓને તેમના કર્તવ્યનો રસ્તો બતા-

વવાને એમના જેવી દૃષ્ટાંત મૂકી જાય એવી સ્ત્રીઓ જોઇએ. ગં. જમનાબાઇએ કેળવણી કેવા પ્રકારની જોઇએ એ પોતાના દૃષ્ટાંતથી આપણને બતાવ્યું છે. તેઓ હવેના આપણા કર્તવ્ય માટે અનેક જેહમતો ઉઠાવી આપણો રસ્તો સરળ કરી ગયાં છે.

ગં. જમનાબાઇએ જીંદગીની આખર સુધી અનેક ભોગો આપીને આપણે માટે, સમસ્ત ગુજરાતી સ્ત્રીઓ માટે, કહો કે આપણા ભારત દેશની ઉન્નતિનો પાયો મજબુત કરવાને માટે જે મહેનત કરી છે તેનો સ્હેજ પણ બદલો વાળવાની ઇચ્છા રાખતા હો તો, તેમના ઉપર તમારો ભક્તિભાવ હોય અને તેમના મૃત્યુથી આપણા દેશને ન પુરાય એવી ખોટ છે એમ લાગતું હોય તો આજથી નિશ્ચય કરો કે તમે તેમની ઉચ્ચ આશાઓ પાર પાડશો, તેમણે જે પોતાનું કર્તવ્ય ગણ્યું હતું તે તમારૂં પોતાનું ગણશો, અને આખા હિન્દને દેખાડી આપશો કે જે દેવીએ અમને અંધકારમાંથી પ્રકાશમાં લાવી મૂકયાં છે, તમારે માટે અનેક ભોગો આપીને કર્તવ્યનો રસ્તો મોકળો કીધો છે, એવી મહાન સ્ત્રીના પ્રયત્નો નિષ્ફળ ગયા નથી. ગં. જમનાબાઈ એક ગયાં છે પણ પોતાની પાછળ પોતાના પ્રયાસથી એકવીસ તૈયાર કરી ગયાં છે, એવું સિદ્ધ કરી દેખાડશો તો જ તેમના તરફ તમારો ભક્તિભાવ કહેવાશે અને તેથી જ તેમનો પવિત્ર આત્મા જ્યાં હશે ત્યાં પૂર્ણ શાન્તિ પામશે.

હવેથી આપણે આપણાં તીર્થરૂપ માતુશ્રી જમનાબ્હેનનું હસતું મોઢું જોઈ શકવાનાં નથી. ભવિષ્યમાં તેમની ખોટ આપણને જણાશે. તેઓએ આપણે વાસ્તે ઘણું કામ કીધું છે તેનો બદલો આપણે શું વાળી શકનાર હતાં? છતાં પણ આપણી પવિત્ર ફરજ છે કે આપણે તેમના ગુણો ભુલી ન જતાં તેમની યાદગારી કાયમ રહે તે સારૂ ફંડ ભેગું કરી તેમની છેવટની ઇચ્છા પાર પાડવી. મને આશા છે કે આ ફંડમાં રકમ ભરાવવા માટે મારી દરેકે દરેક બ્હેન પોતાનાથી બનતી સહાયતા આપશે.

અંતે એમના આત્મા માટે એટલું જ કહીશ કે એમણે પોતાની જીંદગીનું કર્તવ્ય પૂરેપૂરૂં બજાવ્યું છે, એમણે પોતાના આત્માની શાંતી માટેની ફરજો પૂર્ણ રીતે બજાવી છે અને તેથી તેને શાન્તિ હોવી જ જોઇએ જેમણે એમને છેલ્લા દિવસોમાં જોયાં હશે તેઓ કહેશે કે છેવટ સુધી તેઓ શાન્તિની મૂર્તિ તરીકે જ રહ્યાં હતાં.

ઈશ્વર એવા મહાન આત્માને મુક્તિ આપો એવી પ્રાર્થના કરી તમારી આગળ રજુ થયેલા ઠરાવને અનુમોદન આપી બેસવાની રજા લઇશ.

## સૌ. ઇચ્છાબાઈ ભૂલાભાઈ દેસાઇનું ભાષણ.

ત્યારબાદ સૌ. ઇચ્છાબાઇએ જણાવ્યું કેઃ—સ્વ. જમનાબ્હેન આપણા મંડળમાં માતૃતુલ્ય હતાં અને આપણું મંડળ એમનાં શુભ કાર્યો હમેશ યાદ કરી એમને માર્ગે ચાલશે એમાં કશો સંદેહ નથી. પરંતુ ભવિષ્યની ઉઘરતી પ્રજા જેણે એમને જોયાં નહતાં અથવા એમનાં શુભ કાર્યોમાં ભાગ લીધો નહતો તેમને એમના ગુણો વિદિત કરવા માટે "જમનાબાઈ મેમોરિઅલ"ની અવશ્ય જરૂર છે.

આ પ્રસંગે સ્વ. જમનાબ્હેનના થોડા ગુણો અને કાર્યો આપ સર્વેને જણાવવાની રજા લઉં છું. પોતાનાં કુટુંબની બહાર સ્ત્રી જાતની શું ફરજો છે એનું ભાન કરાવનાર ગુજરાતી સ્ત્રીઓમાં એ બ્હેન પહેલાં જ હતાં.

પોતાની જ્ઞાતિ અને દેશની ઉન્નતિમાં સ્ત્રીઓ જ્યાંસુધી પોતાનો હિસ્સો આપે નહિ ત્યાંસુધી જનસમાજ એક જ પગે ચાલે છે. સ્ત્રીઓના ઉત્સાહથી પુરૂષોનાં શુભ કાર્યો ઉપર કેવી ગંભીર અસર થાય છે તે પણ એમણે કરી બતાવ્યું. સ્ત્રીઓને દરેક કાર્યમાં ઉપયોગી થવાની બાબતમાં એ બ્હેન મહાન નેતા હતાં.

દરેક ઠેકાણે સ્ત્રીઓનાં મંડળની જરૂર છે. સ્ત્રીઓએ ભેગાં મળીને પોતાની અને દેશની સ્થિતિનું મનન કરવાની જરૂર છે અને દરેક કામમાં ભાગ લઈ આત્મભોગ આપવાની જરૂર અને ફરજ છે.

મંડળમાં ભેગાં મળી કેવી રીતે કાર્ય કરી શકાય છે એ ઉદ્દેશથી તન મનથી મહેનત લઈ આપણા મંડળને સારા પાયા પર એ બ્હેનેજ આણ્યું છે.

હિન્દુસ્તાનની સ્ત્રીઓમાં દેશભક્તિ ઉત્પન્ન કરી દેશસેવામાં સ્ત્રીઓની કેટલી જરૂર છે તેનો માર્ગ પણ એ બ્હેને જ સૂચવ્યો છે. આપણા હિન્દમાં સર્વથી વધારે માન પામેલા વયોવૃદ્ધ દેશભક્ત દાદાભાઈની વરસગાંઠને દિવસે દાદાભાઈ જયંતી ઉજવવાનો મુખ્ય હેતુ એ જ કે તે મહાન નરની દેશસેવા વખતો વખત સ્ત્રીઓ સંમુખ આવે અને તેનું મનન કરવાથી, પ્રસંગોપાત વિચાર કરવાથી સ્ત્રીઓમાં દેશસેવાની વૃત્તિ ઉદ્દીપ્ત થાય. એમનાથી બન્યું ત્યાંસુધી દાદાભાઈના એ શુભ દિવસે બીજી બ્હેનોને સાથે લઈ એમનાં દર્શન કરવા ચૂકતાં ન હતાં. એ એમની ખંત અને જાહેર હીંમત અનુકરણ કરવા લાયક અને દાખલારૂપ છે.

ગુજરાત–કાઠીઆવાડમાં દુષ્કાળ વખતે ગામેગામ જાતે જઈને લોકોનાં દુઃખ નિવારણ કરવાનાં પગલાં એમણે લીધાં. દુઃખદ સ્થિતિ જાતે જોવાથી મનુષ્ય ઉપર જે છાપ પડે છે અને તેથી જે લાગણી થાય છે તે માત્ર દૂરથી સાંભળવાથી કે વાંચવાથી થતી નથી. દુઃખદ સ્થિતિમાં અન્નવસ્ત્ર કે પૈસાની મદદ કરતાં માયાળુ સ્ત્રીની માત્ર હાજરીથી કેટલું આશ્વાસન મળે છે તે પણ એ બ્હેને બતાવી આપ્યું છે અને એના દાખલા યુરોપમાં હાલ ચાલતા મોટા વિગ્રહ પછી આપવાની જરૂર નથી, કારણ કે એ તો બધી બહેનોને જાણીતી વાત છે. આપણામાંથી કોઈ પણ બ્હેન એમનું જીવન વૃત્તાંત લખવાનું માથે લે તો માત્ર મંડળને જ નહિ, પણ દરેક સ્ત્રીસમાજને આભારી કરશે.

માનવંતાં પ્રમુખ, છેલ્લે એટલું જ કહેવાની રજા લઈશ કે સ્વર્ગવાસી બ્હેનના મુખ્ય ગુણો જેવા કે સ્ત્રીની સમાજ પ્રત્યે ફરજ–ઉત્સાહ, આગ્રહ, જાહેર હીંમત–અને ઉદાર મનોવૃત્તિ–વગેરે યાદ રાખી એમણે જે કાર્ય આપણને સૂચવ્યું છે તે જો આ મંડળ કર્યે જશે તો એ બ્હેનનું મોટામાં મોટું "મેમોરિઅલ" કર્યું ગણાશે, અને એ બ્હેન સ્વર્ગમાં બેસી આપણાં કરેલાં સારા કામો જોઈ આનંદ પામશે અને આપણને આશીર્વાદ આપશે. બ્હેનો મને સોંપેલી દરખાસ્ત આપની આગળ ફરીથી રજુ કરવાની રજા લઉં છું તે સર્વે બ્હેનો સ્વીકારશો અને હું ઇચ્છું છું કે સારૂ મેમોરિઅલ થાય અને એ બ્હેનના ગુણો ઘેરેઘેર ગવાય અને આપણી ભવિષ્યની પ્રજામાં દરેકના મોઢામાં એ બ્હેનના ગુણો ગવાય અને ઘેરેઘેર આપણાં દેવીસ્વરૂપ જમનાબાઈ જેવી સ્ત્રીઓ થાય એટલી મારી પરમ કૃપાળુ પ્રભુ પાસે પ્રાર્થના છે. તથાસ્તુ.

## સૌ. અંબાબાઈ તુલજારામ ખાંડવાલાનું ભાષણ.

ત્યારબાદ વધુ અનુમોદન આપતાં સૌ. અંબાબાઇએ જણાવ્યું કે:—ગુજરાતનું સાર્વજનિક જીવન સાધારણ રીતે એટલું તો શાન્ત છે કે આપણે જે રસ્તે ચાલ્યા આવ્યા હોઈએ તેથી અન્ય પણ કલ્યાણકારક માર્ગપર પ્રયાણ કરવાનું આપણને ગમતું નથી. રાજકીય જીવનમાં કે સાંસારિક જીવનમાં, કેળવણીના વિષયમાં કે ઉદ્યોગ હુન્નરના વિષયમાં, નૂતન ચેતનની વેગભરી ઉર્મિઓનો ઘોષ સંભળાતો નથી, જ્યારે સ્ત્રીઓની ઉન્નતિના વિષયમાં ગુજરાતના જીવનસાગરમાં કોઈ કોઈ સ્થળેથી માત્ર મંદ મંદ ઉર્મિઓ ઉદ્‌ભવી છે. ગુજરાતની આવી સ્થિતિમાં ગં. બ્હેન જમનાબાઈએ સ્ત્રીઓની ઉન્નતિમાટે જે ઝૂંડો ઉઠાવ્યો હતો તથા વર્ષો સુધી આ મંડળના પ્રમુખ તરીકે સ્ત્રીઓની તેમણે જે કિંમતી સેવા કરી હતી તે માટે ગુજરાતનો કયો ગુણજ્ઞ પુરૂષ કે સ્ત્રી તેમને માટે મગરૂર નહિ થશે? દશથી બાર વર્ષ ઉપર આ મંડળને માટે કેટલાક પત્રો તરફથી આક્ષેપ થતા હતા, પણ જમનાબ્હેને પોતાના કાર્યથી, પોતાના ઉત્સાહથી તથા સંગીન વસ્તુ ગ્રહણ કરવાની પોતાની પદ્ધતિથી આ મંડળની ઉપયોગિતા તથા કીર્તિમાં એટલો બધો તો વધારો કર્યો છે કે હિંદુ ગુજરાતી સ્ત્રી મંડળની સંસ્થા અત્યારે સર્વત્ર આદરને પાત્ર થઈ રહી છે.

આપણા મંડળની આવી ફતેહ થવાનું કારણ શું છે? બ્હેનો, તેનું કારણ એટલું જ કે બ્હેન જમનાબ્હેન તેના આત્મારૂપ હતાં.

મંડળને પોતાના બાળકની માફક ઉછેરીને તેમણે મોટું કર્યું હતું. મંડળને માટે તેમને એટલી બધી તો લાગણી હતી કે મંદવાડમાં પણ તેના કલ્યાણના માર્ગ યોજવાને તેઓ ભૂલતાં નહિ. આપણી સ્ત્રીઓની ઉન્નતિ થાય, આપણે ગૃહે ગૃહે નૂતન ચેતન પ્રસરી રહે, આપણી દરેક બ્હેનને જ્ઞાનની લ્હાણી મળે તથા આપણી સ્ત્રીઓના જીવનમાં પાકશાળા અને બાળકોને ઉછેરવા ઉપરાંત વધારે રસ આવે તે માટે બ્હેન જમનાબ્હેન પોતાની શક્તિ અનુસાર વિચાર કરી મંડળની પાસે તે કાર્ય કરાવવા સતત પ્રયત્ન કરતાં. જમનાબ્હેનનું હૃદય સ્ત્રીઓ તરફ સ્નેહથી ઉભરાતું હતું. તેઓ સ્ત્રીઓને દેવીઓ તરીકે ગણતાં હતાં. તેમનો ઉત્સાહ અપૂર્વ હતો તથા પોતાના કાર્યમાં એટલે કે સ્ત્રીઓની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશકય છે એ માન્યતામાં તેમને અડગ વિશ્વાસ હતો. આ ઉત્સાહ, આ સ્નેહ અને આ અડગ વિશ્વાસને લીધે જ તેઓએ જૂના જમાનાના લોકો ઉપર તેમ જ નવા જમાનાના લોકો ઉપર પોતાની જાદુઇ અસર કરી હતી અને બન્નેના માનનાં તથા વિશ્વાસનાં તેઓ પાત્ર બન્યા હતાં. બ્હેન, જમનાબ્હેને મંડળની કેવી કેવી રીતે જુદી જુદી સેવાઓ કરી છે તે ગણાવવાનો અત્યારે પ્રસંગ નથી, પણ એટલું તો કહેવું પડશે કે જમનાબ્હેન ગુજરાતના સ્ત્રીજીવનને કલ્યાણમય અને ઉન્નતિકારક પ્રવૃત્તિઓમાં વાળવાને એક પ્રબળ શક્તિરૂપ હતાં. જમનાબ્હેનનું જીવન સામાજિક શક્તિરૂપ હતું. હિન્દુ ગુજરાતી સ્ત્રીમંડળને માટે તેમણે જે આત્મભોગ આપ્યો છે તે માટે મંડળ તેમનો જેટલો ઉપકાર માને એટલો ઓછો છે. તેમની યાદગીરી કાયમ રાખવાને માટે મંડળનો દરેક સભાસદ પોતાથી જેટલું કરે તેટલું ઓછું છે.

પણ મંડળને માટે જમનાબ્હેને જે કાર્ય કર્યું છે તેટલું જ કર્યું હતે તોપણ આપણા માનને પાત્ર થતે અને તેની યાદગીરી કાયમ રાખવાનો આપણને ધર્મ પ્રાપ્ત થતે. પણ મંડળના કાર્ય ઉપરાંત બ્હેન જમનાબ્હેન સ્ત્રીઓના વિશાળ જીવનમાં તથા દેશના—ખાસ કરીને સ્ત્રીને લગતા—મહાન પ્રશ્નોમાં ઉત્સાહભર્યો રસ લેતાં હતાં. દુકાળના વખતમાં કાઠીઆવાડમાં કેટલા બધા આત્મભોગે મુસાફરી કરી સ્ત્રીઓમાં ફરી તેઓને જોઈતી મદદ પૂરી પાડી હતી. એ

બધી વીગતોથી આપ સર્વ બ્હેનો વાકેફ છો. દક્ષિણ આફ્રિકામાં આપણી બ્હેનોને જે દુઃખ દેવામાં આવતું હતું તે સામે ટાઉનહોલની સભામાં જે લાગણીભર્યા હીંમતવાળા શબ્દોમાં ત્હેમણે પોકાર કર્યો હતો તેના રણકા હજી પણ આપણા કાનમાં વાગી રહ્યા છે. તે ઉપરાંત સેવાસદન, વનિતાવિશ્રામ, સ્ત્રીશિક્ષણ વગેરે સ્ત્રીઓની ઉન્નતિ થાય તેવી સંસ્થાઓમાં તેઓ ઘણો જ રસ લેતાં તથા તેમને યથાશક્તિ મદદ કરતાં. આટલેથી જ એમનું વિશાળ જીવન પૂરું થતું ન્હોતું. તેઓ ગુજરાત અને કાઠીયાવાડના જુદા જુદા શહેરોમાં ફરી પોતાના ઉત્સાહથી, પોતાના કાર્યની અડગ શ્રદ્ધાથી તથા પોતાની મધુર વાણીથી એવી તો ઊર્મિઓ જગવતાં કે ત્યાંની સ્ત્રીઓના જીવનમાં કંઈક જુદો જ રસ આવતો. બ્હેન જમનાબ્હેનના આ વિશાળ જીવનને માટે ગુજરાતની સ્ત્રીઓ તેમની હમેશને માટે ઋણી રહેશે. બ્હેન જમનાબ્હેને યુનિવર્સિટીની કેળવણી લીધી ન હતી તો પણ ખંતથી અને અનુભવથી, વાંચનથી તથા ચિંતનથી તેઓએ સ્ત્રીઓની ઉન્નતિના પ્રશ્નો માટે એટલું બધું તો કર્યું હતું કે સ્ત્રીઓની ઉન્નતિ કેમ થાય એ જ તેમનું જીવનસૂત્ર થઈ રહ્યું હતું. એક આવી ઉદાર ચરિત્રની સ્ત્રીને માટે ગુજરાત મગરૂબ છે. સ્ત્રીઓની—ગુજરાતની સ્ત્રીઓની ઉન્નતિના ઇતિહાસમાં બ્હેન જમનાબ્હેનનું નામ અગ્રસ્થાને લખાશે એમાં કંઇ પણ સંદેહ નથી. આવી એક સ્ત્રીને પોતાના પ્રમુખ તરીકે મેળવવાને આપણું મંડળ ખરેખર ભાગ્યશાળી હતું અને તેથી તેમની યાદગીરી કાયમ રાખવાની આપણી બેવડી ફરજ છે.

બ્હેન જમનાબ્હેન એક કાર્યકર્તા તરીકે, એક સામાજીક શક્તિ તરીકે, જેટલાં ઉત્સાહી અને અડગ શ્રદ્ધાવાળાં હતાં તેટલાં જ એક સ્ત્રી તરીકે પવિત્ર ચારિત્ર્યવાળાં તથા માયાળુ અને મિલનસાર હતાં. આપણા ગુજરાતમાં એવી ઘણી સ્ત્રીઓ છે કે જેમને સામાજીક સેવા કરવાને સર્વ રીતની અનુકૂળતા છે, પણ શ્રદ્ધા અને લાગણી વિના તેઓનાં જીવન પોતાની જ મોજમજામાં પૂરાં થાય છે. સામાજીક દૃષ્ટિએ તેઓનાં જીવન એક પ્રકારની અનુપયોગી વ્યથા છે, પણ બ્હેન જમનાબ્હેને એક સ્ત્રી તરીકે પોતાનું કર્તવ્ય શું છે તે જોયું હતું અને અનેક અગવડો વચ્ચે પોતાનો ધર્મ સુંદર રીતે બજાવ્યો હતો. સ્ત્રીઓ ધારી શકે તો પોતાની બ્હેનો માટે અનુકૂળતા અને શક્તિ અનુસાર કેટલું બધું કાર્ય કરી શકે તેને માટે બ્હેન જમનાબ્હેનનું જીવન હમેશાં દૃષ્ટાંતરૂપ રહેશે. કાર્ય કરો, માત્ર બોલો નહિ એ બ્હેન જમનાબ્હેનનું જીવનસૂત્ર હતું. સેવા કરવી, બ્હેનોની સેવા કરવી, એ તેમનું જીવનવ્રત હતું. એક પત્ની તરીકે તથા એક ગૃહિણી તરીકે તેઓએ પોતાના ધર્મો યથાર્થ બજાવ્યા હતા અને સાથે સાથે માત્ર પત્ની અને ગૃહિણીમાં જ પોતાનું સમસ્ત જીવન સમાપ્ત થવા દેવાને બદલે એક સ્ત્રી તરીકે, એક વ્યક્તિ તરીકે પોતાનું કર્તવ્ય શું છે તે સમજી, સ્વીકારી તે પ્રમાણે વર્તવાના સતત પ્રયત્ન કર્યા હતા. બ્હેનો એક સ્ત્રી તરીકે પણ તેમની યાદગીરી કાયમ રાખવા માટે તેમણે તેમના જીવનમાં એટલું બધું કર્યું છે કે તેમની યાદગીરી કાયમ રાખવી એ ગુજરાતની હિન્દુ સ્ત્રીઓનું કર્તવ્ય છે.

બ્હેનો, જમનાબ્હેનનો સ્વર્ગવાસ થયો છે. તેમની મધુર વાણી હમેશને વાસ્તે બંધ થઈ છે. "બ્હેનો આવો, દેવીઓ આવો, પધારો" એવા માતાના ઉભરાતા પ્રેમથી બોલાતા આવકારના શબ્દો હવે આપણે સાંભળવાના નથી. તથાપિ બ્હેન જમનાબ્હેનનું કાર્ય હમેશને માટે જીવન્ત રહેશે. તેમનો આત્મા આ મંડળપર હમેશાં પોતાની મીઠી નજર નાંખશે.

બ્હેનો ! સદ્દગતની સાથે આપણો સંબંધ ચિરસ્થાયી કરવાનો એક જ રસ્તો છે અને તે એ જ છે કે જે કાર્ય તેમને પ્રિય હતું, જે મંડળને તેમણે પોતાના જીવનનો ઉત્તમ ભાગ

આપ્યો હતો તે તેમનું કાર્ય ઉત્તરોત્તર વિકસે તથા આપણું મંડળ આપણી સ્ત્રીઓની ઉન્નતિ માટે વધારેને વધારે ઉપયોગી કાર્ય કર્યે જ જાય એવી યોજના આપણે ઉભી કરવી એ જ તેમની યાદગીરી કાયમ રાખવાનો માર્ગ છે. એમાં જ તેમનો આત્મા પ્રફુલ્લ થશે. બ્હેનો, હું આશા રાખું છું કે આ મંગળ કાર્યમાં આપ સર્વ આપનાથી બનતી મદદ કરશો અને અન્ય બ્હેનોને સહાય કરવાને સમજાવશો. આટલું કહી આ ઠરાવ મંજુર કરવાની આપને વિનંતિ કરૂં છું.

## કુ. વિજયાકુમારી વોરાનું વિવેચન.

કુ. વિજયાકુમારી વોરાએ જણાવ્યું કેઃ મુંબાઈની આપણી હિન્દુ બ્હેનોમાં, અને ખાસ કરીને આપણી ગુજરાતી હિન્દુ બ્હેનોમાં, એક પરોપકારી મહાન બ્હેનના અકાળ મરણથી ભારી ગમગીની અને ઉંડી દિલગીરી ફેલાઈ રહી છે. જે બ્હેનના સ્વર્ગવાસથી આજે ઘણી ખરી હિન્દુ બ્હેનો શોકમાં ડુબી છે તે બ્હેન બીજાં કોઈ નહિ, પણ અપણાં સાદાં, ભલાં અને હિન્દી બ્હેનો તથા ખાસ કરીને ગુજરાતી હિન્દુ બ્હેનો માટે પરોપકાર અર્થે પોતાનું આખું જીવન અર્પણ કરનાર સ્વર્ગવાસી "સ્ત્રીરત્ન" ગંગાસ્વરૂપ જમનાબાઈ નગીનદાસ સક્કઈ છે. તેમના અકાળ મરણના સમાચાર સાંભળી આપણી હિન્દી બ્હેનો આવાં મહાન "સન્નારી"ના ગુણો યાદ કરતી આજે શોકાતુર બનેલી છે.

સ્વર્ગવાસી ગં. જમનાબાઈનું જીવન ચરિત્ર આપણી હિન્દી બ્હેનોને એક ધડો લેવારૂપ થઈ પડયું છે. સાંસારિક, ધાર્મિક અને રાજકીય બાબતોમાં આપણી બ્હેનોના ભલા માટે તેઓએ અત્યાર સુધી લીધેલી ઉત્સાહભરેલી અને અથાગ મહેનત કદી વિસરી શકાય તેમ નથી. ખરૂં પૂછો તો હિન્દી બ્હેનોનાં દુઃખ નિવારણ કરવાના, અજ્ઞાનરૂપી અંધકારમાંથી જ્ઞાનરૂપી પ્રકાશમાં આણવાના અને તેમને આપણી જનસમાજમાં તેમનું યોગ્ય સ્થાન અને પદ અપાવવાના અનેક ઉપાયોની યોજના કરનાર આ મહાન "સ્ત્રીરત્ન" ગં. બ્હેન જમનાબાઈના દેવલોક થવાથી દરેક કોમની બ્હેનોએ અને ખાસ કરીને ગુજરાતી હિન્દુ બ્હેનોએ પોતાના ભવિષ્યના સુખનું સદા ચિન્તન કરનાર એક ભલાં અને પરોપકારી "બાનુ" ગુમાવ્યાં છે.

વળી, આપણી હિન્દી બ્હેનોની અને ખાસ કરી ગુજરાતી હિન્દુ બ્હેનોની બુદ્ધિ, હૃદય, લાગણી, અને કલ્પનાશક્તિ કેળવણી અને જ્ઞાન દ્વારા ખીલવવી અને તેમનું જીવન સંસ્કારી, સરલ, સુખમય, રસમય, આનન્દી અને ઉન્નત બનાવવું એ તેમની આ જીંદગીની મોટામાં મોટી ઉત્કંઠા હતી. આપણી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળની સંસ્થાનાં સ્થાપક–જન્મ દેનાર માતા સ્વર્ગવાસી બ્હેન જમનાબાઈ સક્કઈ હતાં. આજે આ બાલક મંડળ તેની જન્મદાત્રી જમનાબાઈ સક્કઈના અકાળ મરણથી "નમાયું" થયું છે અને તે ભારે શોક, દિલગીરી, અને વિલાપમાં ડુબ્યું છે. આ મંડળ તેની માતા જમનાબાઈની હયાતી દરમ્યાન તેની કાળજી ભરેલી સંભાળ, પ્રેમ અને માયા નીચે લાડથી ઉછરી લગભગ દશ વર્ષની ઉમરનું થયું. પણ તેના દુર્ભાગ્યે તેની વ્હાલી જનની જમનાબાઈને ઈશ્વરે બોલાવી લઈ તેને ભારે સંકટ અને ખોટમાં નાંખી દીધું છે. જો કે તે વ્હાલી માતા જમનાબાઈ પોતાના આ બાલક મંડળના નિભાવઅર્થે સારી રકમ વારસામાં આપી ગયાં છે છતાં તે કાંઈ માતાની ગરજ તથા તેના પુરતા ઉધરભાવની મતલબ સારી શકે તેમ નથી. માટે એ તો કુદરતી છે કે આ બાલક મંડળ તેનો શોક અને વિલાપ કરી ભારે ઉદાસી થાય. પણ તે માતાએ પોતાની

હયાતી દરમ્યાન તે ઉપર ઉચ્ચ સંસ્કારો પાડ્યા છે તેથી બીજી બ્હેનોની સહાયતાથી તેનો ઉધરભાવ થઇ પુખ્ત અને જોરમંદ સ્થિતિએ પહોંચશે. પણ આ બાલક મંડલની વ્હાલી માતા જમનાબાઈની વ્હાલી યાદગીરી કોઈ પણ પ્રકારે જળવાઈ રહે એવી યોજના ઘડવામાં સર્વ બ્હેનો પોતા તરફની દરેક મદદ આપશે એવી આશા છે.

## શ્રીમુખગૌરીનું વિવેચન.

જે કારણથી આજનો આ સ્ત્રીસમાજ મળ્યો છે તે માત્ર પોતાની ફરજ અદા કરવા મળ્યો છે. ઘણા જ શોકગ્રસ્ત ચિત્તથી મારે કહેવું પડે છે કે આપણા ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળનાં પ્રમુખ પૂજ્ય માતા જમનાબાઈ આ ક્ષણિક દુનિયા છોડી સ્વર્ગવાસી થયાં છે. તેઓના ખેદજનક મરણથી આપણા મંડળને જે ખોટ ગઈ છે તે લાંબા વખત સુધી પૂરાય એમ નથી. સ્ત્રીઓની ઉન્નતિ માટે જે જે પ્રયાસો એમણે પોતાની આખી જીંદગીમાં કીધા છે તેવા પ્રયાસો આપણામાંથી ઘણી થોડી બ્હેનોથી થયા છે. જે નિઃસ્વાર્થબુદ્ધિથી અને કેવળ પરોપકારવૃત્તિથી ગુજરાતી સ્ત્રીઓનું હિત એઓ તરફથી જાળવવામાં આવ્યું હતું તેને માટે જેટલું તેઓનું યશોગાન કરીએ તેટલું થોડું છે. સ્ત્રીઓએ—ખાસ કરી ગુજરાતી સ્ત્રીઓએ જે કેળવણીમાં ઘણી પછાત છે—મંડળમાં મળી એકબીજાના જ્ઞાનની આપલે કરી સમાજના જ્ઞાનનો ભંડોળ વધારવો એ યોજનામાં જમનાબ્હેનનો અગ્રભાગ હતો. એઓને નિરંતર એવી જ કાળજી હતી કે સ્ત્રીઓની ઉન્નતિમાં મારાથી બની શકે તેટલું મારે કરવું અને મરતાં સુધી એઓનું મન એ કાર્ય તરફ જ હતું. ગુર્જર સ્ત્રીઓની જે કંઈ સ્હેજસાજ પ્રગતિ થવા પામી છે તેનું મૂળ એ ઉત્સાહી બાઈ હતાં. સમય જતો જશે તેમ તેમ તે અંકુરમાંથી વૃક્ષ થવાની આશા રહે છે, અને દીર્ઘકાળે પણ તેને પર્ણ તથા ફળો આવશે. જ્યારે હિન્દુ ગુર્જર સ્ત્રીઓને એ ફળો ચાખવાનો સમય આવશે ત્યારે તેઓ એ બાઈને અંતઃકરણથી આશિષ્ દેશે. તેઓનું અમર નામ હૃદયસ્થાનમાં સોનેરી અક્ષરથી કોતરાઈ રહેશે. કાળને દયા નથી. આજ જે માણસ છે તે કાલે નથી. એ પ્રમાણે જગચક્ર ફર્યા કરે છે, તેથી આપણે મિથ્યા શોક કરવો છોડી દઈ અંતઃકરણપૂર્વક પરમેશ્વરની પ્રાર્થના કરો કે એઓના પવિત્ર આત્માને પ્રભુ પોતાના ચરણમાં રાખે અને તેને અત્યન્ત શાન્તિ આપે.

ત્યારબાદ પ્રમુખનો આભાર માની ગમગીની વચ્ચે સભા વિસર્જન થઈ હતી.

---

# મરહુમ ગં. જમનાબ્હેન નગીનદાસ સક્કઈ.

## મુંબાઈની બાનુઓની તેમના માનમાં માધવબાગમાં મળેલી ગંજાવર જાહેરસભા.

### પ્રમુખ લેડી વિલિંગડન, લેડી જહાંગીર તથા બીજી બાનુઓનાં જાણવાજોગ વિવેચન.

**મિસિસ જમનાબાઈની યાદગીરી રાખવા માટે એક હૉલ બાંધવાનો ઠરાવ. તે માટેના ફંડમાં અત્યાર આગમચ ભરાયલી લગભગ રૂ. ૨૧૦૦૦ જેટલી સારી રકમ.**

મુંબાઈનાં જાણીતાં મરહુમ હિન્દુ બાનુ મિસિસ જમનાબાઈ નગીનદાસ સક્કઈના મરણ માટે દિલગીરી જાહેર કરવા મુંબાઈની તમામ કોમોની સ્ત્રીઓની એક ગંજાવર જાહેરસભા તા. ૧૨ મી સપ્ટેમ્બર ૧૯૧૬ ને રોજ સાંજે પાંચ વાગે માધવબાગના ગંજાવર મંડપમાં મળી હતી, જે વખતે યુરોપીઅન, પારસી, હિન્દુ તથા એસ્લામી બાનુઓની એક મોટી સંખ્યા હાજર હતી. મુંબાઈની કોઈ પણ જાહેર બાનુ માટે દિલગીરી જાહેર કરવા અને યાદગીરી રાખવા માટે આ પ્હેલવ્હેલી જાહેરસભા મુંબાઈમાં મળી હોવાથી બાનુઓનો આ સભા માટે ભારે ઉત્સાહ હતો. લેડી તાતા અને લેડી જમશેદજી બન્ને પૂના હોવાથી આ સભામાં હાજર રહી શક્યાં ન હતાં. લેડી મેહરબાઈ તાતા, તથા મિસિસ સરોજિની નૈડુ, મિસિસ મણિલક્ષ્મી મોરારજી ટના, ભાવનગર ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ સુરત સ્ત્રીસમાજ અને મિસિસ ન્હાનાલાલ દલપતરામ કવિ વગેરેએ સભાના હેતુ તરફ દિલસોજી જાહેર કરનારા અને યાદગીરીની હીલચાલ તરફ દિલસોજી જાહેર કરનારા તારો અને પત્રો સભાપર મોકલાવ્યા હતા. સભામાં નીચેનાં જાણીતાં બાનુઓ હાજર હતાં:—

**નામદાર લેડી વિલિંગડન પ્રમુખ, લેડી ફીરોજશાહ મહેતા, લેડી જહાંગીર, દીલસાદ બેગમ, લેડી રીડ, મિસિસ જયકર, મિસિસ દેહદસતી, લેડી દીનશા પીટીટ, લેડી અલીશાહ, લેડી જગમોહનદાસ, મિસિસ ડી. એન. બહાદુરજી, મિસિસ ત્રિભોવનદાસ વરજીવનદાસ, મિસિસ ચીમનલાલ એચ. સેતલવડ, મિસિસ ચુનીલાલ એચ. સેતલવડ, મિસિસ જાઇજી પીટીટ, મિસિસ વેલાબાઈ દ્વારકાદાસ, મિસ શીરીનબાઈ માણેકજી ખરશેદજી, મિસિસ શીરૂર, વગેરે.**

બરાબર પાંચ વાગતાં નામદાર લેડી વિલિંગડન આવી પુગતાં, સર જગમોહનદાસ, મિ. મોતીવાલા, તથા આગેવાન બાનુઓએ તે નામદારને આવકાર આપ્યો હતો.

શરૂઆતમાં મિસિસ ચુનીલાલ હરિલાલ સેતલવાડની દરખાસ્તથી, અને લેડી ચંદાવરકરના ટેકાથી નામદાર લેડી વિલિંગડને તાળીઓ વચ્ચે સભાનું પ્રમુખસ્થાન લીધું હતું.

## નામદાર લેડી વિલિંગડનનું ભાષણ.

નામદાર લેડી વિલિંગડને તે પછી પ્રમુખસ્થાનેથી તાળીઓના ગડગડાટ વચ્ચે નીચલું ભાષણ કર્યું હતું:—

લેડી જગમોહનદાસ અને મુંબાઈની સન્નારીઓ,

પ્રથમ તો તમ્હારા માયાળુ અને હૃદયપૂર્વક આવકાર માટે હું અંતઃકરણથી તમ્હારો ઉપકાર માનું છું. જ્યારે હું થોડા વખત ઉપર ઇંગ્લંડ ગઈ હતી ત્યારે મુંબાઈની સ્ત્રીઓ અને ત્હેમની પ્રવૃત્તિઓ હમેશાં મ્હારા મન આગળ રહેતી, અને ત્યાંથી પાછાં આવ્યા પછી તરત જ આવે પ્રસંગે પ્રમુખપદ લેતાં મ્હને ખાસ આનંદ થાય છે, કારણ કે આ પ્રસંગ પૂરેપૂરી ખાત્રી થાય એવી સાબીતી આપે છે કે તે પ્રવૃત્તિઓ વધારે ને વધારે વ્યાપક બનતી જાય છે, અને એકતા, ચેતન તથા વ્યવસ્થાની બાબતોમાં એકસરખી રીતે આગળ વધતી જાય છે.

જો કોઈ પણ સમયે એવી દિલગીરીને માટે કારણ મળ્યું હોય—અને મ્હને ભય છે કે ભૂતકાલમાં તેવી સ્થિતી હતી—કે સામાજીક સુધારાના કામમાં હિન્દુસ્તાનની સ્ત્રીઓ અને ફક્ત સ્ત્રીઓ જ જેવો ભાગ લઈ શકે તેવો તે લેતી નથી તો હવે એવો સમય પાસ આવતો જાય છે કે એવી ફરીયાદ ન્યાયપૂર્વક થઇ શકે એવો સંભવ રહેશે નહિ. છેલ્લાં વર્ષોમાં જે મહાન પ્રગતિ થઇ શકી છે ત્હેમાં યુદ્ધે કરેલી માગણીઓએ આશ્ચર્યકારક પ્રેરણા આપી છે, અને મ્હારી ખાત્રી છે કે જ્યારે સદ્ભાગ્યે યુદ્ધની માગણીઓનો અંત આવશે ત્યારે ત્હેમણે જન્મ આપેલાં ચેતન, સ્વાર્થત્યાગ અને શક્તિ પૂરવેગમાં શાન્તિકાલનાં ઉપયોગી કાર્યોમાં વહેશે.

આ ગુણો કોઇ પણ કાલે ન્હોતા એમ ન્હોતું અને ત્હેમને માટે કેવલ કાર્યપ્રદેશની અને પ્રસંગની જ જરૂર હતી એ વાત હિન્દની સ્ત્રીઓએ યુદ્ધને અંગે કરેલા મહાન કાર્યથી જ માત્ર નહિ, પરંતુ જે પૂજ્ય સન્નારીના સ્મરણને માન આપવા આપણે આજે એકત્ર થયાં છિએ ત્હેમના જીવનકાર્યની નોંધ ઉપરથી પણ સાબીત થાય છે. માર્ગ દર્શાવવાને માટે નિષ્ઠાવાળી અને હિમ્મતવાળી જે સ્ત્રીઓ ઉત્પન્ન થઇ છે અને ભવિષ્યમાં વધારે મ્હોટી સંખ્યામાં ઉત્પન્ન થશે ત્હેમાંનાં મિસિસ સક્કઈ એક છે. અને ત્હેમણે ત્યાંથી જ શરૂઆત કરવા માંડી હતી કે જ્યાંથી મ્હારા મત પ્રમાણે શરૂઆત થવી જોઈએ—અર્થાત્ પોતાની જાતથી અને પોતાના કુટુંબથી. પ્રથમ તો પોતાની આગળના કાર્યને માટે શિક્ષણથી અને અભ્યાસથી લાયક થવાનો તેમણે પ્રયાસ કર્યો હતો અને જે ઉદાર સિદ્ધાન્તોથી પ્રત્યેક હિન્દી ગૃહ પ્રેરાય એવું તેઓ ઉત્સાહપૂર્વક ઇચ્છતાં હતાં તે સિદ્ધાન્તોનો પ્રયોગ પ્રથમ પોતાનાં કુટુંબમંડળમાં જ તેમણે કર્યો હતો. એક બાજુથી સ્ત્રી તરીકેના તેમના પ્રથમ ધર્મોમાં તેમની સામાજીક પ્રવૃત્તિઓને તેમણે વિક્ષેપ રૂપ બનવા દીધી ન્હોતી અને બીજી બાજુથી અન્ય સ્ત્રીઓ તરફનાં તથા સમાજ તરફનાં પોતાનાં કર્તવ્યો બજાવવામાં ગૃહધર્મોને બ્હાને તેઓ બેદરકાર રહ્યાં ન્હોતાં. સાર્વજનિક કાર્યોમાં ભાગ લેવામાં સ્ત્રીઓને—અને ખાસ કરીને હિન્દી સ્ત્રીઓને—જે મોટામાં મોટી મુશ્કેલી નડે છે તે કદાચિત્ ને આ જ છે, અને મિસિસ સક્કઇએ બતાવ્યું છે કે એ મુશ્કેલીનું નિરાકરણ ગૃહધર્મો તથા સમાજધર્મોને હાનિ કર્યાં વગર થઇ શકે છે એટલું જ નહિ, પરંતુ બન્ને પ્રકારના ધર્મોને ઘણો લાભ થાય એવી રીતે થઈ શકે છે.

પોતાના જીવનનો અને પોતાના દ્રવ્યનો મ્હોટો ભાગ જે માટે તેઓએ અર્પણ કર્યો હતો તે કાર્યનો નિર્વાહ કરવો એ જ ત્હેમના સ્મરણને માન આપવાનો ઉત્તમ માર્ગ છે. તેથી મ્હને વિશ્વાસ છે કે ત્હેમનાં હૃદયને જે યોજના અતિશય પ્રિય હતી અને જે માટે ત્હેમણે ત્હેમના વિલમાં ઉદારતાથી વ્યવસ્થા કરી છે ત્હેને અમલમાં મૂકવા માટે મુંબાઇની સ્ત્રીઓ એકત્ર થશે. એક ઉમદા જીવન માટે તે કરતાં વધારે યોગ્ય સ્મારક તમ્હેં બીજું કાંઇ પણ યોજી શકશો નહિ.

## લેડી જગમોહનદાસનું વિવેચન.

બાદ લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસે નીચે મુજબનો ઠરાવ રજુ કર્યો હતોઃ—

### ઠરાવ ૨ જો.

મુંબાઈની સર્વ કોમોની સ્ત્રીનાગરિકોની આ સભા, મિસિસ જમનાબાઇ નગીનદાસ સક્કઈના અવસાનથી, ગુજરાત, કચ્છ અને કાઠીયાવાડને સામાન્ય રીતે અને મુંબાઈને ખાસ કરીને પડેલી ન પૂરી શકાય એવી ખોટની લાગણી જાહેર કરે છે. અપ્રતિમ વ્યક્તિત્વ અને વિરલ સ્ત્રીસદ્‌ગુણો ધરાવી જીવન એક પવિત્ર ટ્રસ્ટ ગણી અને નાતજાતના ભેદ વિના સર્વની સેવામાં અર્પણ કરી, પ્રીતિથી પ્રેરાયલા આત્મત્યાગથી અને આદર્શ દયાભગિની પ્રમાણે તન, મન અને ધનથી, તેર વર્ષ સુધી જેનાં તેઓ માનનીય પ્રમુખ હતાં તે ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડલની જ નહિ, પાંચ વર્ષ સુધી જેનાં તેઓ ઉપપ્રમુખ હતાં તે સેવાસદનની જ નહિ, પરંતુ મુંબાઈ, સુરત, અમદાવાદ, ભાવનગર આદિ સ્થાનોની જુદી જુદી સ્ત્રીસંસ્થાઓની, પોતાની દેશભગિનીઓની છેલ્લાં તેર વર્ષ સતત અને અમૂલ્ય સેવાઓ એ સાધ્વીએ કરી હતી અને દક્ષિણ આફ્રિકાના સંકટ પ્રસંગે ૧૯૧૧–૧૨ ના ગુજરાતના ભયંકર દુષ્કાલ સમયે અને ચાલુ વિગ્રહ માટે ત્હેમણે પોતાના દેશબંધુઓ અને ભગિનીઓના ભલા માટે અસાધારણ ઉપયોગી સેવાઓ કરી હતી. લગ્નજીવનમાં અને પછી જરા પણ દંભ વિના કરેલાં પુણ્યકાર્યો તેમના દેશબંધુઓ અને ભગિનીઓને પ્રેરણાનાં અક્ષય કારણ બનશે.

ઉપરનો ઠરાવ રજુ કરતાં લેડી જગમોહનદાસે જણાવ્યું કેઃ—

માનવંતાં નામદાર લેડી વિલિંગડન અને પ્રિય બ્હેનો,

આ ઠરાવ તમો સમક્ષ રજુ કરતાં અમારી ગુજરાતી હિન્દુ સ્ત્રીઓમાં માનનીય ગં. જમનાબાઈ નગીનદાસ સક્કઈનાં સત્કૃત્યો વિષે થોડું વિવેચન કરવાની હું રજા લઉં છું.

મારી જાણ મુજબ મુંબાઈ શહેરમાં વસતી જુદી જુદી કોમની સ્ત્રીઓનો આવો મોટો સમૂહ એક પરોપકારી સ્ત્રીના અવસાન માટે દિલગીરી પ્રદર્શિત કરવા એકત્ર થવાનો આ પ્હેલો જ સમય છે.

સદ્‌ગત જમનાબ્હેનનો મુદ્રાલેખ એ હતો કે "સ્ત્રીઓની ઉન્નતિ કરી દેશસેવામાં જીવન ગાળવું એ એક સ્ત્રીની પવિત્ર ફરજ છે."

ખરે જ તેઓનો એ મુદ્રાલેખ સર્વ બ્હેનો હૃદયમાં ગોખી રાખી એ મુજબ વર્તન કરશે તો મને લાગે છે કે થોડા સમયમાં જ આપણી આર્યાવર્તની હિન્દી બ્હેનો પણ સુધરેલી દુનીયાની નજરમાં એક ઉંચી પદવી ભોગવતી ગણાશે. મારા ધારવા મુજબ સ્ત્રીઓની પંક્તિમાં ઉપર જણાવેલા મુદ્રાલેખનો ખરેખરો ઉપયોગ જો કોઈ પણ સ્ત્રીએ ચાલુ સમયમાં વધુ પ્રમાણમાં કીધો હોય તો તેનું પ્રથમ માન આપણાં માનવંત પ્રમુખ સાહેબ નામદાર લેડી વિલિંગડનને ઘટે છે. તેઓ આપણા શહેરમાં પગ મેલતાં ને વાર સ્ત્રીઓની ઉન્નતિ માટે જે કાળજી ભરી

કોશેશો કરી રહ્યાં છે અને તે સાથે દેશસેવા પાછળ પોતાનો અમૂલ્ય વખત રોકી તન મન અને ધનથી જે પરમાર્થી કાર્યો ઉપાડી લે છે તે માટે ખરેખર આપણે તેઓને ધન્યવાદ આપીશું.

હું ધારૂં છું કે જો આપણે સર્વ બ્હેનો આપણા માનવંત પ્રમુખ સાહેબનો તેમ જ સદ્‌ગત જમનાબ્હેનનો દાખલો લઈ પરમાર્થથી તથા દેશ સેવાનાં કાર્યો પાછળ મંડ્યાં રહીશું તો આપણે આપણી સ્ત્રીઓની ઉન્નતિ કરવાની સાથે દેશની ઉત્તમ સેવાઓ બજાવેલી ગણાશે.

સદ્‌ગત જમનાબ્હેનના સમાગમમાં હું આશરે દશેક વરસ થયાં આવી છું અને તે ઉપરથી હું હીંમતથી કહી શકીશ કે તેઓનું જીવન એક દૃષ્ટાંતરૂપ હતું. કારણ કે સાદાઈ, નીખાલસપણું, દયા, નરમાસ, મીઠાશ, વગેરે જે જે ગુણો એક સ્ત્રીમાં પ્રધાનસ્થાને જોઈએ તે તે ગુણો તેમનામાં માલમ પડતા હતા, અને આ સદગુણોને લીધે જ તેઓ સર્વે કોમનો એકસરખો ચાહ મેળવવા પામ્યાં હતાં. તેમનો જન્મ આપણા શહેરના એક જાણીતા વણિક કુટુંબમાં થયો હતો અને જો કે તેઓ મ્હોટી ઝાહોજલાલીમાં ઉછર્યાં હતાં તો પણ પોતાના ગરીબ સાસરીઆમાં રહી પોતાનો સંસાર કેવો ઉત્તમ રીતે ચલાવ્યો હતો તે ખરેખર હાલની આપણી સંસારમાં જોડાતી બ્હેનોને અનુકરણ કરવા લાયક છે. તેમનું જીવન એક આદર્શ ગૃહણી તરીકે લેખાવું જોઈએ. તેમણે દેશની સ્ત્રીઓનું હિત હઇડે ધરી દેશસેવાના કાર્યની શરૂઆત મુંબાઈમાં ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ સ્થાપીને કરી હતી અને તે મંડળની શરૂઆતથી તે તેમના જીવનના છેલ્લા સમય સુધી તેઓને મંડળની સર્વે બ્હેનોએ પ્રમુખના માનવંતા ઓધા માટે લાયક ગણ્યાં હતાં. તે જ મુજબ સેવાસદનની સંસ્થામાં પણ તેઓ જોડાઈ તન મન અને ધનથી મદદ કરતાં હતાં. અને તેથી તે સંસ્થાનાં સ્થાપક અને એક વ્હાલી માતા સમાન આપણને હમેશને માટે તેઓ યાદગાર રહેશે. જમનાબ્હેન મુંબાઈની જ સ્ત્રીસંસ્થાઓને મદદ કરતાં એટલું જ નહિ પણ બ્હારગામની સ્ત્રીસંસ્થાઓને તથા બીજાં દેશસેવાનાં કાર્યોમાં મદદ કરવા ચૂકતાં નહિ. ખાસ કરીને દક્ષિણ આફ્રિકામાં આપણા દેશબાંધવોનાં દુઃખ ટાળવા માટે તેમ જ સને ૧૯૧૧–૧૨ ના ગુજરાતના દુકાળ સમયે અને હાલ ચાલતા મ્હોટા યુદ્ધના પ્રસંગે તેઓએ દયાની દેવી તરીકે જે સેવા બજાવી છે તે આપ સર્વ બ્હેનો જાણો છો. તેમનું પ્રેમાળ હૃદય, દિવ્ય સૌભાગ્યમય આકૃતિ, જુસ્સાદાર બુલંદ સ્વર, હવે આપણે સાંભળી શકીશું નહિ, પણ એટલું તો ચોકસ છે કે આપણે સ્ત્રીઉન્નતિ યા તો દેશસેવાનાં પરમાર્થી કાર્યો કરતાં રહીશું તો તેમનો આત્મા આપણને આશીર્વાદ આપતો રહેશે.

તેમના મરણથી માત્ર ગુજરાતી સ્ત્રીઓને જ નહિ પણ આપણા દેશના આખા સ્ત્રીસમાજને જે ખોટ ગઈ છે તે ખરેખર પૂરાવી મુશ્કેલ છે. સદ્‌ગત જમનાબ્હેનના સ્વર્ગવાસથી આપણે સ્ત્રીઉન્નત્તિના કાર્યમાં એક સાચાં સલાહકાર તેમ જ ગુજરાતની ગુણીઅલ સ્ત્રી ગુમાવી છે એટલું જ નહિ પણ એક દયાની દેવી, પરમાર્થમાં પૂરી સમાજસેવામાં શૂરી અને ખરા સ્ત્રીત્વને લાયક બ્હેન ગુમાવ્યાં છે.

મારા વિચાર મુજબ જે બે સંસ્થાઓ જોડે જમનાબ્હેનને ખાસ સંબંધ હતો તે સંસ્થાઓમાં આપણે જોડાઈ તેમણે આરંભેલા કામને સહાયતા આપીશું તો જ તેઓએ કરેલા કાર્યનો બદલો કાંઈક અંશે આપણે વાળેલો કહેવાશે.

છેવટે હું જણાવીશ કે જ્યારે આપણા દેશમાં એવી ઘણી જમનાબાઈઓ ઉત્પન્ન થશે ત્યારે જ આપણા ભારત દેશનો ઉદય થયેલો આપણે જોઈ શકીશું.

આ ઠરાવના સંબંધમાં મારી પછી કેટલીક બ્હેનો બોલનાર હોવાથી તમારો વધુ વખત રોકવા માગતી નથી અને મેં જે ઠરાવ તમો સમક્ષ રજુ કર્યો છે તેને તમો બ્હેનો પૂરતી ગંભીરાઈ સાથે પસાર કરશો એવી હું આશા રાખું છું.

ઉપરની દરખાસ્તને મિસ શીરીનબાઈ માણેકજી ખરશેદજી, મિસિસ જાઈજી પીટીટ, દીલશાદ બેગમ તથા મિસિસ શીરાઝીએ ટેકો આપ્યો હતો, જે બાદ તે સર્વાનુમતે પસાર થઈ હતી.

### ઠરાવ ૩ જો.

બાદ મિસિસ એમ. આર. જયકરની દરખાસ્તથી અને મિસિસ દેહદસ્તીના ટેકાથી સભાએ નીચેનો ઠરાવ પસાર કર્યો હતોઃ—

આ સભાની સમભાવ અને શોકની ઉંડી લાગણી, સ્વ. મિસિસ સક્કઈના સંબંધીઓને, ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળનાં સેક્રેટરીઓને અને સેવાસદનનાં પ્રમુખ મિસિસ રમાબાઈ રાનડેને જણાવવા પ્રમુખને વિનંતિ કરવી.

## લેડી ધનબાઈ જહાંગીરનું ભાષણ.

બાદ લેડી ધનબાઈ કાવસજી જહાંગીરે નીચે મુજબનો ઠરાવ રજુ કર્યો હતોઃ—

### ઠરાવ ૪ થો.

આ સભા ઠરાવ કરે છે કે સ્વ. મિસિસ જમનાબાઈ નગીનદાસ સક્કઈનું જીવન અને કાર્ય સ્થાયી કરવા એક યોગ્ય મેમોરિઅલ ફંડ ઉભું કરવું, અને સર્વ કોમની સ્ત્રીઓના લાભ માટે "હિન્દુ સ્ત્રીમંડળની જાહેર મફત લાઇબ્રેરી" અને ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ માટે "ધી જમનાબાઈ સક્કઈ હૉલ"નું મકાન ઉભું કરવાના હેતુને ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળે શરૂ કરેલા "ધી જમનાબાઈ સક્કઈ મેમોરિઅલ ફંડ" ને અંતઃકરણપૂર્વક ટેકો આપે છે અને ઠરાવે છે કે એ મેમોરિઅલ ફંડ ભેગું કરવા માટે એક કમિટી નીમવી.

ઉપરનો ઠરાવ રજુ કરતાં લેડી જહાંગીરે નીચે મુજબ ભાષણ કર્યું હતુંઃ—

નામદાર લેડી વિલિંગડન અને બાનુઓ,

મિસિસ સક્કઈ વિષે એટલું બોલાયું છે અને લખાયું છે કે મારે વધુ બોલવાની જરૂર નથી, પણ હું એટલું કહીશ કે મિસિસ સક્કઈ જો કે અંગ્રેજી ભાષા ભણ્યાં ન્હોતાં, છતાં તેઓએ અંગ્રેજી ભણેલી વિદ્વાન હિન્દુ, મુસલમીન અગર પારસી બાનુઓને પણ ઉત્તમોત્તમ દાખલો પૂરો પાડ્યો છે. પૈસાની બાબતમાં તેઓ થોડી શક્તિવાળાં હતાં, છતાં તેઓનાં કામો શ્રીમંત બાનુઓને પણ શોભાવે તેવાં હતાં.

તેવણ ગુજરાતી જ ભણેલાં હતાં પણ જેઓએ એવણને જાહેરમાં ભાષણ કરતાં સાંભળ્યાં હશે તેઓ એવણના ભાષણની છટાથી મગરૂર થયાં હશે. એવણ જેવી છટાથી બોલી શકતાં હતાં તેવી જ છટાથી જો વેલાતમાં એક અંગ્રેજ બાનુ પોતાની ભાષામાં બોલે તો તેણીની તારીફ આખા બ્રિટનમાં થયા વિના રહે નહિ. હું પોતે મિસિસ સક્કઈ સાથે થોડાક કામોના સંબંધમાં આવી હતી, અને એવણની ખુબીઓ પીછાનવાની મને અચ્છી તક મળી હતી.

સને ૧૯૧૧ ના દુકાળ વખતે જે કામ એવણે બજાવ્યું છે તે ઘણું જ વખાણવા લાયક છે. તે વખતે એઓએ પોતે જાતે રૂપીઆ એકઠા કરી ચાર મહીના સુધી ભારે જંજાળ ખમી દુકાળવાળા ભાગોમાં દુકાળથી ભૂખે મરતાઓનું જાતે પોતેજ નિવારણ કર્યું હતું. એવણને 'Sister of mercy' ની ઉપમા ઘણી જ બંધબેસ્તી હતી અને એઓને એવી આશા હતી કે

હિન્દુઓમાંની મોટી સંખ્યામાં આવી 'સિસ્ટર ઑફ મર્સી'નું કામ બજાવતી બાનુઓ બ્હાર આવે, કારણ હિન્દુ બાનુઓના કેટલાએક રેવાજ પ્રમાણે એવી બાનુઓ પોતાની કોમમાં ભારે ઉપયોગી થઈ પડે. મિસિસ સક્કઇએ મને પોતાને એકથી વધુ વાર કહ્યું હતું કે દેશનું ભલું કરવાની લાગણી નાનપણથી જ એવણનાં માતાએ એવણમાં ઉશ્કેરી હતી, ને જો એવણ થોડું-ઘણુંબી કરી શક્યાં હોય તો તે તેવણની માતાની કેળવણીને જ આભારી છે. એક શુભ માતાની કેળવણી શું ફળ આપે તેનો અચ્છો દાખલો મિસિસ સક્કઈમાં આપણે જોયો છે. આપણે એવણના મરણની નોંધ ભારે દિલગીરી સાથે સ્વીકારીએ છિએ. (તાળીઓ).

## લેડી સ્ટેન્લી રીડનું ભાષણ.

નામદાર લેડી વિલિંગ્ડન અને સન્નારીઓ,

લેડી જહાંગીરે મૂકેલા ઠરાવને અનુમોદન આપતાં, સ્વ. સક્કઈને મિત્ર કહેવાનો અધિકાર ધરાવતી એક સ્ત્રી તરીકે હું અંતઃકરણપૂર્વક જણાવું છું કે આ યોગ્ય સ્મારકને માત્ર આ સભાની સંપૂર્ણ અનુમતિ હોવી જોઈએ એટલું જ નહિ, પરંતુ 'જમનાબાઇ સક્કઈ હૉલ'—એક ઉત્તમ સ્ત્રીનું ઉદાત્ત સ્મારક કરવા માટે પૂરતું દ્રવ્ય એકઠું કરવામાં સહાય આપવાનું નિત્યકર્મ કરી, દરેક જને તે સંમતિ, સમભાવ અને ગુણજ્ઞતા દર્શાવવાં જોઈએ. આ ઉપર હું જેટલો ભાર મૂકું તેટલો થોડો છે. જેવી રીતે તેમના જીવનનું જ્વલંત દૃષ્ટાંત આપણા હૃદયમાં સતત સ્થાન પામશે, તેવી રીતે જેમને માટે અને જેમની સાથે તેમણે કાર્ય કર્યું હતું તેમની પ્રીતિનું આ એક ચિહ્ન તે પ્રીતિ ગાઢ, સાચી અને સ્થાયી હોવાની સંપૂર્ણ પ્રતીતિ આપશે. હું તેમને સારી રીતે ઓળખતી હતી અને તેમના મિત્ર થવાનો મહાન્ અધિકાર પ્રાપ્ત થવાથી હું વધારે સારી સ્ત્રી બની છું.

આ સભામાં વાંચવા માટે ખાસ લખાયલું સરોજીની નૈડુનું કાવ્ય વાંચવાનું માન પણ મ્હને પ્રાપ્ત થયું છે. તે મિસિસ સક્કઈને ચાહતાં અને પૂજતાં, તેથી આજે અત્ર હાજર ન રહી શકવા માટે તેમને શોક થાય છે.

બાદ લેડી સ્ટેન્લી રીડે અંગ્રેજીમાં ઉપરના ઠરાવને ટેકો આપ્યો હતો. લેડી રીડે, મિસિસ સરોજીની નૈડુએ મિસિસ સક્કઇ માટે ખાસ બનાવેલી સુંદર કવિતા ગાઇ બતાવી હતી.

## મિસિસ વેલાબાઇ દ્વારકાદાસ ગોરધનદાસનું વિવેચન.

બાદ ઉપરના ઠરાવને વધુ ટેકો આપતાં મિસિસ વેલાબાઇ દ્વારકાદાસ ગોરધનદાસે વિવેચન કરતાં જણાવ્યું કેઃ—

નામદાર લેડી વિલિંગડન તથા બ્હેનો,

આજે તમારી સમક્ષ જે ઠરાવ વાંચી સંભળાવવામાં આવ્યો છે, તે ઠરાવના ટેકામાં મને બે બોલ તમારી આગળ બોલવાનું કહેવામાં આવ્યું છે, તો તે અરજને માન આપવું એ મ્હારી ફરજ સમજું છું.

સ્વર્ગવાસી જમનાબ્હેનના ગાઢ પરિચયમાં હું આવી હતી અને મને એમના ઉત્તમ ચરિત્રનું આવલોકન કરવાની ખાસ તક મળી હતી. હું જમનાબ્હેનને મારાં માતુશ્રી તરીકે માન આપતી હતી. જમનાબ્હેન પોતે એક ઉત્તમ ગૃહિણી અને એક ઉત્તમ શહેરી તરીકે આપણી વચ્ચે સારી કીર્તિ સંપાદન કરી સ્વર્ગવાસ થયાં છે. આવાં ઉત્તમ સ્ત્રીરત્ન સારૂ શું કંઇ પણ સ્મારક ઉભું કરવાની જરૂર નથી? મારા અભિપ્રાય મુજબ બનતા લગી ગુજરાતી હિન્દુ

સ્ત્રીમંડળ હસ્તીમાં રહેશે ત્યાંસુધી તેમનું નામ કાયમ રહેશે. તેમનું સ્મારક આપણા હૃદયમાં જ આપણે ઉભું કર્યું છે. જમનાબ્હેને પોતાની આખી જીંદગી આપણી બ્હેનોની ઉન્નતિ કરવામાં જ ગાળી છે. આવી ભલી ગુણીયલ સ્ત્રી ગુજરાતમાં પહેલી છે એમ કહું તો ખોટું કહેવાશે નહિ. માટે જ આવી સ્ત્રીની યાદગીરી કાયમ રાખવામાં આપણે આપણી પોતાની જ ઉન્નતિ ઇચ્છીએ છિએ એમ કહું તો વ્યાજબી જ કહેવાશે. ભવિષ્યની પ્રજામાં તથા હાલની ઉછરતી બાલાઓ આગળ જમનાબ્હેનનો દાખલો હરહમેશ તાજો રહે અને તેમને પગલે આપણી વહુદીકરીઓ ચાલી ગૃહકારભાર ઉપરાંત દેશસેવામાં પોતાની કીંમતી મદદ આપતાં થાય તે સારૂ જ જમનાબ્હેનનું સ્મારક યોગ્ય સ્વરૂપમાં રાખવું એ આપણી પવિત્ર ફરજ છે. જમનાબ્હેનને ઘરખુણેથી બ્હાર કાઢી તેમને જનસેવા કરવાની તક આપનારી સંસ્થા બીજી કોઈ નહિ પણ ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળની જ સંસ્થા હતી. આ સંસ્થાની ઉન્નતિ સારૂ તેમણે છેલ્લાં તેર વર્ષ થયાં તન મન અને ધનની મદદ કરી છે. પોતાના છેલ્લા પાંચ મહીનાના લાંબા મંદવાડ વખતે પણ મંડળની ઉન્નતિ સારૂ તેઓ હરહમેશ કાળજી બતાવતાં હતાં. મંડળને જમનાબ્હેન પોતાનું જ બાળક ગણતાં અને તે મોટું થઇ ગુજરાતી બ્હેનોને દેશસેવા કરવામાં આગળ પાડે તે જોવા ઘણાં ઉત્સુક હતાં. તેઓ બીજી બધી સંસ્થાઓને પોતાથી બનતી મદદ કરતાં પણ મંડળ તથા સેવાસદનને પોતાનાં જ બચ્ચાઓ તરીકે જ લેખતાં હતાં. છેલ્લાં પોતે પોતાની નાદુરસ્ત તબીયત વખતે પણ મંડળને પોતાના તરફથી આર્થિક મદદ આપી લગભગ રૂપીઆ નવ હજાર ભેગા કરી આપ્યા હતા. આવી સંસ્થાનાં એક આગેવાન સ્થાપક તરીકે જમનાબ્હેને પોતાની રાહબરી હેઠળ મંડળને ઘણે ઉંચે સ્થાને લાવી મૂક્યું છે. જમનાબ્હેન મંડળની બ્હેનોને તેમ જ બીજી કોમની બ્હેનોને પણ ઘણા વ્હાલથી ચ્હાતાં હતાં. જમનાબ્હેનનો પ્રેમ મંડળ તરફ ઘણો જ હતો. છેલ્લાં તેર વરસ મંડળ હસ્તીમાં હોવા છતાં મંડળ જાથુકના પાયા ઉપર મૂકાવા સારૂ મુંબાઈના શેઠીઆઓ કાળજી નહોતા બતલાવતા, તે સારૂ પોતાનો અત્યંત ખેદ દર્શાવતાં. મંડળના નામ ઉપરથી મંડળ ગુજરાતી બ્હેનોની ઉન્નતિ સારૂ કામ લે છે એમ લાગશે પણ તેણે કરેલા તેર વરસના કામકાજની નોંધ તપાસશો તો માલમ પડશે કે આપણા મુંબાઈ શહેરમાં ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળની સંસ્થા ગુજરાતી હિન્દુ સ્ત્રીઓને ખાતર જ નહિ, પણ તમામ સ્ત્રીઓની ઉન્નતિ કરનાર ખાતું છે એમ કહીશ તો તે અતિશયોક્તિ ભરેલું ગણાશે નહિ. મંડળની બધી સભાઓ બધી કોમની સ્ત્રીઓ સારૂ જાહેર રાખવામાં આવે છે. મંડળ તરફથી હિન્દી પારમાર્થિક ફંડો ઉઘરાવી ન્યાતજાતના તફાવત વગર તેનો વખતોવખત ઉપયોગ કરવામાં આવે છે. મુંબાઈ શહેરમાં સ્ત્રીઓ સારૂ જાહેર ફ્રી લાયબ્રેરી ન્હોતી, તેથી મંડળે હાલ તરત છેલ્લાં બે વર્ષો ઉપર જાહેર ફ્રી લાયબ્રેરી ખોલી હતી. દાદાભાઇની જયંતી સ્ત્રીઓમાં ઉજવવાની પહેલ કરનાર પણ મંડળ જ હતું. આ જયંતી બધી કોમની મદદ વડે ઉજવી તમામ સ્ત્રીવર્ગને દેશસેવાનો પાઠ શીખવવાનું કામ પણ મંડળે જ હોંસથી અને હીંમતથી હાથ ધર્યું હતું, અને હજુ સુધી તેને ટકાવી રાખ્યું છે. આ ઉપરથી આપ બ્હેનો જોઈ શકશો કે મંડળ ગુજરાતી હિન્દુ સ્ત્રીઓના લાભાર્થે જ સ્થાપવામાં આવ્યું છે એમ નથી પણ તમામ હિન્દુ સ્ત્રીઓની ઉન્નતિ કરવા સારૂ નીકળેલી તે સંસ્થા છે. આ સંસ્થાની અસર સુરત, અમદાવાદ, ભાવનગર વગેરે સ્થળોમાં પણ થઈ છે અને તેની અસર હજી બીજી ઘણી જગ્યાઓએ થતી આપણે જોઈએ છિએ. આવી જાતનું મંડળ છેલ્લાં તેર વર્ષ થયાં અહીંથી તહીં ફરી મહામુશીબતે પોતાનું કામ ચાલુ રાખવા શક્તિમાન થયું છે. આ મંડળ તરફથી જુદા જુદા કલાસો પરણેલી સ્ત્રીઓના લાભ માટે મફત ચલાવવામાં આવે છે. આ બધાં કાર્યો સારી રીતે થાય તે સારૂ મંડળને ઘણા લાંબા વખતથી મકાનની જરૂરિયાત પડી છે, અને આ બાબત

જ્યારે દાદાભાઈ નવરોજીને કાને તેમની એકાણુંમી વર્ષગાંઠ ઉપર લાવવામાં આવી ત્યારે તેઓએ પોતાને અર્પણ થયલા માનપત્રના જવાબમાં નીચે મુજબ બોલી આપણી મુરાદોને ઘણી સારી રીતે ટેકો આપ્યો હતો.

"મંડળની પ્રવૃત્તિઓ હવે વધારે વિસ્તૃત થતી જાય છે અને મંડળે ગુજરાતી હિન્દુ સ્ત્રીઓની કેળવણી માટે આવું અથાક કામ કરેલું છે તે ઉપર નજર નાંખતાં તમે અને તમારી કમિટી તમારૂં પોતાનું જુદું મકાન કરવાની ઇચ્છા રાખોછો એ સ્વાભાવિક લાગે છે. હું આશા રાખું છું કે તમારી અભિલાષા તૃપ્ત થાઓ. મુંબાઈના શ્રીમંત શેઠીઆઓને માટે તમારા જેવા સારા પાયા ઉપર સ્થપાયેલા મંડળને આ કામ માટે સારી રકમો ભેટ આપવા જેવું બીજું શું વધારે સારૂ ધર્મકર્તવ્ય હોઈ શકે? બાઈ ઝવેરબાઈ ભગવાનદાસ નરોત્તમદાસે મુંબાઈના વનિતાવિશ્રામનું મકાન બાંધવા રૂ. ૫૦,૦૦૦) આપ્યા તેમના દાખલાનું બીજા પણ જાહેર હિતની લાગણીવાળાં મુંબાઈનાં સ્ત્રીપુરૂષો અનુકરણ કરશે એવી મારી ખાત્રી છે." જમનાબ્હેનની છેલ્લી મોટી ઇચ્છા મંડળને આપણા લત્તામાં સ્ત્રીઓની ઉન્નતિ સારૂ બધી સગવડવાળું મકાન બંધાવી આપવાની હતી. આ સારૂ તેમણે પોતાની પુંજીમાંથી રૂપીઆ પાંચ હજારની રકમ જુદી કાઢી પહેલ કરી છે. આ રકમમાં જમનાબ્હેનની બ્હેનનાં છોકરાંઓએ પણ માતાના તરફથી રૂપીઆ પાંચસો એક આપી યોગ્ય મદદ કરી છે. બ્હેનો, તમે આજે આટલી મોટી સંખ્યામાં ભેગાં થયાં છો અને તે પણ નામદાર લેડી વિલિંગ્ડનના પ્રમુખપણા હેઠળ. તે જ બતાવી આપે છે કે જમનાબ્હેનના કામને તમોએ પીછાન્યું છે. આજની મીટિંગમાં હાજર રહ્યાં એટલે તમે તમારી ફરજ બજાવી એમ માનશો નહિ. જમનાબ્હેનની ઇચ્છા મુજબ આપણે સર્વ બ્હેનો યથાશક્તિ ખુશીથી પોતે મદદ કરી બીજાં સ્ત્રીપુરૂષોને મદદ કરવા પ્રેરશું તો જમનાબ્હેનની ઇચ્છા પાર પડશે. તમે જમનાબ્હેનનાં કામને વખાણેલાં છે. જમનાબ્હેને પોતાની જીંદગી તમારે સારૂ મહેનત કરી પ્રભુને અર્પણ કરી છે તેનો બદલો તેમની ઇચ્છા પાર પાડીને આપણે વાળવાનો છે. મુંબાઈમાં હજારો ધનાઢ્યો છે તેઓ તથા ગુજરાતના રાજારજવાડાઓ તથા ધનિક પુરૂષો આ ગુજરાતની માતાનું સ્મારક યોગ્ય સ્વરૂપમાં રાખવા પાછળ પડશે તો મને તો એમ લાગે છે કે આ કામમાં ખચીત તેઓ પોતાની ઉદારતાનો લાભ મંડળને આપશે. મુંબાઈના પુરૂષોએ એક વગવાળી કમિટી નીમી મંડળની મેમોરિઅલ ફંડની કમિટીને મદદ આપવાનું કબુલ્યું છે. આ કમિટીને મદદ આપવાને હિન્દુ, પારસી, મુસલમાન વગેરે કોમોની સ્ત્રીઓની પણ મદદની અમને જરૂર છે. તેઓનાં નામો આ દરખાસ્ત રજુ કરતાં લેડી ધનબાઈએ તમને વાંચી સંભળાવ્યાં છે. અત્યાર સુધી જમનાબ્હેને આપેલા રૂપીઆ પાંચ હજાર ગણી રૂપીઆ વીસ હજારનું સ્મારક ફંડ થઈ ગયું છે એ મંડળના તથા સ્ત્રીઉન્નતિના કાર્યના મોટા સૌભાગ્યનું ચિહ્ન છે. મંડળને સારૂ તથા તેના તરફથી ઉઘાડવામાં આવેલી જાહેર ફ્રી લાઇબ્રેરી સારૂ યોગ્ય મકાન જ ફક્ત બંધાવવા રૂપીઆ પચાસ હજારની જરૂર છે. શું અબળાઓની આ આગેવાન સંસ્થાને મકાન બંધાવી આપનાર કોઈ એક જાહેર જુસ્સો ધરાવનાર સ્ત્રી અથવા પુરૂષ, કોઈ રાજામહારાજા નહિ નીકળે? જમનાબ્હેન પોતાની હિન્દુ કોમની તથા અન્ય કોમની બ્હેનોની ઉન્નતિ ઇચ્છતાં હતાં. તે ઇચ્છાને અનુસરી બધી કોમની સ્ત્રીઓના લાભાર્થે ઉઘડવામાં આવેલી લાઇબ્રેરી સારૂ મકાન બંધાવી આપવું એ આપણી ફરજ છે. આજ રોજે પ્રમુખસ્થાનેથી પણ નામદાર લેડી વિલિંગ્ડને પણ જમનાબ્હેનની મોટી ઇચ્છા મુજબ કામ લેવા મુંબાઈની સ્ત્રીઓને ખાસ ભલામણ કરી છે. કમિટીની અંદર તમામ કોમોનાં નામોનો સમાવેશ કરવામાં આવ્યો છે, અને મને પૂરતી આશા છે કે આ કમિટી પોતાની

લાગવગથી આ ફંડમાં સારી રકમ ભરાવવા કોશેશ કરશે તો મકાન બંધાવશે એટલું જ નહિ, પણ તેના નીભાવાર્થે પણ ફંડ કામ લાગશે. માટે મારે આજે સર્વે બ્હેનોને અરજ કરવાની છે કે જમનાબ્હેનની કદર તમે ખરી રીતે પીછાનતાં હો તો તમો બધી રીતે તમારી સહાયતા આપજો. આટલું બોલી તમારી સમક્ષ રજુ થયલી દરખાસ્તને હું મારા અંતઃકરણથી ટેકો આપું છું, અને મને ખાત્રી છે કે આપ સર્વ બ્હેનો તે સર્વાનુમતે પસાર કરશો.

ઉપરનો ઠરાવ અમલમાં મેલવા માટે જોઇતાં નાણાં એકઠાં કરવા માટે નીચેની આગેવાન બાનુઓની એક કમિટી નીમવામાં આવી છેઃ—

## કારોબારી કમિટી.

લેડી અલીશા આગાખાન, લેડી ફીરોજશાહ મેહતા, મિસિસ કારમાઇકલ, લેડી સ્ટેનલી રીડ, લેડી જમશેદજી જીજીભાઈ, લેડી દીનશા પીટીટ, લેડી દોરાબજી તાતા, લેડી ધનબાઇ કાવસજી જહાંગીર, લેડી ચંદાવરકર, મિસિસ હોરમસજી વાડીઆ, દીલશાદ બેગમ, મિસિસ ત્રિભોવનદાસ વરજીવનદાસ, મિસિસ બી. એમ. મલબારી, મિસિસ નાનુ નારાયણ કોઠારે, મિસિસ ખીમજી આસર વીરજી, મિસિસ જયકર, મિસિસ મનમોહનદાસ રામજી, લેડી શાપુરજી ભરૂચા, મિસિસ ઝવેરભાઇ ભગવાનદાસ, લેડી ઇબ્રાહીમ રહીમતુલ્લા, લેડી ફાજલભાઇ કરીમભાઈ, મિસિસ ગોરધનદાસ ખટાઉ, મિસિસ રાવ, મિસ ફઇજ તઇયબજી, મિસિસ દાદીના, મિસિસ એફ એસ. તાલીઆરખાન, મિસ ધનબાઇ બનાજી, મિસ દીનશાહ વાચ્છા, મિસિસ ભગવાનલાલ અને જીવનલાલ પનાલાલ, મિસિસ ભોગીલાલ વીરચંદ, મિસિસ જે. જે. વીમાદલાલ, વગેરે.

## મિસિસ સક્કઇની યાદગીરી ફંડમાં ભરાયેલી વીસ હજારની રકમો.

બાદ મિસિસ જમનાબાઇ સક્કઇની યાદગીરી જાળવી રાખવા માટેના ફંડમાં નીચે મુજબની રકમો ભરાયેલી નામદાર પ્રમુખે જાહેર કરી હતીઃ—સર શાપુરજી ભરૂચા રૂ. ૫૦૦૦, મિસિસ સક્કઇના વિલના ટ્રસ્ટીઓ રૂ. ૫૦૦૦, રૂ. ૧૦૦૧ ઑનરેબલ મિ. ગોકળદાસ કહાનદાસ પારેખ, રૂ. ૧૦૦૧ મેશર્સ પ્રાગજી સૂરજીની કંપની, રૂ. ૧૦૦૧ શેઠ મોતીલાલ ડાહ્યાભાઇ, રૂ. ૭૫૦ મિ. ત્રિભોવનદાસ માળવી સોલિસિટર, રૂ. ૫૦૧ મિ. તલકચંદ માણેકચંદ, રૂ. ૫૦૧ મિ. છગનલાલ જમનાદાસ, મિસિસ વેલાબાઇ દવારકાદાસ ગોરધનદાસ રૂ. ૧૧૦૦, ઑનરેબલ મિ. ચીમનલાલ હરિલાલ સેતલવડ, રૂ. ૫૦૧, મેશર્સ વેણીલાલ અને સુંદરલાલ મગનલાલ, રૂ. ૫૦૧, મિસિસ ઝીકાબાઇ પ્રેમચંદ રાયચંદ રૂ. ૫૦૧, રૂ. ૩૫૮૦ નાની મોટી રકમો. કુલે લગભગ એકવીસ હજાર રૂપીઆ ભરાઈ ચૂક્યા હતા.

બાદ લેડી જગમોહનદાસની દરખાસ્તથી અને મિસિસ ફરદુનજી એસ. તાલીઆરખાનના ટેકાથી પ્રમુખનો ઉપકાર માની સભા બરખાસ્ત થઇ હતી.

---

# Telegrams.

To,

MOTIVALA,

Kindly convey to members Gujarati Stree Mandal, my deep sorrow at the death of my beloved friend Jamnabai Sakkai whose life was an embodiment of the courage, sweetness and self-sacrifice of Indian womanhood.

SAROJINI NAIDU.

---

To,

FAMILY MEMBERS, MRS. JAMNABAI SAKKAI.

With regret I learn here death of Jamnabai. Great loss. Lady worker for beneficent activities.

MUSSOOREE. NANDKUNVAR, MAHARANI OF BHAVNAGAR.

---

To,

KESHAVLAL,

Extremely regret the sad death of sister Jamnabai. Accept my condolence.

POONA. RAMABAI RANADE.

---

To,

BHAVANIDAS MOTIVALA,

Deeply regret Jamnabai's death. Sincere sympathy for family.

BOMBAY. COOVERBAI JALBHOY BHARDA.

---

To,

KESHAVLAL,

Extremely sorry Jamnabai's death.

BHAVANAGAR. MANILAXMI TANA.

---

To,

KESHAVALAL,

Extremely sorry Jamnabai's death.

BHAVANAGAR. HARISUKH-GAURI.

---

To,

PRESIDENT, MEETING.

Deep Sympathy.

BHAVANAGAR. HARISUKH-GAURI.

---

To,

KESHAVLAL,

Strimandal heartily deplores Jamnabai's death.

BHAVANAGAR. PRESIDENT,
G. H. STRIMANDAL.

---

To,

KESHAVLAL,

God's will be done. Our sincere sympathy to you all.

ABU. MANIJEH.

---

To,

LADY LUXMIBAI, VICE-PRESIDENT, GUJARATI HINDU STRIMANDAL.

Hearty condolence for the death of Jamnabai Sakkai.

KAPADWANJ. SARASVATI JIVANCHAND ZAVERI.

---

To,

KESHAVLAL,

Accept profoundest sorrow from wife and self and Agra Gujaratis. Irreparable loss to Gujarati womanhood.

AGRA. KANTILAL.

---

To,

GUJARATI HINDU STREEMANDAL,

SarvaKundala Streesamaj express unanimous regret, Mrs. Sakkai's demise.

KUNDALA. PRESIDENT.

---

To,

MOTIVALA,

I cordially associate myself with today's Gathering of Indian Women to honour the memory of Jamnabai Sakkai, who was an ideal of Indian womanhood in the selfless beauty of her life and actions.

HYDRABAD. SAROJINI NAIDU.

---

To,

LADY JAGMOHANDAS VARJEEVANDAS,

Regret extremely cannot attend today's meeting. Have entire sympathy with object of meeting. Wish memorial movement every success.

POONA. MEHERBAI TATA.

---

To,

DELSHADBEGAM,

Kindly tell Lady Willingdon, can't attend Meeting. Subscribing rupees 150, Jamnabai Memorial.

POONA. LADY ALISHAH.

---

To,

HER EXCELLENCY LADY WILLINGDON,

President Ladies Gathering Bombay.

Bhavnagar branch Gujarati Hindoo Strimandal sympathises with object of todays meeting. By her selfless philanthrophy and untiring labour Mrs. Jamnabai Sakkai succeeded in accelerating cause of advance of Indian womanhood to extent perhaps never before reached by any other Indian lady. Her death creates void in Hindoo society which it will be difficult to fill.

BHAVANAGAR. MRS. MANILAXMI TANA,
President, BHAVANAGAR HINDU STRIMANDAL.

---

To,

HER EXCELLENCY LADY WILLINGDON,

President, Ladies Gathering, BOMBAY.

I beg to associate myself with object of today's meeting. Late Mrs. Jamnabai's noble efforts towards advancement of Indian womanhood won for her lasting place in every Hindu home. Her large-hearted philanthropy, her untiring energy, her manifold activities, her purity of life and her overflowing love for her sisters are brightest jewels which can adorn a woman.

BHAVANAGAR. MRS. MANILAXMI TANA.

---

To,

PRESIDENT, JAMNABAI MEETING, MADHAV BAG.

My wife and myself heartily sympathise with objects of the meeting. Mrs. Sakkai was the greatest Gujarati lady during last 50 years.

RAJKOT. NANALAL DALPATRAM KAVI.

---

To,

PRESIDENT, LADIES PUBLIC MEETING, MADHAV BAG.

Surat Strisamaj sympathises object today's Meeting.

SURAT. SECRETARY.

---

# Letters.

Dear Mr. Motivala,

I am much grieved to learn about the very sad news of the demise of Mrs. Jamnabai Nagindas Sakkai, the President of the Gujarati Hindoo Stree Mandal and the Vice-president of the Seva Sadan Society of Bombay.

I learn that tomorrow the Mandal is to have a special meeting for the purpose of giving expression to its deep sense of sorrow for this sad event. I shall, therefore, feel pleased if you will kindly inform the members of the Mandal and the members of Mrs. Sakkai's family my deep and heart-felt sympathy for the great and irreparable loss which they have sustained in the death of Mrs. Sakkai.

I knew Mrs. Sakkai's family so well, and I came to know Mrs. Sakkai personally since the last 8 years. In Mrs. Sakkai I found a true ideal Hindoo lady born to lead her Hindoo sisters in the onward march of progress.

I trust the members of the Mandal will keep up their usual activities in Mrs. Sakkai's absence. I wish my countrywomen to follow the noble example of Mrs. Sakkai's life. If they do so, I am sure, India's progress will be materially accelerated.

Mrs. Sakkai's many noble traits of character and her several good deeds of charity deserve to be perpetuated both by the men and women of Bombay in a fitting mannér. I fully trust they will discharge their duty in keeping green amongst us, the memory of this good lady.

The Sands, Versova.
14-4-16.

Yours Sincerely,
DADABHAI NAOROJI.

---

Dear Manekbai,

I have just heard that Mrs. Sakkai is dead. Will you please convey to her relatives my condolences and tell her that when the news reaches South Africa, many of our countrymen who knew her South African work will share their grief? Mrs. Ghandhi joins me in my condolences. Owing to serious illness at the Ashram, I have not read papers for weeks. It was a friend who mentioned the sad event to me.

Ahmedabad.

Yours Sincerely,
M. K. GANDHI.

---

Dear Bhawanidas,

Mrs. Singh and I have been greatly pained to read in the "Modern Review" that Mrs. Jamnabai Sakkai died a short time ago. We feel that her loss to the cause of Indian Womanhood and to Indian progress is irreparable. Will you kindly convey to the Stree Mandal our heart-felt sorrow.

46, Overhill Road,
East Dulwich,
London, S. E., England.

Yours Sincerely,
St. NIHAL SINGH.

---

To,

B. N. Motivala, Esqr.,

Dear Sir,

I beg to request that you will be so good as to convey the sympathy and condolence of my Association to the relatives of the late Mrs. Sakkai, and to the Gujarati Hindu Stree Mandal, in the severe loss that the country has sustained in the death of Mrs. Sakkai whose public work has rendered her name dear to all who have the welfare of India at heart.

British Indian
Association,
Johannesburg.

Yours faithfully,
A. M. CACHALIES,
Chairman.

---

My Dear Motivala,

I shall be very grateful to you if you will be so good as to convey to the relatives of the late Mrs. Sakkai the deep sympathy of Mrs. Polak and myself in the irreparable loss that they have sustained in her death; and to the Gujrati Hindu Strimandal in the removal of so tender-hearted and energetic a worker in the cause of Social Reform.

With our best wishes to you and other friends, and in the possibility of seeing you again soon,

Johannesburg.

Yours Sincerely,
Hy. S. L. POLAK.

---

To,

B. N. MOTIVALA, ESQR.,

Dear Sir,

May I request you on behalf of my association, to convey to the relatives of the late Mrs. Sakkai and to the Gujarati Hindu Strimandal the expression of its deep sympathy in the great loss that has befallen them.

TRANSVALL INDIAN WOMEN'S ASSOCIATION, JOHANNESBURG.

I am,
Yours faithfully,
( Miss ) S. SEHLESIN.

---

The Hon. Secretary,
Gujrati Hindu Strimandal.

DEAR MADAM.

At the meetings of the Ladies Committee which was held on the 21st Inst., I am requested to convey to you the following resolution which was unanimously passed and placed on our record.

"Resolved that this meeting of the Ladies' Committee of the Famine Relief Fund for Bankura, Rajputana, Kathiawad, Gujarat and Cutch places on record its deep sense of sorrow at the loss sustained by the Bombay Presidency in the sad death of Mrs. Jamnabai Sakkai and authorizes the President of this Meeting to convey the same to the Gujarati Hindu Strimandal."

The Famine Relief Fund, For BANKURA, RAJPUTANA, KATHIAWAD AND CUTCH.

MEHRI. D. TATA,
President, Ladies' Committee
of
The Famine Relief Fund.

---

DEAR SIR,

I am authorised by the Council of the Bombay Presidency Social Reform Association to communicate to you the following resolution adopted at their meeting on 19th April 1916.

"That the Council of the Bombay Presidency Social Reform Association place on record its deep sense of loss caused by the sad death of Mrs. Jamnabai Sakkai, who took a leading and useful part in our movement calculated to promote Social Reform and especially such movement as tended to raise the status of Indian Women."

CHARNI ROAD,
GIRGAUM, BOMBAY.

Yours Sincerely,
D. G. DALVI,
Secretary,
Bombay Presidency, Social Reform Association.

---

MY DEAR VENILAL,

I learnt here with very deep regret about the exceedingly sad news of Jamnabai's death. It is not mearly a personal loss, it is a loss to the whole country, and of all, you must have felt most, having been nearest to her during her recent bereavement. My brother, my wife, my brother's wife, my sister and all here felt very deep grief at this. We were not prepared for this sad occurrence so soon, and the news came to us as a great and sad surprise. Her place in Gujarati Society will be difficult to be filled. May God give eternal bliss to her noble Soul.

Kindly accept our heart-felt sympathy and convey it to all. We trust as the person on whom the whole burden rests you will bear it with courage and resignation.

Maneckbai Sanitarium,
MAHABLESHVAR.

Yours Sincerely,
NAGINDAS T. MASTER.

---

DEAR MR. VENILAL,

It was with feeling of very great sorrow that my wife and T. learnt about the sad unfortunate passing away of your aunt Jamnabai Sakkai from this world. Pray accept our sincere condolence in this sad bereavement which has overtaken your family. She was a great lady and set a great example to all the ladies to follow. She was a self sacrificing lady and a worthy servant of the great Master of compassion. She has shackled off her mortal coil but her name shall ever remain to be remembered with joy and gratitude. I always considered her as my mother and really she was a mother to thousands of people.

Our sincere prayer is that peace eternal rest upon her, light perpetual shine upon her. Amen !

SEVA SADAN,
GAMDEVI.

Yours Sincerely,
D. D. KANGA.

---

Mr. Venilal Maganlal and family of the late Mrs. Jamnabai N. Sakkai,

Bombay.

Dear Sir,

At the desire of the Council of the Seva Sadan Society, I beg to enclose a copy of the resolution unanimously passed at their Meeting held on the 10th inst.

I also take this opportunity of conveying to you our deep sorrow and heart-felt sympathy for the irreparable loss you have sustained in the death of your dear and worthy relative Bai Jamnabehen.

May her Soul rest in peace!

Yours faithfully,
( Miss ) B. A. Engineer,
Secretary.

Copy of the Resolution.

"That this Meeting wishes to place on record its feelings of profound sorrow, great regret and heavy loss at the death of one of its distinguished Vice-Presidents, Mrs. Jamnabehen N. B. Sakkai, The deceased was connected with the Society from its very beginning up to the time of her death and during that period not only rendered disinterested, self-sacrificing, exemplary and invaluable services to the society, but also freely helped it with her purse. Her life-long work was to relieve distress and uplift the women of India and in her they have lost a sincere friend and staunch supporter."

( Miss ) B. A. Engineer,
Secretary,
Seva Sadan Society.

# પત્રો અને સભાના ઠરાવો.

**પ્રિય ભાઇ મોતીવાળા,**

ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળનાં પ્રમુખ અને મુંબાઈની સેવાસદન સોસાઈટીનાં ઉપપ્રમુખ ગં. જમનાબાઈ નગીનદાસ સક્કઇના મરણના અતિશય દિલગીરીભરેલા સમાચાર સાંભળીને મ્હને બહુ જ દુ:ખ થયું છે.

મ્હારા જાણવામાં આવ્યું છે કે આ ખેદજનક બનાવ માટે પોતાના શોકની ઉંડી લાગણી પ્રકટ કરવા માટે મંડળની સભા મળનાર છે. ગં. જમનાબાઇ સક્કઈના મરણથી તેઓના કુટુમ્બીઓને અને મંડળનાં સભાસદોને જે ન પૂરી શકાય એવી ભારે ખોટ ગઈ છે ત્હેને માટે મ્હારા હૃદયનો ઉંડો સમભાવ તેઓને કૃપા કરીને નિવેદન કરશો તો મ્હને બહુ સારૂં લાગશે.

ગં. જમનાબાઇ સક્કઇના કુટુમ્બ સાથે મ્હારે ઘણું ઓળખાણ હતું અને છેલ્લાં આઠ વર્ષ થયાં ત્હેમના પોતાના અંગત પરિચયમાં હું આવ્યો હતો. ગં. જમનાબાઈ સક્કઇ હિન્દુ સ્ત્રીના સાચા આદર્શરૂપ છે અને તેઓ પોતાની હિન્દુ બ્હેનોને પ્રગતિના માર્ગમાં દોરવાને માટે જન્મ્યાં છે એવું મ્હને લાગ્યું હતું.

મ્હને વિશ્વાસ છે કે ગં. જમનાબાઈની ગેરહાજરીમાં પણ મંડળનાં સભાસદો ત્હેમની સાધારણ પ્રવૃત્તિઓ જારી રાખશે. મ્હારા દેશની સ્ત્રીઓ ગં. જમનાબાઇના દૃષ્ટાન્તનું અનુકરણ કરે એમ હું ઇચ્છું છું. જો તેઓ તેમ કરશે તો મ્હારી ખાત્રી છે કે હિન્દુસ્તાનની પ્રગતિ સંગીન રીતે વ્હેલી થશે.

ગં. જમનાબાઈ સક્કઈના ચારિત્ર્યનાં ઉમદા લક્ષણોની અને પરોપકારનાં ત્હેમનાં અનેક શુભ કાર્યોની યાદગીરી યોગ્ય રૂપમાં મુંબાઇનાં સ્ત્રીપુરૂષોએ કાયમ રાખવી ઘટે છે. મ્હને પૂરેપૂરો વિશ્વાસ છે કે આ ભલાં સ્ત્રીની યાદગીરી તાજી રાખવાનું પોતાનું કર્તવ્ય તેઓ બજાવશે.

**ધી સૅન્ડ્ઝ, વર્સોવા,** **લી. દાદાભાઇ નવરોજીના**
૧૪-૪-૧૬. સલામ.

---

**સેવાસદનનો ઠરાવ.**

આ સભા પોતાનાં એક પ્રસિદ્ધ ઉપ-પ્રમુખ ગં. જમનાબાઈ સક્કઈના અવસાન માટે પોતાની ઊંડા શોકની, અતિશય દુ:ખની અને ભારે ખોટની લાગણીઓની નોંધ લેવા ઇચ્છે છે. સદનના આરંભથી તે પોતાના મરણ સુધી સદ્‌ગત આ સંસ્થા સાથે સંબન્ધ ધરાવતાં હતાં અને એ સમય દરમ્યાન તેઓએ આ સંસ્થાની નિ:સ્વાર્થ, અનુકરણીય અને અમૂલ્ય સેવાઓ બજાવી હતી એટલું જ નહિ, પરન્તુ આ સંસ્થાને પોતાના દ્રવ્યથી પણ છૂટે હાથે મદદ કરી હતી. દુ:ખનું નિવારણ અને હિન્દની સ્ત્રીઓનો ઉદ્ધાર એ ત્હેમનાં જીવનકાર્ય હતાં અને ત્હેમના મરણથી આ સંસ્થાએ એક સાચાં મિત્ર અને દૃઢ સહાયક ગુમાવ્યાં છે.

---

**શ્રીમતી સરોજીની નૈડુનો તાર.**

હિમ્મત, મીઠાશ અને આત્મભોગ એ હિન્દી સ્ત્રીત્વના સદ્‌ગુણોની મૂર્તિરૂપ જેમનું જીવન હતું એવાં મ્હારાં પ્રિય મિત્ર જમનાબાઈ સક્કઈના અવસાન માટે મ્હારી ઊંડી શોકની લાગણી ગુજરાતી સ્ત્રીમંડળના સભાસદોને નિવેદન કરવા કૃપા કરશો.

---

મિ. કેશવલાલ ભીખાભાઈ મણીયાર.

માહારાં માનવંત અને પ્રિય બ્હેન બાઈ જમનાબાઈના મરણ સમાચાર જાણી હું બેહદ દિલગીર થઈ છું. એ માઠા બનાવની ખબર મેં ન્યુસમાં પહેલી વાંચીને એ માહારાં ભલાં બ્હેનને માટે કોણને દિલગીરી જાહેર કરવી તેના વિચારમાં હતી. એવો મરહુમ બ્હેને પોતાની કોમની બ્હેનીઓને સારૂ પૈસાના ભોગે ઘણાં ઉત્તમ કામો બજાવ્યાં છે જેનો બદલો પરમેશ્વરને ત્યાં એવોને મળી ચૂક્યો હોસે.

મરહુમ બ્હેન જમનાબાઈના કુટુંબને મહારી તરફની ખરી દિલસોજીભરી લાગણી તેઓના ભારી દુઃખમાં જાહેર કરવાની તસદી લેશો.

નેપિયન્સીરોડ, મલબારહિલ–મુંબઈ. } લિ. દુવાગીર, **આઈમાય ફીરોજશાહ મેહેતા.**

---

રા. રા. કેશવલાલ ભીખાભાઇ.

જત ગંગાસ્વરૂપ બ્હેન જમનાબાઈના સ્વર્ગવાસના ખબર ન્યુસ પેપરદ્વારા જાણી અત્યંત ખેદ થયો છે. તેઓ બીમાર હતાં તે તો મારા જાણવામાં આવ્યું હતું પણ આમ બનાવ બની જશે એ ધારવામાં નહોતું. તેમણે પોતાની જીંદગીમાં જે સ્વાર્થભોગ તથા પરોપકારની છાપ બેસાડી છે તે આપણા દેશની સ્ત્રીઓને દાખલો લેવા યોગ્ય છે. અને તેમની જીંદગી પ્રભુએ પાંચ વરસ લંબાવી હોત તો તેઓ હિન્દુસ્તાનનાં સ્ત્રીમંડળની પ્રગતિને ઘણો લાભ કરી શકત. પણ એ પરમકૃપાળુ પરમાત્માને કાંઈ ઓર જ ગમ્યું. એટલે આપણે તો ધીરજ અને શાન્તિ રાખી તેની ઇચ્છાને શરણ થયા વિના બીજો ઇલાજ નથી. એ પરમાત્મા તેમના આત્માને શાન્તિ આપો એ જ પ્રાર્થના છે.

ભાવનગર. } લિ૦ **મુરારજી આણંદજીના જેગોપાળ.**

---

મિ. ભવાનીદાસ મોતીવાળા.

આપણાં માનવંત પ્રિય બ્હેન જમનાબ્હેન સક્કઈના સ્વર્ગવાસ થવાની ખબર મારાં બ્હેનના મુંબઇના કાગલથી તેમજ મુંબઈનાં ગુજરાતી ખબરપત્રોથી જાણી મને બહુજ દિલગીરી લાગી હતી. અને એ વિષેનો દિલાસો એમના* ભાણેજ ભાઈ કેશવલાલપર ગયા મેલમાં મેં લખ્યો હતો, તે પછી "જામે જમશેદ"માં એ મરહુમ બાઈના માનમાં ગુજરાતી સ્ત્રીમંડળે જાહેર કરેલી દિલગીરીની સભાનો હેવાલ મારા વાંચવામાં આવ્યો હતો તેપરથી તમો ભાઇપર એ બાઈનાં અતિ ખેરખાહ મિત્ર તરીકે લોકોના આવેલા કાગજો વિષે જાણી આ લખી, વાંચવા તસદી આપું છું જી.

આપણા માનવંત શેહેરી દાદાભાઈ નવરોજીએ મરહુમ બાઈ માટે જે શબ્દો લખ્યા છે તે બોલેબોલ મારા દિલના પણ છે. ખચીત જ એ બાઇની હિન્દુ બ્હેનોને કેળવણી આપી દરેક રીતે ચઢતી હાલત કરવાની ઉલટ–કાળજી અને હીંમત ઘણીજ માન અને અજાયબી ભરેલી હતી. એમની સાથે ત્રણ અઠવાડીઆં દુકાળનાં કામમાં સને ૧૯૧૨ ની સાલમાં રેહેવાની મને ભાગ્યશાળી તક મળી હતી. ત્યારથી હું સદા ચાહતી આવી છું કે એમનાં જેવાં ઘણાં

બાઈઓ હિન્દુસ્થાનની દરેક કોમમાં થવાં જોઈએ. ફક્ત કેળવણી જ નહીં પણ પોતાના ધર્મ તરફ ફરજ કરવાની શક્તિ પણ એ બેઉ ધણીધણીઆંણીમાં નકલ કરવા જોગ હતી. પરમેશ્વર એ લોકના આત્માને શાંતિ અને સ્વર્ગ આપે તથા એમની ખોટથી જે બિચારાંઓ દુઃખી થયાં હોય તે સર્વેને–ધીરજ–હીંમત અને આપણા સર્વેને તેમને પગલે ચાલવાની રૂડી શક્તિ બક્ષો.

લંડન. } તમારી શુભેચ્છક,
**પુતલીબાઈ રૂ. ધ. શેઠના.**

---

ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળનાં સેક્રેટરી,

સ્વર્ગવાસી શ્રીમતી બ્હેન જમનાબાઈ સક્કઇના શોકજનક મૃત્યુથી સમસ્ત ગુજરાતી પ્રજા દિલગીર થઇ છે.

આ શહેરની સ્ત્રીઓની જાહેરસભા અમારા મંડળ તરફથી આજ રોજ મેળવી હતી અને તેમાં નીચે પ્રમાણે ઠરાવ કરવામાં આવ્યા હતા.

સ્વર્ગવાસી ગંગાસ્વરૂપ બ્હેન જમનાબાઈ સક્કઇના ખેદકારક મરણથી આ સભા પોતાની દિલગીરી જાહેર કરે છે. આપણા દેશને મરહુમ બ્હેનના મરણથી ભારે ખોટ પડી છે.

લી૦
**સૌ. વિદ્યા રમણભાઈ.**
અમદાવાદ. } **મહાલક્ષ્મી મનસુખરામ.**
મહિલામંડળનાં સેક્રેટરીઓ.

---

લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસ, ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળનાં પ્રમુખ,

મુંબઈ વનિતાવિશ્રામની મેનેજીંગ કમીટીમાં નીચેનો ઠરાવ પસાર થયો છે. તે આપને જણાવવાની રજા લઉં છું.

**ઠરાવ.**

મુંબઈની વનિતાવિશ્રામ સંસ્થાની મેનેજીંગ કમીટી પોતાનામાંના એક જાણીતા સભાસદ ગં. સ્વ. જમનાબાઈ નગીનદાસ સક્કઇના ખેદકારક મૃત્યુની નોંધ લે છે. સ્વર્ગસ્થ જયારથી સુરતનું વનિતાવિશ્રામ સ્થપાયું ત્યારથી પોતાનું મૃત્યુ થયું તે સમયસુધી સુરત તથા મુંબઇના આશ્રમો તરફ તથા તેમના બંને સ્થાપકો તરફ ઘણો પ્રેમભાવ રાખતાં હતાં એટલું જ નહિ પણ આ આશ્રમોને પોતાની તન મન અને ધનની મદદ આપતાં હતાં. મુંબાઈમાં આશ્રમ સ્થપાયો ત્યારે ગં. સ્વ. જમનાબાઈએ રૂ. ૨૦૦ ની મદદ કરી હતી એટલું જ નહિ, પણ તેઓ મુંબાઈના આશ્રમને બધી રીતે મદદ કરવા ઉત્સુક હતાં અને જતે દહાડે મુંબાઇના આશ્રમમાં ખુદ પોતે રહી આશ્રમની ઉન્નતિ કરવા ઘણી ઇંતેજારી દેખાડતાં. મરનાર પોતાના છેલ્લા વીલમાં પણ મુંબઈના આશ્રમને રૂ. ૧૦૦૦ ની રકમ આપવાનું ફરમાવી ગયાં છે. આવી રીતે વનિતાવિશ્રામની સંસ્થાઓ પરત્વે નહિ પણ મુંબઈ, સુરત, અમદાવાદ, ભાવનગર, પુના વિગેરે દેશદેશાવરની સ્ત્રીસંસ્થાઓ તથા ગુજરાતની લગભગ તમામ સ્ત્રી ઉપયોગી હીલચાલોને ગં. સ્વ. જમનાબાઈ પોતાના ઉમદા ચારિત્રથી અને ઉત્તમ કર્તવ્યોથી એક પરોપકારી ગુજરાતી હિન્દુ સ્ત્રી તરીકે દેશપરદેશ જાણીતાં થયાં હતાં. કમનસીબે ગં. સ્વ. જમનાબ્હેનને છેલ્લાં બે વર્ષ ઉપર વિધવા અવસ્થા પ્રાપ્ત થઇ હતી તે વખતે એક હિન્દુ વિધવાનો ખરો ધર્મ શું છે તે

તેમણે પોતાના સદ્દગત પતિની અમૂલ્ય સલાહ મુજબ ચાલી દેશની તમામ વિધવાઓને પ્રત્યક્ષ બતાવી આપ્યું હતું. આવું ગુજરાતનું અમૂલ્ય રત્ન આપણા વચ્ચેથી ગુમ થયાથી વનિતાવિશ્રામની સંસ્થાઓએ એક મોટો સહાયક ગુમાવ્યો છે. એટલું જ નહિ પણ આખા ગુજરાતે, ગુજરાતની કીર્તિ વધારનાર, તેની દરેક સ્ત્રીઉપયોગી હિલચાલનું હિત હૈડે ધરનાર એક સાધ્વી સ્ત્રી ખોઈ છે. આવી સ્ત્રીના મૃત્યુથી થતી દિલગીરી પ્રદર્શિત કરવા મુંબઈના વનિતાવિશ્રામ તરફથી ચલાવવામાં આવતા બધા શિક્ષણવર્ગો ગં. સ્વ. જમનાબાઈના અવસાનને બીજે દહાડે માનની લાગણી દર્શાવવા બંધ રાખવામાં આવ્યા હતા. મરનારના કુટુંબીઓ તરફ તથા ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળની સંસ્થા જેના મરનાર એક સ્થાપક તથા સ્તંભ હતા. તે સંસ્થા તરફ મુંબઈનું વનિતાવિશ્રામ પોતાની અત્યંત દિલગીરીની લાગણી તથા દીલસોજી તેઓના આ ભારે શોકના પ્રસંગે જાહેર કરે છે અને સ્વર્ગસ્થના આત્માને પ્રભુ શાંતિ બક્ષે એવી પ્રાર્થના કરે છે.

વનિતાવિશ્રામ મુંબઈ. **શિવગૌરી** ગજ્જરના યથાયોગ્ય.

---

અ. સૌ. શ્રીમતી બ્હેન કલાવતી ભવાનીદાસ, સેક્રેટરી, ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ, મુંબઈ.

ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળનાં સ્થાપક અને પ્રમુખ અને મુંબાઈ નિવાસી ગુજરાતી સ્ત્રીઓનાં અગ્રેસર તેમજ સ્ત્રીઓને લગતાં તમામ કાર્યોમાં પૂર્ણ ઉત્સાહથી કાર્ય કરનાર સ્ત્રીરત્ન ગં. જમનાબ્હેન સક્કઈના ખેદજનક અવસાનથી આપના મંડળને જ નહી પરંતુ મુંબાઈ નગરીનાં ગુજરાતી અને અન્ય સ્ત્રીઓ તેમજ ગુજરાત, કાઠીઆવાડના તમામ સ્ત્રીસમૂહને મહાખોટ પડી છે. રાજકીય, સાંસારિક, ઔદ્યોગિક, ઇત્યાદિ ઇત્યાદિ બાબતોમાં સ્ત્રીઓના શ્રેયાર્થે તેઓએ કરેલી ચળવળ તથા આપેલી તન મન ધનની સહાય તેમજ દુષ્કાળ સમયે ગામેગામ ફરી ગરીબ તથા દુષ્કાળ પીડિત લોકોને દુઃખ વેઠી કરેલી મદદ વિગેરે તેમનાં કાર્યો એવાં છે કે આપણી સ્ત્રીઓ સન્મુખ જીવિત દૃષ્ટાંતો તરીકે હમેશાં ખડાં રહેશે. અને સર્વને અનુકરણીય થઈ પડશે.

જે જે કાર્યો તેમણે આદર્યાં છે તે યથાયોગ્ય ફળીભૂત થાઓ તથા તેમને પગલે આપનું મંડળ ચાલી તેમનાં કૃત્યોને વિશેષ દીપાવો અને તેમના આત્માને શ્રી પરમાત્મા શાંતિ આપો એવી અત્રેના વનિતાવિશ્રામની અલ્પ પ્રાર્થના છે.

અમદાવાદ,<br>વનિતાવિશ્રામ. }

લિ૦ **સુલોચના દેસાઇ**<br>તથા<br>**સૌ. રૂક્ષ્મિણી અંબાલાલ દેસાઇ.**

---

ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળનાં સેક્રેટરી,

અમે સીહોર ગામની સ્ત્રીઓ ગંગાસ્વરૂપ ભગવતી જમનાબાઈ નગીનદાસ સક્કઈના સ્વર્ગવાસ થયાના સમાચાર જાણી અમારી દિલગીરી જાહેર કરીએ છીએ. ગુજરાતની હિન્દુ બ્હેનોની નૈતિક, ધાર્મિક અને માનસિક સ્થિતિ સુધારવા તેમણે કરેલ સ્તુત્ય પ્રયાસ સહુ કોઈના જાણવામાં છે. સંવત ૧૯૬૮ ના ભયંકર દુષ્કાળના પ્રસંગે તેઓ પ્રથમ આ ગામમાં આવ્યાં હતાં, અને ગરીબ માણસોને દાણા તથા કપડાંની અને મુંગા ઢોરને ઘાસની જે મદદ આપી હતી તે ઉપકાર અમે ભૂલી જઈએ તેવો નથી. ગત વર્ષમાં શ્રાવણમાસમાં તેઓ અહીંઆં આવ્યાં

હતાં. અને અહીં આ કન્યાશાળામાં સહુ બ્હેનોને એકઠાં કરી ભાષણ આપી અમને સહુને ઉપકારી કર્યાં હતાં. આવી એક દેશભક્ત સુશીલ પવિત્ર સાધ્વી અને તેવા અનેક ગુણવાળી બ્હેનના સ્વર્ગવાસ થવાથી ગુજરાત, કાઠીયાવાડ અને મુંબઈ ઇલાકામાં સ્ત્રીમંડળમાં મોટી ખોટ પડી છે.

પરમ કૃપાળુ ઈશ્વિર તેમના અમર આત્માને ચિરકાળ શાંતિ આપો અને તેનો દાખલો લઈ ગુજરાતી બ્હેનો તેનું અનુકરણ કરે એવી સહુ બ્હેનોને પ્રેરણા કરો.

સિહોર, કાઠીયાવાડ. } સિહોર સ્ત્રીસભાનાં પ્રમુખ,
**ભીખાઇજી હોરમસજી શેઠના.**

---

ગુજરાતી સ્ત્રીમંડળનાં ઉપપ્રમુખ તથા સર્વ સભાસદો,

વિ. દિલગીરી સાથે લખવાનું કે ગં. સ્વ. શ્રીમતી જમનાબ્હેન સક્કઈના સ્વર્ગવાસના સમાચાર સાંભળીને અમે સુરત સ્ત્રીસમાજની બ્હેનો બહુ જ દિલગીર થયાં છીએ. કેમકે આપણા ગુજરાતમાં એમના જેવાં પરોપકારી ને સહૃદય બ્હેન હજી થયાં નથી ને એમની ખોટ પુરાવી બહુ જ કઠિન છે. કેમ કે ગુજરાતી બ્હેનોમાં એમના જેવી પરોપકારી બ્હેનોની ઘણી જ ખોટ છે. તેમાં આવાં બ્હેનની ખોટ પડી છે તેથી બહુ જ દિલગીર થયાં છીએ. ઈશ્વર એમના આત્માને શાન્તિ આપો એ જ પ્રાર્થના છે.

સહી સૌ. ગુણવંતગૌરી છગનરાય રાયજી.
સહી જસવંતિકા મુનશી.
સહી સૌ. સર્યુબાળા કરસુખરામ હોરા.
સહી સૌ. કાન્તિદા ઇન્દ્રવદન હોરા.
સહી ઇન્દુમતી ડાહ્યાભાઈ વકીલ.
સહી સૌ. મટુબ્હેન જનાર્દન પાઠકજી.
સહી સૌ. પ્રસન્નગૌરી મુકુન્દરામ મહેતા—
સેક્રેટરી.

સહી સૌ. ચીમુબ્હેન વીરસુખરામ હોરા
ઉપપ્રમુખ,
સહી નાનીબ્હેન ગજ્જર.
સહી બાજીગૌરી મુનશી.
સહી સૌ. ભાનુદાબ્હેન ઈંદ્રવદનરામ મુનશી
સહી ધનમનગૌરી બળસુખરામ દીવાનજી.
સહી સૌ. મીરાં એમ. રાયજી.

---

ગં. જમનાબાઇ નગીનદાસ સક્કઇનાં કુટુમ્બ તરફ.

વિ. શ્રી મુંબઈ જૈન મહિલાસમાજની એક સભા ગઇ તા. ૧૦–૪–૧૬ ને રોજ શ્રી મુંબઇ માંગરોળ જૈન સભાના હૉલમાં સૌ. લીલાવંતી ફીકાભાઇ પ્રેમચંદના પ્રમુખપણા નીચે મળી હતી. તે વખતે ગં. સ્વ. બ્હેન જમનાબાઈના સ્વર્ગવાસ માટે દિલગીરી જાહેર કરવામાં આવવા સાથે તે બ્હેનની યાદગીરી અમારી વચ્ચે કાયમ રહે તે માટે તેમની એક એનલાર્જ છબી આ સમાજના હૉલમાં રાખવાનો ઠરાવ થયો છે. તે ખબર પ્રમુખ અને સેક્રેટરીની ફરમાસથી આપ તરફ મોકલવામાં આવે છે તેની નોંધ લેશો.

શ્રીમુંબઇ જૈન મહિલાસમાજ. } લી. ઑનરરી સેક્રેટરી,
**સૌ. ગુલાબબાઇ મકનજી મહેતા.**

---

માનવંતા મંત્રી, "ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ" મુંબાઇ.

સેવામાં સવિનય નિવેદન કે—સ્થાનિક આર્યસમાજ મંદિરમાં અમારી આર્ય સ્ત્રીસમાજની સાધારણ સભા મળી હતી, તેમાં આપના મંડળનાં પ્રમુખ શ્રીમતી જમનાબાઇ સક્કઇના પરલોકગમનથી દુઃખી થઈ જે શોકભર્યો ઠરાવ કરવામાં આવ્યો તે આ નીચે આપની સેવામાં લખી મોકલી અમે આપના દુઃખમાં ભાગ લઇએ છીએ.

"શ્રીમતી જમનાબાઈ નગીનદાસ સક્કઇ જેઓ મુંબાઈ શહેરની ગુજરાતી કોમમાં એક આગેવાન, જનસમાજની સેવા કરનાર, પરગજુ ભલાં બાઇ હતાં અને જેઓ પોતાની પુખ્ત વય, સાદા જીવન, અને પ્રેમયુક્ત વચનોથી મુંબાઈની સ્ત્રીસમાજમાં ઘણાં આદર પામેલાં હતાં તેઓના અકાળ મૃત્યુની ખબર સાંભળી આ સમાજ ઘણીજ દિલગીર થઇ છે. ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળનાં તેઓ જીવનપર્યન્ત પ્રમુખ રહ્યાં હતાં અને અન્ય સ્ત્રીઓની સભામાં પણ ઉત્સાહથી ભાગ લેતાં હતાં. આર્ય સ્ત્રીસમાજ તેઓના મૃત્યુથી પોતાને મોટી ખોટ ગએલી માને છે."

લી. ચંદાગૌરી ઠાકોરદાસ દેસાઇ,
મંત્રી, આર્ય સ્ત્રીસમાજ, મુંબાઈ.

---

ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળના પ્રમુખ સાહેબ મુંબઈ.

આપણા મંડળનાં પ્રમુખે સ્વર્ગવાસ કર્યાના માઠા સમાચાર સાંભળતાં અત્યંત દિલગીરી પ્રાપ્ત થયેલ છે. મરહુમ ગં. જમનાબાઇની અમૂલ્ય સેવાની હજી મંડળને પૂરી આવશ્યકતા હતી. આવા પ્રમુખસ્થાને વિરાજેલ જમનાબાઇની ખોટ પૂરી થાય એવી મનોભાવના છે. પરંતુ તે ખોટ પુરી થતાં ગં. જમનાબાઇનું મુબારક નામ યાદી બહાર જાય તેમ નથી. આ હૃદયભેદક બનાવ બનતાં પારાવાર દિલગીરી થયેલ છે. ભાવિ પ્રબળ છે, ઇશ્વરની ગહન ગતિ છે, કુદરત આગળ સૌ કોઇ લાચાર છે. લેણાદેણના યોગ પૂરા થયે સહુ સહુના માર્ગે ચાલ્યા જાય છે, એવી ઘટમાળ છે; જેમાં આપણ સ્નેહીઓનું કાંઇ બળજોર ચાલતું નથી. માટે જ્ઞાનવડે સમાધાન કરી સર્વ સભાસદો તથા તેઓશ્રીનાં સગાં સ્નેહીઓને દિલાસો અપાવશો. આ હૃદયભેદક દુઃખદળના વળનમાં પારાવાર શોચ થયો છે તે નેત્રમાં દર્શાવી શકાતો નથી. સ્ત્રીકુળભૂષણ જમનાબાઈ વૈકુંઠવાસી થતાં આર્યબાળાઓ સ્નેહીસંબંધીઓને બહુ મોટી ખોટ પડી છે. હિન્દુસ્થાનમાં પરોપકારી પુરૂષો તથા લાખોમાં એક આવાં સુશીલ અને સ્ત્રીઓ તથા ઉછરતી બાળાઓને સુમાર્ગે બતાવી ઉભયતાને પહોચાડનાર પ્રિય જમનાબાઇરૂપી રત્ન બરબાદીને પામતાં કઇ સ્ત્રીના મનમાં આઘાત નહી થશે? ઈશ્વરની ઇચ્છા આધીન મનુષ્ય ગમે તેવી પ્રિય અને ચાહાયલી વસ્તુઓ ભવિષ્યયોગે ગુમાવી હાય મારી બેશી રહે છે. નિરૂપાય છે. વાહાલાં સ્ત્રીમંડળોને આપણાં પ્રિય જમનાબાઇના અવળા ભવિષ્યમાટે હું અત્યંત દિલગીરી સાથ દિલાસો આપી મારી કલમ બંધ કરૂં છું.

વાંકાનેર. }

લિ. બાશ્રી જામબાઇના
જેશ્રીકૃષ્ણ વાંચશો.

---

ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળનાં પ્રમુખ.

સદ્‌ગત ગંગાસ્વરૂપ જમનાબાઈ નગીનદાસ સક્કઈના શોકજનક અવસાન માટે ભરવામાં આવેલી શોકદર્શક સભાનાં પ્રમુખ લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસ અને ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળનાં સભાસદો,

અમારાં માતૃતુલ્ય પૂજ્ય ગંગાસ્વરૂપ જમનાબાઇ નગીનદાસ સક્કઇના ખેદજનક અવસાન માટે ગઈ તારીખ ૧૫ મી એપ્રિલ ૧૯૧૬ ને રોજ તમો બ્હેનના પ્રમુખપદ નીચે ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળના સભાસદોની જાહેરસભામાં સદ્‌ગતના માનાર્થે પસાર કરેલા ઠરાવની નકલ અમારી ઉપર મોકલી આપવા માટે મંડળનાં સઘળાં સભાસદોનો અને તમો બ્હેનનો અમો સદ્‌ગતના કુટુંબીઓ અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

સદ્‌ગત જમનાબ્હેન સક્કઇએ મંડળનાં પ્રમુખ તરીકે અને સ્થાપક તરીકે પોતાની હયાતી સુધી નિઃસ્વાર્થપણે અંતઃકરણપૂર્વક પોતાની હિન્દુ બ્હેનો અને આ દેશની ઇતર કોમની બ્હેનોની સુધારણાની તમામ હીલચાલોમાં આત્મભોગવડે મંડળ પ્રત્યે જે સેવાઓ બજાવી હતી તેની યોગ્ય કદર પીછાની સદ્‌ગતનાં ભલાં અને નેક કામો માટે તમારા મંડળે પસાર કરેલા પ્રશંસા પાત્ર ઠરાવથી અમો સદ્‌ગતના, કુટુંબીઓ ઉપર આવી પડેલા અસહ્ય દુઃખમાં દિલાસારૂપે ઘણી શાંતિ થઇ છે.

તમારા મંડળનો એક ઉત્તમ નાવિક—મંડળના શિર ઉપર પ્રકાશતું એક ઉમદા જવાહીર—અલૌકિક પ્રેમવડે તમામ સ્ત્રીસમાજ ઉપર સચોટ અસર કરનાર એક ઉમદા સ્ત્રીરત્ન આપણા હિન્દુ સંસારમાંથી ગુમ થયું—નાશ થયું તેને માટે મુંબાઇ ઇલાકાના તમામ સ્ત્રીવર્ગમાં તેમાં મુખ્યત્વે કરીને તમો ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળની તમામ બ્હેનોમાં જે અતિશય દિલગીરી ફેલાઇ રહી છે તે સ્વાભાવિક છે.

તમારા મંડળનાં પ્રમુખ એટલાં બધાં સાદાં, નમ્ર, પ્રેમાળ, પરોપકારી, ઉત્સાહી, સ્વદેશાભિમાની, રીતિનીતિ આચારવિચાર વિવેક અને ધર્મપાળક હતાં કે જેથી તેમના ઉત્તમપણા માટે તેમના સ્વર્ગવાસથી મંડળને અતિશય ખોટ પડી છે.

સ્વર્ગસ્થ જમનાબ્હેન સક્કઇની ઉચ્ચ મનોભાવના સફળ કરવાનાં કાર્યો ઉપાડી લેવા ઉત્સાહપૂર્વક તમો સઘળી બ્હેનો તત્પર થશો તો સદ્‌ગત બ્હેનના પવિત્ર આત્માને ઘણી જ શાંતિ મળશે.

અમો સદ્‌ગતના કુટુંબીઓ તમો ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળનાં સભાસદોના અંતઃકરણપૂર્વકના ઉંડી દીલસોજી દર્શાવનારા તમારા માયાળુ ઠરાવને માટે ફરીથી આભાર માની સદ્‌ગત ગં. જમનાબાઇ સક્કઇના આત્માને પરમ કૃપાળુ પરમેશ્વર શાંતિ બક્ષે એવું ઇચ્છિએ છિયે.

સેવક,
**વેણીલાલ મગનલાલ.**
**કેશવલાલ ભીખાભાઇ.**

# શોક પ્રદર્શિત કરનારા પત્રો.

સદ્દગતનાં કુટુંબીઓ ઉપર તેમ જ ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ ઉપર નીચે જણાવેલ જુદી જુદી સંસ્થાઓ, સન્નારીઓ અને બંધુઓ તરફથી શોકપ્રદર્શિત કરનારા પત્રો મળ્યા હતા.

ભાવનગર ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળની શાખા, સિદ્ધપુર વનિતાવિશ્રામ, નડીઆદ વનિતા-વિશ્રામ, રાજકોટ સ્ત્રીસુબોધિની સભા, સીહોર સ્ત્રીસમાજ, સુરત સ્ત્રીસમાજ, અમદાવાદ વનિતાવિશ્રામ, સુરત વનિતાવિશ્રામ, મુંબાઇ સેવાસદન, આર્ય સ્ત્રીસમાજ, મુંબાઈ જૈન મહિલા સમાજ, અમદાવાદ મહિલામંડળ, ટ્રાન્સવાલ ઈન્ડીઅન વિમેન્સ એસોસિયેશન, જોહાન્સબર્ગ, મુંબાઇ પ્રેસિડન્સી સોશિઅલ રિફૉર્મ એસોસિયેશન, બ્રિટિશ ઇન્ડીઅન એસોસિયેશન જોહાન્સ-બર્ગ, અમદાવાદી મણિયાર મિત્રમંડળ, ભાવનગર, ભાવનગર મોઢ જ્ઞાતિ રાત્રિશાળા, નડીઆદ હિન્દુ અનાથાશ્રમ, કાઠીઆવાડ અનાથાશ્રમ, વણિક ઓર્ફનેજ, ગં. સ્વ. રાજમાતા જામબા સાહેબ, વાંકાનેર, સૌ. મણિલક્ષ્મી મુરારજી આણંદજી ટના, સૌ. હરિસુખગૌરી વામનરામ કપિ-લરામ મહેતા, સૌ. બ્હેન વસંતકુંવરબા કાળુભા કલ્યાણસિંહજી, સૌ. શારદા સુમંત મહેતા, સૌ. કૃષ્ણાગૌરી ચિમનલાલ હરિલાલ સેતલવાડ, મનીજેહ મિસ કેપ્ટન, સૌ. રમાલક્ષ્મી મણિલાલ હરિલાલ સિહોર, લેડી આઇમાય ફિરોજશાહ મહેતા, મહર્ષિ ડા. દાદાભાઇ નવરોજી, સેન્ટ નિહાલસિંગ લંડન, રા. મુરારજી આણંદજી ટના, રા. હિમ્મતલાલ ગણેશજી અંજારિયા, રા. ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટીઆ, રા. ડાહ્યાભાઇ લક્ષ્મણ પટેલ, રા. સીતારામ જે. શર્મા, રા. ભોગીલાલ ચકુભાઇ વડનગર, રા. મણિલાલ સાંકળચંદ પારેખ નડીઆદ, રા. કાળાભાઇ ત્રિભુવનદાસ ગજ્જર, સૌ. માણેકબાઇ કહાનજી રાજકોટ, સૌ. કાશીબાઇ છોટાલાલ ભાવનગર, રા. ભગવાનદાસ વિશ્રામ દેલવાડકર, રા. કાનજી માલજી ઝવેરી, રા. રંગીલદાસ એમ. કાપડીઆ ગણદેવી, રા. કીલાભાઇ દુલભરામ દલાલ વડોદરા, રા. પ્રાણજીવનદાસ દુલભરામ સુરત, સૌ. કૃષ્ણા હરિલાલ રાવળ સુંથરામપુર, સૌ. મોંઘીબાઇ પરમાણંદદાસ ઠક્કર, રા. મોહનલાલ લલ્લુ-ભાઇ કોઠારી, વ્યાસ મૂલશંકર રામજી સિહોર, રા. છોટાલાલ ત્રિભોવનદાસ મણિયાર ભાવન-ગર, રા. કરૂણાશંકર જયશંકર અમરેલી, પંડ્યા કાલિદાસ બેચરદાસ ભાવનગર, રા. દામોદર-દાસ પ્રાણજીવનદાસ મણિયાર, રા. કેશવરામ નંદરામ ભટ નવસારી, રા. હીરાલાલ વિદ્યારામ રાવળ સુંથરામકર, મિસિસ પુતળીબાઈ આર. ડી. શેઠના લંડન, રા. બાલુભાઇ લાલભાઈ, રા. નાથાલાલ વિઠ્ઠલદાસ ચોકસી સુરત, રા. મૂલચંદશાહ નરોત્તમદાસ સુરત, રા. રણછોડદાસ એમ. વકીલ, રા. શાસ્ત્રી નંદલાલ પ્રાણશંકર, રા. ચિમનલાલ ઠાકોરલાલ સુરત, રા. પ્રહલાદજી ગોવર્ધનદાસ પૂના, વગેરે.

---

# DEATH OF A PROMINENT HINDU LADY.

THE BOMBAY CHRONICLE.

We regret to announce the death of Mrs. Jamnabai Nagindas Sakkai which took place at her residence "Ram Nivas", Ban Gunga, Walkeshwar, Bombay on the 8th. The deceased was suffering from sprue since the last six months. This together with the great grief she continually felt for the demise of her husband in 1914 brought about her death. She was aged 54 at the time of her death. Mrs. Sakkai, by caste a Modh Baniya, was a member of the well known family of Mr. Tapidas Vurjdas. Since the year 1903 Mr. Sakkai commenced to take part in the public life of Bombay and continued to do so even when she became a widow. Throughout these years she tried by all her efforts to bring about the necessary improvements in the backward condition of her sisters of the Gujarati community. The deceased was the President of the Gujarati Hindu Stree Mandal from its commencement in the year 1903 and was the Vice President of the Seva Sadan of Bombay till her death. She by her good and kind deeds, and by her genial and urbane manners was fortunate in winning the affection of many members of the different Indian communities. During the last great famine in Gujarat and Kathiawar Mrs. Sakkai, at her own expense, took a party of ladies to personally offer the necessary relief to the famine-stricken from the sum of Rs. 20,000 collected by her own efforts. In these and other ways she proved herself of great service to her sisters both in Bombay and in other places of Gujarat and Kathiawar. She was known and loved throughout her life as a sincere philanthropist of rare merit. Her loss has been deeply mourned by her relatives and by a large circle of her friends and admirers. She leaves behind her two of her sister's sons.

## HER CHARITIES.

Mrs. Sakkai, quite in keeping with her life-long activities, has set apart in her last will a sum of Rs. ( 17,500 ) for various charitable purposes. They are as follows:—

Rs. 7,500 for a Technical Scholarship to the students of the "Modh" Baniya caste.

Rs. 5,000 for the Building Fund of the Gujarati Hindu Stree Mandal.

Rs. 1,100 for miscellaneous gifts to different philanthropic and charitable institutions of India.

Rs. 1,000 to Bombay Seva Sadan.

Rs. 1,000 to Bombay Vanita Vishram.

Rs. 500 to Prof. Karve's Women's University Scheme.

Rs. 500 for good conduct prize to the pupils of the Chanda Ramji Girls' High School.

Rs. 300 to the "Gokhale Scholarship Fund" started in England by Sir W. Wedderburn and others.

Rs. 200 to the Bhavnagar Branch of Gujarati Hindu Stree Mandal.

Rs. 100 to the Servants of India Society.

Rs. 100 to Lady Willingdon's Maternity Home Fund.

---

# THE LATE MRS. JAMNABAI NAGINDAS SAKKAI.

## (THE GUJARATI.)

On the 8th of this month Bombay lost by the cruel hand of death a unique personality in the person of Mrs. Jamnabai Nagindas Sakkai. The deceased was aged 54 at the time of her death. By this sad event, an irreparable loss has been caused both to our city and western India. Mrs. Sakkai was an interesting link between the old and the new generations and as such, she combined wonderfully in her personality some of the noblest features of both the generations. In these days, when on every side, we hear cries about the rights of women, her noble example clearly showed that the ideal of perfect womanhood did not consist in doing every thing a woman can, but in doing only those things marked out for her in her special sphere. Mrs. Sakkai recognized woman as the complement of man, and she illustrated the truth of this principle by seeking to develop in herself the qualities of single-minded devotion, catholic sympathy, great courage, rare unselfishness, and innate simplicity—qualities which are the flowers of true womanliness and which go to perfect a woman as woman and thus help to perfect man as man. Mrs. Sakkai distinguished herself by her exceptionally bright intelligence even as a girl student, and though born in a rich family, shed lustre in idealizing the home life in her husband's family. She also contributed her rightful share in elevating the status of many a Gujrati lady by her life-long labours of love in their cause. Mrs. Sakkai was unfortunate in losing all her own children in their very prime of life; but the Almighty compensated her enormously by giving her the utmost satisfaction in the discharge of self-imposed duties towards her sisters. The force of her magnetic influence was felt by all persons who came in contact with her. During her short public career of thirteen years, she was instrumental in infusing a new and vigorous spirit into the lives of the women of Bombay. Similarly, her influence was perceptibly felt in many parts of Gujarat, Cutch and Kathiawar. This became evident by the way in which Mrs. Sakkai was received during her tours in these places. It is not possible for us to give here a detailed account of her many-sided activities in Bombay and elsewhere. We

trust that some one possessing intimate knowledge of her varied services will undertake to write a good biography of this gifted lady for the benefit of the women of India. Suffice it for us to mention here the main features of Mrs. Sakkai's useful life. The services rendered by Mrs. Sakkai for the Gujarati Hindu Stree Mandal, have been recognized by the Managing Committee of the Mandal at the end of their twelve years' report in these terms :—"We have no hesitation in mentioning publicly that the success which our Mandal has hitherto achieved is practically due to Mrs. Jamnabai Nagindas Sakkai." The Mandal gave a fitting expression to their sense of appreciation of these services yesterday at a meeting, specially convened for the purpose. Mrs. Sakkai's services to the Seva Sadan of Bombay were gracefully acknowledged in a resolution of condolence passed by its Committee on the 10th inst., which was as follows :—"That this meeting wishes to place on record its feeling of profound sorrow, great regret and heavy loss at the death of one of its distinguished Vice-Presidents, Mrs. Jamnabai N. B. Sakkai. The deceased was connected with the Society from its very beginning upto the time of her death and during that period not only rendered disinterested, self-sacrificing, exemplary and invaluable services to the Society, but also freely helped it with her purse. Her life-long work was to relieve distress and uplift the women of India and in her they have lost a sincere friend and a staunch supporter." The Jain Community has also passed a resolution of condolence, in appreciation of Mrs. Sakkai's services in furthering the progress of education among the women of the Jain Community and resolved to keep an enlargement of Mrs. Sakkai's photo in the Jain Ladies' Institution. The deceased was connected not only with these institutions but also with several others. All these she helped both by her personal labours and the free use of her purse. Mrs. Sakkai throughout her life remained a staunch Hindoo and did her utmost in all possible ways to help forward the cause of ideal womanhood in India. Her exemplary character, her public spirit and her numerous but unostentatious deeds of charity proved a potent force in furthering the cause of the emancipation of Indian women in general and Hindoo women in particular. Mrs. Sakkai, unlike many Hindoo widows and in enlightened response to her husband's last desire,

took an active part in the philanthropic and other public activities of our city, and this special feature of her life was very gracefully referred to by H. H. Lady Ali Shah in her speech at the Town-Hall meeting, held in connection with the women's activities for the relief of distress in the present great war. Duty was Mrs. Sakkai's watchword and she discharged the same with fearless devotion but without courting public applause. She was a familiar figure on many a platform in Bombay. To quote Mrs. Sarojini Naidu's words used by her in expressing her sorrow at Mrs. Sakkai's death, she was "an embodiment of the courage, sweetness and self-sacrifice of Indian womanhood." By her death our city and our country has lost a remarkable Hindu lady. It was in the fitness of things that the Gujarati Hindu Stree Mandal, Seva Sadan and the Vanita Vishram were closed on Monday last in her honour. We trust the citizens of Bombay will not fail to mark their appreciation of the many unselfish and noble services rendered by Mrs. Sakkai to the cause of Indian womanhood in a fitting manner. We are glad to learn that the Gujarati Hindoo Stree Mandal resolved yesterday to raise a suitable memorial for perpetuating Mrs. Sakkai's memory. We are also pleased to learn that the women of Bombay also desire to convene a public meeting in the month of June to give expression to the great loss sustained by our city by her death. Her nobility was shown by her many good deeds and is further demonstrated by the way in which she has bequeathed a portion of her wealth by her last will and testament. The discriminating and broad-minded spirit in which Mrs. Sakkai has distributed a sum of Rs. 18,000 for various deserving philanthropic institutions of our country shows in an unmistakable manner Mrs. Sakkai's catholic outlook on life. We believe this is the first instance of a Hindoo lady in Bombay having ever bequeathed a part of her fortune in such broad-minded spirit. We offer our heart-felt condolence to Mrs. Sakkai's family and to the members of the Gujarati Hindoo Stree Mandal which has suffered an irreparable loss by the death of its guide, friend and philosopher. May Mrs. Sakkai's soul rest in peace and may our country-women profit by the noble legacy of an illustrious example of a high-souled, disinterested and self-sacrificing lady like the late Mrs. Sakkai !

---

## વર્તમાનપત્રો અને માસિકોની નોંધ.

સદ્‌ગત ગં. જમનાબાઇ નગીનદાસ સક્કઈના શોકજનક અવસાન માટે મુંબઇસમાચાર જામેજમશેદ, સાંજવર્તમાન, પ્રજામિત્ર અને પારસી, હિન્દુસ્થાન, ટાઇમ્સ ઑફ ઇન્ડીઆ, બોમ્બે ક્રૉનિકલ, ગુજરાતી, ઇન્દુપ્રકાશ, આર્યપ્રકાશ, ગુજરાતી પંચ, ગુજરાત મિત્ર અને દર્પણ, પ્રજાબંધુ, કાઠીઆવાડ ટાઇમ્સ, મૉડર્ન રિવ્યુ, સયાજીવિજય, વ્યંકટેશ સમાચાર, સાહિત્ય, સમાલોચક, વસન્ત, સુન્દરી સુબોધ, હિન્દી ગ્રાફીક, કપોળમિત્ર વગેરે મુંબાઇનાં તેમજ દેશાવરોનાં અંગ્રેજી, ગુજરાતી, મરાઠી અને હિન્દી ભાષામાં પ્રસિદ્ધ થતાં દૈનિક અઠવાડીક અને માસિક પત્રોએ સદ્‌ગત સમ્બન્ધી દિલગીરી ભરી નોંધ લીધી હતી.

## મુંબઇના ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળનાં પ્રમુખ મિસિસ જમનાબાઇ નગીનદાસ સક્કઇનું શોકજનક મરણ—મરહુમનું આદર્શ જીવન અને તે ઉપરથી લેવો જોઇતો ધડો.

( મુંબઇસમાચાર. )

મુંબઈ ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળનાં પ્રમુખ અને મરહુમ મી૦ મલબારીએ સ્થાપેલા સેવાસદન નામની સુપ્રસિદ્ધ સંસ્થાની કાઉન્સીલનાં હિન્દુ કોમ તરફનાં એક ઉપ–પ્રમુખ મિસિસ જમનાબાઇ નગીનદાસ સક્કઇનાં શોકજનક મૃત્યુની નોંધ લેતાં આ ઇલાકાની પ્રજા અને ખાસ કરીને તેના સ્ત્રીવર્ગ તરફથી આપણે ખેદ પ્રદર્શીત કરીશું. મરહુમનાં પવિત્ર નામ સાથેજ એવાં કેટલાંક અગત્યનાં કામો જોડાયલાં છે કે જ્યાંલગી તે કામોની હસ્તીનો લાભ પ્રજાને મળતો રહેશે ત્યાંલગી તેમનું વિસ્મરણ થવું અશક્ય છે. તેમનાં ઘણાં કામોમાં ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળની સ્થાપના મુખ્ય છે. તેણે આ ઈલાકાના ગુજરાતી સ્ત્રીવર્ગમાં એક નવું ચેતન લાવી તેને માથે કેવા પ્રકારની ગંભીર ફરજો રહેલી તેનું તેને ખરૂં ભાન કરાવ્યું છે. તે મંડળની આજથી લગભગ સોળ વરસ પહેલાં સ્થાપના થઈ ત્યારથી તે અત્યાર સુધી તેની જે અમૂલ્ય સેવાઓ મિસિસ જમનાબાઇએ બજાવી હતી તેની તુલના કરવી અશક્ય છે. મહાન પ્રતાપી બ્રિટિશ રાજ્યની શીતળ છાયા હેઠળ પુરૂષ સાથે સ્ત્રીકેળવણીએ પણ ઠીક પ્રસાર કરવા માંડ્યો છે. જોકે તે પ્રજાની દૃષ્ટિએ જોતાં ઘણો ધીમો છે, છતાં તેટલી પણ કેળવણી લેવાનું સૌભાગ્ય જે સન્નારીઓને પ્રાપ્ત થયું હતું તેમને એક સ્થળે એકત્ર કરી તેમની વિધવિધ શક્તિઓને તેઓના લાયકના યોગ્ય માર્ગે પુરતી સંભાળ સાથે દોરવવાનું જે અમૂલ્ય કામ મરહુમે ઉઠાવ્યું તેમાં તેમણે બતાવેલી દુરઅંદેશી અને દીર્ઘદૃષ્ટિ માટે પ્રજા તેમને વખાણવા લાગી હતી. મરહુમે જોયું હતું કે દેશોદય માટે સ્ત્રીકેળવણી અગત્યની છે તેથી જ્યાંલગી તેનો પ્રસાર થવા ન પામે ત્યાંલગી પુરૂષવર્ગના તે માટેના પ્રયત્નો જોઇએ તેટલા લાભદાયી નિવડવાનો સંભવ ઓછોજ રહેશે. આટલા માટે તેમણે પોતાનાં માનીતાં મંડળદ્વારા આ અગત્યનું કામ હાથ ધર્યું અને અત્યારે આપણે જોઇએ છીએ તેમ તેનાં રૂડાં ફળ પ્રજા ચાખવા લાગી છે. સ્ત્રીઓ શું શું કરી શકે, દેશની આબાદીમાં કેવો ભાગ ભજવી શકે અને તેમને માટે ક્યાં ક્યાં કામો લાયકનાં છે, તે જાણવાની જો કોઇને પણ જીજ્ઞાસા હોય તો તેણે મિસિસ જમનાબાઈનાં જીવનક્રમનો અને તેમણે છેલ્લાં સોળેક વરસ થયાં મજકુર મંડળ હસ્તક જે કામો કરાવ્યાં છે તેનો ખાસ અભ્યાસ કરવો. તેમને હાથે થયલાં કેટલાંક કામો તો એવાં છે કે જે માટે આ ઈલાકાનો સ્ત્રીવર્ગ વાજબી મગરૂરી લઇ શકે. હિન્દના મહાન ઓઝેર્ગ નરની

જયંતિ આ મંડળ અને તેમાં પણ તેનાં સદ્ગત સુકાની મિસિસ જમનાબાઈ હસ્તક આ ઇલાકામાં સ્ત્રીવર્ગ તરફથી પ્રતિવર્ષે ઉજવાતી રહી છે તે માટે પ્રજા એ મરહુમને ધન્યવાદજ દેશે. આપણો સ્ત્રીવર્ગ પણ પોતાના રાજદ્વારી નેતા અને સાચાં દેશભક્તને પૂજતો થાય તે આ દેશના સદ્ભાગ્ય ગણવાં જોઇએ અને તેવી પૂજ્ય લાગણીના અંકુરો તે વર્ગનાં મનમાં રોપવાનું માન સદ્ગત મિસિસ જમનાબાઈનેજ ઘટે છે. સ્ત્રીઓ જાહેરમાં શો ભાગ લે અને તેઓ તે લે તેથી પ્રજાને શો લાભ થાય એવા સંકુચિત વિચાર ધરાવનારાઓને મિસિસ જમનાબાઇના જીવનવ્યવહારથી અને તેમણે જાહેરમાં ભાગ લઇ જુદા જુદા વિષયો ઉપર આપેલાં ભાષણો ઉપરથી પોતાના વિચારોમાં સુધારો કરવા વિના ચાલે તેમ નથી. દક્ષિણ આફ્રિકામાં હિન્દી પુરૂષવર્ગ સાથે ત્યાંનો સ્ત્રીવર્ગ પણ તુરંગની સજા ભોગવવા લાગ્યો તે સામે વાંધો દર્શાવવા અને ત્યાં હાડમાર થતા હિન્દીઓને આર્થીક સહાય આપવા માટે મુંબઈમાં ટાઉન હૉલમાં જે જાહેરસભા બોલાવવામાં આવી હતી તે પ્રસંગે મિસિસ જમનાબાઈએ જે ભાષણ આપ્યું હતું તેથી શ્રોતાજનોનાં મન ઉપર ઘણી અસર થઇ હતી. ત્યાં આપેલાં ભાષણ ઉપરાંત તેમણે દક્ષિણ આફ્રીકાવાળા હિન્દીઓને સહાય કરવા માટેનું ફંડ ઉઘરાવવામાં પણ મોટી મદદ કીધી હતી. ગુજરાત અને કાઠીઆવાડમાં પડેલા છેલ્લા દુષ્કાળ સમયે તે ભયંકર આફતમાંથી લોકોનો બનતો ઉગારો કરવા માટેની હિલચાલમાં તેમણે સારો ભાગ લીધો હતો, અને કેટલાક ભાગોમાં જાતે જઇ ત્યાંના લોકોને કપડાં વગેરેની સહાય આપવા અને મધ્યમ વર્ગના લોકો જેઓ માગતાં અચકાય છે તેઓ સાથે ભળી તેમને ખાનગી મદદો પુગાડવામાં જાતી શ્રમ લીધો હતો. આ પ્રસંગે તેઓએ જે દયા અને ઉદાર વૃત્તિથી કામ લીધું હતું તેથી ઘણાં દુખીઆઓની આબરૂ સચવાવા સાથે તેમને જોઈતી મદદ પૂગાડી શકાઇ હતી. લડાઇ ફાટી નીકળતાં પણ તેમણે ઘાયલ થયલાં તથા જંગમાં ઉતરેલા સીપાઇઓને સહાય કરવાનાં કામમાં ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળને ભાગ લેવાને ઉત્તેજન આપ્યું હતું. તેથી મજકુર કામને કેટલી સહાય મળી છે તે બાનુઓની શાખા તરફથી બાહેર પડેલા તેના કામકાજના અહેવાલ ઉપરથી જોઈ શકાય છે. આ પ્રમાણે આ પરોપકારી બાઈએ પોતાના જીવન પર્યંન્ત પોતાનાં જાતીની અને દેશની સેવા બજાવી પોતાનું જીવન સફળ કર્યું છે. મિસિસ સક્કઇ પણ કેટલાં ઉદાર વૃત્તિવાળાં હતાં અને તેમની દૃષ્ટિમર્યાદા કેવી વિશાળ હતી તે પોતાના મૃત્યુબાદ સ્ત્રીકેળવણીની અને બીજી જુદી જુદી સંસ્થાઓને તેઓએ આપેલી મદદ ઉપરથી જોઈ શકાય છે. તેમનાં ભાષણોનો સંગ્રહ કરી તે તેમનાં જાહેર અને ગૃહજીવનના વીગતે અહવાલ સાથે પ્રગટ કરવામાં આવશે તો તેથી આ ઈલાકાની પ્રજા અને ઉઘરતા સ્ત્રીવર્ગને ખચિત ઘણો લાભ થશે. છેવટ આપણે ઈચ્છીશું કે તેમણે હાથ ધરેલાં કામો મજકુર મંડળ અને તેના સભાસદો તેમના જેવાજ જાતી શ્રમ અને ઉત્સાહથી જારી રાખે.

---

## ગં. જમનાબાઈ સક્કઈનું મરણ.

### ( ગુજરાતી. )

ગુજરાતનું એક સ્ત્રીરત્ન, કેટલીક સાર્વજનિક સંસ્થાઓ અને તેમાંએ સ્ત્રીસુધારણાની સંસ્થાઓમાં તો ખાસ તન મન અને પોતાથી બને ત્યાંસુધી ધનથી ઉત્સાહપૂર્વક મદદ દરનાર પરોપકારી ગં. જમનાબાઈ નગીનદાસ સક્કઈના સ્વર્ગવાસ થયાના દુઃખદ સમાચારથી હરેક ગુર્જરબંધુ ઘણોજ દિલગીર થયા વિના નહી રહે. તેઓ લગભગ પાંચ મહિનાની લાંબી માંદગી ભોગવી ચોપન વર્ષની ઉમ્મરે વાલકેશ્વર ખાતે ગઇ તારીખ ૮ મી એપ્રિલ શનિવારે રાત્રે ૨॥

વાગે મરણ પામ્યાં છે. આ સમાચારથી ગુજરાત અને કાઠિયાવાડના સ્ત્રીવર્ગને તો વિશેષ શોક થયા વિના રહેશે નહી. કારણ હવે તેમની સુધારણાની હિલચાલને આવો ટેકો આપનાર વિરલ છે. તેમણે પોતાના પતિના સ્વર્ગવાસ પછી લગભગ બે વર્ષે પોતાના પવિત્ર આત્માને પરમેશ્વરની હજુર રજુ કીધો છે.

ગં. જમનાબાઇ સક્કઇનો જન્મ સંવત્ ૧૯૧૮ ના શ્રાવણ શુદ્દ પૂનમે પ્રખ્યાત લક્ષાધિપતિ શેઠ તુલસીદાસ વ્રજદાસને ત્યાં થયો હતો. ગં. જમનાબ્હેન નામાંકિત શ્રીમંતની પુત્રી હતાં, અને મોટી જાહોજલાલીમાં ઉછર્યાં હતાં. પિતાને ઘેર જમનાબ્હેનની બાળ અવસ્થાનું જીવન ચરિત્ર હાલના જમાનામાં ઉછરતી બાળાઓને ખરેખર બોધપ્રદ થઇ પડે તેવું હતું. આ બાળઅવસ્થાનાં નિર્દોષ રમતગમત, આનંદ, અભ્યાસ વિવેક રીતિનીતિએ જમનાબ્હેનનું ભવિષ્યનું જીવન ઉત્તમ અને સમાજને અનુકરણીય થઇ પડે તેવું હતું. જમનાબ્હેનનાં લગ્ન લગભગ તેર વર્ષની ઉમ્મરે સુરતનિવાસી રા. નગીનદાસ ભક્તિદાસ સક્કઇ સાથે થયાં હતાં. રા. નગીનદાસ સક્કઈની ઉમર તેમનાથી બે વર્ષ મોટી હતી. રા. નગીનદાસના પિતાએ અગાઉ બાબાસાઇ અને સક્કઈ રૂપીઆના ચલણ વખતે ચોકસી તરીકે વેપાર કરેલો હોવાથી તેમની અટક સક્કઇ પડી હતી. આ મધ્યમ સ્થિતિવાળું કુટુંબ વેપારધંધો કરી પોતાનું ગુજરાન સંતોષથી ચલાવતું હતું. લગ્ન થયા બાદ થોડીક મુદત રા. નગીનદાસે મુંબઈમાં પ્રીવિયસ સુધી અભ્યાસ કીધો હતો. શ્રીમંતની પુત્રી જમનાબ્હેને સાસરામાં તે વખતની સ્થિતિમાં પોતાનો શરૂ થતો ગૃહસ્થાશ્રમ કેવી ઉત્તમ રીતે ચલાવ્યો હતો તે ચાલુ જમાનામાં લગ્ન થયા બાદ સંસારમાં પડતી સ્ત્રીઓને અવશ્ય જાણવા લાયક અને મનન કરવા લાયક થઈ પડે તેમ છે.

આ દમ્પતિ ઘણાં સાદાં, દયાળુ, પરગજુ, આનંદી, સંતોષી અને મલતાવડા સ્વભાવનાં હોવાથી તેઓ જનસમાજમાં પ્રિય થઈ પડ્યાં હતાં. અભ્યાસ છોડ્યા બાદ રા. નગીનદાસ સક્કઈએ શરૂઆતમાં મિલ વગેરે કેટલાંક ખાતાંમાં ટુંક સમય નોકરી કીધા બાદ મુંબઇમાં ઇન્કમટેક્સ ખાતામાં રૂપીઆ ચાલીસના પગારથી નોકરી શરૂ કરી હતી, અને ત્યાં બાર વર્ષ નોકરી કરી હતી. ધીમે ધીમે દોઢસોનો પગાર થયો હતો. ત્યાર બાદ મુંબઈ બેંકમાં પંદર વર્ષ ડેપ્યુટી હેડ શ્રૉફ તરીકે અને મુંબઇ બેંકના હેડ શ્રૉફ તરીકે લગભગ બે વર્ષ કામકાજ કરી સ્વર્ગવાસ થયા હતા. જમનાબ્હેને બાર બાળકોને જન્મ આપ્યો હતો, પણ તે સઘળાં અધુરે ગયેલાં હોવાથી આખરે તેમને કાંઇ સંતાન ન હોતું–પણ આ પરગજુ દમ્પતિએ પોતાનાં સગાનાં બાળકોને પાસે રાખી હજુ સુધી પાળી પોષી મોટાં કીધાં છે. તેઓ સમાજપ્રગતિની હિલચાલોમાં ઉત્સાહથી તન મન અને ધનથી ઉદાર દિલથી પોતાથી બનતી મદદ આપતાં હતાં.

સને ૧૯૦૩ માં ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ સ્થપાયું ત્યારથી તે અત્યાર સુધી દરેકના માનપાન અને પ્રેમ સાથે આ સંસ્થાનાં એક પ્રમુખ તરીકેનું પ્રશંસાપાત્ર કામ બજાવી હિન્દુ કોમ સાથે પારસી, મુસલમાન વગેરે તમામ કોમમાં ઘણાંજ પ્રિય થઇ પડ્યાં હતાં. તેમણે કર્તવ્યપરાયણતાથી હિન્દુકોમને મગરૂર થવા જેવાં કાર્યો કર્યાં છે. મી૦ મલબારીએ સ્થાપેલી સેવાસદન સંસ્થામાં હિન્દુ કોમ તરફથી સદનની કાઉન્સીલમાં એક ઉપપ્રમુખ તરીકે હતાં અને સેવાસદનના કામકાજનો વિસ્તાર ચારે તરફ વધારવા માટે ભાષણો આપી સતત પ્રયાસ ચાલુ રાખી, આ સંસ્થાઓને પોતાથી બનતી દરેક પ્રકારની યોગ્ય મદદ આપતાં હતાં. પરોપકાર અને દેશના કલ્યાણ માટે જે જે પ્રયાસો ચાલુ રાખ્યા હતા તેનું વિગત વાર વર્ણન વિસ્તારવાળું છે. હિન્દુ સંસારમાં સ્ત્રી અને પુરૂષની કેળવણી, તેમની રીતિનીતિ,

આચારવિચાર અને ધર્મ આદિ વિષયો સંબંધી પ્રસંગોપાત્ત જુદે જુદે સ્થળે અનેક સંસ્થાઓમાં અને દેશાવરોમાં ઘણાં ભાષણો આપ્યાં છે. તેઓનો અવાજ બુલંદ હોવાથી શ્રોતાવર્ગ ઉપર ઉત્તમ છાપ પાડી શક્યાં હતાં. હિન્દના દાદા દાદાભાઈ નવરોજજીની દરેક જયંતિ પ્રસંગે ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ તરફથી સ્ત્રીવર્ગનું એક ડેપ્યુટેશન લઇ તે દિવસે સવારના પહોરમાં વેસાવા ખાતે જઇ પોતે તે મહાન દાદાને અભિનંદન આપતાં હતાં.

મી૦ મોહનલાલ કરમચંદ ગાંધીએ દક્ષિણ આફ્રિકામાં ચલાવેલી સત્યાગ્રહની લડત વખતે અત્રેની પ્રજામાં અપીલો બહાર પાડી તેમજ બ્રિટીશ સંસ્થાનોમાં હિન્દીઓને પડતાં અસહ્ય દુઃખો વિષે ચારે તરફ સભાઓ ભરી ભાષણો આપી અવારનવાર બે વખત ફંડો ઉઘરાવી અત્રેની બ્હેનો પાસેથી મદદની સારી રકમો એકઠી કરી દક્ષિણ આફ્રિકામાં ઇંડીઅન વીમેન્સ એસોસિએશનને સત્યાગ્રહ માટે મદદ મોકલી આપી હતી. વળી ત્યાં ભરેલા જુદી જુદી કારીગરીના પ્રદર્શન વખતે હિન્દુસ્થાનની કારીગરીના નમુનાઓ વગેરે કેટલીક ચીજો તે પ્રદર્શનમાં મોકલવાને લેડી ફીરોજશાહ મહેતાના પ્રમુખપણા નીચે અત્રેની એક લેડીઝ કમિટી નીમી મિસિસ જાઈજી જહાંગીર પીટીટ, અને મિસ શીરીન કાબરાજી સાથે સેક્રેટરી તરીકે કામકાજ કરી લગભગ એક હજાર રૂપીઆના નમુનાઓ મોકલી આપ્યા હતા. એટલે કે બધા નમુનાઓની જે કિમ્મત તે પ્રદર્શનમાં ઉપજે તે બધી રકમ ઉપલી એસોસિએશનને ભેટ કરવામાં આવી હતી.

ગુજરાત કાઠિયાવાડમાં ગયા ભયંકર દુકાળ વખતે જમનાબાઈ સક્કઈએ સારી સેવા બજાવી હતી. તેમણે ચારે તરફ અપીલો બહાર પાડી, ભાષણો આપી અવાચક પ્રાણીઓ અને નિરાધાર કુટુંબોને મદદ કરવાને લગભગ એકવીશ હજાર રૂપીઆનું ફંડ પોતે એકઠું કીધું હતું. તેઓએ આ કામ માટે પંચમહાલ, ગુજરાત અને કાઠિયાવાડ વગેરેમાં દુષ્કાળથી પીડાતાં આશરે પોણોસો ગામડાંઓ અને શહેરોમાં સખ્ત ઉન્હાળાની ઋતુમાં લગભગ ત્રણ મહિના લાગલાગટ મુસાફરી કરી અવાચક ઢોરોને ઘાસચારાની અને સઘળી કોમના ગરીબ નિરાધાર કુટુંબ અને બારીક સ્થિતિમાં આવી પડેલા ખાનદાન કુટુંબોને અનાજ કપડાં વગેરેની મદદ કરી હતી. જમનાબાઈ સક્કઈએ પોતાના ફંડમાંથી રૂપીઆ ચાર હજાર બોમ્બે સેન્ટ્રલ ફેમિન રીલિફ ફંડમાં આપ્યા હતા, અને દુકાળવાળા ભાગોમાં મુસાફરી કરી નજરોનજર તપાસ કરી ગરીબ સ્થિતિના ખેડુતોને, ઘાસચારા વગર ટળવળતાં અવાચક પ્રાણીઓના નિભાવ માટે ગરીબ અશક્ત થઇ પડેલા સેંકડો કુટુંબોને અનાજ કપડાં વગેરે અને લાચારીમાં આવી પડેલાં ખાનદાન બચરવાળ કુટુંબોને બાકીની રકમની મદદ કરી હતી અને મુસાફરીનો તમામ ખર્ચ પોતાના માથે લઇ રૂપીઆ બે હજાર પોતે તે વખતે ખર્ચ્યાં હતા, કુટુંબકલ્યાણમાં, દેશકલ્યાણમાં, સ્ત્રીજાતિના કલ્યાણમાં અને રાજ્યકલ્યાણમાં જમનાબાઈ સક્કઈની સેવા ઉત્સાહી, આનંદી અને પ્રેમના જીગરથી ઉભરાતી હતી. હિન્દુસ્થાનની સ્ત્રીજાતિમાં કેટલીક સદી થયાં અવિદ્યાના અંધકારનો પડદો જે ઢંકાયલો છે તે ધીમે ધીમે કેવા કેવા પ્રકારની રીતથી ખસેડી શકાય, તેનો વિચાર કરવા પોતાના તમામ બંધુઓને—જમનાબાઇ સક્કઇ વિનયપૂર્વક નિરંતર સુવચનોથી પ્રાર્થના કરતાં હતાં.

નામદાર બ્રિટિશ સરકારને મિત્રરાજ્યો સાથે જર્મની સામે ચાલુ ભયંકર લડાઇમાં ઉતરવાની ફરજ પડેલી હોવાથી, આવા બારીક મામલામાં લોકોમાં ખોટી અફવાઓથી ગભરાટ અને અશાંતિ ન ફેલાય અને લોકોનો વ્યવહાર શાંતિપૂર્વક ચાલે તે માટે લખાણો અને ભાષણોથી તેમજ મંડળ તરફથી લડાઈ ફંડ ઉઘરાવી અને પોતે પણ અવારનવાર રૂપીઆ પાંચસોની

ચાલુ લડાઈ ફંડમાં મદદ કરી હતી. નામદાર લેડી વિલિંગ્ડને ઉઘાડેલા વૉર ફંડના વાર્ષિક મેળાવડા વખતે તે નામદારના આમંત્રણથી મુંબઈના ટાઉનહોલમાં નામદાર ગવર્નર લૉર્ડ વિલિંગ્ડનના પ્રમુખપદે જમનાબાઈ સક્કઇએ અસરકારક ભાષણ કરી લડાઇમાં નામદાર સરકારનો જય ઇચ્છયો હતો અને લડાઇ ફંડમાં દરેક પ્રકારની મદદ કરવાને પ્રજાવર્ગને વિનંતિ કરી હતી.

દેશોદ્ધાર અને લોકોના કલ્યાણ માટે, દેશમાં પરોપકાર અને જનસમાજની સેવા કરવાનો તીવ્ર જુસ્સો વધારવામાં જમનાબાઈ સક્કઇ, સતત પ્રયાસ કરતાં હતાં. ઘણાંખરાં પરોપકારી કામોમાં, કેટલીક સાર્વજનિક સંસ્થાઓમાં, સ્ત્રીસંસ્થાઓ વનિતાવિશ્રામ, સેવાસદન, મંડળો વગેરેમાં અવારનવાર પુસ્તકો, માસિકો, વર્તમાનપત્રો અને નાણાં વગેરેની પોતાની શક્તિ મુજબ મદદ આપતાં હતાં, અને આવી મદદો જનહિતાર્થિ મંડળોમાં અને સમાજોમાં કરવા સજ્જનોને વિનતિ કરતાં રહ્યાં હતાં.

ગં. જમનાબાઈ નગીનદાસ સક્કઇના સ્વર્ગવાસથી ગુજરાતને પોતાની પ્રગતિમાં એક મોટી ખોટ પડેલી જણાશે. ગુજરાત આવી એક દેશસેવિકાના સ્વર્ગવાસથી ઘણુંજ દિલગીર થશે. પરમકૃપાળુ પરમેશ્વર તેમના આત્માને શાંતિ આપો એવી પ્રાર્થના છે.

ગં. જમનાબાઈ વીલ દ્વારા લગભગ રૂ. ૧૭,૦૦૦ સુધીની સખાવત જાહેર કરી ગયા છે, તેમાંથી રૂ. ૭,૫૦૦ મોઢજ્ઞાતિના બંધુઓને હુન્નરઉદ્યોગની કેળવણી માટે સ્કોલરશીપના આપવાના છે; વળી રૂ. ૫,૦૦૦ ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળના મકાન ફંડ સારૂ; ૧,૦૦૦ મુંબઇ સેવાસદનને, ૧,૦૦૦ મુંબઇ વનિતાવિશ્રામને, ૫૦૦ પ્રો. કર્વેની વિમેન્સ યુનિવર્સિટીને પુના, ૫૦૦ શેઠ ચંદારામજી હિન્દુ ગર્લ્સ હાઈસ્કુલને, (વા. માટે ઇનામ સારી ચાલચલગત) ૩૦૦ ઇંડીઅન વિમેન્સ એજ્યુકેશન એસોસિએશન–ઇંગ્લંડ ( ગોખલે મેમોરિયલ ), ૨૦૦ ભાવનગર ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ શાખાને અને રૂ. ૧૦૦ વનિતાવિશ્રામને આપવાના છે; તે ઉપરાંત બીજાં અનેક નાના મોટાં ધર્માદા ખાતાંને રૂ. ૭૫ થી ૨૫ સુધી મદદ આપવાનું જાહેર કીધું છે.

---

## દેશદીપક ભગવતી જમનાબ્હેન સક્કઇનું શોકજનક મૃત્યુ.

### દેશની તેમ પ્રાંતની તેઓએ ઉઠાવેલી સેવાઓ. તેઓનાં સત્કાર્યોનું સ્મારક થવાની આવશ્યકતા.

### ( ગુજરાતી પંચ. )

પોતાનાં સત્કાર્યોથી આ દેશને, પોતાની જન્મભૂમિને દીપાવનાર, ગુજરાત–કાઠિયાવાડનાં અનાથ અને લાચાર બાળકોની માતા, ગુજરાત કાઠિયાવાડનાં આપદગ્રસ્ત સ્ત્રીપુરૂષોનાં સન્માનપાત્ર સેવાભગિની, દેશોદય અને દેશનાં સંકટોનાં નિવારણને લગતા પ્રયાસ કરતા પુરૂષ અગ્રેસરોનાં સમર્થ સહાયક અને ઇલાકાના સ્ત્રીસમાજનાં નિર્ભય નેતા ભગવતી જમનાબ્હેન નગીનદાસ સક્કઇનાં મરણના સમાચાર સાંભળી સર્વત્ર ખેદની લાગણી થયા વગર રહેશે નહિ.

દેશોદયને લગતી કેટલીક રાજકીય બાબતોમાં, સાંસારિક તેમજ સંકટ નિવારણને લગતી સર્વ હીલચાલમાં સમાન નિર્ભયતા, સંપૂર્ણ ઉત્સાહ અને ભારે આત્મભોગથી ભાગ લેનાર આ ઇલાકાની સન્નારીઓમાં દરેક કોમની સ્ત્રીઓમાં ગં. સ્વ. જમનાબ્હેન એકજ હતાં. સાંસારિક સુધારણાના પ્રયત્ન કરનાર સ્ત્રી અગ્રેસરો આ ઇલાકામાં છે, સંકટ નિવારણના યત્નો કરનાર સ્ત્રીઓ આ ઇલાકામાં છે. સ્ત્રીઓમાં શિક્ષણનો પ્રચાર કરવા માટે પ્રયાસ કરનાર સ્ત્રીઓપણ

આ ઈલાકામાં છે પણ આ સર્વ ઉપરાંત દેશની રાજપ્રકરણી હીલચાલમાં પૂરા દેશાભિમાન સાથે કામ કરનાર તેઓ એકલાંજ હતાં અને તેમના મરણથી આ ઇલાકાને એક મોટી ખોટ પડશે એમાં કોઈપણ પ્રકારનો સંશય નથી. સાંસારિક સંકટ નિવારક તેમ કેળવણીને લગતી સ્પષ્ટ નિર્દોષ જણાતી હીલચાલ કરનારાઓને પણ કેટલી અડચણો વેઠવી પડે છે, એ આપણે સારી રીતે જાણીએ છીએ. રાજકીય હીલચાલ કરનારને માથે કેટલાં વધારે જોખમ આવી રહેલાં હોય છે તે આપણે જાણીએ છીએ. ગયાં દશ વર્ષથી રાજકીય હીલચાલમાં પડનારને કેટલું સંભાળીને ચાલવું પડે છે તે આપણને સર્વને વિદિત છે. આ સઘળું છતાં દક્ષિણ આફ્રિકાનાં હિન્દી ભાઇ બ્હેનોની રાજકીય આપત્તિઓના નિવારણ માટે આ ઈલાકામાં તેઓએ આગ્રહપૂર્વક અને નિર્ભય પ્રયત્ન કર્યા હતા. દક્ષિણ આફ્રિકામાંનાં આપણાં હિન્દી ભાઇ બ્હેનોની દુર્દશાના સંબંધમાં સંખ્યાબંધ ભાષણો કરી આ દેશનાં સ્ત્રીપુરૂષની આંખો તેઓએ ઉઘાડી હતી અને સત્યાગ્રહને પરિણામે તેઓની થયેલી અવદશામાં સહાય કરવા માટે પોતાની જાતમહેનતથી એક કરતાં વધારે વખત મોટું ફંડ ઉભું કર્યું હતું. આજ સંકટ નિવારણ માટે દક્ષિણ આફ્રિકામાં જુદી જુદી કારીગરીના સ્ત્રીઓએ ભરેલા પ્રદર્શનમાં આ દેશની કારીગરીના નમૂના મોટો પરિશ્રમ ઉઠાવી તેઓએ મોકલાવી આપ્યા હતા અને આ નમૂનાનાં વેચાણથી સંકટ નિવારણ માટે સારી રકમ ઉત્પન્ન થઈ શકી હતી.

ગુજરાત કાઠિયાવાડની સ્ત્રીઓમાંથી અજ્ઞાન દૂર થઈ તેઓ સુશિક્ષિત અને સમાજને ઉપયોગી બને તે માટે સદ્ગત જમનાબ્હેનને અંતરની ઉંડી લાગણી હતી અને તેમની તે લાગણી, સન૧૯૦૩ માં ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળની તેમણે સ્થાપના કરી ત્યારથી તેમણે મંડળને હાલની ઉન્નત દશાએ આણ્યું ત્યાંસુધીમાં, સ્ત્રીઓના મહત્વનો ખ્યાલ જનસમાજમાં દાખલ થાય, સ્ત્રીઓમાં કેળવણીનો પ્રચાર થાય, સ્ત્રીઓ સુગૃહિણી ઉપરાંત, દેશની સેવા કરનાર સમાજની સમર્થ અંગભૂત થઈ પડે તે માટે તેમણે કરેલા યત્નો તથા સેવાસદનને લગતાં તેમના કામકાજથી સ્પષ્ટ રીતે જણાઈ આવે છે.

સદ્ગત ભગવતી જમનાબ્હેનની સર્વ સત્પ્રવૃત્તિઓમાં ગુજરાત કાઠિયાવાડમાં પડેલા ભયંકર દુષ્કાળ સમયે તેઓએ જે અપ્રતિમ લોકસેવા ઉઠાવી હતી તેનું વિસ્મરણ થઈ શકશે નહિ. શ્રીમંતાઈ તથા વૈભવમાં તેઓ ઉછરેલાં છતાં, દુષ્કાળને લીધે લાચારીમાં પડેલાં આ પ્રાંતનાં સ્ત્રીપુરૂષો અને બાળકો, તથા ગાય, ભેંશ, બળદ, આદિ મુગાં પ્રાણીઓની વ્હારે ધાવામાં તેઓએ અનેક અંગત સંકટ મોટા આનંદ સાથે ઉઠાવ્યાં હતાં, સહન કર્યાં હતાં. પોતાના જ પ્રયત્નોથી તેમણે રૂ. ૨૧૦૦૦ જેવડી મોટી રકમ સંકટનિવારણ માટે ઉભી કરી હતી એટલું જ નહિ પણ સંકટમાં આવી પડેલા ભાગની ત્યાંના લોકોની સ્થિતિ જાતે તપાસવા તથા જાતે પોતાના હાથથી જ અન્નવસ્ત્ર,દ્રવ્ય, અને ઢોરોને ઘાસચારાની મદદ આપવા ઉનાળાના અસહ્ય તડકામાં, તાપમાં ગુજરાત કાઠિયાવાડમાં એક ગામથી બીજે ગામ રેલ્વે ન હોય ત્યાં પગરસ્તે ગામડામાં ફર્યાં હતાં. આ તેમની અપ્રતિમ લોકસેવા આ પ્રાંતના લોકોથી અજાણી નથી અને આજે પણ સેંકડો સ્ત્રીપુરૂષો આ પવિત્ર, પૂજ્ય, સાધ્વી, પરમાર્થપરાયણ દેશાભિમાની સન્નારીરત્નનું નામ સ્મરણ કરે છે.

દેશોદ્ધાર, સમાજસુધારણા અને સંકટનિવારણને લગતું આ મહાન્ સન્નારીનું જીવન એક આદર્શસમાન અને સ્ત્રીઓ માટે અનુકરણપાત્ર છે. દેશોદયના આપણા પ્રયત્નોને મોટું બળ મળે, દેશોદયના પ્રયત્ન સત્વર સફળ થાય તે માટે આ દેશને અનેક જમનાબ્હેન સક્કઇની જરૂર છે અને તેમના આદર્શજીવનના પ્રોત્સાહનથી તેમના જેવાં અનેક સન્નારીરત્ન આ પ્રાંતમાં ઉદ્ભવ પામશે એવી આપણે આશા રાખીએ છીએ.

ભગવતી જમનાબ્હેન સક્કઇને ચાંદ ઈલ્કાબ મળ્યા નથી. પરન્તુ તેમના આદર્શજીવન માટેની આ પ્રાંતની પ્રજાના અંતઃકરણની વાહ વાહ અનેક ચાંદ ઈલ્કાબ કરતાં વધારે મૂલ્યવાન્ છે. પોતાના આત્મભોગયુક્ત જીવનમાં લોકકલ્યાણ માટે કરેલાં અનેક સત્કાર્ય, મૃત્યુકાળે પણ જનહિતને લગતી અનેક સંસ્થાઓને તેમણે કરેલી સંગીન સહાયતા એ તેમનું સર્વોત્તમ સ્મારક છે છતાં, ગુજરાત કાઠિયાવાડની ગુણજ્ઞ પ્રજા, સ્ત્રીઓ તેમજ પુરૂષો આ મહાન્ સન્નારીનું કોઈ લોકોપયોગી સ્મારક ઉભું કરવા પ્રયાસ કરશે તો સર્વ રીતે તે ઉચિત થઈ પડશે.

---

## ગં. જમનાબાઇ સક્કઇનું અવસાન.

### ( ગુજરાતી. )

મુંબઈ ઈલાકાની અને મુખ્યત્વે મુંબઈની હિન્દુ સ્ત્રીઓદ્વારા ચાલતી સામાજિક અને કેળવણીવિષયક પ્રવૃત્તિઓના આત્મારૂપ, સંચાલક ગં. જમનાબાઈ સક્કઈના પર વર્ષની વયે થયલા દુઃખકર અવસાનથી ઇલાકાના ગુર્જર બંધુઓ અને સ્ત્રીઓને શોક થયા વિના રહેશે નહીં. જમનાબાઇ સ્વભાવે શીળાં, મિલનસાર અને દિલસોજ હતાં; તેમનું જીવન સાદું અને કુલીન સ્ત્રીને યોગ્ય પ્રતિભાશીલ હતું; અને તેમની પ્રવૃત્તિઓની નીતિરીતિમાં હમેશાં મધ્યમસરપણું જણાતું હતું; તેઓ ક્ષોભ ન થાય એમ સ્ત્રીસુધારણાની હિલચાલ ચલાવવાના મતનાં હતાં, અને એ જ નીતિએ તેમણે હરેક હિલચાલ ચલાવી છે. હિન્દુ સ્ત્રીઓ આપણી સામાજિક હિલચાલોમાં રસપૂર્વક ભાગ લેતી થાય અને નાગરિક પ્રવૃત્તિઓની જોખમદારીઓ અને ફરજો શી છે તેનો ખ્યાલ ધરાવતી થાય એ જોવાની તેમની અભિલાષા હતી. આ અભિલાષા સિદ્ધ કરવાના સાધન તરીકે તેમણે સને ૧૯૦૩ મુંબઇમાં હિન્દુ સ્ત્રીમંડળની એક સંસ્થા સ્થાપી અને મરણપર્યંત એટલે ૧૩ વર્ષ સુધી તેઓ આ મંડળનાં પ્રમુખ હતાં. આ ઉપરાંત વનિતાવિશ્રામ, સેવાસદન આદિ સંસ્થાઓ અને ગુજરાતમાં તેની શાખાઓને તેમણે બનતા ઉત્તેજનથી આગળ વધારી છે. તેઓ આવી સંસ્થાઓને જન્મ અને ટેકો આપી તેટલેથી ન અટકતાં એ સંસ્થાઓદ્વારા દુષ્કાળ કે એવા કોઈ લોકસંકટના પ્રસંગે પણ હિન્દુ સ્ત્રીઓમાં સમભાવની લાગણી જાગૃત કરતાં હતાં, અને સ્ત્રીઓની સહાનુભૂતિથી એ સંકટોના નિવારણના કાર્યને પણ સારી સહાયતા અપાવતાં હતાં. દક્ષિણ આફ્રિકાની સત્યાગ્રહની લડત વેળા ત્યાંના સત્યાગ્રહીઓનાં બૈરાંને મદદ આપવા એક ફંડ તેમણે કાઢયું હતું. છેલ્લા દુકાળ વેળા તેઓ જાતે ગુજરાતનાં ગામડાંઓમાં ફર્યાં હતાં, અને લોક પાસેથી મદદો મેળવી દુકાળથી પીડા પામતાં લોકને રાહત આપી હતી. વળી તેઓ સ્ત્રીકેળવણીના કાર્યને પણ બનતી સહાયતા આપતાં. તેમના પતિના મરણના અસહ્ય શોકથી તેમનું બે વર્ષમાં અવસાન થતાં, મુંબઇ ઇલાકાની અને તેમાં યે મુંબઇની સ્ત્રીસુધારણાની હિલચાલને ઘણી જ મોટી ખોટ ગઇ છે. પરમાત્મા તેમને અખંડ શાંતિનો અનુભવ કરાવો, એવી પ્રાર્થના છે.

---

## શ્રી. જમનાબાઈ સક્કઇનું ખેદજનક મૃત્યુ.

### ( આર્યપ્રકાશ. )

શ્રી. જમનાબાઇ સક્કઈના ગયાની પહેલાંના શનિવારે થએલા દેહાંતથી, સ્ત્રીકેળવણી તથા સ્ત્રીસુધારાના હિમાયતીઓમાં જેમ શોકની લાગણી ફેલાઇ રહી હતી તેવી જ રીતે ગુજરાતી

સ્ત્રીજગત્‌માં થોડુંઘણું શીખેલી સર્વ બ્હેનોને તેમનું અવસાન ખેદજનક લાગે એમાં કંઇ નવાઈ નથી. જમનાબ્હેન એક સાધનસંપન્ન કુટુમ્બમાં જન્મ્યાં તથા પરણ્યાં હતાં, તેમના પતિ વિદ્યાવિલાસી હોવા ઉપરાંત લોકોપકારક વૃત્તિના હોવાથી તેમણે ગં. સ્વ. જમનાબ્હેનને સ્ત્રીસુધારાનું કાર્ય લેવાનો તથા સ્ત્રીઓની ઉન્નતિનો વિષય ઉપાડી લેવાનું સૂચવ્યું, શીખવ્યું, અને સોંપ્યું હતું. આવા ગૃહસ્થ પતિપત્નીઓમાં સેવાભાવની ઉત્કટ લાગણી વિરલ હોય છે; તેમના પતિએ મૃત્યુસમયે પણ તેમને એજ સંદેશ અને ઉપદેશ આપ્યો હતો; અને તે કાર્ય તેમણે અંતપર્યંત માંદી અવસ્થામાં પણ અંતઃકરણપૂર્વક બજાવ્યું. પોતાથી બહાર ન નિકળી શકાય એવી સ્થિતિમાં અને અશક્ત અવસ્થામાં પણ તેમણે ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ તથા કાઠિયાવાડ આદિમાં પ્રચાર કરવા માટે બનતું કર્યું, પરન્તુ પતિના મૃત્યુ પછી તેમનું સ્વાસ્થ્ય એકદમ બગડ્યું અને તેઓ સર્વ રીતે વિવશ તથા શારીરિક માનસિક વ્યાધિથી પીડાતાં રહ્યાં જેમાંથી તે ફરીથી ઉઠી શક્યાં નહિ. મૃત્યુ સમયે તેમણે સ્ત્રીઉપયોગી તથા પારમાર્થિક ખાતામાં રૂ. ૧૭૦૦૦ સત્તર હજાર જેટલી કિંમતી મદદ આપી હતી અને છેવટ સુધી સ્ત્રીજાતિના ઉદ્ધારની જ ચિંતામાં તેઓએ પોતાનો દેહ છોડ્યો હતો. જે શ્રીમંતની સ્ત્રીઓ ગાડીઘોડે અને મોજશોખમાં મત્ત રહેતી અને જે સ્ત્રીઓ અભિમાન અને પ્રમાદમાં જગતને તુચ્છ સમજતી તેમાંની ઘણીએક પર તેમણે સેવાભાવ તથા પરાર્થનો રંગ ચઢાવ્યો હતો અને મુંબાઈ તથા કાઠીયાવાડ ગુજરાતમાં છુટી છવાઈ સ્ત્રીઉન્નતિની ભાવના સ્ત્રીઓમાં પ્રેરી હતી. ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ અને ગુજરાતની સ્ત્રૈર્ય જાગૃતિમાં એમના પરિશ્રમનો મોટો હિસ્સો હતો એમ કહ્યા વગર ચાલી શકતું નથી. સેવાસદનપર પડેલી આફત વખતે તેનાં પ્રમુખ તરીકે નિમાઇને તેમ જ આફ્રિકાના હિન્દીઓની હાડમારી વખતે દુષ્કાળની હિલચાલમાં, વૉર ફંડ માટે, દાદાભાઈ જયંતીઓ વિગેરે પ્રસંગોમાં સ્ત્રીસમાજને જાગૃત કરી તેમની મદદ મેળવી આપવામાં તેમની સેવાઓ ઘણી કિંમતી હતી તેઓ કંઇક અંશે જુના વિચારનાં છતાં સુધારક વિચારોને જુનું સ્વરૂપ આપી તેનો પ્રચાર કરવામાં તેઓ પાછાં પડતાં નહિ. આવાં દંપતીઓની ગુજરાતને ઘણી જરૂર છે; અમે સ્વર્ગસ્થના આત્માની શાંતિ તથા તેમણે આરંભેલા કાર્યની ઉન્નતિ ઇચ્છીએ છીએ.

---

## ગં. સ્વ. જમનાબાઇ સક્કઇનું અવસાન.

(સમાલોચક.)

ગં. સ્વ. જમનાબાઈ સક્કઈના શોચનીય અવસાનની નોંધ લેતાં અમને અત્યંત દુઃખ થાય છે, કારણ અમ્હે એમ દૃઢતાથી માનીએ છિએ કે એમના મરણથી ગુજરાતે પોતાનું સ્ત્રીરત્ન ગુમાવ્યું છે. તે બાઈના આત્મામાં એ ચેતન હતું, તે બાઈની પ્રકૃતિમાં એ સામગ્રી હતી, તે બાઈના જીવનમાં એ પ્રેરણાશક્તિ હતી જે દુનિયાને જગદુદ્ધારક સાધ્વીઓ આપે છે. ગં. સ્વ. જમનાબાઈ જો યુરોપમાં જન્મ્યાં હોત તો આજે સમસ્ત સુધરેલી દુનિયા મિસ ફ્લૉરેન્સ નાઇટિંગેલ જેવી સાધ્વીઓની પવિત્ર નામાવલિમાં ત્હેમનું નામ ઉમેરત; ગં. સ્વ. જમનાબાઇ જો અંગ્રેજી કેળવણીનો પૂરેપૂરો લાભ લઈ શક્યાં હોત તો આજે સમસ્ત ભારતવર્ષ અવસાનશોકનાં અશ્રુ પાડતો હોત. વિશાલ વિશ્વમાં પોતાનો કાર્યપ્રદેશ વિસ્તારવાની તક ન મળવાથી તેઓ માત્ર ગુજરાતને જ પોતાના પરોપકારી જીવનનો લાભ આપી શક્યાં, અને આજે કૃતજ્ઞ ગુજરાત પોતાનો અકથ્ય શોક પ્રકટ કરે છે. ખરેખર! અર્વાચીન ગુજરાતે ગં. સ્વ. જમનાબાઈ જેવું બીજું ઉત્તમ સ્ત્રીરત્ન ઉત્પન્ન કર્યું નથી. કદાચિત્ ગુજરાતના હિન્દુ ગૃહ-

સંસારના દુર્ભેદ્ય પડદાની પાછળ જમનાબાઈ જેવાં કંઈક અમોલાં ગૃહિણીરત્નો સંતાયલાં હશે; કદાચિત્ ગુજરાતી હિન્દુ સ્ત્રીઓમાં જમનાબાઈના કરતાં વિશેષ શિક્ષણનો લાભ મેળવનાર વિદુષી બ્હેનો ગુજરાતને શોભા આપતી હશે; કદાચિત્ ગુજરાતની હિન્દુ સ્ત્રીઓમાં જમનાબાઈની માફક સાર્વજનિક પ્રવૃત્તિઓથી ગુજરાતનું કલ્યાણ કરનાર સાધ્વીઓ ગુજરાતની પ્રગતિને વેગ આપી રહી હશે; પરંતુ અમ્હે વિનાસંકોચે અમ્હારો અભિપ્રાય રજુ કરીએ છિએ કે સર્વનો સરવાળો કરતાં જમનાબાઈનું સ્થાન અર્વાચીન ગુજરાતનાં સ્ત્રીરત્નોમાં અદ્વિતીય છે. કઇ બીજી સ્ત્રીમાં છે તે સાર્વજનિક જીવન માટે ઉભરાતો ઉત્સાહ, તે જડને પણ જાગૃત કરે એવી ચેતનપ્રેરક અદ્ભુત શક્તિ, તે પરસ્પર વિરોધી તત્ત્વોને એકત્ર કરનાર ઉદાર સમાધાનકલા, તે સર્વને સમાનદૃષ્ટિથી પોતાનાં ગણનાર ભાવભીનું વાત્સલ્ય, સંક્ષેપમાં નેતૃત્વનાં તે લક્ષણો જે ગં. સ્વ. જમનાબાઈમાં પ્રતીત થતાં હતાં ? ખરે જ ! જેમ જેમ અમ્હે જમનાબાઈના જીવન વિષે–ત્હેમની વ્યક્તિ (Perosnality) અને ત્હેમની કૃતિ (Work) વિષે–વધારે વિચાર કરીએ છિએ તેમ તેમ અમને વધારે ને વધારે લાગતું જાય છે કે "જમનાબ્હેનનો ઠામ ખાલી જ છે." માત્ર પોતાનાં પાસેનાં સ્વજનનોના બનેલા ન્હાનકડા કુટુંબનાં જ નહિ, પરન્તુ સમસ્ત ગુજરાતનાં માતા થવાને માટે જ કુદરતે એ સાધ્વી સ્ત્રીને જન્મ આપ્યો હશે. એ માતૃત્વની અચૂક મુદ્રા જમનાબાઈની આકૃતિ, વ્યક્તિ અને કૃતિના અંશેઅંશમાં વ્યક્ત થતી હતી. એ સમર્થ સાધ્વીના અવસાન માટે ઉપકારવશ ગુજરાત જે શોકાશ્રુ સારે છે ત્હેમાં અમ્હે પણ અમ્હારાં અશ્રુ ભેળવીએ છિએ અને પ્રભુપ્રતિ નમ્રતાપૂર્વક પ્રાર્થના કરીએ છિએ કે એ પવિત્ર આત્માને અચલ શાન્તિ અર્પો !

---

## ગં. જમનાબાઇ સક્કઇ.

### ( વસન્ત. )

ત્રીજો ખેદકારક બનાવ ગં. જમનાબાઈ સક્કઇના સ્વર્ગવાસથી આપણા પ્રાંતને પડેલી ખોટ છે. આ બાઇએ સ્ત્રીઓની ઉન્નતિ માટે બહુ શ્રમ કર્યો છે, અને મુંબાઈનું "ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ" મુખ્ય એમના જ પ્રયાસથી અસ્તિત્વમાં આવ્યું છે. અંગ્રેજી કેળવણીરૂપી સાંકડા પાયા ઉપર આપણા દેશના કોઈ પણ પ્રશ્નનું સમાધાન રાખવું ઇષ્ટ નથી. આ વિશાળ દેશની પ્રજા જેનો બહુ મ્હોટો ભાગ આ કેળવણીના વર્તુલની બહાર છે અને બહાર જ રહેવાનો સંભવ છે, તેની ઉન્નતિ કર્યા વગર દેશની ઉન્નતિ કરવી અશક્ય છે—કારણ કે વસ્તુતઃ એ જ મ્હોટે ભાગે દેશ છે;–અને તેથી સ્વદેશી ભાષામાં, સ્વદેશી પદ્ધતિએ, અને સ્વદેશી બુદ્ધિ અને હૃદયને સ્પર્શી શકે એવા સ્વરૂપમાં જ આ દેશની ઉન્નતિના સર્વ પ્રયત્નો થવા જોઈએ. આ સામાન્ય નિયમ ધ્યાનમાં રાખી—સ્વર્ગસ્થ જમનાબાઈએ સ્ત્રીઓના જીવનને વધારે સુખી, વધારે સંસ્કારી અને સામાજિક કરવાના પવિત્ર કામને પોતાનું સમસ્ત જીવન અર્પી દીધું હતું. ઘણું કરી પોતાને અંગ્રેજી કેળવણી ન હતી, છતાં જે પરોપકારી હૃદય, ભાષા અને કેળવણીના સાંકડાં બંધનોની પાર વિરાજે છે તે એમનું હતું—અને તેથી એ હૃદયની સ્વાભાવિક આજ્ઞાને અનુવર્તી એમણે યથામતિ સ્ત્રીઓના કલ્યાણ માટે જે જે કરવું યોગ્ય લાગ્યું તે કર્યું; પોતાની પીઠ અને શાણી બુદ્ધિથી આખા ગુજરાતના સ્ત્રીમંડળમાં માન મેળવ્યું તથા સુધારા પ્રત્યે સૌની પ્રીતિ ઉત્પન્ન કરી. એમની સેવા માત્ર મંડળ સ્થાપવામાં કે ભાષણ

કરવા કરાવવામાં જ સમાપ્ત થઈ નથી. ગયા દુકાળ વખતે ગુજરાતમાં જાતે ફરી મનુષ્ય અને ઢોરનાં દુઃખ પોતાને હાથે ટાળ્યાં છે—એ ખરૂં પરોપકારી અને સુજ્ઞ હૃદય હમેશાં પરમાત્મામાં જ વસે છે, છતાં આપણી સ્થૂલ દૃષ્ટિએ મરણથી એ પરમાત્માની વધારે નિકટ ગયું છે—તો ત્યાં એ નિત્ય સુખમાં વસો એવી આપણે પ્રાર્થના કરીએ.

---

## ગં. સ્વ. જમનાબ્હેન સક્કઈ.

### ( વસન્ત. )

ગુજરાતમાં, લગભગ મુંબાઇ ઈલાકામાં, આપણા હાલના સંયોગો જોતાં સ્ત્રીઓનું વ્યક્તિત્વ હજી સર્વમાન્ય થયું નથી એ સમયમાં એક સ્ત્રીના અવસાનથી સર્વત્ર ગ્લાનિ પ્રસરી હોય, એ પડેલી ખોટ માટે પત્ર, તાર કે સભાદ્વારા ખેદ દર્શાવાયો હોય તો જમનાબ્હેન સક્કઇનો જ પ્રસંગ છે. જમનાબ્હેનના જીવનમાં, એમના કાર્યમાં, એમના હૃદયમાં એવા અલૌકિક ગુણ હતા, એવો સ્વર્ગીય પ્રભાવ હતો કે આબાલવૃદ્ધ, આ ઉત્ક્રાન્તિના સમયમાં જૂના તેમ જ નવા વિચારના લોકો, ક્ષણવાર જ્ઞાતિ, ધર્મ અને દેશભેદ વિસરી જઈ જમનાબ્હેન સામું જોઇ જ રહેતા, એમના સહવાસનો લોભ રાખતા, એમની સાથે વાર્તાલાપ કરવા તલપતા અને અરણ્યમાં પ્રચણ્ડ સૂર્યથી તપેલા વટવૃક્ષ નીચે શાંતિ પામે તેમ એમની સાન્નિધ્યમાં હૃદયની શાંતિ મેળવતા.

જમનાબ્હેનનું જીવન વિસ્તૃતતાથી આલેખાવાનું છે, એમના સંબંધી ભિન્નદૃષ્ટિએ લેખો એક સ્મારક અંકમાં આવશે એટલે આ સ્થળે તો આપણે માત્ર દિગ્દર્શન જ કરવાનું છે. સ્વર્ગસ્થ જમનાબ્હેનનું બાલ્યજીવન–કેળવણી–સંસારપ્રવેશના પ્રસંગોમાંથી બારીકાઇથી જોનારને ઘણું શિખવાનું મળી આવશે. પરંતુ એ ભૂતકાળમાં ન જતાં આપણે આપણા પાસેના જ સમયનું અવલોકન કરીશું.

**જમનાબ્હેનનું–ગૃહજીવન** જમનાબ્હેનના પતિ નગીનદાસ સક્કઈ અવસાન વખતે અત્રેની મુંબાઈ બેંકના શરાફ હતા. નગીનદાસ અને જમનાબ્હેનનો જેમને યત્કિંચિત્ અનુભવ હતો તેને લાગ્યા વિના નહિ રહે કે આત્મલગ્ન, સ્નેહનો વિકાસ, સ્નેહની દિવ્યતા, પરિપૂર્ણતા અને આદિ ખરૂં પણ અંત નહિ એ એમના જીવનમાં સ્પષ્ટ હતું. જમનાબ્હેન કે નગીનદાસ મ્હોટી વયે પરણ્યાં નહોતાં, સ્નેહકથા વાંચી નહોતી, ઉંચી કેળવણી લીધી નહોતી. સ્નેહ એ વિકાસ છે એ એમના જીવનથી સાબિત થયું હતું. આ લેખકને આ પતિપત્નીનો બહુ જ સહવાસ હતો અને આર્ય લગ્નની ભાવના, બીજાને માટે પોતાનું જીવન એ ભાવના બન્નેમાં એટલી હદ સૂધી હતી કે નાનામાં નાનીથી મોટામાં મોટી વાતમાં મતભેદ છતાં તાલભંગ થતો નહિ. પ્રત્યેકને વ્યક્તિસ્વાતંત્ર્ય હતું છતાં એક હતાં. જમનાબ્હેનને લગભગ એક ડઝન બાલકો થયાં હતાં; પરંતુ ભવિષ્યમાં જગતનાં બાલકો–અનાથોની માતા થાય અને માતા થયા વિના માતાની લાગણી ન સમજાય, એમ કદાચ હોય, એમ ધારી પરમાત્માએ બાલકો આપી બાલકો લઇ લીધાં હતાં. પરંતુ જમનાબ્હેનને સહજ પણ ક્ષોભ થયો નથી. એમના પતિ નગીનદાસને જમનાબ્હેન ઉપર અંશમાત્ર અભાવ આવ્યો નહોતો. આથી ઉલટું પતિપત્નીએ પોતાના કુટુંબીનાં, અને આગળ જતાં જગતનાં બાલકોને પોતાનાં જ બાલકો માન્યાં. સંસારવ્યવહારમાં કોઈ સાસુ પોતાની પુત્રવધૂ સગર્ભા ન થાય ને પીડાતી ત્યારે જમનાબ્હેનને માત્ર હસવું જ આવતું. નગીનદાસને પણ યુવાવસ્થામાં કોઇએ બની શકે એમ હોય તો બીજી પત્નીનું સૂચન કર્યું હશે,

પરંતુ એકપત્નીવ્રતવાળા નગીનદાસ અને સાધ્વી જમનાબ્હેનના હૃદયમાં જરા પણ અંતર પડતું નહોતું.

અન્યોન્ય કેરી ન્યૂનતા પૂરે અનુગુણ દંપતી,
વિનિમય કરે નિજરસ તણો ઉર ઉર આગળ ઉઘડી,
સંસારસ્વાર્થે અભિન્ન થાતાં ભેદનું કારણ નહિ,
સ્ત્રી-પુરૂષની તેથી જ સઉમાં મિત્રતા ઉત્તમ કહી.

જમનાબ્હેન અને નગીનદાસનું લગ્ન એક ઉત્તમ મૈત્રીમાં પરિણામ પામ્યું હતું. પરમાત્માની કૃપાથી જમનાબ્હેનની પરિસ્થિતિ સારી હતી. આમ છતાં નગીનદાસની સર્વ સગવડ ભોજનથી તે કપડા સૂધીની સર્વ અનુકૂળતા સાચવવી એ જમનાબ્હેન પોતાનું કર્તવ્ય માનતાં. જાહેર વ્યાખ્યાનો આપતાં, મંડળોમાં આગળ પડતાં, મુખ્ય ભાગ લેતાં છતાં નગીનદાસની શુશ્રુષા કરવામાં એક પળ પણ જમનાબ્હેન પાછાં પડ્યાં નથી અને એ જ પ્રમાણે નગીનદાસ બેંક જેવી જવાબદારી અને બોજાવાળી નોકરીમાં જતા હોવા છતાં જમનાબ્હેનના જાહેરજીવનમાં અનુકૂળતા કરી આપવામાં સંકોચાયા નથી. મ્હારાથી નથી થતું તો મ્હારી પત્નીને સેવા કરતી શા માટે અટકાવવી ?-નગીનદાસના અંતિમ શબ્દો પણ સેવાકાર્ય ચાલુ રાખવા સંબન્ધી હતા. જમનાબ્હેનનું દાંપત્યજીવન જોયા પછી ખરેખર એમ કહ્યા વિના ચાલતું નથી કે આત્મલગ્ન લગ્નસુખ ભોગવવા માટે દ્રવ્ય-પુત્ર પુત્રી યુનિવર્સિટિની ડીગ્રી આવશ્યક નથી. પ્રભુપ્રેમ, બીજાને માટે આપણું જીવન આ બે હોય તો પતિપત્નીના કજીયા કે ઉંચા મનની સ્થિતિને અવકાશ જ હોતો નથી. જમનાબ્હેન માત્ર ગુજરાતી વાંચી લખી જાણતા. નગીનદાસ મેટ્રીક હતા. આમ છતાં પતિપત્ની દેશની સમાજની વાતો કરતાં, ચર્ચા કરતાં, સારા લેખ કે પુસ્તકો વાંચતાં, સમજવા પ્રયત્ન કરતાં. જુના તેમ જ નવા વર્ગનાં દમ્પતિઓને જમનાબ્હેનના ગૃહજીવનમાંથી સમાન હક કે સ્ત્રીની મતિ પાનીયોની મારામારી સિવાય સંસારરથના બે ચક્ર માફક જીવન રસમય બનાવવાનું ઉત્તમ શિક્ષણ મળતું. ગરીબ તેમ જ તવંગર, પૈસો છોકરાં ગૃહવ્યવસ્થાના અસંતોષથી દુઃખમય જીવન ગાળતાં યુવાન તેમ જ વૃદ્ધ દમ્પતીયો જમનાબ્હેન અને નગીનદાસનો સંસાર જોઈ અજબ થતાં, અને સહવાસમાં આવતાં જ એમના ગૃહજીવન ફેરવાતાં. જમનાબ્હેન પ્રાતઃકાળમાં પતિને માટે પૂજાનો સામાન તૈયાર કરી જ્યારે શંકરની પૂજા કરવા બેસતાં ત્યારે કોઈ પ્રભાવશાળી પવિત્ર દેવી શંકરની પૂજા કરતી હોય એમ લાગતું. આ ઉચ્ચ પવિત્ર જીવનને લીધે જ જમનાબ્હેનનું નામ પડે તો વહુ છોકરી કે બ્હેનને જરા પણ શંકા વગર જે સભામાં જે સંસ્થામાં જમનાબ્હેન હોય ત્યાં મોકલતાં કોઈ અચકાતું નહિ. આ જ દર્શાવી આપે છે કે સ્ત્રીઓની ઉન્નતિ કરવી હોય તો વિદ્યા જરૂરની છે. વ્હેમ દૂર કરવાની જરૂર છે. બાલલગ્ન દૂર કરવાની જરૂર છે. પણ તે કરતાં પણ વિશેષ જરૂર પવિત્ર પ્રભાવશાળી નિરભિમાની પ્રભુમય ચારિત્ર્યની છે.

**સમાજજીવન**—ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળની સ્થાપના એ જમનાબ્હેનના જાહેર જીવનનું પ્રથમ પગથીયું. સ્ત્રીઓમાં કાંઈ જ નથી એમ કહી પુરૂષો ત્હેમની પ્રગતિ માટે કાંઇ જ કરતા નહોતા ત્યારે એ કાર્ય કરવા જમનાબ્હેને બીડું ઝડપ્યું. પ્રો. ગજજરનાં એવાં જ ઉત્સાહી પત્ની સૌ. કાશીગૌરી અને ન્યાયમૂર્તિ રાનડેનાં ભાભી લક્ષ્મીબાઈ રાનડેનો જમનાબ્હેન સાથે પ્રસંગ પડ્યો અને આ ત્રિપુટીએ મુંબાઇ ગજાવ્યું. ત્રણે ઉત્સાહભર પ્રેમમય હતાં અને લક્ષ્મીબાઈ રાનડે વિદ્વાન હતાં—પોતાના પતિ ડૉ. રાનડે સાથે યુરોપમાં મુસાફરી કરી હતી. બાલ્યાવસ્થામાં પોતાના પિતા પ્રિન્સિપાલ મોદકે ઉચ્ચાભિલાષ જાગૃત કર્યાં હતા, અને આ ત્રણે

## Mrs. JAMNABAI SAKKAI.

**DILSHAD BEGUM.**

Those who have had the good fortune and privilege to call Mrs. Sakkai a friend, I have no doubt must have been struck by her personality, goodness, humanity and innumerable other good qualities. The tremendous help she gave to those who needed it, her widespread work, her true friendship and sympathy and her all embracing love for her fellow women, I leave for other of her friends and admirers to write, for I feel it requires a cleverer pen than mine to do full justice to all her attributes. I shall deal only with one point in her character which struck me most at the very beginning of our friendship and which made an everlasting impression on my mind. What just attracted me to her was the sunshine she took with her wherever she went. I thought her to be one of the darlings of fortune and from the happy and ever smiling face it never struck me that she had suffered the very bitterest troubles a woman can go through. The first day I visited her I saw a house full of children. I asked her if they were her's. The reply that I got stunned me and I thought to myself "Here was a great woman indeed." She said: Yes they are all my children for I love them as such–but I had 14 of my own and they all died. In her we have lost a great woman indeed.

---

## AN APPRECIATION.

**NAVAJBAI D. CONTRACTOR.**

How can one begin to describe Bai Jamnabai Sakkai? As a woman, a friend, or an enthusiast? As a religious mystic, as an orator, whose voice had the jingle of a silver trumpet? As an earnest advocate of all that is best in the woman's movement or herself the proud and spotless sum of womanhood? It will perhaps be best to deal simply with a subject so vast as this unique personality, which conveys to us some idea of the many—sided magnitude of the life that has just closed.

Judge it how we may, we cannot but pronounce that life—sublime. Hers was a personality, so white in its purity, so radiant in its selflessness, so transfigured by its passion for service, and holiness of self-dedication. Only those who were fortunate enough to come in close-contact with her, can know what she was, and how much we have suffered in her death.

The loss of such a precious life is a loss irreparable particularly to the Guzerati Stri Mandal—an institution, which owes its existence, to her indefatigable energy, in the work of reform and education of her sisters. Her chosen mission was the cause of Indian womanhood. How many of us understand sufficiently the significance of the saying that the hand that rocks the cradle rules the world? There is a general feeling abroad that all is not well with the Indian woman. What sort of education the Indian woman is to receive, what are its aims as to these there is not much of clear thinking yet. The Stri Mandal cannot sufficiently express its gratitude to Bai Jumnabai Sakkai. We can easily imagine what difficulties she must have found at the outset, to cultivate the minds of the common mass, and bring about a healthy reform. With patience and perseverance, she stuck to her noble cause of educating her illiterate Indian sisters. We cannot but bemoan that the mind that planned should not have been spared to see the fruition, but the seeds have been sown well, and promise a glorious harvest.

Her mission in life, was to relieve the distress and sufferings of her fellow creatures. When the news of the famine in Guzerat reached her, for her there could be no quiet or peaceful life. She went visiting village after village, wading through flooded and ruined lands.

To be admitted to her friendship was to establish a claim upon an inexhaustible gold mine. She gave herself without reserve. She lived for her sisters and her work. For them, she would pour out all eloquence, and her last curious knowledge. Whatever she did, she did with all her might, and she never did anything for herself. At the sacrifice of her health and wealth, she was always ready to lend a helping hand to those, who were in distress, and the strain of overwork had manifested itself in frequent illness.

Her life and achievements will live and abide with us as a cherished possession, a sweet and radiant presence, to be bequeathed as a treasure, and an inspiration to coming generations.

Peace be to her departed soul!

---

# Mrs. JAMNABAI SAKKAI.

---

SUNDRABAI D. SIRUR.

I have been asked by the Secretaries of the Guzerati Hidu Stree Mandal to write a few lines on our late beloved sister Mrs. Jamnabai Sakkai. Such a gentle and loveable soul she was, so full of enthusiasm and devotion for every good cause. Hers was a large heart and a catholic spirit and every movement for the social elevation enlisted her sympathies and she was ready with help and co-operation to promote it. She possessed in a marked degree all the qualities for which the Hindu wife and mother are so well known. Kind, patient, self-sacrificing and modest, she brought to bear on her public activities all these great virtues and to these she added an aptitude for co-operation and organisation which is unfortunately wanting in the average Hindu woman. She was a rare combination indeed of our traditional good traits and of the practical virtues of our own times. She was, therefore, a link between the old order and the new and was loved and respected by the orthodox and reformers alike.

It is idle indeed to suppose that one can do justice in a short paper like this to her greatness and goodness but we should be missing the lesson to be drawn from her life if I did not touch upon one aspect of her career which is of peculiar interest and instruction to us. Jamnabai believed that a woman's sphere of usefulness was not necessarily limited to her home but she could have a wider sphere of usefulness according to her capacity in the wellbeing of her country. She therefore left the seclusion of her home and threw herself heart and soul into all movements which she thought were working towards that end. She was a pioneer at least among the Guzerati ladies and her life was felt as a persuasive force by Hindu ladies in general and Guzerati ladies in particular to take interest in all questions touching the wellbeing of the country and she succeeded in her efforts to a great extent. If Guzerati ladies now take a keener interest in questions of the wellbeing of their country and if they take part in public activities more than before and

if they mix more freely among the Deccani sisters, it is largely due to her work and influence. For a long time she was the worthy President of the Guzerati Hindu Stree Mandal and the institution owes its present position in no small measure to her devoted and untiring work. She has indelibly left the stamp of her personality on the institution and though she is longer with us in body, her spirit still animates the Guzerati Hindu Stree Mandal and let us hope it ever grows in its usefulness and influence for good, a living monument of our dear departed friend. May her soul rest in Peace !

---

# સ્વર્ગવાસી ગં. સ્વ. જમનાબાઇ નગીનદાસ સક્કઇના જીવન સંબંધી મ્હારા વિચારો.

લેખકઃ—ભવાનીદાસ નારણદાસ મોતીવાળા, બી. એ., એલએલ. બી.

આ જીંદગી પાણીના પરપોટા સમાન નાશવંત છે. કાયા અમર નથી, પણ પરોપકાર, સુકૃત્ય, અને ભલાં કામો જ આ દુનિયામાં અચળ અને અમર રહેનાર છે.

જમનાબાઈ સક્કઈ.

(૧)

ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળની સંસ્થા ઇ. સ. ૧૯૦૩ માં મુંબાઈમાં સ્થપાઈ ત્યારથી ગં. સ્વ. જમનાબ્હેન જોડે મને પરિચય પડ્યો હતો અને તે દિનપરદિન વધી તેમના મરણસુધી રહ્યો હતો. ૧૯૦૮ માં હું વાલકેશ્વર રહેવા આવ્યો અને તે જ અરસામાં ગં. સ્વ. જમનાબાઈ પણ ત્યાં જ રહેવા આવ્યાં હતાં અને ત્યારથી અમે એકબીજાના ઘણા ગાઢ પરિચયમાં આવ્યાં હતાં. ગં. સ્વ. જમનાબ્હેનના કુટુંબને બાદ કરતાં તેમની જાહેરજીંદગી શરૂ થઈ ત્યારથી તે અંત પર્યંત બીજા થોડા જ જણ મારા કરતાં તેમના વધારે ગાઢ સંબન્ધમાં આવ્યા હશે. આના પરિણામે તેમની કારકીર્દિનું બારીકાઇથી અવલોકન કરવાની મને જે ઉમદા તક મળી છે તે સારૂ હું પ્રભુનો પાડ માનું છું. ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળના માનનીય મન્ત્રીઓએ મંડળનાં માનવંતાં પ્રમુખ ગં. સ્વ. જમનાબ્હેનની યાદગીરીમાં કાઢવામાં આવનાર સ્ત્રીહિતોપદેશના સ્મારક અંકમાં મને લખાણ કરવાની જે વિનંતિ કરી છે તેનો સ્વીકાર કરવો એ મારી ફરજ સમજું છું. સાક્ષરવર્ગમાં વિરાજવાને હું લાયક નથી, પણ જે ઉદ્દેશથી આ અંક કાઢવામાં આવનાર છે તેમાં મને સ્વ. સંબન્ધી જે અમૂલ્ય જ્ઞાન મળ્યું છે તે મંડળના સભાસદો આગળ અને મંડળ મારફતે જાહેર પ્રજા સમક્ષ ન મૂકું તો હું મારા દેશ પ્રતિની ફરજ ચૂક્યો કહેવાઉં. તેટલા જ માટે મેં આ લેખ લખવાનું ઉચિત ધાર્યું છે. હું આશા રાખું છું કે તેમાંથી વાચકવર્ગને કંઈ પણ નવીન જાણવાનું મળશે તો હું મારો શ્રમ સફળ થયો સમજીશ.

આ સ્મારક અંકમાં સ્વ. ની નામના પ્રમાણે ઘણા લેખો છપાશે અને તેમાં તેમના સંબન્ધી જુદાં જુદાં સ્ત્રીપુરૂષો પોતપોતાની મત્યનુસાર તેમની જીંદગી સંબન્ધી વિવેચન કરશે. તેમની જીંદગી સંબન્ધી ટુંક હેવાલ છાપાંઓમાં તથા માસિકોમાં પ્રસિદ્ધ થઈ ચૂક્યો છે. વળી તેમના સંબન્ધમાં અગત્યની માહિતી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળે તેમના મરણ પ્રસંગ માટે દિલગીરી દર્શાવવા જે જાહેરસભા બોલાવી હતી તેમાં પણ અપાઈ ચૂકી છે, માટે આ લેખમાં તે જ વાતો ફરી ફરી લખવાનું હું કાંઇ પ્રયોજન જોતો નથી.

આ ઠેકાણે મારે ભાર દઇ કહેવું પડશે કે આપણા દેશમાં ખરી ચારિત્ર્યની કદર થતી નથી. અન્ય સુધરેલા દેશોમાં અમુક પ્રખ્યાત વ્યક્તિના અવસાન બાદ લેખકો જાહેર છાપાંમાં, માસિકોમાં, તેને લગતી જનોપયોગી માહિતી આપવા બહાર પડે છે. થોડાજ વખતમાં કોઈ સારો લેખક અથવા મરનારનો કોઈ કુટુંબી તેનું જીવનચરિત્ર તેના પત્રવ્યવહારસહિત પ્રસિદ્ધ કરે છે. આવી રીતે થવાથી તે વ્યક્તિના ચારિત્ર્યની અસર જનસમાજપર

ઘણી થાય છે. જ્યારે આપણા દેશમાં એથી ઉલટી જ સ્થિતિ જોવામાં આવે છે. જેઓ મરનાર સંબન્ધી જાણતા હોય છે તેઓને ફરી ફરીને લેખ મોકલવા વિનંતિ કરવી પડે છે. મરનારના કુટુંબીઓ મરનારની ભાગ્યે જ કદર પીછાનતા હોય છે. તેના અન્ય દોસ્તો અવલોકનશક્તિની ખામીને લીધે અથવા તો અવલોકન કરીને જે નિહાળ્યું હોય તે નોંધી રાખવાની ખામીને લીધે જે લખાણો મોકલે છે તો તે ઉપરચોંટિયાં જ હોય છે. આપણા દેશમાં હજીસુધી મહાન સ્ત્રીપુરુષોનાં, જેવા બીજા દેશમાં જીવનચરિત્રો બહાર પડેલાં છે, તેવાં બહાર પડ્યાં નથી; એ આપણા દેશનું દુર્ભાગ્ય જ સમજું છું. ના. તેલંગના મૃત્યુબાદ સર નારાયણ ચંદાવરકરે પોતાની નોંધપોથીમાંથી તેમની જીંદગીપર જેવી રીતે પ્રકાશ પાડ્યો હતો તેવી જ રીતિએ અવલોકન કરી જાહેર સ્ત્રીપુરુષોનાં જીવનમાં તેમના મિત્રોએ કામ લઈ તેની યાદ નોંધ-પોથીમાં ટપકાવી રાખવી જોઈએ. આવી રીતે કામ લેવાથી ભવિષ્યમાં આપણે આપણી પ્રજાને ઘણાં ઉપયોગી થઈ પડીશું. ઉત્તમ જીવનચરિત્રો પ્રજાની ઉચ્ચ બનાવટમાં ઘણું મહત્વનું સ્થાન ભોગવે છે.

જ્યારે ઘણા નામાંકિત પુરુષોનાં જીવનચરિત્ર સંબન્ધમાં આપણી આવી કઢંગી સ્થિતિ છે તો પછી સ્ત્રીઓના જીવનચરિત્ર સંબન્ધી તો પૂછવું જ શું? સ્ત્રીઓની ઉન્નતિથી જ દેશની ઉન્નતિ છે એ માન્યતા સર્વ ઠેકાણે ચાલી આવેલી છે, તે છતાં પણ હિન્દી સ્ત્રીઓનાં છૂટાં છવાયાં જીવનચરિત્ર સિવાય સારાં લખાયલાં જીવનચરિત્રથી આપણે એ નસીબ રહ્યા છિએ. હાલમાં એકે અવાજે ગં. સ્વ. જમનાબ્હેનના કાર્ય સંબન્ધી ચારે બાજુથી જે પ્રશંસા થઇ રહી છે તે જ સમયે ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળની મૅનેજીંગ કમિટીએ આ સ્મારક-અંક તેમના અવસાન બાદ થોડા વખતમાં કાઢવાનું જે શુભ પગલું ભર્યું છે તે સારૂ હું તેમને ધન્યવાદ આપુ છું; અને તેમ કરવાનું ખાસ કારણ એ છે કે એમ કર્યાથી ભવિષ્યમાં સ્વ. ના જીવનચરિત્ર લખનારનો રસ્તો ઘણો સરળ થઈ જશે. મને આશા છે કે મંડળની કમિટી આ આરંભેલું શુભ પગલું ભરી બેસી ન રહેતાં તેમનાં માનવંતાં પ્રમુખની સુકીર્તિ જમાનાઓ સુધી સતત ચાલુ રહે તે સારૂ તેમનું જીવનચરિત્ર કોઈ સારા પ્રતિષ્ઠિત લેખક પાસે યોગ્ય પારિતોષિક આપી લખાવશે તો નક્કી ભવિષ્યની પ્રજાની આશિષ્ તેમના આ એક જ કૃત્યથી મેળવવા ભાગ્યશાળી થશે.

પ્રસ્તાવનારૂપે આટલું જણાવવા ઉચિત ધાર્યું છે. હવે પ્રસ્તુત વિષય સંબન્ધી લખીશ.

(૨)

થોડાં જ વર્ષ પર આર્યપ્રકાશના અધિપતિએ વાચકવર્ગ પાસે હિન્દુસ્થાનના અર્વાચીન મહાન સ્ત્રીપુરુષોની એક યાદી માગી હતી. તેના જવાબમાં રા. રા. રામમોહનરાય તથા અન્ય કેટલાકોએ ગં. સ્વ. જમનાબ્હેનને સ્ત્રીઓમાં અગ્રસ્થાન આપ્યું હતું. ભાવનગરની ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળની શાખાએ ઇ. સ. ૧૯૧૫ માં ગં. સ્વ. જમનાબ્હેનને માનપત્ર અર્પણ કરતી વખતે જણાવ્યું હતું કે “આપ દુનિયામાં એક સ્ત્રી-રત્ન છો, પરમાર્થની પ્રતિમા છો. જગત્ના હિતનું કોઈ કાર્ય અમુક કાળ સુધી મંદતાને પામે છે ત્યારે તેને સજીવન કરવાને માટે અને વિશેષ ઉન્નતિની સ્થિતિએ પહોંચાડવા માટે ઇશ્વર યોગ્ય મનુષ્યોને જન્મ આપે છે, એ સિદ્ધાંતને અનુસરીને સૃષ્ટિમાં આપનો જન્મ છે.” પ્રસિદ્ધ સ્ત્રી કવિ શ્રી. સરોજીની નયડુ સ્વ. ના મરણ નિમિત્ત દિલગીરીપ્રદર્શક તારમાં તેમના જીવનને “હિમ્મત, મીઠાશ અને આત્મભોગ એ હિન્દી સ્ત્રીત્વના સદ્‌ગુણોની મૂર્તિરૂપ” ગણે છે. હિન્દના મહાન દેશભક્ત લો. મા. ડા. દાદાભાઈ નવરોજી તેમના પત્રમાં દર્શાવે છે કે “ગં. સ્વ. જમનાબ્હેન સાક્કઇ

હિન્દુ સ્ત્રીના સાચા આદર્શરૂપ છે અને તેઓ પોતાની હિન્દુ બ્હેનોને પ્રગતિના માર્ગમાં દોરવાને માટે જન્મ્યાં છે એવું મને લાગ્યું હતું." ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ દિલગીરીના ઠરાવમાં લખે છે કે "ગુજરાતના સ્ત્રીવર્ગે પોતાના જીવનને સતત પ્રેરણા આપનાર અદ્વિતીય ચૈતન્યમૂર્તિ ગુમાવી છે. ગં. સ્વ. જમનાબ્હેન સક્કઈએ પોતાના નિઃસ્વાર્થ સેવામય જીવનથી અર્વાચીન હિન્દી સ્ત્રીઓનાં ગૃહજીવન તથા સાર્વજનિક જીવનના આદર્શને વધારે ઉચ્ચ, વધારે વિશાળ, અને વધારે સમૃદ્ધ બનાવી હિન્દી સ્ત્રીજીવનની પ્રતિષ્ઠામાં વૃદ્ધિ કરી છે."

સમાલોચક માસિક પત્ર કહે છે કે "અર્વાચીન ગુજરાતે ગં. સ્વ. જમનાબ્હેન જેવું બીજું ઉત્તમ સ્ત્રીરત્ન ઉત્પન્ન કર્યું નથી. જમનાબાઇનું સ્થાન અર્વાચીન ગુજરાતનાં સ્ત્રીરત્નોમાં અદ્વિતીય છે. સમસ્ત ગુજરાતનાં માતા થવાને માટે જ કુદરતે એ સાધ્વી સ્ત્રીને જન્મ આપ્યો હશે." પ્રો. ધોંડો કેશવ કર્વે પોતાના કાગળમાં સ્વ. જમનાબ્હેનને મહાન તથા ભલી સ્ત્રીની ઉપમા આપે છે.

આવી રીતે ચારે બાજુએથી માન મેળવનાર સ્ત્રી આ માનને લાયક હતી કે નહિ તે વિષય મેં મનમાં વિચાર કરી જોયો. ગં. સ્વ. જમનાબ્હેનના ટુંકા જીવનચરિત્રની તપાસ સારૂ સસ્તા સાહિત્યના ભારતનાં સ્ત્રીરત્નોનાં પુસ્તકો ઉથલાવી ઉથલાવી હું થાક્યો પણ તેમના સંબન્ધે કંઈ લેખ જડ્યો જ નહિ. મનમાં સંશય ઉત્પન્ન થયો. હું તો સ્વ. ને છેલ્લાં તેર વર્ષ થયાં હિન્દનું અમૂલ્ય સ્ત્રીરત્ન ગણતો આવ્યો હતો પણ રખેને આ અભિપ્રાય મારા તેમના ગાઢ પરિચયને લીધે બન્ધાઈ હું ભ્રમણામાં તો ન પડ્યો હોઉં એવી શંકા મનમાં ઉત્પન્ન થઈ. એટલામાં મંડળના ઉત્સાહી મંત્રીઓએ મને લેખ લખવા આમંત્રણ આપ્યું. એટલે કંઈ લખવું તો ખરૂં જ એવો નિશ્ચય મન સાથે કર્યો. પણ શું લખવું એ વિચારતાં મન વિમાસણમાં ગુંથાયું. પુખ્ત વિચાર કરતાં જણાયું કે સ્વ. જમનાબ્હેન તથા તેમના કામની તુલના કરવામાં હું ભૂલતો નથી, તે ખરેખર અનુપમ માનને લાયક હતાં; અને જે એમ નહિ માનતા હોય તેઓ પોતાની હઠને લીધે તથા તેમના ખરા કામના અજ્ઞાનને લીધેજ ભ્રમણનગરીમાં વાસ કરે છે એમ મને સ્પષ્ટ લાગ્યું. આ ઉપરથી મારા મનમાં જે જે વિચારો સ્ફુરી આવ્યા તે અત્રે જાહેરમાં પ્રદર્શિત કરતાં મને હર્ષ થાય છે; અને મને આશા છે કે આ લેખથી ગં. સ્વ. જમનાબ્હેનના કામથી અજાણ્યાં સ્ત્રીપુરૂષો પણ તેમને ઇન્સાફ આપનારની પંક્તિમાં ભળશે.

(૩)

ગં. સ્વ. જમનાબ્હેનના કુટુંબ સાથે મારા કુટુંબને ઘણો ગાઢ પરિચય હતો એ સ્વ. પાસેથી સાંભળેલી વાતો પરથી મને માલમ પડે છે. પણ જ્યાં સુધી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળની સ્થાપના ઇ. સ. ૧૯૦૩ ના વર્ષમાં મારાં વડિલ ભાભી ગં. સ્વ. જડાવબાઈ તથા સૌ. જમનાબ્હેન સક્કઇની હાજરીમાં મારા ભૂલેશ્વરના રહેવાના ઘરમાં મારા દિવાનખાનામાં થઈ ત્યાં સુધી સ્વ. ને હું જાતે ઓળખતો ન હતો. તે વખતે મારી ઉમર ૨૭ વર્ષની હતી. આ ઉપરથી એમ જણાય છે કે ગુજરાતી હિન્દુઓ જેને ગાઢ પરિચય કહેતા તે ગાઢ નહિ પણ ફક્ત નામનો જ પરિચય હતો. આથી સ્વ. ની ૪૦) વર્ષની ઉમર સુધીની તેમની પ્રવૃત્તિ શી હતી તે વિષયે હું અજ્ઞાત હોવાથી અત્ર તે સંબન્ધી કાંઈ પણ જણાવી શકતો નથી. મનુષ્યની યુવાવસ્થામાં જ તેના ભવિષ્યના ચારિત્ર્યની રૂપરેખા ઘડાય છે એ સિદ્ધાંત જોતાં આ અજ્ઞાન ગં. સ્વ. જમનાબ્હેનની કારકીર્દિની ફત્તેહની ચાવી શોધનારને મુશ્કેલીમાં મૂકે છે. પણ અત્રે આ સ્મારક-અંકમાં દરેકને મરનારની જીંદગી સંબન્ધી પોતાના જાતિ અનુભવપરથી જ લખવાનું છે તેથી જેટલું હું જાણુંછું તેટલું જ વાચકવર્ગ સમક્ષ આ લેખમાં રજુ કરીશ. ગં. સ્વ. જમના-

બ્હેન સંબન્ધી મારા મુરબ્બી ઑ. શેઠ ગોકળદાસ કહાનદાસ પારેખ સાથે જ્યારે મારે વાતચિત થતી ત્યારે શેઠ ગોકળદાસ જેઓ ગુજરાતી નિશાળોના ઘણાં વર્ષ સુધી ડેપ્યુટી એડયુકેશનલ ઈન્સ્પેક્ટર હતા તે મને કહેતા કે સ્કુલમાં મી. નગીનદાસ સક્કઈ કરતાં જમનાબ્હેન અભ્યાસમાં વધારે હોંશીઆર માલમ પડતાં હતાં. વળી જ્યારે ઇ. સ. ૧૯૦૩માં મંડળની સ્થાપના થઈ ત્યારે મંડળના હિતચિંતક મારા વડિલ મિત્ર રા. રા. મંછાશંકર જીવણરામ વકિલ સાથે મંડળના પ્રથમ પ્રમુખ તરીકે કોની નિમણુક કરવી એ સંબન્ધી વાતચિત થતાં તેઓએ મને ગં. સ્વ. જમનાબ્હેનનું નામ સૂચવ્યું અને તે મેં સ્વીકાર્યું. મારા ઘરમાં જે દિને ગુજરાતી આગેવાન બ્હેનોનો નાનો મેળાવડો મંડળની સ્થાપના સારૂ બોલાવવામાં આવ્યો હતો તે વખતે તે સભામાં હું હાજર હતો; અને જે રીતે મારાં વડિલ ભાભી તથા સ્વ. જમનાબ્હેને કામ લીધું હતું તે પરથી મારી ખાત્રી થઇ કે રા. રા. મંછાશંકરે ખરેખર પ્રમુખપદને શોભાવે તેવી જ સ્ત્રીનું નામ મને સૂચવ્યું હતું. આ ઉપરથી મને અનુમાન કરવાને કારણ મળે છે કે સ્વ. જમનાબ્હેનની યુવાવસ્થા પણ ઘણી સારી રીતે વ્યતીત થઇ હશે. એટલું જ નહિ, પરંતુ તેઓમાં એવા અમૂલ્ય ગુણો કંઇ હોવા જોઈએ કે જેથી કરીને તેઓ તેમના પતિના પુરૂષમિત્રોની પણ શુભેચ્છા સંપાદન કરી શક્યાં. આ સમયના તેમના જીવનનું યથાર્થ સ્વરૂપ સ્વ. જમનાબ્હેન તથા નગીનદાસના અંગત મિત્રો આ સ્મારક–અંકમાં અથવા હવે પછી જો જાહેરમાં મૂકશે તો અવશ્ય તેઓએ ગુજરાત ઉપર ઉપકાર કર્યો કહેવાશે.

(૪)

સ્વ. જમનાબ્હેનનો જન્મ સંવત્ ૧૯૧૮ ના શ્રાવણ સુદિ ૧૫) ને દિવસે મુંબાઈમાં થયો હતો. એ સમયે એટલે અર્ધ સદી પૂર્વે ગુજરાતી સ્ત્રીઓની સામાન્ય સ્થિતિ શી હતી તે ગુજરાતી સ્ત્રીના જીવન સંબન્ધે લખનારને વિચારવા યોગ્ય પ્રશ્ન છે.

બુદ્ધિવર્દ્ધક સભાએ ઇ. સ. ૧૮૬૪ માં રૂ. ૩૦૯ )નું ઇનામ જાહેર કરી ' ગુજરાતી હિન્દુઓની સ્થિતિ અને તેને સુધારવાના તરતના ઉપાયો ' વિષે નિબંધ માગ્યા હતા, પણ તે સારૂ ફક્ત કવિ દલપતરામ ડાહ્યાભાઈનો જ નિબન્ધ લખાઈ આવ્યો. તેમાં ગુજરાતની સ્ત્રીઓની સ્થિતિ વિષેના ૧૦ ) મા પ્રકરણમાં તેમણે લખ્યું છે કે "હાલમાં મોટી ઉમ્મરની જે સ્ત્રીઓ છે, તેઓની અવસ્થા જલદી સુધરે એવા કોઈ ઉપાય થતા જણાતા નથી. ગામોગામ, સ્ત્રીઓની સભાઓ થાય, અને સુધારાવાળા મહેતાજીઓ તથા બીજાઓ પોતાની સ્ત્રીઓને સભામાં મોકલે, તથા ભાષણ કરવાનો અને ભણવાનો અભ્યાસ કરાવે, અને સ્ત્રીઓના ઉપયોગનાં પુસ્તકો થાય તથા તે વિષે કવિતા રચાય, તો સ્ત્રીઓમાં જલદી સુધારો દાખલ થાય. મુંબાઈમાં પારસીઓની સ્ત્રીઓ ભણેલીઓ અને સુધરેલીઓ પુખ્ત ઉમરની છે અને તેઓની અક્કલ એવી છે કે વર્તમાનપત્રમાં ચર્ચાપત્ર પણ લખી શકે છે. તેમ જ હિન્દુઓમાં પાંચ સાત સ્ત્રીઓ મારા જોવામાં આવી છે કે જેમણે વિદ્યાભ્યાસ સારી રીતે કરેલો છે તથા પછવાડે તેઓની ચાલચલગતની તારીફ થાય છે અને તેઓના સ્વામી સુધરેલા છે, તેથી તેઓને કેટલીએક છૂટ મળેલી છે. અને તેઓ શ્રીમંત પણ છે. માટે એવી બાઈઓને લાયક છે કે આખા દેશની પોતાની બ્હેનપણીઓને સુધારવા સારૂ તેમણે પ્રયત્ન કરવો જોઈએ. ફક્ત પોતે જ સુધરીને બેસી રહેવાથી કીર્તિ મળવાની નથી. હજુ સુધી સ્ત્રીઓની મોટી સભાઓ ભરીને ભાષણ કર્યાં નથી. **એવા કામની આગેવાની પ્રથમ કિયા શહેરમાં, અને કયી બાઈ કરશે?** મુંબાઇની બાઈઓ પુરૂષોની સભામાં જવાની હિમ્મત રાખે છે. પણ હજી સુધી સારી પેઠે પ્રખ્યાત કોઇ થઇ નથી! અરે સ્ત્રીઓ ઉપર જૂના ચાલનો કેટલો

જૂલમ છે! હું ટુંકામાં લખું છું કે અમેરિકાના ગુલામો કરતાં પણ ગુજરાતની સ્ત્રીઓની માઠી સ્થિતિ છે."

સ્ત્રી-કેલવણી વિષે લખતાં તે લખે છે કે "હાલમાં ગુજરાતના હિન્દુઓની સ્ત્રીઓની કેલવણી છેક માઠી છે; કારણ કે તેઓને વિદ્યાભ્યાસ કરાવવાનો ચાલ નથી; તેથી તેઓ અજ્ઞાન રહે છે. અને જેમ કોઇ ગૃહસ્થ ગાયો, ભેંસો અને સાંઢણીઓ પોતાની કબજામાં રાખે છે, અથવા મજૂરી કરાવવા સારૂ લોંડીઓ રાખે છે, એ જ રીતે ઘરધંધો કરાવવા સારૂ, અને પોતાની ચાકરી કરાવવા સારૂ સ્ત્રીઓને પરણે છે. પણ 'અર્ધાંગના' એટલે 'પુરૂષનું અર્ધું અંગ' તે સ્ત્રી છે એવું જે શાસ્ત્રમાં લખ્યું છે તે સમઝણ તો ઉડી ગઇ છે."

હવે ગં. સ્વ. જમનાબ્હેને જ્યારે જાહેરમાં ભાગ લેવા માંડ્યો ત્યારે એટલે ઇ. સ. ૧૯૦૩ માં ગુજરાતી હિન્દુ સ્ત્રીઓની સ્થિતિ કેવી હતી તે મંડળના એક મંત્રીએ મંડળમાં ગં. સ્વ. જમનાબ્હેનના મૃત્યુના દિલગીરીના ઠરાવના ટેકામાં ભાષણ કરતી વખતે જણાવી છે એટલે અત્રે તે સંબન્ધી હું પુનરુક્તિ કરતો નથી.

હાલની ગુજરાતી હિન્દુ સ્ત્રીઓની સ્થિતિ ૫૦ વર્ષની સ્થિતિ કરતાં કેટલી જુદી થઇ છે અને ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ સ્થપાયા પછી, મંડળના કાર્યને લીધે એક દસકામાં તે સ્થિતિમાં કેટલો યોગ્ય સુધારોવધારો થયો છે તે નિષ્પક્ષપાત તુલના કરનારને માલમ પડશે. મંડળના કાર્યભાર સાથે મારે ઘણો નિકટ સંબન્ધ હોવાને લીધે રખેને મારો અભિપ્રાય સ્વાર્થી-પણે અપાય તેટલા માટે 'મુંબાઇસમાચાર'ના એક હિન્દુ લેખકની એકજ લીટી અત્રે ટાંકી મંડળના કાર્યસંબન્ધી હું સંતોષ ધારીશ. ૧૨ મી સપ્ટેમ્બર ૧૯૧૪ ના તે પત્રના અંકમાં લખે છે કે "તે દિવસ હિન્દુ સ્ત્રીસમાજના ઇતિહાસમાં ખરે જ કીર્તિવંત ગણાશે કે જે દિવસે ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળની સ્થાપના થઇ હતી. અત્યાર સુધીમાં આ મંડળે કરી બતાવેલા કાર્ય ઉપરથી એટલું પુરવાર થઇ ચુકયું છે કે આ મંડળનું અસ્તિત્વ સ્વદેશના લાભ માટે છે, અને જો તેની અદ્યાપિ સુધી ચાલુ રહેલી રૂઢિ પેઠે તેનું કામ વધારવામાં આવતું રહ્યું તો તેના આશયના ઉલ્લેખ માટે યશનું વિશાળ ક્ષેત્ર પડયું છે."

આ કીર્ત્તિ મંડળે પોતાની ૧૩) વર્ષની કારકીર્દિમાં સંપાદન કરી છે તેનું મુખ્ય કારણ સ્વ. મરનાર જ છે. આવી મંડળની મૅનેજીંગ કમિટીની દૃઢ માન્યતા છે અને તે તેઓ તરફથી મંડળનો ટુંકો ૧૨) વર્ષનો અંગ્રેજી રીપોર્ટ પ્રકટ થયો છે તેના છેલ્લા ફકરામાં તેઓએ જે વિચાર દર્શાવ્યો છે તે ઉપરથી જણાય છે.

## (૫)

ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળે સ્વ. જમનાબ્હેનને ઘરના ખૂણામાંથી જનસેવા કરવા બહાર આણ્યાં અને મંડળ જેવી નાની સંસ્થાએ તેમના જાહેર જીવનના વિશાળ ક્ષેત્રમાં નામના કરવા પ્રસંગ આપ્યો તે માટે આ લેખમાં પ્રથમ મંડળ સંબંધી સ્વ. ની સેવાઓનો વૃત્તાંત આપીશ.

મંડળના ઇ. સ. ૧૯૦૩ થી ૧૯૧૫ સુધીના છાપેલા રીપોર્ટો તપાસતાં માલમ પડે છે કે ઇ. સ. ૧૯૦૩ થી ૧૯૦૭ સુધીના ચાર વર્ષના અરસામાં સ્વ. જમના બ્હેન મંડળનાં બ્હેનોની તેમના ઉત્તમ ચારિત્રથી એટલી બધી ચાહના મેળવવા ભાગ્યશાળી થયાં હતાં કે મંડળની સાધારણ સભા દર વર્ષ મંડળના પ્રમુખ તરીકે તેમની જ નિમણુક કરતી. આ વખતે તેમણે મંડળની લાઇબ્રેરીને ચોપડીઓની ભેટ આપી સારી મદદ કરી હતી. મંડળમાં કાશીનાં પંડિતા ભવાનીબાઈને શ્રીહરદ્વારમાં એક પાઠશાળા તથા સંત લોકોને રહેવાને સારૂ સ્થળ કરી આપવા

સ્વર્ગસ્થે ટીપ ઉઘાડી હતી, અને તેમાં તેમણે નાણાં ભરવાની પહેલ કરી હતી. આંધળા છોકરાઓની વિક્ટોરિયા મેમોરિયલ સ્કુલના પ્રિન્સપાલ ડૉ. છત્રપતિના મંડળમાં ભાષણ થયા બાદ તેઓએ હાજર રહેલાંઓમાં આંધળા છોકરાઓના લાભાર્થે રૂ. ૭૦) ભેટ સારૂ ભેગા કરી આપ્યા હતા. આ મુજબ પારમાર્થિક સીડી પર મંડળનાં બ્હેનોને ચ્હડાવવાની પ્રેરણા ગં. સ્વ. જમનાબ્હેને આ બે શુભ પગલાં ભરીને કરી હતી. આ જ અરસામાં તેઓ મંડળની સભામાં જાતે હાજર રહી પોતાની મધુર વાણીથી મંડળનાં બ્હેનો પર તેમજ ગુજરાતના સમસ્ત લોકપર એક ઉત્તમ સ્ત્રી તરીકે છાપ બેસાડવા શક્તિવાન બન્યાં હતાં. આજ સમયમાં તેઓ મંડળ તરફથી અપાતાં પુરૂષોના ભાષણમાં પણ પ્રમુખપદ લેતાં. ઇ. સ. ૧૯૦૪ માં ભારત મહિલા પરિષદ્‌માં ઉમંગી ભાગ લીધો હતો. મુંબાઈમાં ભરાયેલી સાહિત્ય પરિષદ્‌માં મંડળના પ્રતિનિધિ તરીકે હાજરી આપી હતી. બીજી કોમની સ્ત્રીઓની સંસ્થાઓ સાથે મળી વડોદરાનાં ના. શ્રી. ચીમનાબાઈને યૂરપ તથા અમેરિકાથી તે પાછાં ફર્યાં ત્યારે યોગ્ય માન આપવા બોલાવેલા મેળાવડામાં જાતે મહેનત લઈ મેળાવડાને ફતેહમંદ બનાવ્યો હતો. સં. ૧૯૦૬ ની ૧૪ મી ડીસેંબરને દિને શેઠ દાદાભાઈ નવરોજી વિલાયતથી હિંદુસ્થાનમાં પધાર્યા ત્યારે તેમને ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ તરફથી મુંબાઈમાં ગિરગામ આગળ સારી રીતે આદર-સત્કાર કરવા સારૂ મેં બધી ગોઠવણ કરી હતી તે વખતે સ્વ. જમનાબ્હેન સક્કઈએ કોઈ પણ પરપુરુષને હાર પહેરાવેલો નહિ તેથી શેઠ દાદાભાઈને રસ્તામાં તેમની ગાડી ઉભી રાખી હાર પહેરાવવા સારૂ તેમનું મન જરા પાછળ હઠતું હતું પણ તેમને પાછી વિનંતિ કરવાથી તેમણે શેઠ દાદાભાઈ તેમના પિયરના કુટુંબના મિત્ર અને તેમના દાદા જેવા હોવાથી અંતે હાર પહેરાવવાનું કામ કબૂલ કર્યું. સ્વ. જમનાબ્હેનને સ્વદેશપ્રેમી બનાવનારૂં તથા તેમની જીંદગી દેશ સારૂ અર્પણ કરાવનારૂં આ પગલું તેમની જાહેર જીંદગીમાં ઘણું જ મહત્વનું હતું. મારા વિચાર મુજબ આ વખતે જો મેં એમની મરજીને માન આપ્યું હોત તો તે આટલાં બહાર આવત કે કેમ એ શંકાસ્પદ છે એ વાત આગળ સમઝાશે.

આ જ અરસામાં મંડળમાં આનંદવિનોદના એક મેળાવડામાં સ્વદેશી વસ્તુઓ પર ગુજરાતી હિંદુ સ્ત્રીઓનો પ્રેમ વધે તે સારૂ સ્વદેશી વસ્તુઓનો એક સારો સરખો નાનો સંગ્રહ ટેબલ પર ગોઠવવામાં આવ્યો હતો. તેમાંથી સ્વર્ગસ્થે પોતે કેટલીક વસ્તુઓ ખરીદ કરી હાજર રહેલાં અન્ય બ્હેનોને પણ તેમ કરવા પ્રેર્યાં હતાં. આ જ વર્ષોમાં તે મંડળની સાધારણ સભાઓમાં પ્રમુખ સ્થાનેથી વિચારો દર્શાવતાં હતાં, પણ જાહેર માં મંડળ તરફથી તેમણે કોઈ પણ ભાષણ આપેલું માલમ પડતું નથી. તે પોતાની ફરજ મંડળે ઉપાડેલાં કાર્યોને સારી રીતે બજાવીને જ પૂરી થયેલી માનતાં.

ત્યાર પછી ઇ. સ. ૧૯૦૭ થી ૧૯૦૯ સુધીનાં બે વર્ષ હું તેમની કારકીર્દિમાં ઘણાં જ અગત્યનાં લેખું છું. આ વર્ષમાં જ તેમણે પોતાની ભવિષ્યની ઉમદા જીંદગીનો પાયો સંગીન રીતે રચ્યો હતો. આ સારૂ તેમણે મંડળના કામકાજમાં ચાર વર્ષની તાલીમ લઈને સારી યોગ્યતા મેળવી હતી. મંડળ તરફથી ભરાયેલા સ્ત્રીકામના પ્રદર્શન સારૂ પોતે સારી મહેનત લીધી હતી એટલું જ નહિ, પરંતુ તેમાંથી કેટલીક વસ્તુઓ તેમણે જાતે ખરીદ કરી બીજાં બ્હેનોને તેમ કરવા સારો દાખલો બેસાડ્યો હતો. મહારાણીના ઈ. સ. ૧૮૫૮ ના ઢંઢેરાની જુબિલી તેમની આગેવાની હેઠળ મંડળે ઉજવી હતી. પારમાર્થિક કાર્યોમાં મંડળની બ્હેનોએ લેડી નૉર્થકોટ ઑર્ફનેજની મુલાકાત લીધી હતી અને તે સમયે મંડળમાંથી સારી જેવી રકમ સ્વર્ગસ્થે ભરી અનાથોને મંડળના નામે યોગ્ય નાણાંની રકમ ભેટ આપી હતી. આ જ વખતે

તેમણે લો. મા. તિલકવાળા હુલડમાં ઇજા પામેલાઓને તથા માર્યા ગયેલા લોકોના કુટુંબ સારૂ મંડળમાં એક ફંડ ઉઘાડી રૂ. ૧૧૫)ની એક સારી રકમ ભેગી કરી આપી હતી. તા. ૯ મી મે ૧૯૦૮ ના દિવસે સ્વર્ગસ્થે મંડળમાં ફરજ ઉપર પોતાનું પ્રથમ લેખિત ભાષણ આપ્યું હતું, અને તે ભાષણની તેમના સ્વહસ્તે લખાયેલી ચોપડી મારી કને છે. તેમની જીંદગીનો અગત્યનો સમય ઇ. સ. ૧૯૦૭ ની ૧૯૦૯ નો હતો તેથી જે સંસ્થામાં તે પ્રમુખ હતાં તેમાં જ આ ભાષણ અપાયેલું; તેથી તેમનું મન આ સમયે કયી તરફ વળ્યું હતું અને તેમનું હૃદય કેવી ઉચ્ચ લાગણીઓથી ઉભરાઈ જતું હતું તે બતાવવાને ઘણું ઉપયોગી છે. આ ભાષણના ઘણા જ ઉપયોગિ ફકરાઓ, આગળ આપેલા બીજા ભાષણના ફકરા સાથે ભેળી ન દેતાં તેમની દેશસેવાની કારકીર્દિનું મૂળ સ્વરૂપ કેવી રીતે ઘડાયું તે સંબંધી વિચાર કરવાને વાચકવર્ગને સરળ પડે તે માટે જ અત્રે આપું છું. આમાંથી કેટલાક ફકરાઓની (Facsimile) આ સ્મારક–અંકની શરૂઆતમાં આપવામાં આવી છે તે તરફ હું વાચકવર્ગનું ધ્યાન ખેંચું છું.

**"છેલ્લી આપણી ફરજો આપણા દેશ પ્રત્યે અને લોક પ્રત્યેની છે. તનમનધનથી દેશસેવા બજાવવાને આપણે બંધાએલા છૈએ, અને તે સેવા બજાવવામાં આપણી જીંદગી અને માલનો ભોગ આપવો પડતો હોય તો તેની દરકાર કરવાની નથી."**

---

**"આપણે શ્રીમંત હોઇએ કે ગરીબ, વૃદ્ધ યા જુવાન ગમે તે સ્થિતિમાં હોઇએ તોપણ આપણી બનતી મહેનતે જેટલી બને તેટલી દેશસેવા બજાવવામાં પાછી પાની કરવી નહિ, અને તેમ કરવામાં કંઇ પણ ફળ યા માનની ખાયમી રાખવી નહિ. કદાચ શંકા થાય કે સ્ત્રી જાત શું સેવા બજાવવાની છે, તેમાં ભૂલ ખાવાની નથી. સૃષ્ટિમાં સ્ત્રી ઉત્તમ સાધન છે, કે જે પ્રજાની ઉચ્ચ સ્થિતિના બંધારણમાં મોટી મદદ કરે છે."**

---

**"પ્રભુની પ્રાર્થનામાં એ જ માગવું કે સદ્બુદ્ધિ આપે કે જેથી મારી અમૂલ્ય જીંદગી સુખકર નીવડે, અને પરમાત્માએ પણ મને જન્મ ધરતી વખતે જે જે ફરજો અદા કરવા કહ્યું હતું, તેમાં હું ફલીભૂત થાઉં."**

---

**'અરે! મારી ભગિનીઓ, જો આપણે સારી સ્થિતિમાં હોઇએ તો તનમન અને ધનનો ઉપયોગ રૂડી રીતે કરવો. આપણાં શાસ્ત્ર પણ પુકારે છે કે ભુખ્યાને અન્ન, કુટુંબનું પોષણ, વિદ્યાદાન, વસ્ત્રદાન, છૂપાંદાન,—એ સર્વ દાનો આપણી સ્થિતિના પ્રમાણમાં કરવાં એ સૌથી શ્રેષ્ઠ વાત છે. છૂપાંદાન કેવાં કરવા જેવાં કે, ગૃહસ્થ હોય પણ બિચારાં મોંઢે બોલવાથી પોતાની આબરૂને ધોકો લાગતો હોય એવા હોય તેને છૂપી રીતે જે યોગ્ય લાગે અને દ્રવ્ય આપ્યું છે, તેનો સારો ઉપયોગ તેવા ગૃહસ્થોને કરવો તો જ ખરૂં છે, નહિ તો જન્મ વૃથા એમ મનમાં લાગણી થાય ત્યારે જ તે છૂપાંદાન ગણાય છે.'**

---

'વસ્ત્રદાનને વિષે પણ કહેવાતું છે કે આજકાલ તો ધનાઢ્ય વગેરે સર્વ સમયને અનુસાર વસ્ત્ર ઉપર અમૂલ્ય ખર્ચ કરે છે અને ફેશનની હિરિયારીમાં વસ્ત્રો વાપરે છે, પણ જો તેમાં વસ્ત્રો વિષેનો ખર્ચ ઓછો કરવા ધારે * * * તો જેને ઘણી જરૂર છે તેના ઉપયોગમાં વસ્ત્રો વાપરવાને મદદ કરે તો તેના અંતઃકરણની ખરી આશિષ ભોગવે, એમાં કંઈ શક નથી.'

---

'જેણે વિદ્યાદેવીની પ્રસાદી ઝાઝી મેળવી હોય તે બંધુઓએ પુરુષવર્ગમાં, અને બ્હેનોએ સ્ત્રીવર્ગમાં તેના કુટુંબવર્ગમાં તેમ જ સ્નેહીવર્ગમાં જેમની ઇચ્છા હોય તેઓને વિદ્યા શીખવે અને તેઓના મન પર ભારી અસર કરી સંભાળ રાખે તો તે તેમને સહાયભૂત થાય એવી આશા બંધાય છે, પણ મારી બ્હેનો તો કેટલીક શરમમાં, કેટલીક ગુમાનના ગોથામાં તણાય છે. તો પછી સહાયભૂત શી રીતે થવાય? પણ બ્હેનો, જન્મ ધર્યો છે, અને જેણે સરસ્વતી દેવીની પ્રસાદી મેળવી છે, તેનો રસ આપણા સ્ત્રીવર્ગમાં ચખાડો કે જેથી કંઇ ફરજ અદા થાય અને ફતેહ-મંદ પગલું ભરવાનો સમય આવે.'

---

ટુંકામાં એટલું જ કે સખીભાવ દાખવવો એક બીજાને દુઃખે દુઃખી, સુખે સુખી. એવી શુભ રીતિઓ આ સૃષ્ટિમાં દરેક મનુષ્યપ્રાણીઓ જ્યારે પોતાનાં અંતઃકરણ કોતરીને કરી બતાવશે તો જ—સખીભાવ—અને મિત્રભાવની ફરજો અદા થશે, પછી છેલું સર્વ મનનું સમાધાન કરી મનરૂપી વેગી ઘોડાનું સુવાણ સુધરી ગયું તો પછી એકત્ર થવાને કંઇ જ વાર નથી અને પછી આપોઆપ પરમાર્થવૃત્તિઓ દોડી આવીને ખડી થશે, પરમાનંદની પ્રાપ્તિ થએથી આ સૃષ્ટિમાં અનેક કાર્યો કરવાને ફળીભૂત થઇશું અને જે જે ફરજો બજાવવાની છે, તેમાં વળી સર્વજ્ઞ સચ્ચિદાનંદ આપણી પાસે જે બીરાજે છે, તે જ હીરો તેનો અનુભવ બતાવશે, અને યોગ્ય રીતિનીતિમાં સામેલ થઇ છેલી સ્થિતિ જે વૃદ્ધાવસ્થા છે તે, અને મરણ સ્થિતિ પણ સુધારશે, અને જ્યાં પરમાત્માનો આનંદ થયો પછી કંઇ બાકી રહ્યું જ નહીં, તેમજ જન્મ ધરતી વખતે જે જે ફરમાન પાળવાની કબુલાત પ્રભુને આપી હતી તેમાં જુદું કાર્ય કંઇ કર્યું નથી તે વિષે પોતપોતાના મનની દ્રઢતા થએથી મનનો મેલ કપાઇ ગએથી આનંદભુવનની પ્રાપ્તિ થશે અને રૂડી ફરજો આ સૃષ્ટિમાં બજાવી છે તેનું તેજ કોઇ દિવસ પણ ઝાંખુ પડનાર નથી.

---

સુરત ખાતે જાતે જઈ ઇ. સ. ૧૯૦૯ માં રૂ. ૨૫૧) ભરી મંડળની શાખા ખોલવા શક્તિમાન થયાં હતાં, અને એ શાખાની લાઇબ્રેરીને ઘણી ઉપયોગી ચોપડીઓનો સંગ્રહ ભેટ આપ્યો હતો. સેવાસદન નામની સ્ત્રી ઉપયોગી મહાન સંસ્થા મુંબાઈમાં સ્થપાઈ તેવું જ મંડળમાં ભાષણ રખાવી મંડળ પાસે નીચે મુજબનો ઠરાવ સર્વાનુમતે પસાર કરાવ્યો હતો. "ગુજરાતી હિંદુસ્ત્રીમંડળ, સેવાસદનની યોજનાને સ્નેહથી વધાવી લે છે, અને સ્ત્રીઓની ઉન્નતિઅર્થે યોજાયેલી આ સંસ્થા સ્ત્રી-સૃષ્ટિમાં સર્વ પ્રકારે જાગૃતિ કરશે, એમ પૂર્ણ વિશ્વાસ ધરાવે છે. સેવાસદનના સ્તુત્ય અને પરોપકારી આશયમાં આ મંડળ ભગિનીકૃત્ય કરવા

તત્પર છે." આ વખતે સ્વ. જમનાબ્હેન સેવાસદનની સંસ્થામાં ઑનરરી સેક્રેટરી તરીકે કામ કરતાં હતાં. જાન્યુઆરી ૧૯૦૯ માં શુદ્ધ જીવન પર તેમણે પોતાનું સેવાસદનમાં પ્રથમ ભાષણ આપ્યું હતું. આ ભાષણ પણ તેમની જીંદગીના અગત્યના જ સમયે અપાયું હતું એટલે તેમના ઉચ્ચ આશયનું બન્ધારણ કેમ થયું તે પ્રશ્નનું નિરાકરણ કરવા સારૂ ઘણું અગત્યનું છે. આ ભાષણ પુસ્તકરૂપે છપાયેલું છે અને તે હું ખાસ કરીને ગુજરાતી હિન્દુ સ્ત્રીઓને વાંચવા તથા મનન કરવા વિનવું છું. આ ભાષણમાંથી સ્વ. જમનાબ્હેનના મનમાં શુદ્ધ જીવન ગાળવાની સામગ્રી કઈ હતી તે દર્શાવવા કેટલાક ફકરા અત્રે ઉતારવા યોગ્ય ધારૂં છું.

"પોતાનો ગૃહસ્થાશ્રમ ચલાવતાં પતિની આવક કરતાં વિશેષ ખર્ચ થાય તેનો ગૃહસંસારનું પ્રધાનપણું ચલાવનાર સ્ત્રીએ ભય રાખવો. અપંગ, લૂલાં, લંગડાં અને અંધાવસ્થાની સ્થિતિ ભોગવનારાં આશરારહિત દુ:ખી માણસોને અવારનવાર પહેરવા ઓઢવાનાં કપડાંલત્તાની તેમ જ ખાવાપીવાની તમારાથી બનતી મદદ કરી તેઓની વ્હારે ધાવ–રસ્તામાં નાનાં નાનાં ગરીબ માબાપનાં અને માબાપવિનાનાં ઉઘાડે અંગે ફરતાં અને ક્ષુધાથી પીડાતાં છોકરાંઓ પ્રત્યે તપાસ કરી તેઓનાં શરીર અન્ન અને કપડાંલત્તાંએ ઢાંકવા આપણા હૃદયમાં દયાનું સ્થાન કરો. શરીરની વ્યાધિ ભોગવતાં નજરે પડતાં દુ:ખી માણસો અને નિરાધાર બાળબચ્ચાંઓની દવા અને માવજતોથી તેઓની તન્દુરસ્તી સુધારી જીંદગીનું દાન દેવામાં આપણે શરમને દૂર કરવી તે આપણા આ જીવનનું સાર્થક્ય છે."

* * * *

"સ્વકુટુંબનું રક્ષણ કરી તારા આશ્રિતોને જીંદગી પોષણનાં સાધનો પૂરાં પાડવામાં આ જગતમાં તારૂં ખરૂં જીવન અને કર્ત્તવ્ય છે એમ સમજવું."

* * * *

"દેશના અને પ્રજાના શુદ્ધ જીવનનો મૂળ આધાર આપણા જ શુદ્ધજીવનના કર્ત્તવ્યના વર્તન ઉપર છે. જેમ દેશનું જીવન રાજાના કર્ત્તવ્ય ઉપર છે, તેમ રાજાનું જીવન તેની પ્રજાના શુદ્ધ જીવન ઉપર જ ટકેલું છે. અને પ્રજાના શુદ્ધ જીવનની દોરીઓ તેમની પવિત્ર માતાના હસ્તમાં જ શોભી રહેલી છે. દેશમાં શુદ્ધ જીવન ગુજારનાર, પ્રજાની શારીરિક, માનસિક, ધાર્મિક અને આર્થિક વગેરે શક્તિઓને કેલવણી દ્વારાએ ખીલવી દેશનું જીવન શુદ્ધ કરનાર મહાત્મા આ આર્યાવર્ત્તના જીવનરૂપ દાદાભાઇ અન્ય મહાન પુરુષોની પંક્તિમાં વિશેષ વધારો કરવા આવી શુદ્ધ જીવનની દોરીઓથી હાલની માતાઓ પોતાની પ્રજાને શુદ્ધ જીવનમાં દોરી મહાન કૃપાળુ ઈશ્વરની ભક્તિપ્રયોગે આ હિંદનું જીવન સુધારવા શક્તિસ્વરૂપ પ્રકટ કરી અભિલાષા તૃપ્ત કરશે."

* * * *

"હેમ હીરા વગેરેના નંગ જડેલા દાગિનાઓથી શરીરને શણગારવા કરતાં ઉત્તમ સદ્‌ગુણોના વિવેકી દાગિનાઓથી શરીરને શણગારવામાં જીવનનું મૂળ સમાયલું છે એમ સમજવું."

* * * *

**"અલૌકિક પરોપકારી કાર્યો કરી શુદ્ધ જીવન ગુજારવામાં કામ, ક્રોધ, લોભ, મોહ, માનપાન આદિ મોટાઇનો ભોગ અપાય તો જ દેશહિત, લોકહિત, અને કુટુંબહિત કરવા જીંદગીના પ્રયાણથી શુદ્ધ જીવનના પ્રદેશમાં મુસાફરી થઇ શકશે."**

---

આ જ અરસામાં લો. મા. તિલકને કેદખાનાની સજા થઈ તે સારૂ તેમનાં પત્ની તરફ દિલગીરી દર્શાવવાની સભા બોલાવવામાં તથા તે સભામાં ભાષણકર્ત્તા તરીકે તથા તે સભા ફતેહમંદ ઉતરે તે સારૂ તેમણે ડા. મિસિસ બહાદુરજી, મિસિસ લક્ષ્મીબાઈ રાનાડે તથા મિસિસ રાવ જોડે ઘણી જ સારી મહેનત લીધી હતી. આ વખતે આ સભા બોલાવવા સંબન્ધી મુંબાઈનાં સ્ત્રી તથા પુરૂષોમાં તથા સ્ત્રીસંસ્થાઓમાં મોટો મતભેદ પડ્યો હતો તે છતાં પણ સ્વ. જમનાબ્હેને તેમની મરજી મુજબ મન દઢ રાખી જે યોગ્ય લાગ્યું તેજ મુજબ વર્તી પોતાની હિમ્મત દેખાડી આપી હતી. આ જ વર્ષોમાં મંડળ તરફથી શેઠ દાદાભાઈની ૮૪ જન્મતિથિ ઉજવવામાં આવી હતી અને આ ઉત્સવ વખતે મંડળનાં સભાસદોએ શેઠ દાદાભાઈ નવરોજીને વેસાવે ફક્ત હારતોરા મોકલી આપી સંતોષ પકડ્યો હતો. આ મેળાવડામાં પ્રમુખસ્થાને સુપ્રસિદ્ધ વિદુષી બાઈ શ્રી સરલા દેવી ચૌધરાણી બી. એ. બિરાજ્યાં હતાં. તેમણે પ્રમુખસ્થાનેથી એક યાદગાર ભાષણ કરી તેમાં નીચે મુજબ જણાવ્યું હતું:—"સ્ત્રીઓની આવી સમાજોથી જે જાગૃતિ થતી જાય છે, તેની શરૂઆતમાં જ એ ફળ થયું છે કે સમગ્ર પ્રજાની આત્માની જાગૃતિમાટે જે પુરૂષે જીવન ગાળેલું છે તે પુરૂષની કદર સમજાવા લાગી છે. મી. દાદાભાઇ નવરોજીના ૮૪ મા વર્ષમાં હિંદી બાનુઓની એક મંડળી તેમની જન્મતિથિનો ઉત્સવ ઉજવવા ચહાય, અને તેમાં ભાગ લેવા બધા વર્ગોની બાનુઓને આમંત્રણ કરે એ ખરે જ મુંબાઈની સ્ત્રીકેલવણીના ઇતિહાસમાં, મુકુટમાં કલગીરૂપ બનાવ છે. સ્ત્રીકેલવણીની શરૂઆત પણ અર્ધ સદી પહેલાં એ ભવ્ય વૃદ્ધ ગૃહસ્થે જ કરી હતી.

"હિન્દની માતાઓ, દાદાભાઈઓને બનાવવાની આકાંક્ષા રાખો, અને ત્યારે જ તમારી પ્રસવપીડા સફળ થશે."

ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળને આ જયંતી ઉજવવા સારૂ મેં સૂચવ્યું હતું, અને આના પરિણામે સ્વદેશપ્રીતિનો જે જુસ્સો તે જયંતીએ સ્વ. જમનાબ્હેનમાં તેમ જ અન્ય ગુજરાતી બ્હેનોમાં ઉત્પન્ન કર્યો છે તે જોતાં એ પ્રેરણા મને પ્રભુ તરફથી જ થયેલી હશે એમ મને અત્યારે ભાસે છે. આ સારૂ સેવાસદનના એક સ્થાપક મી. દયારામ ગિડુમલ જોડે મારે થોડો પત્રવ્યવહાર ચાલેલો અને પરિણામે તેમને પણ દાદાભાઈ જયંતી ઉજવવાથી એક રીતે ફાયદો થયો છે એમ કબૂલ કરવું પડ્યું હતું. બીજી બાજુએ સેવાસદનના બીજા સ્થાપક પ્રો. ગજ્જરે આ મેળાવડો ફતેહમંદ કરવા સારૂ અથાગ મહેનત લઈ મંડળને પોતાની અમૂલ્ય સહાયતા આપી હતી. આ મેળાવડા વખતે સ્વ. જમનાબ્હેને જે ભાષણ કર્યું હતું તે આજે વાંચતાં મને તેમની જીંદગી પર તે ભાષણ ઘણું અજવાળું નાંખતું માલમ પડે છે. માટે તે સંબંધી અત્રે કાંઇક લખીશ. તેમાં તે બોલ્યાં હતાં કે, **બ્હેનો, સ્ત્રીમંડળની સખીઓ કહે છે કે અમે સંસારસેવા તેમજ દેશસેવામાં પછાત નહિ પડીએ. અમે દેશસેવાના પાઠ શીખવા આજે દેશવત્સલ મહર્ષિ મહાત્માની મંગલ જયંતીનો મેળાવડો યોજ્યો છે. × × × સ્વાર્થત્યાગ કરી સ્વદેશસેવા કરીએ એટલા માટે આજની પુણ્યતિથિ × × × આ ભારતભૂમિના ચારે ખૂણે દાદાભાઇનું પવિત્ર નામ**

**પૂજ્ય છે. આ નામની પૂજા કરવા સ્ત્રીમંડળ મળ્યું, તેમાં તે ભાવના જાગી, આ ઉત્સાહ જન્મ્યો, તે સ્ત્રીમંડળના ઉત્કર્ષનું મંગળાચરણ × × × દાદાભાઇનું જીવન, પરમાર્થજીવન આપણા હૃદયમાં પરમ પૂજ્ય ભાવ ઉગાવે છે અને આપણે આ જ તે મૂર્તિની પૂજા આરંભીએ છિએ. નવા યુગમાં નવા દેવોની પૂજા આપણને નવા પાઠો બોધે છે. આપણે સ્ત્રીઓ તો સત્ય, સૌંદર્ય અને શૌર્યને પૂજનારાં છિએ. મહાત્મા દાદાભાઇનું તપોમય જીવન, સત્યમય જ ગયું હો. × × × આ મૂર્તિનું આજે આપણે પૂજન કરીએ છિએ, આપણું હૃદય સુંદર થાઓ, આપણા શરીરના શણગાર છે તેવા આપણા આત્માના શણગાર ખીલો, આપણે સત્યની પૂજા આરંભીએ, સત્ય વહનમાં જીવન ગાળી સત્યનો બોધ વર્ષાવીએ, દેશ સેવાના પાઠ શીખી શીખાવીએ, × × × આ વિદ્યાના મંત્રો આપણે દાદાભાઇના દેશભક્તિમય જીવનમાંથી મેળવ્યા. સ્ત્રીમંડળની સન્નારીઓ! આ મંત્રનો જપ કરો, દેશપ્રીતિ તમારા હૃદયમાં ફળો × × × દેશભક્તની જયંતીથી દેશભક્તિ તમારામાં ફળો.**

આ ભાષણ ઉપરથી આપણે વ્યાજબી અનુમાન બાંધી શકીએ કે સ્વ. જમના બ્હેનનો નવો જન્મ શેઠ દાદાભાઇની ૮૪ મી જયંતીએ થયો. તે દિવસે તેમણે બધી કોમની આશરે એક હજાર સ્ત્રીઓના ભવ્ય મેળાવડા સમક્ષ શ્રી. સરલાદેવીને હાથે તેમણે સ્વદેશસેવા સારૂ દીક્ષા લીધી, અને જીવતાં સુધી તેમના બોલો મુજબ દેશસેવાના મંત્રનો જપ કર્યો. ખરેખર! દેશભક્તની જયંતી ઉજવી દેશભક્તિ તેમના શરીરમાં ફળી.

આ વખતે શ્રીસરલાદેવી મારે ઘેર અતિથિ તરીકે ઉતર્યાં હતાં અને સ્વ. જમનાબ્હેન તેમના પરિચયમાં આવ્યાં હતાં. અને પ્રથમ તો શ્રી. સરલાદેવી પણ ભાષાની અડચણને લીધે સ્વ. જમના બ્હેનની કદર પિછાની શકયાં નહિ. બધી કોમની સ્ત્રીઓ તેમને આટલું બધું માન શા સારૂ આપે છે તે સારૂ તેઓ આશ્ચર્ય પામતાં પણ જ્યારે તેઓ તેમના વધારે ગાઢ પરિચયમાં આવ્યાં ત્યારે ભાષાની અડચણ છતાં પણ સ્વ. જમનાબ્હેને શ્રી. સરલાદેવી સાથે એવી મિત્રતા કરી દીધી કે તેઓ પોતે તેમનાં પ્રશંસક નીવડ્યાં.

સ. ૧૯૦૯–૧૯૧૧ નાં વર્ષોમાં સ્વ. જમના બ્હેને મંડળમાં બે ભાષણો આપ્યાં. તેમનાં માતુઃશ્રી બાઈ મણિબાઈની યાદગિરિ તરીકે મંડળના ૨૭૫) સભાસદોમાં દરેકને મણિમાળાનાં પુસ્તકો ભેટ કર્યાં; રૂ. ૫૦૦) મંડળના ફંડમાં પોતે ભરી મંડળનાં પેટ્રન થવાની પહેલ કરી પોતાની બ્હેનોને મંડળમાં એવીજ રીતે કરવાને પ્રેરણા કરી હતી. આને પરિણામે આજે મંડળનાં ૧૭) પેટ્રનો થયેલાં છે. તેમનાં બ્હેનની છોકરી શકુંતલાનાં લગ્નવખતે મંડળમાં રૂ. ૨૫ ભર્યા. મંડળતરફથી ટ્રાન્સવાલ હિંદી સંકટનિવારણ ફંડમાં તેમણે સારી રકમ ભરી બીજાઓને જાતે લખી, જાતે મળી, રૂ. ૨૬૦૦ ની રકમ મંડળ તરફથી મીસીસ જાઇજી જહાંગીર પીટીટના પ્રમુખપણા નીચે મેળાવડો ભરી મી. એચ. એસ. એલ. પોલકને સ્વાધીન કરી. આજ વર્ષોમાં સ્વ. જમનાબ્હેનની ઓળખ મી. અને મીસીસ સેંટ નિહાલસિંગ જોડે મેં કરાવી હતી. અને સ્વ. જમનાબ્હેનના કાર્યને જોઈને તે બન્ને તેમનાં પ્રશંસક બન્યાં હતાં.

સેંટ નિહાલસિંગે સ. ૧૯૧૪ ના માર્ચ મહિનાના 'ધિ કોન્ટેમ્પોરરી રીવ્યુ' માસિકમાં

## સ્ત્રી ઉદ્ધારનાં હિંદમાં પ્રથમ ફુલ.

નામના લેખમાં ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળનાં પ્રમુખ સ્વ. જમના બ્હેન સારૂ નીચે પ્રમાણે લખ્યું હતું.

તેનાં પ્રમુખ મિસિસ જમનાબાઈ સક્કઈ, મુંબઇના બેંકીંગ મંડલનાં એક આગેવાન હિંદીનાં પત્ની, આ પ્રદેશમાં જન્મેલી અને ઉછરેલી એક સ્ત્રીમાં ભાગ્યેજ જોઈ શકાય એવું ચેતન ધરાવે છે. તેમણે

નીડરતાથી રૂઢિનાં બંધનો તોડ્યાં છે અને નિર્ભયતાથી પોતાની દેશભગિનીઓનું જીવન ઉદ્ધારવા બ્હાર પડ્યાં છે. તેઓ ઘણી સરલતાથી બોલી શકે છે અને વાત કરતાં અપ્રિય સત્ય પણ કહી શકે છે. તેમણે દુષ્કાલનું દુઃખ ઓછું કરીને ઘણી ઉપયોગી સેવા કરી છે.

The First Fruits of Female Emancipation in India.

"Its President Mrs. Jamnabai Sakkai, the wife of an Indian prominent in Bombay banking circles, possesses a vigour hardly to be expected in one born and brought up in the tropics. She has boldly extricated herself from the net of the priest-craft, and bravely set out to reform the women of her community. Speech comes readily to her, and when she talks a she calls a spade, spade. She has rendered useful service to relieve distrss in famine areas.

સં. ૧૯૧૩ માં મુંબાઈ ઈલાકાના દુષ્કાળ પ્રસંગે મંડળ તરફથી હિન્દી દુષ્કાળફંડ ઉઘાડી તેમાં રૂ. ૨૧૦૦૦) ની મોટી રકમ જાત મહેનતથી ભેગી કરી, અને જૂનાં તથા નવાં કપડાંનો મોટો સંગ્રહ મેળવી મંડળની તથા અન્ય કોમની કેટલીક બ્હેનો સાથે દુષ્કાળપીડિત ભાગોમાં ત્રણ માસ સુધી નજરો નજર સ્થિતિ નિહાળી ઢોરોને ઘાસ, અને ગરીબ નિરાધાર લોકોને કપડાં, અનાજ વગેરેની મદદ આ ફંડમાંથી પૂરી પાડી હતી. આ મુસાફરી કરવા જ્યારે તેઓ નીકળ્યાં ત્યારે મંડળના આગેવાન સભાસદોએ તેમને સ્ટેશનપર વળાવવા હાજર રહી યોગ્ય માન આપ્યું હતું. આ મુસાફરીમાં સ્વ. જમનાબ્હેને પોતાનો તથા બીજી બ્હેનોનો આખી મુસાફરીનો તમામ ખર્ચ જે લગભગ રૂ. ૨૦૦૦) જેટલો થયો હતો તે પોતે ખુશીથી આપ્યો હતો. આ સ્વ. જમનાબ્હેનની જીંદગીનું મોટામાં મોટું કાર્ય હતું અને તે કાર્ય તેમણે તેમની પચાસ વર્ષની પુખ્ત ઉમરે કર્યું હતું. આ કાર્ય તેમનાથી સંતોષજનક રીતે પૂર્ણ થયું તે માટે તે પ્રભુનો ઉપકાર માનતાં અને જણાવતાં કે "આવાં મુશ્કેલ કામ ઉપાડી લેવામાં હું ઈશ્વરનો આભાર માનું છું કે તે દયાળુ પ્રભુએ મને આવે વખતે હિમ્મત અને શક્તિની બક્ષિસ કરી."

આ દુષ્કાળ વખતે સ્વ. જમનાબ્હેને પહેલાં સેન્ટ્રલ ફેમીન રીલીફ કમિટી તરફથી ફંડ ઉઘાડ્યું હતું અને તેમાં રૂ. ૪૦૦૦ ભરી પછીથી ફંડ ઉઘરાવતી વખતે પોતે જાતે ફંડની વ્યવસ્થા કરવાનાં છે એવું લોકોને તથા ફેમીન કમિટિના સેક્રેટરીને જણાવી રૂ. ૧૦૦૦૦) એકઠા કર્યા હતા. આ ફંડમાં રૂ. ૫૦૦૦) ની બીજી રકમ શેઠ વાડીયા ફંડના ટ્રસ્ટીઓએ તથા શેઠ નરોતમદાસ મોરારજી ગોકળદાસે પોતે ઉઘાડેલ એ આના ફંડમાંથી પણ અમુક રકમ સ્વ. જમનાબ્હેનને પોતે જાતે જઈ તપાસ કરી વાપરવાને આપી હતી. આ પ્રમાણે રૂ .૨૧૦૦૦)ની રકમ તેમણે એકઠી કરી. રૂ. ૪૦૦૦) ફેમીન કમિટિના નામથી ઉઘરાવ્યા અને તે તેમને સોંપી બાકીના રૂપિયાની પોતે જાતે વ્યવસ્થા પોતાની મુસાફરી દરમ્યાન કરી.

ગુજરાતમાં ન બનેલો બનાવ એક સારી સ્થિતિની પરણેલી હિંદુ બાઈની હોંસ તથા હિમ્મતથી બનવા પામ્યો અને તે સ્વ. જમનાબાઈની દુષ્કાળ પીડિત ભાગોની ઉનાળામાં લીધેલી યાત્રા જ હતી. આ યાત્રાનો સંપૂર્ણ હેવાલ એક અલગ પુસ્તકરૂપે પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે અને તે વાચક વર્ગે જોવો એવી મારી ઇચ્છા છે. આ યાત્રામાં સ્વ. જમનાબ્હેન, સર્વન્ટ્સ ઓફ ઇન્ડીયા સોસાઇટીના જાણીતા સભાસદ રા. રા. નારાયણ મલ્હારરાવ જોશી, બી. એ, તથા મીસીસ પુતળીબાઈ સેઠના જોડે પ્રથમ પંચમહાલ ડીસ્ટ્રીકટમાં ફરવા ગયાં હતાં. આ વખતે તેમણે કેવું કામ કર્યું હતું તે સંબંધી મને કાંઈ પણ ખબર નથી. પણ તે

સારૂ મી. જોશીએ આ સ્મારક અંકમાં જે જાણવા લાયક લેખ લખી મોકલ્યો છે તે આના પ્રસંગમાં વાંચવો આવશ્યક છે. મી. જોશી તે લેખમાં સ્પષ્ટ લખે છે કે:

"મીસીસ સક્કાઈ દુષ્કાળપીડિત જીલ્લાના લગભગ સર્વે ભાગોમાં વર્ષની સખ્તમાં સખ્ત ગરમ ૠતુમાં ગામેગામમાં તથા દુકાળ કેંપોમાં ફર્યાં હતાં. આખી મુસાફરી વખત હું પણ તેમની સાથે જ હોવાથી મને તેમના માનસિક તથા નૈતિક સદ્દગુણોનો ખાસ અભ્યાસ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો. તેમની સંયોજક શક્તિ ઘણી ઉમદા હતી. તેમના વિચાર તથા ભાવોને પ્રત્યક્ષ સ્વરૂપ કેમ આપવું તે તેઓ જાણતાં હતાં. તેઓ પોતે મદદ કેમ આપવી તે સંબંધી યોજનાઓ ઘડી કાઢતાં એટલું જ નહિ પરંતુ તે યોજનાઓનો બારીક રીતે અમલ પણ કરતાં."

વળી, મીસીસ સેઠનાએ મારા ઉપર સ્વ. જમનાબ્હેનના મૃત્યુબાદ લંડનથી લખેલા તેમના પત્રમાં શેઠ દાદાભાઈ નવરોજીએ સ્વ. જમનાબ્હેન સંબંધી જે બોલો લખ્યા છે તે તદ્દન વ્યાજબીજ છે એવું લખી જણાવ્યું હતું. આ ઉપરથી માલૂમ પડે છે કે સ્વ. જમનાબ્હેન દુષ્કાળપીડિત વિભાગોમાં કેવી ઉત્તમરીતે કામ ચલાવતાં હતાં. આ પછીજ દુષ્કાળ પીડિત બીજા વિભાગોમાં તે ગયાં હતાં અને તેમની સાથે દરેક ગામમાં અને શહેરમાં રા. રા. કેશવલાલ ભીખાભાઈ મણિયાર તથા બીજા પુરૂષ સલાહકારો સાથે રહેતા અને તેમની પુરતી સલાહ લીધા પછીજ અને જાતિતપાસ કર્યા પછીજ તે મદદ દુઃખી તથા ખાનદાની કુટુંબોને આપતાં. અને આપણને અનુમાન કરવા કારણ મળે છે કે તે વિભાગોમાં પણ તેમણે જે મુજબ પંચમહાલમાં કામ કર્યું હતું તેજ મુજબ ઘણી યુક્તિથી કામ બજાવ્યું હશે જ. આ મહાન કાર્ય પાર ઉતારવામાં પણ સ્વ. જમનાબ્હેન, પુરુષની સલાહ વગર મુદ્દલ એક ડગલું પણ આગળ ભરતાં નહિ.

મારી સમજણ મુજબ જો બાંકુરા ફ્રેમીન ફંડની કમિટિઓની ભાંજગડ વખતે સ્વ. જમનાબ્હેન જીવતાં હોતતો તેઓ પોતાની લાગવગથી કુસંપ થવા દેત જ નહિ અને બનતા સુધી તે કુસંપનાં બીજ ઉગતાં જ ડાબી દેત અને તેમ નહિ થઈ શકત તો કોઇનો પણ પક્ષ કર્યા વગર તેમને ખરૂં લાગત તેજ કરત. જાહેરમાં કામ કરનાર સ્ત્રીઓએ અન્યોન્ય કેવી રીતે કામ લેવું તે સંબંધમાં ભાવનગર ખાતે સં. ૧૯૧૫ માં તેમની છેલ્લી મુસાફરીમાં તેમને આપવામાં આવેલા માનપત્રના જવાબમાં તેમણે જે ઉમદા સલાહ આપી હતી તે હમણાં તેમજ ભવિષ્યમાં **હિંદી** સ્ત્રીઓને ઉપયોગિ હોવાથી તે અત્રે લખી જણાવું છું. "જ્યાં આપણી બ્હેનોના હિત માટે આપણે એકત્ર થઈ કામ કરતાં હોઇએ ત્યાં મોટાઈ, અહંકાર, માન કે મમતને દૂર રાખી જેમાં આપણી સ્ત્રીસમાજનું હિત સમાયલું છે ત્યાં એવા કોઈપણ પ્રકારના મતભેદને દૂર રાખી સલાહ સંપથી કામ કરવું જોઈએ."

અત્રે જણાવવું આવશ્યક છે કે સ્વ. જમનાબ્હેન એક પુખ્ત વયનાં, અનુભવી બાઈ હતાં અને તેથી આ કાર્ય કરવાને પુરતી રીતે લાયક હતાં. દુઃખીઓનાં દુઃખ ટાળવામાટે એક સ્ત્રીજ ખરેખર લાયક છે અને તે સારૂ એક પ્રસિદ્ધ અમેરિકન લેખક રે. આર. હીબરન્યુટન લખે છે કે

She fulfills the conditions for its true action. She it is who has the time for that individualizing of help without which it never can be wisely given; the sympathy to make the aid reach through the body's want to the spirit's need; the tact to deal with the difficulties of such assistance as by no rules can ever be done.

વ્યાવહારિક કાર્ય માટેની શક્તિ તેમનામાં છે. તેમને જાતે જઈ સહાય આપવાનો સમય મળે છે, જે વિના સહાય બહુ ઉપયોગી નથી થતી. તેમનામાં સમભાવ છે, જે વિના આત્માની-જરૂરિયાત દેહદ્વારા જ પૂરી નથી પાડી શકાતી. તેમનામાં સમાધાન કલા છે, જે વિના સહાય આપવામાં ઉભી થતી હરકતો દૂર નથી થઈ શકતી.

આજ અમેરિકન લેખક લખે છે કેઃ—

Men talked and schemed in London about organizing its lavish charities, but it was a woman who first brought together the relief agencies of a great district in harmonious co-operation; setting the pattern after which the other districts of that city are working wisely, and other cities are moulding their agencies.

It is a group of noble women who are to-day most successfully studying the problems of charity in our own state and city, and patterning the models of relief work by which, in different parts of the land, a reform of existing methods is being accomplished.

The problem of rescuing the most hopeless class of our civilization was solved by a woman.

લંડનમાં પુરૂષોએ મહાન્ દાનસંચયોની વ્યવસ્થા કરવાની યોજના કરી; પરંતુ એક સ્ત્રીએ એક મ્હોટા વિભાગની સહાયક સંસ્થાઓને પરસ્પર સંવાદી બનાવીઃ જે યોજનાને અનુસરી નગરના બીજા વિભાગો સફલતાથી કાર્ય કરે છે. અને અન્ય નગરો પણ એમ કરવા પ્રયત્ન કરે છે.

આપણા નગરમાં અને રાજ્યમાં દાનના પ્રશ્નનો સફલતાથી અભ્યાસ કરનાર એક ઉદાત્ત સ્ત્રી-મંડલ છે. અને તેમની યોજના અનુસાર, દેશના અનેક વિભાગોમાં, ચાલતી વ્યવસ્થામાં સુધારો થાયછે.

આપણી સંસ્કૃતિના એક ઘણાજ અવનત વિભાગના ઉદ્ધારના પ્રશ્નનો ઉકેલ સ્ત્રીઓએ જ આણ્યો હતો.

વળી નોર્થેમ્પ્ટન શહેરનો બીશપ પોતે લખે છેકેઃ—

Women's success on Poor Law Boards and School Boards has secured them a welcome, as elected or co-opted members, on almost every municipal and county body. Women inspectors, also, by their trustworthiness and insight have made themselves indispensable in what concerns female education and employdement. The outcome is a growing persuasion that women are not only capable of administrative work, but that, in certain departments, they alone can discharge it adequately.

'પૂઅર લૉ' બોર્ડસ અને સ્કૂલ-બોર્ડસમાં સફલતા મેળવવાથી લગભગ દરેક મ્યુનિસિપલ સંસ્થાઓમાં સહાયક અથવા ચુંટાયલા મેમ્બર તરીખે સ્ત્રીઓને આવકાર મળે છે. તેમની વિશ્વસનીયતા અને નિરીક્ષણ શક્તિને લીધે તેઓ સ્ત્રી કેલવણીના અને તેમના ધંધાના પ્રશ્નોમાં ઘણી ઉપયોગી થઈ પડી છે. આનું પરિણામ એ આવ્યું છે કે સ્ત્રીઓ માત્ર વ્યાવહારિક કાર્ય કરવા શક્તિમતી છે, એટલુંજ નહિ પરંતુ કેટલાક વિભાગોમાં તેઓજ કાર્ય કરી શકે છે, એવી માન્યતા પ્રસરવા માંડી છે.

આ દુષ્કાળના સંબંધમાં પ્રો. કાન્તિલાલ છગનલાલ પંડ્યા, એમ. એ., એ સંવત ૧૯૭૨ માં જાહેરમાં મંડળનાં 'સન્નારીઓને બે બોલ' નામના તેમના લેખમાં લખ્યું છે કે "ગુજરાત કાઠીયાવાડમાં છેલ્લો ભયંકર દુકાળ પડ્યો ત્યારે જમનાબ્હેન વગેરે જે સન્નારીઓ ગુપ્તદાન આપવા નીકળ્યાં હતાં તેમને રંક દુઃખીયા લોકોએ સાક્ષાત્ અન્નપૂર્ણા તરીકે જ વધાવી લીધાં હતાં."

આવી રીતે પહેલી જ વાર પ્રૌઢ ઉમ્મરની, પરણેલી, જાણીતા કુટુંબની એક હિંદુસ્ત્રી તેને ખર્ચે અન્ય હિંદવાણીઓની સાથે પુરુષની મદદ લઈ તપાસ કરી ગુપ્તદાન કરવા જાય અને ત્રણ મહિના સુધી લાગલાગટ ભર ઉનાળામાં ભારે શ્રમ સહન કરી યોગ્ય તપાસ કરી દુઃખીને મદદ આપે તેવા મહાન ઉપયોગી કાર્યથી તે સમયે કાઢવામાં આવેલ ફેમીન રીલીફ ફંડની વ્યવસ્થા અવ્યવસ્થિત ન હોતી કરી એમ અત્રે ભાર મૂકી જણાવવું આવશ્યક છે. ઉલટું એ વ્યવસ્થાને સ્વ. જમનાબ્હેને ઘણો સારો ટેકો આપ્યો અને પોતે ભરેલા રૂ. ૪૦૦૦) ની રકમ પણ તે કમિટી પાસેથી મેળવી પોતાની મરજી મુજબ દુઃખીઓને આરામ આપી શક્યાં હતાં.

સ્વ. જમનાબ્હેનના દુષ્કાળ વખતના કાર્ય સંબંધી ફેમીન રીલીફ ફંડના ઓનરરી સેક્રેટરી શેઠ પુરુષોત્તમદાસ ઠાકોરદાસે એક પત્ર લખી તેમના કાર્યની યોગ્ય પ્રશંસા કરી હતી. આ પત્રનો જરૂરી ભાગ આ પ્રસંગે લખવો આવશ્યક હોવાથી આ સ્થળે આપું છું: "તમો બ્હેને ઘણો જાતિશ્રમ તથા તાપ તડકો વેઠીને જે કામ ઉઠાવ્યું તેની કિંમત અમે બેઠાં માણસથી થાય જ નહિ. છતાં સ્ત્રીમંડળનાં સુકાની તમો થયાં તે પછી ટુંક સમયમાં સ્ત્રીવર્ગ તરફથી ધ્યાનમાં જાહેર કામોમાં તમોએ જે સેવા બજાવી તે માટે સ્ત્રીમંડળના શરૂઆતના મંત્રી તરીકે મગરૂરી લઉં તો ખોટું ન ગણાય."

આજ વર્ષોમાં એટલે સં. ૧૯૧૧–૧૩ માં સ્વ. જમનાબ્હેન તથા મીસ શીરીન કાબ્રાજીએ જોડીયા સેક્રેટરી તરીકે કામ કરીને 'ટ્રાન્સ્વાલ વીમેન્સ ઈન્ડીયન એસોસીએશન' તરફથી ઉઘાડવામાં આવેલા પ્રદર્શનને તેમની લાગવગ વાપરી સારી મદદ કરી હતી.

આજ વખતમાં મેં સ્વ. જમનાબ્હેનની, મી. તથા મીસીસ પોલક સાથે મારે ત્યાં ઓળખાણ કરાવી હતી. તેઓ સ્વ. જમનાબ્હેન સારૂ કેટલું માન ધરાવતાં હતાં તે તેમનો મારા ઉપર આવેલો પત્ર કે જે આ અંકમાં છાપવામાં આવ્યો છે તેમાં પ્રત્યક્ષ થાય છે.

આ વર્ષોમાં તા. ૨૫ મી જુન ૧૯૧૧ ને દિવસે મંડળનાં ઉત્સાહી, જાણીતા ખાનદાન કુટુંબનાં સ્ત્રી સૌ. લક્ષ્મીબાઈ જગમોહનદાસે એક ખાનગી પત્ર મને લખી સ્વ. જમનાબ્હેનની યાદગીરી કેવી રીતે કાયમ રહે તે સારૂ નીચે લખેલા બોલો વાપરી આ મંડળની કમિટિમાં દરખાસ્ત લાવવા ઇચ્છા દર્શાવી હતી. "આજ આઠ વર્ષ થયાં આપણી વચ્ચે ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ ઉભું થયું છે અને તે મંડળને પ્રથમ હસ્તીમાં લાવનાર આપણાં માનવંતાં પ્રમુખ સાહેબ સ્વ. જમના બ્હેન સક્કઈ છે, જેઓએ ભારે ખંત અને શ્રમ લઈ આ મંડળને ઘણા સારા પાયા પર લાવી મૂકયું છે; એટલું જ નહિ, પણ પોતે તન મન અને ધનથી તે મંડળને મદદ કરી છે. બેશક, આવા મંડળની સ્થાપના થયેલી હોવાથી આપણી બ્હેનોને અરસ્પરસ મળવાનો લાભ તેમજ તે મંડળથી મળતા અનેક ફાયદાઓ જે થયા છે તે સર્વે તેઓના ખરા અંતઃકરણની શુભ લાગણીને આભારી છે. તો તેવાં પરમાર્થી અને ગુણીયલ સ્થાપકની સેવા હમેશને માટે કેવી રીતે યાદગાર રહે તે માટે અમો બ્હેનો હવે પછી મળ-નારી વ્યવસ્થાપક મંડળની સભામાં આ ઉપર જણાવેલી દરખાસ્ત મૂકવા વિચાર રાખીએ છિએ." પણ મારી સલાહથી આ કામ તેમણે ખુશીથી મુલતવી રાખ્યું, કારણ કે મારી જાણમાં હતું કે સ્વ. જમનાબ્હેને સ્ત્રીકેળવણીના ફેલાવાસારૂ ગુજરાતી સ્ત્રીસંસ્થાઓનાં સ્થાપકો જોડે ગુજરાત કાઠીયાવાડનાં શહેરો તથા ગામડાંઓમાં મુસાફરી કરવાનો વિચાર રાખ્યો હતો, અને તેથી તેમની મુસાફરી પુરી થઈ તે મુંબાઈ આવે ત્યારબાદ સ્વ. જમના-

બ્હેનને જાહેરમાં માનપત્ર આપવું. આ મુસાફરી સ્વ. જમનાબ્હેનની તે વખતે નબળી તબીયત હોવાને લીધે પડતી મૂકાઈ હતી. સ્વ. જમનાબ્હેનની વિધવાવસ્થામાં પણ મંડળનાં ઉત્સાહી બ્હેનોએ આ હીલચાલ પાછી સજીવન કરી હતી; પણ તે વખતે સ્વ. જમનાબ્હેન પથારીવશ હોવાથી લાચારીએ આ યોજના મંડળથી અમલમાં મૂકી શકાઈ નહિ. આ પ્રસંગે મેં સં. ૧૯૧૧ ની સાલમાં સૌ. લક્ષ્મીબાઇને જે સલાહ આપી હતી તે ખરી હતી! પણ પરિણામ તેથી એ આવ્યું કે મંડળ તરફથી સ્વ. જમનાબ્હેનની જીવતાં જે કદર જાહેર રીતે થવી જોઇતી હતી તે તક હમેશને માટે ગુમ થઈ ગઈ. આ શોકજનક પરિણામ સારૂ હું મંડળની સર્વ બ્હેનો આગળ મારી અત્યંત દિલગિરિની લાગણી પ્રદર્શિત કરૂં છું અને જાહેરમાં મંડળનું બારીકાઈથી અવલોકન કરનાર દોષ કહાડે તો તે સંબંધમાં મંડળ તદ્દન મુક્ત થાય તે સારૂ જ હું આ બાબત આ લેખમાં જણાવવી આવશ્યક ધારૂં છું.

સન ૧૯૧૩ થી ૧૯૧૫ ના વર્ષોમાં મંડળે રૂ. ૭૫ નું માસિક ભાડું ભરી એક સારૂં અલગ મકાન રાખી, અખતરા તરીકે મોટી ઉમ્મરની સ્ત્રીઓ સારૂ જૂદા જૂદા ઉપયોગિ સ્ત્રીશિક્ષણના વર્ગો ઉઘાડ્યા હતા તથા ત્યાં તમામ કોમની સ્ત્રીઓના લાભાર્થે જાહેર ફ્રી લાઈબ્રેરી પણ ખુલ્લી મૂકી હતી. તથા સ્ત્રીહિતોપદેશ નામનું મંડળ તરફથી પ્રગટ થતું સામયિક પત્ર પ્રસિદ્ધ કરવાની પહેલ કરી હતી. આ લાઇબ્રેરીમાં સ્વ. જમનાબ્હેન જીવતાં હતાં ત્યાંસુધી તેમને ત્યાં આવતાં તમામ માસિકો મોટી સંખ્યામાં ભેટ આપતાં હતાં. સં. ૧૯૧૪ ના તા. ૧૪ મી જુનને દિને સ્વ. જમનાબ્હેનના પતિ સ્વ. નગિનદાસ ભક્તિદાસ સક્કઈ સ્વર્ગવાસી થવાથી તેમના ઉપર એક મોટામાં મોટી અણધારી આફત આવી પડી અને તેથી લાચારીએ તેમનાથી લગભગ સાત મહિના લોકસેવા કરવાનું કામ જાહેરમાં બિલકુલ થઈ શક્યું નહિ. આ વખતે મંડળે ઉચિત ઠરાવ પસાર કરી સ્વ. જમનાબ્હેનની તથા તેમના સદ્‌ગત પતિની ખરી કદર પિછાની તેમની તરફ તેમના દુઃખમાં અંતઃકરણપૂર્વક દિલસોજી દેખાડી હતી અને તે ઠરાવ કમિટિના સભાસદોએ જાતે સ્વ. જમનાબ્હેનને ત્યાં જઈ તેમની આગળ રજુ કર્યો હતો. આ દુઃખને પ્રસંગે મંડળના લગભગ સર્વ સભાસદોએ સ્વ. જમનાબ્હેનપાસે જાતે જઈ તેમના દુઃખમાં તેમને દિલાસો આપી તેમની જાહેરસેવાની યોગ્ય કદર પિછાની હતી. તથા તે સારૂ તે પોતે મને કહેતાં કે મંડળની બ્હેનોની અંગત દિલસોજીથી તેમને તેમના દુઃખમાં ઘણું આશ્વાસન મળ્યું હતું. આ સાત મહિના ઘેર રહ્યા છતાં પણ મંડળની ઉન્નતિસારૂ તેઓ રટણ કર્યાં કરતાં હતાં અને મંડળસંબંધી જૂદી જૂદી બાબતોનો કેમ નિર્ણય કરવો તે બાબત મને તથા મંડળના સભાસદોને યોગ્ય સલાહ આપતાં હતાં. આજ અવસ્થામાં તેમણે તેમની લાગવગથી મંડળની ભાવનગર ખાતે શાખા કઢાવવામાં ફતેહ મેળવી, તેમાં તે પોતે પ્રથમ જીંદગી પર્યંતનાં સભાસદ થઈ તે શાખાને તેમણે યોગ્ય ઉત્તેજન આપ્યું. આ શાખાનાં મંત્રીને તે મુંબાઈથી પત્ર–વ્યવહાર ચલાવી હર હમેશ સલાહ આપતાં. તેમના છેલ્લા મંદવાડ વખતે પણ તેમણે આ શાખા તરફથી કાઢવામાં આવેલા સ્ત્રી શિક્ષણ વર્ગોનો એક વર્ષનો ખર્ચ લગભગ રૂ. ૩૦૦) નો પોતે આપવા કબૂલ્યું હતું. સ્વ. જમનાબ્હેને આ શાખાને તેમના વિલમાં પણ રૂ. ૨૦૦) આપવાનું ફરમાવ્યું છે.

જાન્યુઆરી સન ૧૯૧૫ માં દેશભક્ત સ્વ. જમનાબ્હેન, દેશભક્ત મોહનલાલ કરમચંદ ગાંધીનાં પત્નિને હિન્દી સ્ત્રીઓના મેળાવડામાં માન આપવા હાજર રહ્યાં હતાં. આ વખતે સ્વ. જમના બ્હેને તેમની જ્ઞાતિના વીરલા ગૃહસ્થ મી. ગાંધી તથા તેમનાં પત્નિને તેમને ત્યાં રહેવા સારૂ બધી વ્યવસ્થા કરી આપવા કબૂલ્યું હતું. પણ મી. ગાંધી તથા તેમનાં પત્નિની નબળી તબીયતને લીધે તે સ્વ. જમના બ્હેનની આગતા સ્વાગતા સ્વીકારી શક્યાં નહિ. આમ

છતાં પણ સ્વ. જમનાબ્હેને પહેલીજ વાર લો. મા. મી. ગાંધી તથા તેમનાં પત્નિને મી. બહાદુરજી બેરિસ્ટરને ત્યાં મળી તેમની માનની લાગણી તે દેશભક્ત તરફ દર્શાવી હતી. આજ મહિનામાં મંડળને સારૂ લીધેલા સતી અનુસૂયાના ધર્માદાખેલમાં જાતે હાજર રહી મંડળની ખાસ જરૂરીયાતો સારૂ મોટું ફંડ મેળવવા વગવાળા મેળાવડાને અરજ કરી હતી. આ વખતે મંડળ તરફથી દેશભક્ત ઓ. મી. ગોખલેના અવસાન સારૂ મંડળ તરફથી બોલાવાયલી બીજી જાહેર સભામાં સ્વ. જમના બ્હેને હાજર રહી, પ્રમુખ પદ લઈ ઘણું લાગણી વાળું ભાષણ કર્યું હતું. આજ અરસામાં દક્ષિણ આફ્રિકાની સત્યાગ્રહની લડતને ટેકો આપવા સારૂ મંડળે એક મોટી સભા બોલાવી હતી તેમાં પોતે હાજર રહી સભામાં ફંડ ઉઘરાવવાની શરૂઆત કરી રૂ. ૫૦૦)ની રકમ ત્યાં ને ત્યાં જ ભેગી કરી આપી હતી.

આજ વર્ષોમાં લડાઇમાં ઘાયલ થયેલાઓને તથા તેમનાં બાળ બચ્ચાંઓના તથા તેમની નિરાધાર સ્ત્રીઓના ભરણ પોષણ મારૂ મંડળમાં સ્વ. જમનાબ્હેન તરફથી જે ફંડ ઉઘાડવામાં આવ્યું હતું તેમાં પોતે સારી રકમ ભરી હતી. તા. ૨૧ મી ઓગસ્ટ ૧૯૧૫ ના દિને ટાઉન હૉલમાં ગુજરાતી હિંદુ બ્હેનોને ના. લેડી વીલીંગ્ડને ઉઘાડેલી "વીમેન્સ બ્રાંચ ઑફ ધી બૉંબે વૉર ઍંડ રીલીફ ફંડ'ના સ્તુત્ય કામને દરેક રીતે મદદ આપવા જાહેર વિનંતિ કરી હતી. સ્વ. જમનાબ્હેને લડાઈ ફંડમાં તેમની હયાતી દરમ્યાન રૂ. ૫૦૦ લગીની રકમ ભરી હિન્દુ બ્રાંચ ચલાવનાર જાણીતી ઉત્સાહી બ્હેન મીસીસ શીરૂરને તેમના કામમાં યોગ્ય મદદ આપી હતી. આની કદર મીસીસ શીરૂરે મંડળનાં મકાનમાં કાઢવામાં આવેલી હિન્દુ બ્રાંચની ના. લેડી વીલીંગ્ડનની બે વખતની મુલાકાતના પ્રસંગે કીધી હતી. તથા તેજ મુજબ ના. લેડી વીલીંગ્ડને પોતે પણ આ સારૂ પોતાની ખુશી જાહેરમાં પ્રદર્શિત કરી હતી.

તેમના છેલ્લા મંદવાડ પહેલાં તેઓ ભાવનગરની મંડળની શાખાની ઇચ્છાને માન આપી ભાવનગર ગયાં હતાં અને ત્યાં આ શાખાએ સ્વ. જમનાબ્હેનને ચાંદીની દાબડીમાં તેમનાં ઉત્તમ કામોની કદર કરનારૂં એક માનપત્ર આપ્યું હતું. આનો જવાબ સ્વ. જમનાબ્હેને યોગ્ય શબ્દોમાં વાચ્યો હતો અને તે પ્રસંગે મહારાણીઓ તથા રાણીઓને નીચે મુજબ બોલી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળની શાખાઓ વધે તે સારૂ વિનંતિ કરી હતીઃ "કાઠીયાવાડમાં દરેક શહેરમાં જો આ પ્રમાણે નામદાર મહારાણી નંદકુંવરબાને પગલે ચાલી પોતાની શહેરની સ્ત્રીઓના કલ્યાણ અને ભલામાટે અન્ય મહારાણીઓ અને રાણીઓ જો કાર્ય કરવાનો ઉત્સાહ પ્રગટ કરવા માટે નવું જોમ ધરાવે તો આ કાઠીયાવાડ ઈલાકાની પ્રજાનાં અહોભાગ્ય સમજવાં."

મંડળમાં તેમનાં મરણ પહેલાં મંડળ તરફથી ઉઘાડવામાં આવેલા શિક્ષણ વર્ગો ચલાવવામાં પૈસા સંબંધી જે અડચણ પડતી હતી તેને થોડે અંશે દૂર કરવા પાછી રૂ. ૫૦૦)ની રકમ મંડળના ચાલુ ખર્ચ સારૂ તેમના સ્વ. પતિના નામથી ભરી મંડળની અડચણ વખતે મદદ કરી હતી. મંડળના ઉપયોગિ કાર્યને પુરુષવર્ગ તરફથી નાણાંની મદદ ન મળતી જોઈ તેઓ ઘણો ખેદ દર્શાવતાં અને મુંબાઈના ગુજરાતી ધનાઢ્યો પારમાર્થિક કાર્યોમાં લાખો રૂપીયા ખર્ચે છે પણ દેશોન્નતિના મૂલ સ્ત્રીકેળવણીને આગળ વધારવા સારૂ યોગ્ય મદદ કરવામાં પછાત પડે છે તે સારૂ ભારે શોક કરતાં. આવી સ્થિતિને પોતાથી બનતી મદદ કરવી એમ તેમણે નિશ્ચય કર્યો અને છેક છેલ્લાં તેમની તબીયત દિન પરદિન લથડતી જતી હતી અને ખોરાક લેવાતો ન હતો તે છતાં પણ મહા મુશીબતે જાણીતા ગુજરાતી શેઠીઆઓ પાસે પોતે તથા લેડી લક્ષ્મીબાઈ જગમોહનદાસ તથા અન્ય ઉત્સાહી બ્હેનોને સાથે લઈ જઈ ફક્ત

એક મહિનાની ટુંક મુદતમાં તેમણે મંડળને રૂ. ૮૦૦૦)ની રકમ ભેગી કરી આપી હતી. આ પ્રસંગે તેઓ તેમની ફરજ બજાવવામાં નબળી તબીયત છતાં માનાપમાનની દરકાર ન કરતાં, પૈસા મળે વા ન મળે તેની ગણના ન કરતાં જે હિમ્મતથી વર્ત્યા હતાં તે જોઈ તેમના તરફની મારી માનની લાગણીમાં ઘણો વધારો થયો હતો. તે લગભગ પાંચ મહિના પથારી વશ રહ્યાં હતાં. આ બધા વખતમાં હું દર અઠવાડિએ અને છેક છેલ્લા વખતમાં દર ચાર દિને તેમની મુલાકાત લેતો હતો. હરહમેશ તે મંડળના ભવિષ્યમાટે કાળજી દેખાડતાં અને મને જૂદા જૂદા આદમીઓને તેમની સહી લઈ પત્ર મોકલવા કહેતાં હતાં. આ મંદવાડ વખતે તેમના પછી મંડળનું કામ ખોરંભે ન પડે તે સારૂ તેમણે લેડી લક્ષ્મીબાઈ જગમોહનદાસને વિનવી કહ્યું હતું અને તેમની મરજી મુજબ મંડળની કમિટિની છેલ્લી બેઠક વખતે સર્વાનુમતે મંડળના પ્રમુખ તરીકે તેમની ચુંટણી કરી છે તે યોગ્યજ કર્યું છે. સ્વ. જમનાબ્હેનને, તેમની પાછળ લેડી લક્ષ્મીબાઈ મંડળ ચલાવશે એવી ખાત્રી થવાથી તેમના છેલ્લા દિવસોમાં સંતોષ થયો હતો. હું આશા રાખું છું કે મંડળનાં નવાં પ્રમુખ સ્વ. જમનાબ્હેનના મંડળની કીર્ત્તિ વધારી સ્વ. જમનાબ્હેનના નામને તેમનાથી બનતું કરી શોભાવશે.

આવી રીતે ગં. સ્વ. જમના બ્હેને તેમની જીંદગી સુધી મંડળનું પ્રમુખપદ ભોગવ્યું. અને પોતાના તે પદની મુદત દરમ્યાન કંઈ પણ તકરાર વિના મંડળની કીર્તિ દેશ પરદેશ ફેલાવી હતી. મંડળમાં હરહમેશ સ્વ. જમના બ્હેન હાજરી આપતાં. ન છૂટકે જ ગેરહાજર રહેતાં. મંડળમાં તેમણે તેના તેર વર્ષના અસ્તિત્વ દરમ્યાન ફક્ત પાંચથી છજ ભાષણો આપ્યાં હતાં અને બાકીના ૧૦૦–૧૧૦ ભાષણો અન્ય સ્ત્રીસંસ્થાઓ તથા જાહેર મેલાવડાઓ સમક્ષ આપ્યાં હતાં. આજ બતાવી આપે છે કે મંડળનાં બ્હેનોનો ચાહ તે તેમનાં ભાષણો દ્વારા નહિ પરંતુ તેમનાં કામોથી જ પ્રાપ્ત કરી શક્યાં હતાં. સ્વ. જમના બ્હેન મંડળમાં બધાં સાથે હળીમળી વર્તતાં હતાં, પ્રમુખપદ લઈ મંડળની સભાઓમાં તેમની મીટ્ઠી સુંદરવાણીથી સ્ત્રીઓને શિખામણ આપતાં અને તેમની કડવી શિખામણો પણ સાંભળનારને રુચિકર થઈ પડતી હતી. ૫૦ વર્ષ ઉપર કવિ દલપતરામે કયું શહેર અને કયીબાઈ સભા ભરીને ત્યાં ભાષણો આપશે એ વિષે પ્રશ્ન પૂછ્યો હતો તેનો જવાબ સ્વ. જમનાબ્હેને ૧૯૦૩ ની સાલથી આપી મુંબાઈ નગરીને સ્ત્રીકેલવણીના સંબંધમાં મોટું માન અપાવ્યું હતું. મુંબાઇના શહેરીઓ આ મોટું માન અપાવનાર બાઈની યાદગિરિ કાયમ રાખવા સારૂ પોતાની ફરજ બજાવશે ખરા? સ્વ. જમનાબ્હેન મંડળ તરફથી ચલાવવામાં આવતા વર્ગો ઉપર દેખરેખ રાખવા મંડળની કમિટિના સભાસદોને સલાહ આપતાં, અને તેમ કરવા તે પછાત પડે નહિ તે વાસ્તે જ્યારે જ્યારે તેમને અવકાશ મળતો ત્યારે ત્યારે મંડળમાં આવતાં અને વર્ગો ઉપર દેખરેખ રાખી પોતાની હાજરીથી બધામાં ઉત્સાહ ફેલાવતાં; મંડળની કમિટિમાં હાજર રહેતાં અને કામ સલાહ સંપ અને સરળતાથી ઉકેલતાં. તેમના મુદ્દાને સરસ રીતે રજુ કરી સામા પક્ષવાળાને પણ તેમની તરફ ખેંચતાં. કોઇપણ રીતે ખોટે માર્ગે ચાલનાર બ્હેનોને માર્મિક વચનથી બોધ આપી સુમાર્ગે વાળતાં. સભામાં પ્રમુખ પોતે હોઈ પ્રમુખપદ ન લેતાં મંડળનાં બીજાં બ્હેનો આગળ પડે તે સારૂ તેમને પ્રમુખપદે બેસાડતાં. મંડળ તરફથી સ્ત્રીઓની ઉન્નતિના એક રીતે સ્વાર્થિ કામ સાથે મંડળની બ્હેનો પાસે પારમાર્થિક ફંડો ઉઘરાવી તેમની પારમાર્થિકવૃત્તિ સતેજ રાખતાં અને આ ફંડોને બને ત્યાંસુધી હિન્દી ફંડોનાં નામ આપી તેમના વિશાળ હૃદ-યનો અચૂક પુરાવો મંડળની બધી બ્હેનો આગળ દેખાડતાં. મંડળ તરફથી આવાં ફંડો ઉઘા-ડવામાં આવ્યાથી કોઈ કોઈ વખત સભાસદોમાં અસંતોષ પેદા થતો તોપણ બધાં સાથે

યુક્તિથી કામ લઇ સારૂં કામ હારે પાડતાં. દરેક સભામાં બ્હેનોને મંડળની ઉન્નતિ કરવા સારૂ સલાહ આપતાં. મને લાગે છે કે આ સલાહથી કેટલીક બ્હેનોને કદાચ કોઈ વખતે કંટાળો પણ આવ્યો હશે. પણ મંડળ સંબંધી મરનારની કેટલી પ્રીતિ હતી તે દર્શાવવા જ આ લખું છું. મંડળ તરફથી નવરાત્રિના ગરબા પ્રસંગે શોક હોવા છતાં પણ મંડળમાં શોક ન ગણતાં તેમાં ઉલટથી ભાગ લેતાં, સર્વે બ્હેનોને હોંશથી અવકાર આપતાં, મોટા મધુર અવાજે ગરબા ગાતાં અને બીજી બ્હેનો પાસે પણ તેજ પ્રમાણે ગવડાવતાં.

મંડળને મુંબાઈમાં નવી નીકળેલી વનિતાવિશ્રામની સંસ્થા સાથે જોડી દેવા બાબત એક વખતે કેટલાએક સભાસદોમાં વાતચિત ચાલતી હતી તે વખતે સ્વ. જમનાબ્હેનની તબીયત ઘણી નબળી થઇ ગઈ હતી તેથી મંડળની કમિટિની કેટલીક સભાઓમાં તે ભાગ લઈ શકયાં ન હોતાં, પણ જયારે તેમને આ બાબતમાં પૂછવામાં આવ્યું ત્યારે તેમણે બે સંસ્થાના ઉદ્દેશો જૂદા છે એમ જણાવી જયારે કમિટિમાં તે બાબત આવે ત્યારે મંડળના પુરુષ હિતચિંતકોની સલાહ લઈ, તે સલાહ કમિટિના સભાસદોને જણાવી, કમિટિમાં નક્કી થયા પ્રમાણે કામ લેવા મને જણાવ્યું હતું. અત્રે જણાવવું આવશ્યક છે કે કમિટિ આગળ કમિટિના કામકાજ તરીકે કોઈ તરફથી આ સારૂ કંઈ પણ દરખાસ્ત લાવવામાં આવી ન હોતી. પણ અમુક સ્થળે ચર્ચા ચાલતી હોવાથી તે અરસામાં કમિટિની એક સભા મળી તે વખતે આ સંબંધે હાજર રહેલી બધી સ્ત્રીઓને પૂછવામાં આવ્યું હતું અને બધાંએ આ બાબતમાં તેમનીમરજી બન્ને સંસ્થાઓને જોડી નાંખવાની વિરુદ્ધ બતાવી હતી. આવી રીતે સ્વ. જમનાબ્હેન મંડળના કામકાજના હરેક પ્રસંગે મંડળની બ્હેનોની મરજીને અનુસરીને જ ચાલતાં. તેમણે મંડળ ચલાવવામાં ઘણી બાહોશી વાપરી હતી અને તેથીજ મંડળ આટલાં વર્ષસુધી નિર્વિઘ્ને પોતાનું કામ ચલાવી શકયું હતું. તે મંડળનું કામ સ્ત્રીસભાસદોજ કરે એમ ઇચ્છતાં પણ હિન્દુ સ્ત્રીસંસારની રૂઢિ રસમોથી પૂરતી રીતે વાકેફગાર હોવાથી એક નવીન સંસ્થાને ચલાવવામાં તેમને ઘણી વખતે એકલે હાથ કામ લેવું પડતું હતું. મંડળની બ્હેનો આગળ પડી મંડળ ચલાવતી થાય તે સારૂ ઘણાં ઉત્સુક તે હતાં. અને તે સારૂ દરેક મીટીંગ વખતે સભાસદોને તેમની ફરજનું ભાન કરાવતાં. સ્વ. જમનાબ્હેન કુટુંબકલેશથી મુક્ત ન હતાં. સગામાં તકરારી વાજું હતું તેથી તેમને ઘણો ખેદ થતો. પણ આથી તે મંડળ તરફની ફરજો બજાવવામાં મુદ્દલ પછાત પડતાં નહિ.

મુંબાઇમાં મંડળ જેવી સંસ્થા એકજ હોઈ તેના તરફથી લત્તે લત્તે કામ કરવામાં આવે તે જોવા તે ઘણાં ઉત્સુક હતાં. પણ જ્યારે ગુજરાતી બ્હેનોની એક મોટી સંસ્થા ન રાખતાં કેટલાંક સ્ત્રીપુરુષો ગુજરાતી સ્ત્રી ઉન્નતિનું કામ સ્વતંત્ર રીતે કરતાં ત્યારે તેમાં મુદ્દલ ઈર્ષ્યા ન કરતાં બધી રીતે નવીન સંસ્થાઓને મદદ કરતાં પણ તેમની દૃઢમાન્યતા તો એ હતી કે મુંબાઇમાં ગુજરાતી હિન્દુ સ્ત્રીઓની સંસ્થા એકજ જોઇએ અને તેને અંગે શહેરના જુદા જુદા ભાગોમાં કામ થાય તો જ થોડે પૈસે ઘણુંજ સંગીન કામ થઈ શકે. બીજું મુંબાઈનાં જેવાં મંડળો દેશ દેશાવરમાં નીકળે તે સારૂ તે ઘણી કાળજી ધરાવતાં. આ સારૂ તે સ્ત્રીકેલવણીનો પ્રચાર કરવા વારંવાર જૂદે જૂદે ઠેકાણે મુસાફરી કરી પોતાના લાગવગથી કામ લઈ આ કાર્ય પારપાડવા ઇચ્છતાં. પણ કમનસીબે પહેલીજ વાર તેઓ મુસાફરીએ નીકળનાર હતાં તેજ વખતે તેઓને સખ્ત મંદવાડ આવ્યાથી તેઓ મુસાફરીએ નીકળી શક્યાં નહિ. આ પછી તેઓને વિધવાવસ્થા પ્રાપ્ત થઈ અને દોઢ વર્ષના ટુંક સમય પછી સ્વર્ગવાસી થયાં અને તેમની એક મોટી ઇચ્છા મુદ્દલ શરૂ કરી ન શકાઈ તે સારૂ વારંવાર દિલગિરિ દર્શાવતાં. આવાં

સ્ત્રીકેળવણીનાં મીશન, મંડળની આગેવાનબ્હેનો સ્વ. જમનાબ્હેનને પગલે ચાલી, વર્ષમાં એક વખત કાઢશે તો ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળની અસર, સ્વ. જમનાબ્હેનની ઇચ્છાનુસાર, તેઓ દેશદેશાવર ઉત્તમ રીતે ફેલાવી શકશે એ નિઃસંદેહ છે.

મંડળ સ્થપાયું ત્યારે મંડળ ઉપર જાહેરમાં જે ટીકા થઈ હતી તે ટીકા ખોટી હતી તે તેઓએ પોતાની ૧૩ વર્ષની જાહેર કારકીર્દિમાં બતાવી આપ્યું એટલું જ નહિ પરંતુ આ બધો વખત તેમનું જીવન એવી રીતે ગાળ્યું હતું કે મંડળ તરફ કોઇપણ આંગળી કરી શકવા હિમ્મત કરતું નહિ. સ્વ. જમનાબ્હેનને મંડળના કામકાજ સારૂ સ્વ. શેઠ નગીનદાસ તરફથી બધી રીતની સગવડો તથા યોગ્ય છૂટ આપવામાં આવ્યાં હતાં અને તેથીજ પરણેલી જીંદગીમાં તેઓ આટલું બધું ઉપયોગિ કામ કરી, એક હિંદુસ્ત્રી યોગ્ય તક મળે શું કામ કરી શકે છે તે તેમણે સ્પષ્ટ રીતે બતાવી આપ્યું છે. મંડળસંબંધી સ્વ. જમનાબ્હેન સભાસદોસાથે કેવી રીતે વર્તતાં હતાં વગેરે બાબતોની વિગત મંડળના સભાસદોના લેખોમાં આવશે અને તે ઉપરથી મંડળના સભાસદો પરત્વેની તેમની વર્તણુકથી વાચક વર્ગ વાકેફ થશે. છેવટે મરણ શય્યાપરથી પણ મંડળ માટે સારૂ મકાન બંધાય તે સારૂ પોતાના છેલ્લા વિલમાં રૂ. ૫૦૦૦)ની મોટી રકમ કાઢી આપી મંડળ તરફની પ્રીતિ દર્શાવી આપી છે. મંડળ સારૂ તથા તેના તરફથી ઉઘાડવામાં આવેલી સર્વ કોમને ઉપયોગિ જાહેર ફ્રી લાઈબ્રેરી સારૂ મુંબાઇના ગુજરાતી ધનાઢ્યો તથા બીજી કોમના જાણીતા પુરુષો પોતે કાઢેલી રકમમાં યોગ્ય ઉમેરો કરી મંડળ તથા લાઇબ્રેરીને સ્થાયિ બનાવશે એ તેમની અંતિમ મોટી ઇચ્છા હતી. આ ગુજરાતી સ્ત્રીરત્નની મહેચ્છા કેટલે અંશે ગુજરાતી હિન્દુઓની સ્ત્રીકેલવણીની હિમાયત કરનારાઓ પાર પાડે છે તે જોવાનો સમય આવી લાગ્યો છે.

( ૬ )

ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ સિવાય સ્વ. જમનાબ્હેનનો બીજી ઘણી સંસ્થાઓ સાથે પરિચય હતો. મારી જાણમાં તેઓ મુંબાઇનાં સેવાસદન, વનિતા–વિશ્રામ, જૈન મહિલા સમાજ, ચંદારામજી ગર્લ્સ હાઈ સ્કુલ, આર્ય સ્ત્રીસમાજ, કન્યાવિક્રય નિષેધક મંડળ, શ્રાવિકાશ્રમ, સોશ્યલ સર્વીસ લીગ તરફથી નીમાતી જુગાર નિષેધક કમિટિ વગેરે ઘણી સંસ્થાઓના લાભ સારૂ પોતાથી બનતું કરતાં હતાં.

સેવાસદન જેવી સંસ્થા મુંબાઇના ગુજરાતી હિંદુઓમાં પોતાની અસર કરી શકી તેનું કારણ વનિતા વિશ્રામનાં સ્થાપક ગં. સ્વ. નાની બ્હેન ગજ્જર પોતાના ભાષણમાં જણાવે છે કે "સેવાસદને સ્ત્રીજ્યોતિની સંસાર મંદિરમાં પ્રતિષ્ઠા કરી. તે પ્રતિષ્ઠાનું ભાન કરાવનાર આપણી હિંદુ બ્હેનોમાં તો સ્ત્રીમંડળ જ છે." આ સદન જ્યારથી સ્થપાયું ત્યારથી તેના ઓનરરી સેક્રેટરી તરીકે કામ કરીને તથા કેટલાંએક વર્ષ થયાં તેના એક ઉપપ્રમુખ તરીકે કામ કરીને સ્વ. જમનાબ્હેને તે સંસ્થાને અંગે અમૂલ્ય લોકસેવા બજાવી છે. સેવાસદન તે સ્વ. જમના બ્હેન "અમૂલ્ય જીવન સ્થાનરૂપે ભારતભૂમિપર વાવેલા કલ્પવૃક્ષ" તરીકે તેમના શુદ્ધ જીવનના ભાષણમાં જણાવે છે, તે જ બતાવી આપે છે કે તેમનો આ સંસ્થાપર કેટલો બધો પ્રેમ હતો. સ્વ. જમનાબ્હેનની નિત્ય પોથી જોતાં જણાય છે કે તે સેવાસદનને તેમના અમૂલ્ય સમયનો ઘણો ભાગ અર્પણ કરતાં હતાં. આ સંસ્થાના કામકાજને અંગે પોતે દવાખાનામાં જતાં, દર્દીઓને સંતોષ તથા દિલાસો આપતાં, તેમની પાસે ભજન કીર્ત્તન કરતાં, મેવો ફૂળ ફળાદિ આપતાં, ગરીબ લોકોની ચાલીઓમાં ફરતાં, તેમનાં સુખદુઃખ સાંભળતાં અને વિવેક ભરી વાણીએ તેમને દિલાસો દેતાં. વિધવા સ્ત્રીઓને જાતે જઈ મળતાં અને તેમને દુઃખમાં શાંત્વન

આપતાં. આ સંસ્થા વાસ્તે તેમણે જે અતિ ઉમદા કામ કર્યું છે તેની ખરી કદર આ સંસ્થાની કમિટીએ સ્વ. જમનાબ્હેનના કુટુંબ પર જે અત્યંત લાગણીવાળો ઠરાવ મોકલી આપ્યો છે તે અત્ર ફરીથી જણાવી હું સંતોષ માનીશ. "આ સભા પોતાના એક પ્રસિદ્ધ ઉપ-પ્રમુખ ગં. સ્વ. જમનાબાઈના અવસાન માટે પોતાની ઊંડા શોકની, અતિશય દુઃખની અને ભારે ખોટની લાગણીઓની નોંધ લેવા ઇચ્છે છે. સદનના આરંભથી તે પોતાના મરણ-સુધી સદ્‌ગત આ સંસ્થા સાથે સંબંધ ધરાવતાં હતાં અને એ સમય દરમ્યાન તેઓએ આ સંસ્થાની નિઃસ્વાર્થ, અનુકરણીય અને અમૂલ્ય સેવાઓ બજાવી હતી, એટલું જ નહિ, પરંતુ આ સંસ્થાને પોતાના દ્રવ્યથી પણ છૂટે હાથે મદદ કરી હતી. દુઃખનું નિવારણ, અને હિન્દની સ્ત્રીઓનો ઉદ્ધાર એ તેમનાં જીવનકાર્ય હતાં, અને તેમના મરણથી આ સંસ્થાએ એક સારા મિત્ર અને દૃઢ સહાયક ગુમાવ્યાં છે."

આ સંસ્થાને પણ તેમણે તેમના વિલમાં રૂ. ૧૦૦૦) રકમ ભેટ આપી છે. મંડળને મળેલી રકમ સાથે સરખાવતાં આ રકમ સેવાસદનની સંસ્થાને થોડી લાગે તો તે સ્વાભાવિક છે. સેવાસદન સંસ્થા ધાર્મિક સંસ્થા હોવાથી તેને મદદ મળવાની આશા રહે છે અને તે સંસ્થા રાજારજવાડા, સરકાર, તથા સરકારદરબારમાં પ્રસિદ્ધ હોવાથી જાહેરપ્રજા તેને ટેકવી રાખવામાં પાછી પાની નહિ કરે, પણ મંડળ ધાર્મિક સંસ્થા ન હોવાથી તેને પોતાનું સુકૃત્ય કરતાં કેટલી અડચણ પડે છે તે પોતે જ જોઇ તેને સ્થાયી બનાવવા સારૂ પોતે મંડળ તરફથી બધાં ફંડો ઉઘરાવતી વખતે પોતાની સારી રકમ પહેલી ભરી પહેલ કરતાં હતાં તે પ્રમાણે આ વિલમાં પણ તેમણે તેમ જ કર્યું છે. આ સેવાસદન જ્યારે ગિરગામમાં હતું ત્યારે આપણી ગુજરાતી બ્હેનો તેનો ઘણો લાભ લેતી હતી અને તે વખતે જે ગુજરાતી બ્હેનોએ સ્વ. જમનાબ્હેનનો ઉત્સાહ જોયો હશે તેઓ એકે અવાજે સેવાસદન તરફથી થયેલા ઠરાવને અનુમોદન આપશે. સેવાસદનમાં તેમના તરફથી થયેલા કામકાજ સંબંધી મારા અંગત મિત્ર રા. રા. ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટીયા બી. એ. એ 'વસંત'માં એક લેખ લખી મોકલ્યો છે તે વાંચકે જોઈ લેવો. આ સંસ્થા સાથે મને પહેલાં સારો સંબંધ હતો. પણ કેટલાંક વર્ષ થયાં ફક્ત તે સંસ્થાના રીપોર્ટો સિવાય હું કાંઈ વધુ જાણતો ન હોવાથી સ્વ. જમનાબ્હેનના તે સંસ્થામાંના કામકાજ સંબંધી વધુ લખી શકતો નથી. સેવાસદનની સંસ્થાના સ્થાપકો મેશર્સ મલબારી, દયારામ અને ગજ્જરની ત્રિપુટિ હતી. પ્રો. ગજ્જર નાદુરૂસ્ત તબીયતને લીધે સેવાસદનનું કામ કરતા બંધ પડ્યા. દયારામને જગજાહેર કારણથી સદન સાથેનો તેમનો સંબંધ છોડવો પડ્યો અને મિ. મલબારી સ્વર્ગવાસ પામ્યા. આમ ઉપરાછાપરી દુઃખ દૂર કરનાર સેવાસદનની સંસ્થાપર એક પછી એક દુઃખ ઉપર દુઃખ આવી પડ્યાં. પરંતુ બધે સમયે દયાની ખરી દેવી તરીકે સ્વ. જમનાબ્હેન સદનને પોતાના વ્હાલા બચ્ચાંની માફક વળગી રહ્યાં હતાં. દયારામભાઈ બાબત વાત સાંભળી તેઓ પોષ પોષ આંસુએ રડ્યાં હતાં અને લગભગ એક અઠવાડીયું જાહેરમાં મોં બતલાવતાં શરમાતાં. આ જ સંસ્થા સ્થાપન થયાને થોડો વખત ન થયો તેવામાં કેટલાંક કારણોને લીધે સ્વ. જમનાબ્હેનના અંગત મિત્ર સૌ. લક્ષ્મીબાઈ રાનડેએ તે સંસ્થામાંથી રાજીનામું આપ્યું. પણ તે વખતે સંસ્થાનું હિત જોઇ સ્વ. જમનાબ્હેન સંસ્થાને અડગ રીતે વળગી રહ્યાં. દયારામભાઇના બનાવથી આખી હિંદીપ્રજામાં જે હોહાકાર થઈ રહ્યો હતો તે વખતે શાંત ચિત્તે તેમણે સદનની સંસ્થા પરત્વે પોતાનાં સુકૃત્યોથી તેમ જ લોકલાગણી તરફ ન જોતાં તેમનાં જાહેર ભાષણોમાં જ્યાં પણ પ્રસંગ મળતો ત્યાં સદનનાં વ્યાજબી વખાણ કરી ડૂબતી સંસ્થાને તારવા તેમનાથી બનતું કર્યું હતું.

"ધર્મે જુદા પણ આત્મે તો એક છિએ." "જીંદગી તો એક ખુદાઈ ટ્રસ્ટ છે." એ બે સેવાસદનના મુદ્રાલેખો સ્વ. જમનાબ્હેને તેમના હૃદય પર સોનેરી દસ્કતે કોતરી રાખ્યા હતા. આ જ મુદ્રાલેખો તેમની ભલી જીંદગીને છેવટ પર્યંત દોરનાર ફિરસ્તા હતા. આ જ મુદ્રાલેખો પ્રમાણે એક ખરી ધર્મિષ્ઠ ગુજરાતી હિન્દુ દયાની દેવી તરીકે સદનના આશ્રમથી અળગાં રહી ગૃહસ્થાશ્રમની જીંદગી ગુજારી, પારમાર્થિક જીવન ગાળ્યું છે. સ્વ. જમનાબ્હેનનું સદનનું કામ કેટલું બધું હતું તે જાહેરમાં લાવવાની ખાસ જરૂર છે. આ જાહેર હિતની વાત હોવાથી સદનની બ્હેનો તેમ કરશે એવું હું ઇચ્છું છું. પણ મને ભય છે કે લખવાની કળાથી બે-નસીબ રહેલી બ્હેનો હૃદયમાં સ્વ. જમનાબ્હેનનાં કામોથી સંપૂર્ણ રીતે વાકેફ હોવા છતાં પોતે મેળવેલું જ્ઞાન જાહેરમાં મૂકવા અશક્ત નીવડશે. સ્વ. જમનાબ્હેનની વિધવાવસ્થામાં સદનના એક સ્તંભરૂપ મિસ મનીજેહ કેપ્ટન સ્વ. જમનાબ્હેનને ઘેર લગભગ તેમની આખી વિધવાવસ્થામાં પરમાર્થની પ્રતિમા તરીકે વર્ત્યાં છે તે જ બતાવી આપે છે કે તે સ્વ. જમનાબ્હેનનાં કાર્યને કેવી સારી રીતે પીછાનતાં હતાં. મુંબાઇ જેવા પ્રસિદ્ધ શહેરમાં વસતી ગુજરાતી કોમે સ્વ. જમનાબ્હેન જેવી દયાની એક જ દેવી ઉત્પન્ન કરી અને તેમનું આત્માર્પણમાં મરણ થયું તે પણ આપણી કોમનું સૌભાગ્ય જ સમજું છું. સ્વ. જમનાબ્હેનને તેમના પતિએ મૃત્યુશય્યા પરથી નીચે જણાવેલા શબ્દોમાં અમૂલ્ય સલાહ આપી હતી: "તમોએ દેશની પ્રજા—સેવા માટે જે જે કામો આરંભેલાં છે તેમાં મારા મૃત્યુવિયોગથી ખલલ ન થાય તેને માટે સાવચેત રહેજો. તન મન અને બને ત્યાં સુધી ધનથી દેશ સેવા અને પરોપકાર કરજો. કારણ કે મને તે જ વ્હાલું લાગતું હતું અને મૃત્યુ પછી પણ મારા આત્મસ્વરૂપને તે જ વ્હાલું લાગશે." આ સલાહ સ્વ. જમનાબ્હેને લોકલાજની દરકાર કર્યાં વિના જાહેરમાં મૂકવાની જે હિમ્મત કરી છે તે સારૂ તેમનાં જેટલાં વખાણ થાય તેટલાં ઓછાં છે. એક પતિ પોતાના મૃત્યુ બાદ પોતાની વિધવાને આના કરતાં સારી રીતે ચાલવાને બીજી કયી ઉપયોગી સલાહ આપે? આ સલાહથી મિથ્યા શોક મૂકી દઈ સ્વ. જમનાબ્હેને લોકસેવાનો ઉત્તમ માર્ગ હાથ ધર્યો હતો, પરંતુ દૈવયોગે તેમણે આરંભેલું કામ અપૂર્ણ રહી ગયું છે. મંડળની બ્હેનો એ પ્રારંભમાં જ સદનની સંસ્થાને વધાવી લીધી હતી માટે ગુજરાતમાં નવું જીવન રેડનાર મંડળ પાસેથી ગુજરાતી કોમમાંથી સ્વ. જમનાબ્હેન જેવી એક પણ બીજી દયાની દેવી નીકળવાની આશા શું આપણે નહિ રાખી શકીએ? સુરતે ગં. સ્વ. નાનીબ્હેન ગજ્જર, તથા ગં. સ્વ. બાજીગૌરી તથા અમદાવાદે ગં. સ્વ. સુલોચનાબ્હેનને ભારતમાતાના ખોળામાં વિધવાઓનાં દુઃખ ટાળવા સોંપ્યાં છે. આ ત્રણે બ્હેનો અમુક સંસ્થા સાથે જોડાયેલાં હોવાથી તેમની ફરજો ફરજીયાત રીતે સંકુચિત રહે, પણ ગં. સ્વ. જમનાબ્હેન જેવા વિશાળ ક્ષેત્રમાં પારમાર્થિક બીજ રોપનારી ગુજરાતી હિંદુ કોમની સ્ત્રીનાં દર્શન આપણે ક્યારે કરીશું? પ્રભુ એ દિન સત્વર દેખાડે!

વનિતા—વિશ્રામની સંસ્થા સુરતમાં સ્થપાઇ ત્યારથી જ ગં. સ્વ. જમનાબાઇ એ સંસ્થા સાથે સંબંધ ધરાવતાં હતાં. મુંબાઈમાં તે સંસ્થા નીકળી, જમનાબ્હેન કમનસીબે વિધવા થયાં અને વનિતા વિશ્રામમાં જતે દિવસે જાથુકનાં રહી તે સંસ્થાને આપણા દેશની નમુનેદાર સંસ્થા ત્હેના માનવંતાં સ્થાપકો સાથે મહેનત લઇ બનાવવા હોંસ ધરાવતાં હતાં. તે પણ દૈવયોગે પાર પડી નહિ. મુંબાઇના વનિતા વિશ્રામની પ્રથમ કમિટીમાં તે સભાસદ હતાં પણ કમિટીની એક પણ મીટિંગ મળી તે પ્હેલાં તો તેઓ આ લોક છોડી ગયાં. મુંબાઇની આ સંસ્થાને તેમણે સ્થપાતી વખતે રૂ. ૨૦૦) ની મદદ કરી હતી અને પોતાના

વિલમાં પણ રૂ. ૧૦૦૦) ની રકમ ભેટ આપી છે. આ રકમ થોડી લાગે તો તે સંબંધમાં પણ સેવાસદન માટે જે મેં ઉપર જણાવેલ છે તે જ કારણો આ માટે પણ સમજવાં. વિધવાઓની ફરજ શું છે તથા આ સંસ્થાના સ્થાપકો તરફ તેઓ કેવા માનની લાગણીથી જોતાં હતાં તે સ્વ. જમનાબ્હેને એક તેમના ભાષણમાં નીચે મુજબ બોલી બતાવ્યું હતું અને તે પ્રદર્શિત કરે છે, માટે તે બોલો હું અત્રે ટાંકી બતાવીશ. "વનિતા વિશ્રામનો આશ્રમ કુદરતની કૃતિએ વૈધવ્ય પ્રાપ્ત કરનાર મહાન્ બુદ્ધિશાળી, સદ્‌ગુણી, ઉચ્ચ શિક્ષણમાં કેળવાયેલી અને પરોપકારી વૃત્તિમાં શુદ્ધ જીવન ગુજારનાર ગં. સ્વ. બ્હેન શિવગૌરી કલ્યાણદાસ ગજ્જર, જે નાનીબ્હેનના નામથી સુપ્રસિદ્ધ તેમણે સ્થાપ્યું છે.

"મારી વ્હાલી વિધવા બ્હેનોને હું શુદ્ધ હૃદયથી વિનંતિ કરૂં છું કે તમારી કષ્ટદાયક સ્થિતિનો વિચાર કરી, શુદ્ધ જીવન ગુજારવાનો અભ્યાસ કરવા, તમારાં માતપિતાઓ અને જેના આશ્રય તળે રહો છો તેમને સમજાવી આવા ઉત્તમ આશ્રમોમાં નિવાસ કરો. આશ્રમના નિયમો ધ્યાનમાં રાખી તમારૂં જીવન શુદ્ધ કરો."

આ સંસ્થાઓના સ્થાપકોમાંથી ગં. સ્વ. બાજીગૌરી સ્વ. જમનાબ્હેન સંબંધી એક લેખ લખી મોકલનાર છે તેમાં તે મરનારના વનિતાવિશ્રામ સાથેના સંબંધ સારૂ તેમના વિચાર દર્શાવશે તો આપણને તેમની જીંદગી સંબંધી કાંઈક વધુ જાણવાનો લાભ મળશે.

જૈન મહિલા સમાજે સ્વ. જમનાબ્હેનની તે સંસ્થા પરત્વેની તન મન ધનની મદદની કદર પીછાની યોગ્ય ઠરાવ કરી મંડળ પર મોકલ્યો છે અને તેમણે સ્વ. જમનાબ્હેનની છબિ તેમના સમાજના હૉલમાં એક જાહેર મેળાવડો ભરી તેમને પગલે બીજી જૈન બ્હેનો ચાલે તેના ઉત્તેજનાર્થે ખુલ્લી મૂકી છે એ જોઈ મને ઘણો આનંદ થયો છે.

મુંબાઈની આર્ય સ્ત્રીસમાજે પણ સ્વ. જમનાબ્હેનની સેવાઓની યોગ્ય કદર મંડળ ઉપર દિલગીરીનો ઠરાવ મોકલી આપી કરી છે તે પણ સ્તુત્ય જ છે.

સ્વ. જમનાબ્હેન આવી જ રીતે સ્ત્રીઉપયોગી સર્વે હિલચાલોમાં ભાગ લેતાં હતાં. જેમ સૌ. કૌમુદી દીવેટીયા સેવાસદનમાં સ્વ. જમનાબ્હેનની વર્તણુક સંબન્ધી લખે છે તે જ મુજબ તેઓ આ સર્વ હિલચાલોમાં બધે સરખી રીતે વર્તતાં. "સેવાસદનમાં હિન્દુ, પારસી અને દક્ષિણીઓ વચ્ચે એકપણુ રાખી સમાનતા રાખનાર, જાહેર મેલાવડાઓમાં આધેડ વયનાં છતાં, યુવાનના જેટલા ઉત્સાહથી ભાગ લેનાર તથા એક બાળકથી તે મોટા સુધી બધા તરફ એક સરખો સ્નેહ દર્શાવનાર ગુજરાતમાં કોઈ હોય તો તે જમનાબ્હેન જ છે."

સ્વ. જમનાબ્હેન આવી જ રીતે પરદેશની સ્ત્રીસંસ્થાઓ સારૂ તથા સ્ત્રીઓની ઉન્નતિ સારૂ પણ તેમનાથી બનતી તન મન તથા ધનની મદદ આપતાં. આવા વિશાળ ક્ષેત્રમાં નાતજાતનો ભેદ રાખ્યા વગર કામ કરનારી અન્ય ગુજરાતી હિન્દુ સ્ત્રી હાલમાં વાચક વર્ગ સમક્ષ નજરે પડે છે ખરી ?

તેમના પતિના અવસાન બાદ તેમની તરફથી માસિક રૂ. ૮૦૦ ની આવક ઘટી તેથી તેમને પારમાર્થિક કાર્યોમાં અડચણ ન આવે માટે મારી જાણમાં છે તે મુજબ ઘર ખર્ચમાં ઘણી કાપકૂપ કરી દુઃખીનાં દુઃખ દૂર કરવા જાતે સંકટો વેઠવાનું પસંદ કરતાં. આ જ બતાવી આપે છે કે તે ફરજ કોઈ પણ ભોગે બજાવતાં પાછી પાની કરતાં નહિ. કોઈ પણ રંક માણસ, દુઃખી માણસ, વિદ્યા સારૂ ઉત્તેજન મેળવવા તેમને ઘેર જતું તો કંઈ ને કંઈ મદદ મેળવી તેમની મદદ આપવાની રીત જોઈ, રાજી થઈ, પાછું ફરતું.

સ્વ. જમનાબ્હેન તેમની લાગતી વળગતી તથા મુંબાઈની તેમ જ પરદેશની બીજી પરોપકારી સંસ્થાઓમાં પોતાના વિલમાં નાની મોટી રકમો આપવાનું ફરમાવી ગયાં છે તેથી અવસાનકાળ સુધી તેમની લાગણી પારમાર્થિક સંસ્થાઓ બાબત કેટલી તીવ્ર હતી અને તેમની દૃષ્ટિમર્યાદા કેવી વિશાળ હતી તે સ્પષ્ટ રીતે બતાવી આપે છે.

જાહેર પુરુષોની ઉપયોગી હીલચાલો જેવી કે આર્યન બ્રધરહૂડ કૉન્ફરન્સ, ડીપ્રેસ્ડ કલાસીસ મિશન, તથા ધાર્મિક સંસ્થાઓ જેવી કે આર્ય સમાજ, પ્રાર્થના સમાજ, એ સર્વમાં એક સ્ત્રીથી સ્ત્રીઓની ઉન્નતિ સારૂ જેટલો ટેકો અપાઈ શકે તેટલો વિના હરકતે આપતાં. બાસુ બિલ જ્યારે વડી ધારાસભામાં દાખલ કરવામાં આવ્યું ત્યારે પણ હિન્દુ સ્ત્રીઓનો અવાજ તેમણે મજબૂત રીતે વિરુદ્ધમાં ઉઠાવ્યો હતો. મંડળ સ્થાપવામાં તેમણે પહેલ કરી હતી અને તે સંસ્થા કાયમના પાયા ઉપર મૂકાવાને તેમણે તેમના તરફથી ફંડ ઉઘાડ્યું ન હોતું ત્યારે પણ તેઓ સ્ત્રીસંસ્થાઓ જેવી કે સેવાસદન, વનિતાવિશ્રામ વગેરે સારૂ ફંડ એકઠું કરવામાં તે સંસ્થાનાં સ્થાપકોને બનતી મદદ આપતાં હતાં. સર્વ કામો ઉપર વખતસર જવાય તે સારૂ નોંધપોથી રાખતાં અને તેમાં સેવા સારૂ કાઢેલો વખત "અર્પ્યો" એમ લખતાં. તે જ દેખાડી આપે છે કે તે સેવાનું કામ પરમેશ્વરની ભક્તિ તરીકે જ ગણતાં. જુગારનિષેધક કમિટીમાં જોડાયાં અને તેને ભાષણ કરી પૈસાની મદદ કરતાં, પણ તેના કામને વ્યવહારૂ ટેકો આપતાં એ આપણને સ. ૧૯૧૩ ના શ્રાવણ માસમાં તેમના વાલકેશ્વરના 'રામનિવાસ' નામના બંગલાના કૉંપાઉન્ડમાં વાલકેશ્વરના મેળા વખતે તેમણે જુગાર અટકાવવાનું જે ઉપયોગી કામ કર્યું હતું તે જ બતાવી આપે છે. તેમના કાર્ય સંબંધી એક નાનો લેખ શ્રીહિતોપદેશ અંક ૪ માં આપવામાં આવ્યો હતો તેમાં નીચે મુજબ જણાવવામાં આવ્યું છેઃ—

"મેળા વખતે આ પ્રમાણે લગભગ પંદરેક સ્ત્રીઓ અને પંદર–સત્તર પુરુષોનું એક ટોળું રામનિવાસ બંગલાના કંપાઉંડમાં ભાતું ખાવાને બેઠું—ખાઈ, પાણી પી નિવૃત્ત થયા બાદ આ બધી સ્ત્રીઓ એક કુંડાળું વળી પાનાં કાઢી રમવા મંડી. દરેક જણીએ પોતાની પાસેથી રૂપીયા પૈસા કાઢવા માંડ્યા. રમવાનું શરૂ કીધું. આ વાત મારે કાને આવી. હું તરત આવી રમત રમતી સ્ત્રીઓ પાસે ગઈ. તેઓને કેટલોક બોધ આપ્યો. બંગલાના કંપાઉંડમાં શંકરનું દેવળ છે ત્યાં તે તમામ સ્ત્રીઓને બેસાડી ભજન કીર્ત્તન ગવરાવી આજથી કોઈ પણ દિવસે આ પ્રમાણે જુગાર નહિ રમવાનું તે સ્ત્રીઓ પાસે પાણી મૂકાવ્યું. કેટલીક સ્ત્રીઓએ ઘરમાં આવા પવિત્ર દિવસોએ પુરૂષો પણ જુગાર રમે છે એમ ફરિયાદ કરવાથી પુરૂષો જે સાથે હતા તેઓએ પણ આવી રમતો નહિ રમવા માટે પાણી મૂકયું હતું."

## (૭)

Tho great Judge tests woman's fitness for rule in a larger place according to their dealing with the doing of homely duties.

Those who have belittled the fame that attaches to the home sphere and sought celebrity in one outside of it, rarely succeed in shining in either.

Lucy H. Yates.

મહાન્ ન્યાયાધીશ સ્ત્રીની વિશાલ ક્ષેત્રમાં રાજ્ય કરવાની યોગ્યતા, તેમના ગૃહધર્મનું પાલન યથાર્થ થાય છે કે નહિ તે જોઈ વિચારે છે. ગૃહજીવનનું ગૌરવ ઘટાડી, સમાજજીવનમાં જે સ્ત્રીઓ પ્રસિદ્ધિ શોધે છે, તેઓ ભાગ્યે એકમાં યે સફલ થાય છે. લ્યુસી એચ. યેટ્સ.

I regard domestic duties as forming a region co-extensive with that of the human race.

A woman may be profoundly learned, she may be pre-eminently devoted to religion, she may be widely philanthhropic, and yet be a perfect wife.

Dean Farrar.

ગૃહધર્મનો પ્રદેશ માનવજાતિ જેટલો વિસ્તૃત છે એમ હું માનું છું. એક સ્ત્રી વિદુષી હોઈ શકે, ધર્મચારિણી હોઈ શકે, વિશાલ પરોપકારવાળી હોઈ શકે છતાં એક આદર્શ પત્ની પણ થઈ શકે.

ડીન ફેરર.

Home life should rarely fill the whole horizon of a woman. She has duties outside family and social life, a place to fill for God in tbe Church and the world. Once let the truth of this divine vocation to service live and burn, and women's lives are transformed. Georgina A. Gollock.

સ્ત્રીની દૃષ્ટિમર્યાદા એકલામાં ગૃહજીવન જ સમાઇ જવી ન જોઇએ. જગતમાં અને પ્રાર્થના મંદિરોમાં પ્રભુનું સ્થાન તેણે લેવાનું છે. સેવાના આ દિવ્યધર્મનું સત્ય એક વખત પ્રકાશ પામશે તો સ્ત્રીઓના જીવનમાં પરિવર્તન થશે. જ્યોર્જીના એ. ગોલોક.

Women should remember that sex also is a talent, and that she will be called up to account for her use of it. Her Judge will not ask her, "How nearly have you approached the ideal of man?" but, "How close have you come to the ideal of woman?"

It is no want of humility for a woman to glory in her sex. A woman who chafes at being a woman and would prefer to be a man, is more of a shame to womanhood. Bishop of Northampton.

સ્ત્રીઓએ પણ સ્મરણમાં રાખવું કે જાતિ એ પણ એક ધન છે અને તેથી તેમને શિરે પણ ત્હેનો હિસાબ આપવાની જવાબદારી છે. તેમનો ન્યાયાધીશ એમ નહિ પૂછે કે—પુરૂષના આદર્શની કેટલાં સમીપ છો? પરંતુ પૂછશે કે—સ્ત્રીત્વનાં આદર્શની કેટલાં સમીપ છો? સ્ત્રીત્વનું અભિમાન રાખવાથી સ્ત્રીમાં વિનયના અભાવનો દોષ નથી આવતો. જે સ્ત્રી, સ્ત્રી હોવાથી અસંતુષ્ટ છે અને પુરૂષ થવા ઈચ્છે છે, તે સ્ત્રીત્વને લાંછન રૂપ છે. બિશપ ઓફ નોર્ધમટન.

We cannot consent to see the old ideal of womanly supremacy in the home superseded by a new ideal of feminine ambition, which is to place men and women in all respects, upon an equal footing in the race of life.

We see the greatest possible danger in such an attempt. We believe it to be subversive of all natural instincts, and of the laws alike of religion and of true progress. It is direct opposition to that Divine ideal which, in the beginning, made the sexes complimentary and not independent of each other.

Rev. Vivian R. Lennard.

ગૃહમાં સ્ત્રીઅધિકારના કાલપુનિત આદર્શને સ્થાને, જીવનયાત્રામાં સ્ત્રીપુરૂષોને સર્વ વિષયોમાં એકજ ભૂમિકા ઉપર મૂકવાની સ્ત્રૈણ મહત્ત્વાકાંક્ષાનો નવો આદર્શ સ્થપાય એ અમે સ્વીકારતા નથી. એવા પ્રયત્નો અમને ઘણા ભયભર્યાં લાગે છે, કારણકે સ્વાભાવિક પ્રેરણાના, ધર્મના અને સાત્વિક પ્રગતિના એ વિરોધી છે. જે પ્રાચીન દિવ્ય આદર્શ પ્રમાણે સ્ત્રીપુરૂષ એક અંગનાં જ પોષક છે—એક બીજાથી સ્વતંત્ર કે વિરોધી નથી—તે આદર્શથી આ નવા પ્રયત્ન વિપરીત છે.

રેવ. વિવિઅન આર. લીનાર્ડ.

"સ્ત્રીઓ પુરુષધર્મ ગ્રહણ કરે કે પુરુષો સ્ત્રીધર્મ ગ્રહણ કરે એમાં બહુ જ હાનિ છે; એઓ પોતપોતાના યોગ્ય કામમાં રહી શોભે એમાં તેમને તેમ જગતને બહુ લાભ છે. જે વાત કુદરતે પોતે આ સૃષ્ટિના નિર્માણના સમયથી સ્પષ્ટ રીતે વિભાગ કરી ચોખ્ખી કરી આપી છે, તેને માણસો બદલવા માગે તો, જેમ બીજા કુદરતના નિયમ ફેરવવા જતાં દુઃખી થાય છે, તેમ દુઃખી જ થાય. મોટામાં મોટું દુઃખ તે સમયે જ પેદા થાય છે કે જે વખતે સ્ત્રીઓ પુરુષધર્મ લેવા જાય છે કે પુરુષો સ્ત્રીધર્મ ગ્રહણ કરવા વળે છે."

"સ્મૃતિઓમાં વારંવાર એવું કહેલું છે કે સ્ત્રીઓ સ્વતંત્ર નથી. સ્વતંત્ર નથી એટલે ગુલામ છે, કે દાસી છે, કે ગમે તેમ મારફાડ કરવાનું ઢોર છે, કે પોતાના પ્રાકૃતિક સ્વભાવાનુસાર વર્તન યોજવે સ્વતંત્ર નથી, એમ નહિ, પણ તેમણે કદાપિ પુરુષધર્મ ગ્રહણ કરી ઉપાર્જન કરવા માટેના ધંધામાં પડવાનું નથી એટલો જ અર્થ છે. × × × આમ સ્ત્રીપુરુષના કામના વિભાગ છે તેને યથાર્થ અનુસરી સ્ત્રીઓએ પોતાના ગૃહરાજ્યમાં પ્રેમરાજ્ય વિસ્તારવું એમાં જ તેમને, તેમના કુટુંબીને, સર્વને, અને આખા જગતને સુખ છે."

**મણિલાલ નભુભાઈ દ્વિવેદી.**

અત્યાર સુધી આપણે સ્વ. જમનાબ્હેનના જાહેર જીવન સંબંધી વૃત્તાંત જણાવ્યો, પણ એ જાહેર જીવનના પાયા રૂપ તેમનું ગૃહજીવન કેવું હતું તે તપાસવું જરૂરનું છે. આ સંબંધી કાંઈ પણ લખીએ તે પહેલાં સંસારમાં સ્ત્રીપુરૂષોની ફરજો સંબંધી સ્વ. જમનાબ્હેન શું વિચાર ધરાવતાં હતાં તેનું આપણે અવલોકન કરવું આવશ્યક છે, માટે તે વિષે પ્રથમ લખું છું.

સ્વ. જમનાબ્હેન હિન્દુશાસ્ત્રનું ખરૂં રહસ્ય સમજ્યાં હતાં. ભગવાન મનુએ સ્ત્રીને દેવતારૂપ કહી છે અને પતિને સ્ત્રીનો ગુરુ લેખ્યો છે તે ખરૂં છે એમ તેઓ માનતાં. સ્ત્રીઓ જે સંસારનું હૃદય ગણાય છે તેઓ વગર ગૃહસંસાર ચાલી શકે નહિ અને પુરુષો જે સંસારનાં હાથપગ ગણાય છે તેથી તેઓ સર્વત્ર સુખીપણાનું કામ કરવાને લાયક છે એમ તેમની માન્યતા હતી. સ્ત્રીને પતિ એ જ સાચો દેવ, એ જ તેનું અખૂટ ધન, પતિ જ પોષણકર્ત્તા, તેનો પાલક, તેનો આધાર અને તે જ તેનો પૂજ્ય છે. માટે તેને શુદ્ધ ભાવે સેવ્યાથી જ સર્વ વાતનું સુખ અને સમૃદ્ધિ સાંપડે છે, તેના વડે જ તે અનેક વૈભવો ભોગવે છે, અને તેને લઈને જ તેનો શણગાર શોભે છે, અને તેના વડે જ આ લોકમાં સુખ તથા પરલોકમાં સદ્‌ગતિ પ્રાપ્ત થાય છે એમ સ્વ. જમનાબ્હેન ખરા હૃદયથી માનતાં. ઇલિઝાબેથ ફ્રાઇનો સિદ્ધાંત એ હતો કે એક સ્ત્રીએ પ્રથમ પોતાના ગૃહ તથા કુટુંબ તરફ ફરજ બજાવવાની છે અને તે સાથે તેની એમ પણ ખાત્રી થઈ હતી કે આ સાથે પારમાર્થિક કાર્યોમાં પણ ભાગ લઈ સ્ત્રીઓએ તેમની શહેરીઓ તરીકેની ફરજ બજાવવાની છે. આ મત સાથે સ્વ. જમનાબ્હેન સંપૂર્ણ સંમત હતાં. સ્ત્રીજાતિના ખાસ ગુણો જ કેળવવાની તેઓ હિમાયત કરતાં હતાં. સ્ત્રીજાત શું શું કાર્યો કરી શકે છે તે ઉપર વિચાર ન કરતાં પરમેશ્વર તેની પાસે કયાં કર્તવ્યોની આશા રાખે છે તે જ નિયમને અનુસરી તે તેમનું જીવન ગુજારતાં. સંસારના વિશાળ ક્ષેત્ર ઉપર સ્ત્રીપુરુષો સાથે જ રહીને પોતપોતાની ખાસ ફરજો બજાવશે તો જ તેઓ તેમનાં કાર્યોમાં સફળતા મેળવશે અને આવી રીતે કામ લીધાથી જ તે એક બીજાની ન્યૂનતા પૂરી પાડી સંસારસાગર તરી શકશે એમ તેમણે તેમની પરણેલી જીંદગીથી બતાવી આપ્યું છે. દયા, ઉદારતા તથા પરોપકાર કરવાની વૃત્તિઓ સ્ત્રીઓને જન્મથી જ કુદરતી બક્ષિસો તરીકે મળેલી છે એમ જાણી તે સદ્‌ગુણો ખીલવી, તેમનો ગૃહકાર્યભાર

ઉત્તમ રીતે ચલાવવા સાથે તે બક્ષિસો જનસમાજની સેવા કરી દેશની ઉન્નતિમાં વાપરવાનો માર્ગ સ્વ. જમનાબ્હેન પસંદ કરતાં. સંસારસુધારા કરવાનું કાર્ય પુરુષોની મદદથી સ્ત્રીઓએ જ ઉપાડી લેવું જોઈએ એવું સ્વ. જમનાબ્હેને વારંવાર તેમનાં ભાષણોમાં જણાવ્યું છે. ગૃહસ્થાશ્રમમાં પતિ અને પત્ની અન્યોન્ય ઉપર ઘણી સારી અથવા માઠી અસર કરી શકે છે માટે તે અસર એક બીજાની ખામીઓ દૂર કરવામાં અને સદ્ગુણો ખીલાવવામાં વાપરવી એ પતિપત્નીની બન્નેની અન્યોન્ય તરફ ફરજ છે. સ્ત્રીની ફરજ છે કે તેણે તેના પતિના ખાસ ગુણોને વિકસવા દેવા અને પુરુષની ફરજ છે કે તેણે તેની પત્નીની ઉત્તમ વૃત્તિઓને દાબી ન દેતાં તે ખીલાવવાને સર્વ રીતની સગવડ કરી આપવી જોઈએ. પત્નીમાં તેના પતિ માટે માનની લાગણી હોવી જોઈએ અને તે સાથે આધ્યાત્મિક જ્ઞાન સંપાદન કરી ઇહલોક તથા પરલોક સંબંધી એક સ્ત્રી જ્યાં સુધી વિચાર ન કરે ત્યાં સુધી એક સ્ત્રી નમુનેદાર પત્ની થઈ શકતી નથી એમ પણ સ્વ. જમનાબ્હેન માનતાં. લગ્ન ફક્ત શારીરિક જ નહિ પરંતુ હૃદયનાં તથા આત્માનાં પણ થાય ત્યારે જ લગ્નગ્રંથિ બરોબર બંધાય છે અને લગ્ન આપણા દેશમાં અન્યોન્યના કલ્યાણમાટે તથા ધર્મ પ્રાપ્ત કરવાની જીંદગી પર્યંતની ગાંઠ છે એમ પણ તે સમજતાં. પતિપત્ની વચ્ચે જ્યાં ખરો પ્રેમ હોય છે ત્યાં નીચું કોણ અને ઉંચું કોણ એ પ્રશ્ન જ ઉભો થતો નથી. લગ્ન એ એક એવી ગાંઠ છે કે જેથી કરીને દંપતી જો ચ્હાય તો તેમની માનસિક તથા નૈતિક ઉન્નતિના સાધનરૂપે તે વાપરી શકે. સ્ત્રીઓની આ સંસારમાં પોતા પ્રતિ, એક બીજા તરફ, અને દુનિયા તરફ કેવી ફરજો હોવી જોઈએ તે સંબંધી સ્વ. જમનાબ્હેનની શી માન્યતા હતી તે આપણે અત્યાર સુધી વર્ણવી.

હવે આ માન્યતા મુજબ તેમણે તેમની જીંદગી ગાળી હતી કે નહિ તે તપાસીશું તો આપણને માલમ પડશે કે તેમણે ઘણી સરસ રીતે તેમના સિદ્ધાંતોનો અમલ કરી બતાવ્યો છે.

સ્વ. જમનાબ્હેનને સુથરામપુરનાં સૌ. કૃષ્ણાગૌરી હીરાલાલ રાવળે ભાષણ કરવાની ઉંચ પ્રકારની કુશળતા તેમનામાં કેમ આવી તે વિષે જ્યારે પ્રશ્ન પૂછ્યો ત્યારે તેના જવાબમાં તેમણે જણાવ્યું હતું કે "હું બાળપણથી મુંબાઈની છું. મારા પિતાએ મને નાનપણમાં કેળવણી આપવાની કૃપા કરી હતી, પણ લગ્ન થયા પછી તથા સાસરે આવ્યા પછી મને મારા જ્ઞાનમાં વધારો કરવાને જે ઘણી અનુકૂળતા મળી આવી તેને માટે હું સ્વ. (નગીનદાસ ભક્તિદાસ સક્કઈ)ના આભાર નીચે છું. શરૂઆતમાં હું જોઈએ તેવી ઉત્તમ રીતે ભાષણ કરી શકતી ન હતી. પણ સ્વર્ગસ્થના જ ઉત્સાહ તથા મદદથી, મિત્રો અને કુટુંબીજનો સમક્ષ ઘરમાં ખાનગી મેળાવડા કરી મને તેમણે જ ભાષણો આપતાં શીખવેલું છે."

"દુષ્કાળ સમયે હું ગુજરાત, કાઠીયાવાડ અને પંચમહાલ જેવા વિકટ પ્રદેશમાં ફરવા નીકળી તે પ્રસંગે મને એવી રીતે જવા દેવામાં મારાં કેટલાંએક નિકટનાં સગાં અને સ્વર્ગસ્થના કોઈ કોઈ ખરા મિત્રોએ પ્રવાસ કરવામાં અનેક વિઘ્નો દેખાડ્યાં હતાં તે દરેકને તેમણે કંઈ કંઈ ખુલાસા આપી, સમજાવી, સંતોષ આપ્યો હતો અને મને ખાનગીમાં સમજુત કરી ગરીબ તથા નિરાધાર મનુષ્યોને જાતે જોઈ તપાસ કરી તેમને બનતી મદદ આપવા તથા અનુકૂળ પડે ત્યાં કન્યાકેળવણીને ઉત્તેજન આપવાનું કહી પ્રવાસે મોકલી હતી. **તેમની સારી સલાહ વિના પરાધીન સ્ત્રીજાતિથી શહેર બહાર નીકળવાનું બની શકે નહી."**

ફૅમિન સેક્રેટરી તરીકે પંકાયેલા મુંબાઈના એક પ્રસિદ્ધ કુટુંબના શેઠ પુરુષોત્તમદાસ ઠાકોરદાસે સ્વ. જમનાબ્હેનની દુષ્કાળને પ્રસંગે લીધેલા શ્રમની પ્રશંસા કરતાં સ. ૧૯૧૨ માં તેમના

પત્રમાં નીચે મુજબ લખ્યું હતું. "તમોએ જે શ્રમ લીધો તથા સ્નેહી ભાઈ નગીનદાસભાઈ તમોને પોતે ખૂણે રહીને જે સગવડ તથા સંમતિ આપે છે તે ગૃહસ્થાશ્રમના ઉત્તમ ભાગનો પ્રત્યક્ષ દાખલો છે. ઈશ્વર તે દાખલો વર્ષોનાં વર્ષો સુધી કાયમ રખાવે તે જ પ્રાર્થના."

સ. ૧૯૧૪ માં સૌ. કૌમુદી દીવેટીયાએ 'સુંદરી–સુબોધ'માં એક લેખ મોકલી તેમાં જણાવ્યું હતું કે "નગીનદાસ સક્કઈ તેમ જ જમનાબ્હેનનો મને અંગત અનુભવ છે. અને તેથી કહી શકું છું કે જાહેર જીવન ગાળવાનું જેટલું માન જમનાબ્હેનને છે તેટલું જ તે જીવન ભોગવવા દેનાર નગીનદાસને પણ હતું. મુંબાઈ બેંક જેવી વ્યાપારી સંસ્થામાં ઘડીની નવરાશ ન મળે એવી જવાબદારીની નોકરી છતાં રાત્રે કે દિવસે, સવાર કે સાંજ, મુંબાઈમાં કે શહેર બહાર જમનાબ્હેનને સેવાના કામમાં મોકલનાર, ઉત્સાહ આપનાર સ્વ. નગીનદાસ જ હતા. અંતની ઘડી સુધી મને ખબર છે કે જમનાબ્હેનને અંતઃકરણનું ધૈર્ય આપનાર અને દેશસેવા ન છોડવા આગ્રહ કરનાર નગીનદાસ જ હતા."

"રા. રા. કેશવરામ નંદરામ ભટ, જમનાબ્હેનના પતિ શેઠ નગીનદાસ ભક્તિદાસ સક્કઈ તથા રા. રા. દામોદરદાસ કરસનદાસ–એ ત્રણે નાનપણના મિત્રો હતા. આમાંના રા. રા. દામોદરભાઈ સ્વર્ગવાસી થયા. તા. ૧૯ સપ્ટેંબર ૧૯૧૪ ના દિવસે રા. રા. કેશવરામભાઈએ પોતાના મિત્ર નગીનદાસના મૃત્યુ પછી 'સ્નેહી–સ્મરણ' નામનું એક લાંબું કાવ્ય જમનાબ્હેન ઉપર લખી મોકલ્યું હતું તે મારા જોવામાં આવ્યું છે અને તેમાંથી અત્રે ઉપયોગી બાબત ઉતારી વાંચકવર્ગ સમક્ષ ધરવાનું યોગ્ય ધારૂં છું:—

(કવિત.)

પશ્ચિમના પટવાળો તે સમે ચર્ચાતો હતો
સુધારો તે સુધારીને, સાર ભાગ રાખવો
દેશનો ઉદય થાય, સત્ય ધર્મ પ્રવર્તાય
આર્યનીતિ મતિવાળો, સંસાર સમારવો
અમે ત્રણ મિત્રે મળી એવું પણ લીધું હતું
વિદ્યાના વિનોદ માંય સમય વીતાડવો
વિદ્યાર્થિની સ્થિતિ હતી, સંસારનો રંગ નાતો
તે સમયે સંકલ્પ કીધો, આજે શું ઉચારવો
ઉદર નિમિત્તે મારે, નોકરીએ જવું પડ્યું
મુંબઈ છોડવું પડ્યું, આજે તે સંભારવું
સક્કઈ સંસારી થયો, નોકરી સ્વીકારી તેણે
મુંબાઈમાં સ્થિર થયો, રૂડુ એ વિચારવું
દામોદર ઉઠી ગયો, ત્રિપુટિનો ભંગ થયો
એકલા નગીને હવે પણ રહ્યું પાળવું
વિદ્યાર્થી સમયવાળો, સાંભર્યો સંકલ્પ તેને
ચિત્ત ચિંતા પેઠી પડ્યું મનમાં મુંઝાવવું.

દોહરા.

ચિંતા થઈ મન ચતુરને, મુખ નાંખે નિશ્વાસ;
કોણ યુક્તિ હું આદરૂં ફળે અમારી આશ.

શિયલ અચલ મેધાવિની, સદય હૃદય વિશેષ;
તનયા તુલસીદાસની, ઘરમાં ગૃહિણી બેશ.
ધર્મપત્ની વિવેકથી, વદી પતિની પાસ;
નાથ કહો કેમ આવડા, આપ રહો ઉદાસ.
સમભાગી સુખ દુઃખની, અબળા પણ અર્ધાંગી;
સંકટ ઉચરો શું પડ્યું, વાણી વદી વરાંગી.
ગર્ભશ્રીમંતા સુંદરી, તું જ શીલ પુણ્યપ્રભાવ;
સુખીઓ છું સંસારમાં, શમ્યા સર્વ સંતાપ.

પણ વિદ્યાર્થી વય વિષે, કર્યો હતો સંકલ્પ;
શુદ્ધ સુધારા કારણે, પળે નહિ તે અલ્પ.
જન્મી વિસરજન થવું, એ નક્કી નિર્માણ;
સુકૃત્ય કરીએ હાથથી, જન્મ્યું તો જ પ્રમાણ.
ત્રણ જણનો નિશ્ચય હતો, સુધારવા જ સમાજ;
ત્રણે વિખુટા પડયા, એકલવાયો આજ.

વિપ્ર ગયો વિદેશમાં, હું નોકર પરદાસ;
સદ્‌ગત પહોંચ્યો સ્વર્ગમાં, કેમ ફળે મુજ આશ.
નોકરી કરવી નિર્મળી, શુદ્ધ મને નિષ્કામ;
તેમાં ચુકું તો બનું, સલુણી લુણ હરામ.
ચાકર તો કર ચાકરી, નહિ તો નોકર નેટ;
અરસપરસ બન્ને થશે, નોકર શેઠ ફજેત.

તો મારી શી રીતથી ફળે સુધારા આશ;
ચિંતા વશી એ ચિત્તમાં, મન મારૂં ઉદાસ.
ભલા ભલા હારી ગયા, વિકટ ખરી એ વાત;
પણ ચિંતા કરશો નહીં, હું પકડું એ હાથ.
કન્યા મૂળ સંસારનું, તે રૂડું કેળવાય;
શુદ્ધ સુધારા કાર્ય એ, ફળીભૂત નક્કી થાય.
આજ્ઞા દ્યો અમને તમે, નિર્મળ મનના નાથ;
શુદ્ધ સુધારો ચર્ચવા, ઝુંડો ઝાલું હાથ.
તન મન ધન ખરચવું સદા, રાખે ઈશ્વર લાજ;
પ્રયત્ન પૂરો આદરૂં, સુધરે જેમ સમાજ.
ધન્યવાદ તમને પ્રિયા, શમ્યો મુજ સંતાપ;
સાવધતાથી સાધજો, હેતુ પ્રભુપ્રતાપ.

સુધરે બાળા ગુર્જરી, સુધરે સર્વ સમાજ;
શુદ્ધ સુધારા પંથની, લો દીક્ષા સહસા જ.
ઉચ્છેદી બનશો નહીં, રાખો રક્ષક તત્ત્વ;
મધ્યમ માર્ગે ચાલીને સમાલી રાખો સત્ત્વ.
બહુ તાણો તો તૂટી જશે, ઢીલ પડે ગુંચવાય;
માફકસર મમતે ચઢો, તો હેતુ સચવાય.

બોલો તેવું ચાલજો, દુનિયા લે દષ્ટાન્ત;
વિચારી બાજી ખેલજો, થાય નહીં ઉત્પાત.
ઉતાવળા સો બાવરા, ધીરા સો ગંભીર;
એ કહેવતને અનુસરો, નિર્મળ રાખો નીર.
ધર્મશાસ્ત્રથી ઉલટી, રૂઢિ જ્યાં દેખાય;
ત્યાં રૂઢિને ત્યાગવા, મમતાથી બોધાય.
સારાસાર વિચારથી, સમજાવો સૌ રીત;
તો ડાહ્યાં જન સમજશે, કરશે તેમ ખચીત.
શાસ્ત્ર પ્રમાણેનો પ્રથા, દેશ સમય અનુકૂલ;
દેખો નહીં તો બોધજો, સમારવા સુખ મૂળ.
પશ્ચિમ-વાતાવરણથી, આર્યનીતિ ઝંખવાય;
તો ત્યાં પડદો પાડજો, મથજો જેમ મથાય.
સારૂં સંઘરવું સદા, ત્યાગવું નબળું તત્ત્વ;
એ મુદ્દો ઉપદેશજો, મિથ્યા મૂકી મમત્વ.
મૂળ તત્ત્વતો સાર્થ છે, તેમાં બગડ્યું જેહ;
યુક્તિ પ્રયુક્તિ વાપરી, પ્રથમ સમારો તેહ.
કન્યા જો કેળવાય તો, સુધરે સર્વ સમાજ;
પણ તે કેળવણી કઈ, નક્કી કરો મન આજ.
કન્યા માતા નીપજે, બને ગૃહિણી ગુણવાન;
નારી-ધર્મ નીતિ-તત્ત્વનું, કરાવતાં પયપાન.
નાગરિક નીવડે બાળકાં, પાક વ્યવસ્થા-પેર;
રચે કુટુંબ ધાર્મિક તો, ગૃહિણી શોભા-ઘેર.
સારાસાર વિચારનાં, તનુજ તનયા થાય;
તો કેળવણી સાર્થ છે, પાશવ-વૃત્તિ પળાય.
નાગરિક નર નીપજે ઘણા, ગૃહિણી દેવી ગણાય;
દેશ-ઉદય પછી દૂર ક્યાં સર્વે શ્રી સોહાય.
સંતતિ થવી કે ના થવી, તે તો જેમ અદૃષ્ટ;
તે સુખદુઃખથી ના થવું, મૂળ મુદ્દાથી ભ્રષ્ટ.
બાળક જે છે બેનનાં, માત વિનાનાં પાસ;
સત્ય પ્રેમ સદ્ધર્મથી, ઉછેરવાં ધરી આશ.
તે પુણ્યે તમે પામશો, નિજ સંતતિ સમ સુખ;
વૃદ્ધ વયે સેવા કરે, મટે સંતતિ-દુઃખ.
પુણ્યવંતની પુત્રી છો, તનમન પૂજ્ય પવિત્ર;
પુજય કર્મથી પામશો, દેવી દિવ્ય ચરિત્ર.
શુદ્ધ સુધારો સૂચવવો, એ મારો આદેશ;
ઉમંગથી એ આચરો, કર્મ-યોગ વિશેષ.
નોકરી વિણ મેં આદર્યો, સર્વ કર્મ-સંન્યાસ;
નિવૃત્તવત કરશું સદા, તત્ત્વજ્ઞાન અભ્યાસ.
થીઑસોફીથી લાગીયું, તત્ત્વબોધનું તાન;
ઉપનિષદ્ વેદાંતને શ્રવણ ગીતા-જ્ઞાન.

આ કાવ્યમાંના કેટલાક ભાગો સ્વ. જમનાબ્હેનની પરણેલી જીંદગી પર તથા તેમના સિદ્ધાંતો અસલથી કેવા દૃઢ હતા તેના પર સારૂં અજવાળું પાડે છે. તે પતિભક્તિપરાયણ હતાં. પોતાનો ધર્મ પતિને બધી જ રીતે સંતોષવામાં માની લીધો હતો. દરેક કાર્યમાં તે તેમના પતિની સહાયતા તથા શિક્ષા લેવી લાભકારક માનતાં.

હમણાં સુધી અન્યનાં વચનો કહી સ્વ. જમનાબ્હેનના ગૃહસ્થાશ્રમ વિષે મેં કહ્યું. પણ હવે હું મારા અનુભવની વાત જણાવીશ.

મંડળમાં કેટલાંક વર્ષ થયાં જે બે આરતી ગવાતી હતી અને જેમાંની એક હાલ પણ ચાલુ છે તે આરતીઓ મંડળમાં સભા શરૂ કર્યા પહેલાં તથા ખલાસ થતી વખતે ગાવાની પદ્ધતિ દાખલ કરનાર સ્વ. જમનાબ્હેન જ હતાં. મંડળના સભાસદો આ આરતિઓ સ્વ. જમનાબ્હેન કેવા ઉત્સાહથી ગાતાં હતાં તે સંભારશે ત્યારે જ તેમને ગં. સ્વ. જમનાબ્હેનને પતિસેવા કેટલી વ્હાલી હતી તેનું ભાન થશે.

મેં સ્વ. જમનાબ્હેન તથા સ્વ. ભાઈ નગીનદાસ વચ્ચે કોઈ પણ દિવસ વિરોધ જોયો નથી. તે બન્ને મારી પાસે હમેશ આવતાં અને હું પણ તેમને હમેશ મળતો. અને મને તે સ્નેહી યુગલ જોઈ ઘણો આનંદ થતો હતો. ભાઈ નગીનદાસ તથા સ્વ. જમનાબ્હેન જોડે મંડળ સંબંધી તથા બીજી વાતો ઉલ્લાસથી કરતો તે સમયે તેમનામાં મુદ્દલ મતભેદ માલમ પડતો નહિ. પણ સ્વ. જમનાબ્હેનના ઉમંગ તથા ઉત્સાહને હમેશાં ભાઈ નગીનદાસ ઉત્તેજન આપતા. સામાન્ય અનુભવ પ્રમાણે જ્યાં પત્ની પૈસાદાર હોય છે અને પતિ સાધારણ સ્થિતિનો હોય છે ત્યાં ઘરમાં સ્ત્રી રાજ્ય ચલાવતી માલમ પડે છે. પણ સ્વ. જમનાબ્હેન તથા સ્વ. નગીનદાસનું યુગલ હમેશ એક બીજા સાથે મસલત કરી ગૃહકાર્યભાર ચલાવતું મને માલમ પડતું હતું. આ દંપતી કોઈ પણ દિવસ એકબીજાનો બોલ ઉથાપતાં ન હોતાં. તે બેની વચ્ચે ક્રોધ તો મેં જોયો જ નથી. સ્વ. જમનાબ્હેન તેમનાં બ્હેનની દીકરી પરણ્યા પછી જ્યારે તેમને ઘર મળવા આવતી ત્યારે સ્પષ્ટ કહેતાં કે "બ્હેન જો ધણીએ રહેવાની ના કહી હોય તો તેની આજ્ઞાનું ઉલ્લંઘન કરી રહીશ નહિ." દુષ્કાળ વખતે બહારગામથી દરરોજ સ્વ. જમનાબ્હેન તેમના પતિને સંપૂર્ણ વિગતદર્શક પત્રો લખતાં હતાં, અને પ્રત્યેક પત્રને છેડે સહી કરતી વખતે 'દાસી' શબ્દ વાપરતાં. ટૂંકામાં, લગ્ન પ્રસંગે જે વરકન્યાએ નીચે મુજબની સાથે પ્રતિજ્ઞા લેવાની હોય છે તે અક્ષરશઃ આ દંપતીએ પાળી હતી. "આ મંડપમાં વિરાજમાન વિદ્વાન લોકો ! આપ નિશ્ચય કરીને જાણો કે અમે પોતાની પ્રસન્નતાપૂર્વક ગૃહસ્થાશ્રમમાં એકઠાં રહેવાને માટે એક બીજાનો સ્વીકાર કરીએ છિએ. અમારાં બન્નેનાં હૃદય, જળ સમાન શાંત અને મળેલાં રહેશે; જેમ પ્રાણવાયુ અમને પ્રિય છે તેમ અમે બેઉ એક બીજાથી સદા પ્રસન્ન રહીશું; જેમ ધારણ કરનાર પરમાત્મા સર્વમાં મળી રહીને સર્વ જગતનો ધારણકર્તા છે તેમ અમે બેઉ એક બીજાને ધારણ કરીશું; જેમ ઉપદેશક શ્રોતાઓ સાથ પ્રીતિ કરે છે તેમ અમારા બેઉના આત્મામાં એક બીજાની સાથે દૃઢ પ્રેમ ધારણ કરીશું."

આ જે ચિત્ર ચિતર્યું છે તે છેલ્લાં ૧૩ વર્ષના સંબંધમાં જ સમજવું. પણ મારા સાંભળ્યા પ્રમાણે તેમનું તે આગળનું જીવન પણ એવું જ સુખકર નીવડ્યું હતું. શું આનું કારણ પતિ પત્નીની સરખી ઉમ્મર તો નહિ હોય? સ્વ. જમનાબ્હેન તથા સ્વ. નગીનદાસનું સ્નેહી યુગલ જોઇને નક્કી આપણને નીચે મુજબ કહેવાની ફરજ પડે છે કેઃ—

They joyed one joy, one grief they grieved,
One love they loved, one life they lived.

તેમનો આનંદ એક હતો, તેમનું દુઃખ એક હતું, તેમનો પ્રેમ એક હતો—તેમનું જીવન એક હતું.

સ્વ. નગીનદાસના છેવટના ગંભીર મંદવાડ સમયે સ્વ. જમનાબ્હેને તેમની જે ચાકરી કરી હતી તેની પણ અત્રે નોંધ લેવી આવશ્યક છે. તેમના પતિને 'કૅન્સર'નો પ્રાણઘાતક રોગ લાગુ પડ્યો છે તે સાંભળતાં જ સ્વ. જમનાબ્હેન તદ્દન નિરાશ બની ગયાં હતાં. અવરનવર પતિથી દૂર જઈ પુષ્કળ રોતાં. રોવાથી પતિની ચાકરી થઈ શકશે નહિ એમ સમજી આંસુ લોહી નાંખી પાછાં કામે વળગતાં. પતિના મરણ સમયે આંખમાં એક પણ આંસુ ન આવવા દેતાં ભગવદ્‌ગીતાનો પાઠ જે સરસ રીતે તેમણે કર્યો હતો તે દેખાવ ખચિત મારા મન આગળ તાદૃશ ખડો છે. મરણ બાદ શોકને વશ થતાં; પણ સગાંવહાલાંની નાખુશી ઉપરાંત તેમના સિદ્ધાન્તને વળગી કૂટવાનો કઢંગો રીવાજ તેમણે બંધ કર્યો હતો. આવી રીતે અન્યોન્યને સહાય કરનાર તથા અન્યોઅન્યને તેમના સદ્‌ગુણો ખીલવવા તક આપનાર લાખો દંપતી જોવાને હિંદ ક્યારે ભાગ્યશાળી થશે?

Her benevolent smile and quick, active manner communicated her own cheerfulness and energy to every one around her. R. Heber Newton.

તેનું કલ્યાણકારી સ્મિત તથા ચપલ અને ચેતન ભર્યું વર્તન આસપાસનાં સર્વ જનોમાં આનંદ અને ચેતન પ્રેરતું. આર. હર્બર ન્યુટન.

Sweet promptings unto kindest deeds
Were in her look;
We read her face as one who reads
A true and holy book.

Whittier.

તેની દૃષ્ટિમાં જ મીઠી પ્રેરણા અને ભલાં કાર્ય હતાં; એક પવિત્ર પુસ્તક પ્રમાણે અમે તેની મુખાકૃતિ વાંચતાં. વ્હીટીઅર.

Character is the secret of all noblest beauty. The form of utmost loveliness is fashioned only by the cultured soul within. Unless a soul draws the lines of the face, looks out of the eyes, speaks in the voice, the beauty of the belle is but that of the dall; which may be an attractive plaything, but as a toy is tossed aside when its novelty is gone. The inner grace of all lovelinees is the spirit's sheen upon the flesh. R. Heber Nowton.

સર્વ ઉદાત્ત સૌંદર્યનું રહસ્ય ચારિત્ર્ય છે. અપ્રતિમ લાવણ્યમયી આકૃતિ માત્ર સંસ્કારી આત્માથી જ ઘડાય છે. જો આત્મા મુખની રેખાઓ આ લેખે નહિ, નયનમાં નાચે નહિ, વાણીમાં બોલે નહિ તો એવું સૌંદર્ય પુતળી જેવું છે—જેની મનોહરતા રમકડા જેવી છે, અને તેની નવીનતા જતી રહેતાં દૂર ફેંકી દેવાય છે. દેહ ઉપર આત્માનું તેજ એ સર્વ સુંદરતાનું આંતર લાવણ્ય છે. આર. હેબર ન્યુટન.

According to Hindu religion each woman, whether old or young, is the loving representive of the Divine Mother on earth. She (the Divine Mother) is the producer of the creator, or the First-born Lord of all creatures. Swami Abhedanand.

હિંદુ ધર્મ પ્રમાણે દરેક સ્ત્રી યુવાન કે વૃદ્ધ જગતમાં દિવ્ય માતૃત્વની પ્રતિનિધિ રૂપ છે. તે શક્તિ પ્રભુતાની જનેતા છે. સ્વામી અભેદાનંદ.

"Women reflect the times in which they live even more faithfully perhaps than do men, because of their quicker perceptions and more impressionable

natures, and also because they have more to do with social life than the other sex and are more jealous of its conventions. They mirror the age in which thoir lot is cast, and present it to us, both in its strength and in its weakness in a way impossible to ourselves."

યુગનું પ્રતિબિંબ પુરૂષ કરતાં સ્ત્રીમાં વિશેષ પડે છે, કારણ કે ત્હેમની ગ્રહણશક્તિ ચપલ અને પ્રકૃતિ સંસ્કાર વ્હેલા ઝીલી શકે એવી હોય છે. પુરૂષો કરતાં તેઓ સમાજજીવનમાં વિશેષ ભાગ લે છે, અને રૂઢિને આગ્રહથી અનુસરે છે. જે યુગમાં તેમનું જીવન ઘડાયું હોય છે, તે યુગના ગુણદોષનું પ્રતિબિંબ ત્હેમનામાં એટલે અંશે જણાય છે કે જેટલે આપણામાં જણાવું અસંભવિત જણાય છે.

( ૮ )

હવે આપણે આ જાહેર તથા ગૃહજીવન જે રીતિએ સ્વ. જમનાબ્હેને સફળ કર્યાં તે ક્યા ગુણોને આભારી હતાં તેનો વિચાર કરીશું. તેમના ચારિત્ર્યનું સ્વરૂપ તેમના વર્તનમાં આપણે ઉપર જોયું. પણ એ ચારિત્ર્ય ક્યા ક્યા સદ્ગુણોથી ભરપુર હતું તે જાણવું જરૂરનું છે તેથી તેનું વર્ણન કરીશું.

સ્વ. જમનાબ્હેનનો પ્રભુ ઉપર પૂર્ણ વિશ્વાસ હતો અને પરમકૃપાળુ પરમેશ્વર તેમના હસ્તક સ્ત્રીજાતિની ઉન્નતિ કરવા માગે છે એમ દૃઢ માન્યતા રાખી, મતમતાંતરોના વાદવિવાદોને વેગળા મૂકી, તેમના જીવનને એક 'ટ્રસ્ટ' રૂપે ગણી સ્ત્રીઉન્નતિને અર્થે દેશસેવા કરવા તેમણે લોકલાજની દરકાર કર્યા વિના એક હિમ્મતવાન શૂરવીર યોદ્ધાની પેઠ ગાંડી ગુજરાતને તેની ગુર્જરબાળાઓ પરત્વેની ફરજો અદા કરાવવાનું બીડું તેમની જવાબદારી પૂર્ણપણે સમજી ઝડપ્યું અને ગુજરાતને કઈ દિશામાં તેની ફરજ બજાવવાની છે એ સ્પષ્ટ રીતે દર્શાવી તેમણે હમેશને વાસ્તે પ્રભુના દરબારમાં તમો બ્હેનોની અરજ જાતે કરવા આ ક્ષણભંગુર જગતમાંથી અદૃશ્ય થયાં છે. આ કામમાં સ્વ. જમનાબ્હેન પ્રભુની ઈચ્છા મુજબ જ વર્તે છે એમ તે સમજતાં હોવાથી જ સુખદુઃખમાં તેમણે નિશ્ચય કરેલી નેમ પાર પાડવાને છેવટ સુધી વળગી રહ્યાં. વીસમી સદીમાં સેવાધર્મ એ જ મોટો ધર્મ છે એમ સમજી તેમણે તન, મન તથા ધનથી તેમની આખી જીંદગી પર્યંત પરોપકારી જીવન ગાળ્યું હતું. પ્રભુના બાળની સેવા કરવી, પતિની સેવા કરવી એ પ્રભુનીજ સેવા બરોબર છે એવો તેમનો સિદ્ધાન્ત હતો. સ્ત્રીજાત જન્મથી જ ધાર્મિક વૃત્તિવાળી હોય છે તેમ તેઓમાં પણ તે વૃત્તિ પૂર્ણપણે પ્રકાશતી હતી. તે મૂર્તિપૂજક હતાં, વૈષ્ણવ હતાં, ઠાકોરજીની સેવા કરતાં, મહાદેવજી ઉપર પૂર્ણ આસ્થા રાખતાં; ધર્મ તથા નીતિનાં પુસ્તકો વાંચતાં. હમેશ ભજન આરતિ ગાતાં અને સાંભળતાં, દેવદર્શન જતાં, સપ્તાહ વગેરે બેસાડતાં, પરંતુ આ સર્વ સાથે તે એમ ખરેખર સમજતાં હતાં કે જયાં લગી એક સ્ત્રી આ ધર્મ, પોતાના કુટુંબ તથા જ્ઞાતિ તથા સમાજ તથા દેશની સેવા કરવામાં વાપરે નહિ ત્યાં સુધી મનુષ્યનો મોક્ષ થતો નથી. સ્વ. જમનાબ્હેન એવે સ્થળે રહેતાં હતાં જે હમેશાં તેમને આ દુનિયા પરત્વેની ફરજોનું ભાન કરાવે. તેમના બંગલા પાછળ જ હિન્દુ સ્મશાન આવ્યું હતું. તેથી હમેશાં આ દુનિયા ફાની છે અને દરેક મનુષ્યનો દેહ ક્ષણભંગુર તથા નાશવંત છે અને તેમણે પોતાના જન્મનું સાર્થક કરી પોતાનું મરણ સુધારવું જોઈએ એમ તેઓ માનતાં. પરોપકારનાં કાર્યો કરતી વખતે મુદ્દલ ઢીલ ન કરવી એમ તે મને હરહમેશ કહેતાં. સ્વ. જમનાબ્હેન તેમના ગંભીર મંદવાડ પહેલાં સુરત જવાનાં હતાં માટે મંડળના અમુક કામ સંબંધી તેમણે મને પત્ર લખ્યો હતો. તેમાં છેવટે નીચે પ્રમાણે લખ્યું હતું. "કર લીયા સો કામ, ઔર ધર લીયા સો ધ્યાન, બોલો આત્મા-રામ, એ શબ્દોનું ધ્યાન રાખો."

તેઓ પરણેલી જીંદગી ગુજારતાં હતાં એટલે ઘરમાં પતિ એ પત્નીનો પરમેશ્વર અને એને રીઝવી સ્ત્રીએ એક શહેરી તરીકેની પોતાની ફરજો બજાવવાની છે એ હમેશ ધ્યાનમાં રાખતાં. શ્રી હનુમાનજીના મંદિર પાસે રહેતાં; તે તેમને સદા યાદ આપતા કે જેમ હનુમાને રામની સેવા ચાકરી કરી તેમના જીવનની સાર્થકતા કરી હતી તે જ મુજબ તેમણે તેમના દેશબાંધવોની સેવાચાકરી કરી પોતાની જીંદગી સુધારી અન્યની પણ સુધારવી. શ્રી વાલકેશ્વર મહાદેવના મંદિર પાસે રહેતાં અને તેમના બંગલાના કૉંપાઉંડમાં પણ મહાદેવજીનું દેવળ હતું. મહાદેવજીની પ્રકૃતિ નાશ કરવાની છે માટે સેવા કરતી વખતે પોતે પોતાની મલિનતાનો ત્યાગ કરી શુદ્ધ અંતઃકરણથી લોકોના અવગુણોનો જેમ જલદી નાશ થાય તે સારૂ ઉપાયો આદરવા સંબંધી તેમને ભાન થતું. બંગલાની આસપાસ ચારે બાજૂ ઝાડોની ઘટા છવાયેલી હતી અને બંગલામાં બધી રીતની કૃત્રિમ સગવડો હતી તે તેમને યાદ દેવડાવતું કે જંગલમાં મંગલ કરી અર્થાત્ સાર વિનાના સંસારમાં ઉપયોગી જીવન ગાળીને જ જે મંગળ કરે તેનું જીવ્યું જ જીવતર ગણાય. આવી ઉચ્ચ ભાવનાઓ ઉત્પન્ન કરે એવા સ્થાનમાં રહેતાં. ઉચ્ચ જીવનની મહાન ભાવનાઓ મન આગળ હમેશ રાખતાં. શેઠ દાદાભાઈ, સર ફીરોઝશાહ, લાલા લજપત રાય, શ્રીયુત ગાંધી, નામદાર ગોખલે, મિસિસ સરોજીની નયડુના ગુણો હમેશાં યાદ રાખતાં અને તેમને પગલે પ્રભુ તેમને ચલાવે એવું ઈચ્છતાં. લાલા લજપતરાય સિવાય આ બધા દેશભકતોના પરિચયમાં સ્વ. જમનાબ્હેન આવ્યાં હતાં, અને તેથી તેમના ગુણોએ તેમના જીવન ઉપર ઘણી સારી અસર કરી હતી. મુંબાઈમાં છેલ્લાં શ્રી. સરોજીની નયડુ આવ્યાં હતાં ત્યારે સ્વ. જમનાબ્હેન પથારીવશ હતાં. પણ જ્યારે આ બાઈ મુંબાઈ આવ્યાં છે એમ મેં તેમને જણાવ્યું ત્યારે સ્વ. જમનાબ્હેને મને તેમને પાલખીમાં મળવા લઈ જવા વિનવ્યું. પરંતુ તેમની સ્થિતિ તેવી ન હોવાથી જ્યારે શ્રી. નયડુ મારે ત્યાં પ્રસાદ લેવા આવ્યાં હતાં ત્યારે હું તેમને સ્વ. જમનાબ્હેનને ત્યાં લઈ ગયો હતો. આ પોતાના પ્રસિદ્ધ મિત્રને આ વખતે મળવાથી તેમને અલૌકિક આનંદ પ્રાપ્ત થયો હતો. તેમની જીંદગીની રગેરગ દેશસેવા કેવી રીતે કરવી તેજ વિચારથી રંગાઈ ગઈ હતી. મરણ પથારીપર પણ જાણીતા દેશભક્તોને યાદ કરતાં, ભજનો ગાતાં અને પોતે ઉપાડેલાં કાર્યને જે કોઈ મળવા આવતા તેમને, ટેકો આપવા વિનવતાં તેમની રહેણી કરણી નિર્મળ રાખતાં. સ્વમાન જાળવતાં. ઉત્સાહ તેમનામાં ઉભરાઈ જતો હતો. એમનું મનોબળ ઘણાજ ઉત્તમ પ્રકારનું હતું. પથારીવશ થયા પહેલાં પોતાથી ખોરાક મુદ્દલ લેવાતો ન હતો તેથી શરીર લથડી ગયું હતું. તેમના બંગલાથી લગભગ ૧૦૦ પગથીઆં ચ્હડી શ્રમ સહી શકે તેવી શરીરઅવસ્થા ન હતી તે છતાં પણ મંડળના કાર્ય સારૂ તથા તેને આર્થિક મદદ મળે તે સારૂ કલાકો ને કલાકો કામ પાછળ મંડ્યાં રહેતાં, ચાર ચાર દાક્તરો ના કહેવા છતાં ચ્હડતાં અને તેમની હાજરીથી જ તથા મધુર વાણીથી ધારેલું કામ પાર ઉતારી શકતાં. જ્યારે મારી પત્નીની સુવાવડ પછી દસમે દિને સ્વ. જમનાબ્હેનને માલમ પડ્યું કે તે સ્નાન કરવાની છે ત્યારે મા બાળકને માત્ર આશિષ્ આપવા ખાતર પગથીઆં ચ્હડી રસ્તામાં બે ત્રણ સ્થળે વિસામો લઈ મારે બંગલે આવ્યાં. ધારેલી આશિષ્ આપી તેમની છોકરીને તથા નવીન જન્મેલા બાળકને જોઈ હર્ષઘેલાં થયાં. રૂ. ૫) માતાના હાથમાં મૂક્યા. અને તરત જ પોતે લોથપોથ થઈ ગયાં. પથારી કરાવી સૂઈ શેક કરાવવા લાગ્યાં. તેમની તબીયત એટલી બધી નબળી થઈ ગઇ હતી કે લોકો તેમને ઘેર તબીયત પૂછવા જતા. આ જ દિવસે ત્રણ જાણીતા કુટુંબની સ્ત્રીઓ સ્વ. જમનાબ્હેનને બંગલે તેમની તબીયત પૂછવા ગયાં. સ્વ. જમનાબ્હેનને બોલાવવા મારે ત્યાં માણસ આવ્યું, એટલે તેની જોડે કહેવડાવ્યું કે 'ભવાનીદાસને બંગલે આવો; મારાથી

લગભગ ૨૮ વર્ષની ઉમર.



સૌભાગ્ય સ્થિતિ–જમનાબાઈ સક્કઈ.

ઘેર તરત અવાશે નહિ.' વાચક વર્ગ! આ દિવસ પછી સ્વ. જમનાબ્હેન તેમના બંગલામાંથી છેક છેલ્લે સુધી બહાર નીકળવા પામ્યાં ન હતાં. આનું નામ તે સ્નેહ! અને આનું નામ તે મનોબળ! અન્ય પારમાર્થિક કામો કરનાર બ્હેનોની બિલકુલ ઇર્ષ્યા કરતાં નહિ; પણ તેમને તેમનાથી બનતી મદદ આપવા તૈયાર રહેતાં. ગુજરાતની જાણીતી પારમાર્થિક જીવન ગુજારનારી બ્હેનો શ્રી. શિવગૌરી તથા શ્રી. બાજીગૌરી પરત્વે તે કેવા માનની લાગણીથી જોતાં હતાં તે તેમના નીચેના બોલોથી માલમ પડે છેઃ "સાંસારિક ઉપાધિઓથી રહિત આ આર્ય દેશની સ્ત્રીઓએ કેવાં કાર્યોને પોતાનું શુદ્ધ જીવન સમજવું, તેનું ગં. સ્વ. નાનીબ્હેનના શુદ્ધ જીવન ઉપરથી આપણને પ્રત્યક્ષ જ્ઞાન થાય છે. વિશેષ તેમના આવા ઉત્તમ કાર્યમાં શુદ્ધ જીવન ગુજારવાની પૂર અભિલાષા ધરાવનાર ગં. સ્વ. બ્હેન બાજીગૌરી પણ સહાયકર્તા છે. આવું શુદ્ધ જીવન ગુજારવા પોતાના હૃદયમાં પરોપકારવૃત્તિને અંતર્પટમાં રાખનાર વ્હાલાં નાનીબ્હેન અને બ્હેન બાજીગૌરીની જીંદગીની જેટલી સ્તુતિ કરીએ તેટલી ન્યૂન છે." તેમનામાં આભારની લાગણી ઘણી તીવ્ર હતી. જ્યારે જ્યારે અમે મંડળના કાર્યસંબંધી જાણીતા ગુજરાતી ગૃહસ્થોને મળવા જતાં ત્યારે સર્વ પ્રસંગે તેમને ઘરને ખૂણેથી બહાર કહાડવા સારૂ મારો હૃદયથી આભાર માનતાં. પરોણાગત શું છે તે તો તેમનાં જે પરોણા થયાં હોય તે જ જાણે. હું તો તેમના કુટુંબનો જ ગણાતો. તેમ છતાં પણ જ્યારે જ્યારે તેમને ત્યાં હું જમતો ત્યારે કાંઈને કાંઈ નવીન વસ્તુઓ કરી જમાડતાં. ગંભીર મંદવાડ વખતે પણ આ જ મુજબ વર્તતાં. સુંથરામપુરવાળાં મિસિસ રાવળે સ્વ. જમનાબ્હેનની પરોણાગત કેવી ઉત્તમ હતી તેનું ભાન 'સુન્દરી–સુબોધ'માં થોડા વખત ઉપર લખી આપણને કરાવ્યું છે. સ. ૧૯૧૩ માં રાજકોટની ફિમેલ ટ્રેનીંગ કૉલેજમાં શિક્ષણ લેતી સ્ત્રીઓને મુંબાઈમાં લગભગ ૧૫ દિવસ પોતાને ખર્ચે રાખી તેમની પરોણાગત કેવી હતી તે બધાંને દેખાડી આપ્યું છે. અન્ય સન્નારી તથા સદ્‌ગૃહસ્થો પણ આ જ બાબત તેમના લેખોમાં લખી અંગત અનુભવ આપી મને અનુમોદન આપશે એમ મારી ખાત્રી છે. અભિમાન શી વસ્તુ છે તે જ તેઓ જાણતાં નહિ. નમ્રતાને તેમણે તેમની દાસી કરી લીધી હતી. કપટભાવને તેઓ ઓળખતાં જ નહિ. જ્યારે પણ આપણી સાથે વાતચિત કરતાં ત્યારે આપણી આંખ આગળ એકસ–રે (x–ray) લગાડી તેમના હૃદયમાં તેમના બોલોનો આબેહૂબ ભાવ આપણે નિહાળી શકતા. સ્વ. જમનાબ્હેનના સ્વભાવનું તો પૂછવું જ શું? જ્યાં મનુષ્યમાત્રને દેખે કે ગાંડાંઘેલાં થઈ જતાં. મારા તેમની જોડેના આખા સહવાસ દરમ્યાન તેમને મેં ગુસ્સે થતાં જોયાં નથી. સર્વની સાથે નરમાશથી કામ લેતાં. આ વાત તેમના છેલ્લા મંદવાડ પહેલાંની સ્થિતિની સમજવી. મંદવાડ વખતે લાંબો સમય પથારીવશ રહેવાથી જે ફેરફાર આપણા સ્વભાવમાં થાય છે તે આપણે બધાએ પ્રત્યક્ષ અનુભવ્યો છે. પણ મારા સંબંધમાં ભાઈ ભાંડુંઓને દુઃખપ્રસંગે પૈસાટકાની મોટી મદદ આપતાં સગાંઓ તેમની સાથે અણબનાવ રાખતાં છતાં પણ બધાં સાથે તેઓ હેતપ્રીતથી વર્તતાં. પાડોસી તરીકેનો ખરો ધર્મ પણ સંભાળતાં.

તેમના ભયંકર મંદવાડ વખતે પણ મારી સાથે તેમણે તેમના સ્વભાવ ઉપરનો કાબુ ખોયો ન હતો. તે સત્યપંથે ચાલનારાં ઉદ્યોગી સ્ત્રી હતાં. મોટાઈ શું છે તે જાણતાં જ નહિ. ડાયરી રાખી તેમનું કામ નિયમસર કરતાં. શરીર સંસારમાં સેવા કરવાનું સાધન છે એમ સમજી તેની બરાબર સંભાળ રાખતાં. સારો પુષ્ટિકારક ખોરાક લેવો, શરીરે તેલ ચોળાવવું, તથા તેને આરામ આપવો એ સારી પેઠે સમજતાં. તેમની તંદુરસ્તી નરમ થતી જવા લાગી ત્યારે સેવા સારૂ બહાર એકેક દિવસને અંતરે નીકળતાં. તેઓ મળતાવડાં હતાં; ચાકર માણસ

પણ તેમને ઘણું વ્હાતાં હતાં. હિમ્મતવાળાં સ્ત્રી હતાં, કોઈ તેમને વાસ્તે કાંઈ ટીકા કરતાં તો તે સાંભળી વેર લેવું તે તો સમઝતાં જ નહિ. પરંતુ ઉલટાં તે બોલનાર તરફ વધારે પ્રીતિથી કામ લેતાં. એકલપેટાં ન હતાં. કાંઈ પણ સારી ચીજ પારકાંને ખવડાવ્યા વિના ખાતાં નહિ. જ્યારે જ્યારે ઘેર કાંઈ પણ નવાઈની વસ્તુ કરાવતાં ત્યારે ત્યારે તેમના બ્રાહ્મણ સાથે મારે ત્યાં મોકલતાં. અથાણાં, પાપડ વગેરે જાતે કરતાં તથા તેમના બધી કોમોના અંગત મિત્રોને ત્યાં તે મોકલતાં. બીનસ્વાર્થી સેવા જ ખરી સેવા છે એમ જાણીને દુઃખીનાં દુઃખ દૂર કરતાં અને તે પણ એવી કળવકળથી કે મદદ મેળવનાર મનુષ્યને મદદ મળી છે એમ મુદ્દલ ભાસતું જ નહિ. ગુપ્ત દાન ઘણું કરતાં; અને તે પણ દાન લેનારનું સ્વમાન જળવાય તેવી રીતે બારીકાઈથી તપાસ કરી ખરી દયાની દેવી મુજબ ગરીબોની સાથે વર્તીને જ કરતાં. મનમાં ધાર્યું કામ સંકટો વેઠીને પણ પાર ઉતારતાં. દરેક કાર્યમાં 'ઉતાવળા સો બ્હાવરા, ધીરા સો ગંભીર ' એ ન્યાય મુજબ વર્તતાં. જેવું પોતાને લાગે તેવું જ પારકાંને લાગે એવું સમજી દરેક જણ સાથે પુખ્ત વિચાર કરી અને ગંભીરાઈથી જ કામ કરતાં. ખોડવાળાં મનુષ્યોને તરછોડતાં નહિ; પણ માયાળુપણે તે મનુષ્યને સ્નેહથી વ્હાઈ તેની ખોડને વખોડી તેનો દુર્ગુણ તેનાથી કેમ ત્યજી દઈ શકાય તે સારૂ તેને બધી રીતે ઉત્તેજન આપતાં. મનુષ્ય-માત્રમાં અને ખાસ કરીને સ્ત્રીઓમાં સૌન્દર્ય તથા શૃંગાર સજવાની જે કળા હોય છે તેનો કેટલીક સ્ત્રીઓ દુરુપયોગ કરે છે અને તેથી તેઓ પાયમાલ થાય છે એ સારી પેઠે જાણી તે વર્તતાં હતાં. સારી સ્થિતિની સ્ત્રીઓનું અનુકરણ કરીને જ બીજી સ્ત્રીઓ તેમનું વર્તન રાખે છે માટે સારી સ્થિતિની સ્ત્રીઓ ઉપર શી શી જવાબદારીઓ છે તેનું તેમને યથાર્થ ભાન હતું. સ્વ. જમનાબ્હેન કાંઈ ઘણાં ભણેલાં હતાં નહિ. પણ તે સાદી સમજથી ભર-પૂર હતાં. સંસારમાં સર્વ સાથે નાનપણાથી તે પ્રૌઢાવસ્થા પર્યંત તેમણે ઉઘાડી આંખે ખુલ્લા કાને અને શુદ્ધ બુદ્ધિએ અવલોકન કરી અનુભવ મેળવ્યો હતો. અને તે અનુભવ તેમને તેમના જાહેર જીવનમાં ઘણો ઉપયોગી નીવડ્યો હતો. તેમને મોટી મોટી વાતો કરતાં આવડતી ન હોતી પણ અનુભવ પ્રમાણે કામ સિદ્ધ કરી આપી બીજાંને તેમ કરવા ઉશ્કેરતાં. અનુભવનું જ્ઞાન સર્વ જ્ઞાન કરતાં ઉત્તમ છે; કેવળ પોપટિયું જ્ઞાન કંઈ કામમાં આવતું નથી. જ્ઞાનની સાથે અનુભવની એટલી બધી અપેક્ષા છે કે તેના વિના જ્ઞાન ઘણી વાર લુલું થઈ પડે છે. આ નિયમ સ્વ. જમનાબ્હેને સારી રીતે આપણને બતાવી આપ્યો હતો. સ્વ. જમનાબ્હેન શુદ્ધ સદ્‌વૃત્તિનાં સ્ત્રી હતાં તેઓ પારકાના દુઃખે દુઃખી થતાં અને પારકાંના સુખે સુખી થતાં. નાત જાત, દેશ પરદેશ, ગુણ અવગુણ કશું વિચારતાં નહિ, પરંતુ જ્યાં દુઃખ જોતાં ત્યાં ઉદારતાથી તે દૂર કરતાં. આ આચરણ તેમના મનની ઉદારતાને જ આભારી હતું. તેઓ ખોડખાંપણ ઉપર લક્ષ ન આપતાં, સામાના સદ્‌ગુણ જ ધ્યાનમાં રાખતાં; અને તેથી જ તેઓ તેમનો સ્નેહ વિસ્તારી શક્યાં હતાં. આ ઉદારતા સાથે તેઓ બીજાસાથે ન્યાયથી વર્તતાં હતાં. બધાં ઉપર સમાન દૃષ્ટિથી જોતાં હતાં અને તેથી જ આપણી આગળ સ્નેહભાવના નમુનારૂપ થયાં હતાં. આ મુજબ તેમનામાં સત્યનિષ્ઠા, ઉદારતા, ન્યાય અને દયામય સ્નેહની સદ્‌વૃત્તિઓએ વાસ કર્યો હતો અને તે તેમણે તેમના ગૃહ તથા જાહેર જીવનમાં અમલમાં મૂકી હતી તેથી તેમની શુદ્ધ વૃત્તિઓને લીધે ઐતિહાસિક સ્ત્રીઓની સાથે મૂકાવા જેટલી જ નામના મેળવી શક્યાં હતાં. સ્વ. જમનાબ્હેન ઉત્તમ પ્રકારની પ્રવૃત્તિવાળાં બાઈ હતાં. ધર્મબુદ્ધિથી સંસા-રમાં તેમ જ જનસમાજમાં તેમની સ્થિતિમાં જ રહી પરમાર્થ કેમ કરવો તેનું હરહમેશ ચિંતન કરી અમલ કરતાં હતાં. સર્વવ્યાપી આત્મા સર્વ એક જ છે એમ જાણી ખરાં પુણ્યનાં કામો લાભની આશા વગર કરતાં અને તેનો બદલો ફરજ બજાવ્યા પછી જે મન તથા

હૃદયમાં આનંદ પ્રગટ થાય છે તેમાં જ માની લેતાં. આથી તેઓ ખરૂં સુખ અનુભવતાં અને એવી રીતે અનુભવવું એ જ મનુષ્ય માત્રના જીવિતનો હેતુ છે એમ સત્યપણે માનતાં. સ્વ. જમનાબ્હેનને નાનપણથી જ સત્સંગનો લાભ મળ્યો હતો અને પરિણામે તેઓ પાપકર્મથી દૂર રહેવા પામ્યાં હતાં તેટલું જ નહિ, પરંતુ સત્કાર્યો કરવા તરફ પ્રેરાયાં હતાં. સ્વ. જમનાબ્હેનનો સ્વભાવ એવો હતો કે તે જ્યાં જતાં ત્યાં તેમની આસપાસ આનંદનાં કિરણો ફેલાવતાં. તેઓ સંતોષી, ધૈર્યવાન, અને શાંતિ ફેલાવનાર સ્ત્રી હતાં. આથી હમેશાં પોતે પ્રસન્ન રહી બીજાની ખુશામત કર્યાં વગર યોગ્ય નમ્રતાથી સર્વ પ્રસન્ન રહે એવી રીતનું વર્તન રાખતાં હતાં. પંડ ઉપર જ આધાર રાખતાં હતાં. ભલું કરવા તત્પર રહેતાં, અને તેમનો અમૂલ્ય દાખલો આપી બીજાંને તેમ કરવા પ્રેરતાં, પણ બીજાં ન કરે તો પોતે તો ભલું કરવામાં બિલકુલ પછાત પડતાં નહિ. હરહમેશ આત્મનિરીક્ષણ કરતાં. સારાસારનો વિવેક કરી સારૂં કરવાનો અને નઠારૂં ત્યજવાનો ઠરાવ કરી તે અમલમાં મૂકતાં. મન, શરીર કે વાણીને સંયમથી સીધાં ચલાવતાં હતાં. સ્વ. જમનાબ્હેનમાં કંઈ અલૌકિક બુદ્ધિ ન હતી, પણ સાધારણ બુદ્ધિશાલી સ્ત્રી હતાં. તેમણે યુનિવર્સિટીની ડીગ્રીઓ કંઈ મેળવી ન હતી તે છતાં પણ તેઓ આટલું બધુ લોકોપયોગી કાર્ય કરી શક્યાં તે જોઈ આપણને આશ્ચર્ય લાગે એ સ્વાભાવિક છે. પણ જેઓ જાણે છે કે ચારિત્ર્યને જ્ઞાનના વૈભવ સાથે કાંઈ સંબંધ નથી તે લોકોને તો અજાયબી લાગશે નહિ. આપણે સર્વેએ જાણવું જરૂરનું છે કે જીવનને સુખી બનાવવામાં બુદ્ધિ કરતાં સારા લક્ષણનો હાથ વધારે હોય છે, તેથી કરીને આપણા સ્વભાવની પરોપકારશીલ વૃત્તિઓને કેળવવી એ નૈતિક શિક્ષણનો પ્રથમ પાયો છે એટલું જ નહિ, પણ વ્યવહારિક ડહાપણનો પણ માર્ગ છે. ઘણી સ્ત્રીઓને બુદ્ધિનો વિકાસ કરવા માટેનાં આવશ્યક દ્રવ્ય અને ફુરસદ મળી શકતાં નથી, પણ યોગ્ય પ્રમાણમાં સ્વાર્થત્યાગ કરતાં આપણે શીખવું એ દરેક સ્ત્રીથી બની શકે તેવું છે એ સ્વ. જમનાબ્હેનના જીવન ઉપરથી આપણને દૃષ્ટિગોચર થાય છે. દુનિયાદારીમાં સફળ થવાનો આધાર બુદ્ધિ અને સંપત્તિ કરતાં સદ્વર્તન ઉપર વધારે રહેલો છે એ વાક્ય દરેક મનુષ્યે હૃદય ઉપર કોતરી રાખવું જોઈએ. સ્વ. જમનાબ્હેન તેમના વિનયથી જ લોકોને વશ કરતાં હતાં. તેમના ચ્હેરા ઉપર કંઈક અલૌકિક તેજ દેદીપ્યમાન થતું હતું. તેમની કોમળ, ભવ્ય આંખોમાંથી અમીદૃષ્ટિનો સતત પ્રવાહ વહેતો. તેઓ આનંદી તથા સંતોષી હોઈ તેમના હસતે મુખે આપણને વશ કરી લેતાં. તેમને પરમેશ્વરે ખૂબસુરતી અર્પણ કરી ન હોતી પણ એમની ખૂબસુરતી એક પ્રસિદ્ધ લેખક લખે છે તે મુજબ નીચે પ્રમાણે હતી.

Her beauty being the inner and subtle charm of spirit which grows with age, lighting the paling cheek with glory and mantling the shrinking form with dignity.

વય સાથે વધતી આત્માની આંતર અને અદશ્ય ચારૂતા નિસ્તેજ મુખ ઉપર પ્રકાશ ફેંકતી અને કંપતા દેહને ગૌરવાન્વિત કરતી.

સ્વ. જમનાબ્હેનના સ્વભાવમાં મીઠાશ, આત્મામાં પવિત્રતા અને શરીરમાં તેજસ્વીપણું હતું અને તેથી જ કરીને તેઓ તેમની ધારેલી મુરાદો સહેલાઈથી પાર પાડી શકતાં. નવીન વિચારો ધરનાર લેખક ક્રિશ્ચિઅન ડી લાર્સને જે લખ્યું છે કે

It is not only what we think or say or do, but also how we look, that determines our value to the race.

Christian D. Laron.

માનવજાતિને આપણી ઉપયોગિતા, આપણે શું વિચારીએ છિએ, બોલીએ છિએ કે કરીએ છિએ તે ઉપરથી જ નહિ, પરંતુ આપણે કેવા દેખાઈએ છિએ તેથી જણાય છે.

એ સત્ય જ છે. આ મુજબ સ્વ. જમનાબ્હેન તેમના દેખાવથી, તેમના વિચારોથી, તેમના બોલોથી તેમ જ તેમનાં સુકૃત્યોથી દેશસેવામાં તેમનું જીવન ગાળી આ દુનિયામાં તેમનું સાર્થક કરી તેમનો આત્મા તેમના કિર્તાર આગળ નીચે મુજબ બોલી સ્વાધીન કર્યો છે એમ વ્યાજબી રીતે કહી શકીશું. "મેં મારી જીંદગીમાં સેવા કરી છે અને ચાહ્યું છે. જેમને મેં ચાહ્યાં તેમને માટે હું જીવી છું, જેમને મેં ચાહ્યાં તેમની મેં સેવાચાકરી કરી છે; અને જેમને માટે સેવામહેનત કરી છે તેમને મેં ચાહ્યાં છે. હે પ્રભો! તેં અર્પણ કરેલી બધી બક્ષિસોનો મારી અલ્પમતિ તથા શક્તિ મુજબ તથા મને મળેલી તક મુજબ મેં તેનો સદુપયોગ કર્યો છે."

પ્રભુ આ સાંભળી તેમને જવાબમાં કહે છે કે "ધન્ય મારી પુત્રી! ત્હેં તારૂં જીવન સફળ કર્યું છે." આમ બન્યું હશે એમ માનવાને આપણને તેમના જીવન ઉપરથી સબળ કારણ મળે છે.

સ્વ. જમનાબ્હેન આપણી ગુજરાતી હિન્દુ કોમના સમસ્ત સ્ત્રીવર્ગનાં ફુલ હતાં. આપણી કોમની ઉચ્ચ અભિલાષાઓની તથા ઉદ્દેશોની સાક્ષાત્ સ્વ. જમનામૈયા મૂર્ત્તિ હતાં. જે પ્રમાણે

Into the flower the whole life of the plant condenses itself; life of roots and, trunk and stem, of branch and leaf and bud; and the character of the production that goes on among the toilers in the dark ground, of the trade that plies busily along the veins, comes forth in the gay and gorgeous flower.

વૃક્ષનું સમગ્ર જીવન તેના પુષ્પમાં જણાય છે. મૂલનું, થડનું, શાખાનું, ઉપશાખાનું, પાંદડાનું અને અંકુરનું જીવન, ભૂગર્ભમાં તેના વિવિધ વિભાગોમાં વ્યાપારની ઉત્પત્તિનું લક્ષણ, આનંદી અને મનોહર પુષ્પમાં પ્રકટે છે.

તે મુજબ આપણી આખી ગુજરાતી કોમની સ્ત્રીઓ પરત્વેની મહેનતનું ફળ એ આપણાં સ્વ. જમનાબ્હેન જ હતાં.

Fine thoughts are wealth, for the right use of which men are and ought to be accountable,

If not to Thee, to those they influence. Bailey.

સુવિચાર એ સંપત્તિ છે, જેના સદુપયોગ માટે માણસો જવાબદાર છે અને હોવાં જોઇએ—જો ત્હને નહિ તો જેમના ઉપર એ અધિકાર ભોગવે છે તેમને. બેલી.

વિચારનો અમર પ્રવાહ વહે છે, તેમાં ન્હાઈ આપણે પણ તેનું આચમન કરીએ તો આપણો આત્મા પવિત્ર થાય.

"વિચારની એક શક્તિ છે કે તે નવી સૃષ્ટિ કરી શકે છે, અને તે સૃષ્ટિના આનંદમાં પોતાના ભક્તને અનંત સુખ ભોગવાવે છે.

"આપણને જેટલા વિચારો થાય તેટલા પૂરેપૂરા અમલમાં આવી શકતા નથી, કેટલાક તો સમૂળગા અમલમાં આવતા નથી. પરંતુ તેટલા માટે ઉત્તમ વિચારોનો સંગ્રહ કરતાં અટકવાની જરૂર નથી. કેમ કે વિચાર છે તે અમર છે એટલે તેનું ફળ જ્યારે ત્યારે પણ થશે. વિચાર નક્કી કરી તેને પ્રત્યક્ષ કરવા મથવું એમાં જ કીર્ત્તિ છે, અને જે ઉત્તમ પ્રવૃત્તિ છે તેનું ફળ મળે તેમાં નથી. માટે વિચારોને ઉત્તમ માર્ગે ચઢાવી સંગ્રહી રાખવાની સર્વેએ કાળજી રાખવી."

મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

No amount of eloquent denuciation of the tyranny of man, of brilliant declamation upon the capacities of woman, will advance her domain one inch. But every foot she conquers by mastering thought and forceful life, she will hold. Not by babblement of press or platfrom upon woman's rights, but by noiseless demonstration in deedful lives of woman's rights will the battle be won.

R. Heber Newton.

પુરૂષોના જુલમ સ્હામે પોકાર કરીને અથવા તો પોતાની શક્તિઓ માટે મ્હોટી વાતો કરીને સ્ત્રીઓ પોતાની પ્રગતિ સાધી શકશે નહિ. વિચારપૂર્વક સક્રિય જીવન ગાળવાથી ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરશે અને દઢતાથી સાચવી શકાશે. વર્તમાનપત્રોમાં પોકાર કરવાથી કે સભાઓમાં ભાષણો કરવાથી નહિ, પરંતુ કર્તવ્યમય જીવન ગાળવાથી જ ત્હેમનો વિજય થશે.

( ૧૦ )

પ્રિય વાચકવર્ગ! ટુંકમાં મેં તમારી સમક્ષ સ્વ. જમનાબ્હેનનું સમગ્ર ચરિત્ર મારા અનુભવ મુજબ રજુ કર્યું છે, અને તે ઉપરથી આપની ખાત્રી થઈ હશે કે સ્વ. જમનાબ્હેન ખરેખર ગુજરાતનાં એક અમૂલ્ય રત્ન જ હતાં. આપણે અત્યાર સુધી તેમનું જાહેર જીવન, ગૃહજીવન, તેમના વિચારો, તેમના સદ્‌ગુણો જોયાં. આ બધા સારૂ કુશળતા તથા ઉચ્ચ ભાવનાઓ તેમનામાં કેવી રીતે જન્મ પામ્યાં તે સારૂ સ્વાભાવિક રીતે આ લેખના વાંચનારાઓ પ્રશ્ન કરશે અને તે જ મુજબ મારા એક મિત્રે સ્વ. જમનાબ્હેન સંબંધે તેમનો લેખ લખી મોકલતાં મને પૂછ્યું હતું, પણ તે વખતે મેં એ સંબંધે પુરતો વિચાર કર્યો ન હતો તેથી હું તે મિત્રની જીજ્ઞાસા પુરતી રીતે સમાધાન કરી શક્યો નહિ; પણ આ જીજ્ઞાસા માત્ર તેમની જ નહિ પણ દરેક ગુજરાતી ભાઈબ્હેનની થાય તો તેમાં આશ્ચર્ય નથી. માટે તેને મારા બનતા પ્રયાસથી સંતોષ આપી મને કાંઈ આનંદ પ્રાપ્ત થાય એટલું જ નહિ પણ મને સાથેલાગો મારી મહેનતનો બદલો મળે.

મારા વિચાર મુજબ સ્વ. જમનાબ્હેનની જીંદગીની ફતેહનાં ઘણાં કારણો છે. પરંતુ આ સર્વ કારણોમાંથી જીંદગીની ફતેહની ચાવી શોધી કાઢવા હું શક્તિમાન થાઉં તો જ હું તેમની જીંદગીનું રહસ્ય સમજ્યો છું એમ ગણાય. માટે જ સ્વ. જમનાબ્હેનના ચારિત્ર્યની ખરી ચાવી શોધી કાઢવા સારૂ આપણે એ સાધ્વી સ્ત્રીનો ઉચ્ચ આશય શો હતો તે જાણવું મહા અગત્યનું છે.

Choose carefully your work and put all the time and thought you can give into its wise development; and it will grow around you as fast as you grow up within it. Concentrate the energies of your being into this work, and your powers will enlarge in unsuspected fulness and mature some blessed mission, seeding down earth with richer life. Till well the corner of the Master's estate where you are placed, and He, whose eye is on all His workers, will call you to such larger field as you are fit to manage; and you will hear His voice "Well done, good and faithful servant, enter thou into the joy of thy Lord; thou hast been faithful over a few things, I will make thee ruler over many things."

તમારૂં કાર્ય સંભાળપૂર્વક પસંદ કરો, અને ત્હેના વિકાસ માટે ત્હમારો સર્વ સમય અને વિચાર રોકો. તમે જેમ જેમ એમાં નિપુણ થતા જશો તેમ તેમ એ તમારૂં બનશે. તમારા જીવનની સર્વ શક્તિઓ આ કાર્યમાં પ્રેરો, તેથી તે અણધારી રીતે વિકસશે, કોઈ પવિત્ર ઉદ્દેશ સિદ્ધ થશે

અને ઉચ્ચતર જીવનનાં બીજ રોપાશે. પ્રભુએ દીધેલું ક્ષેત્ર બરાબર ખેડો અને જો લાયક હશો તો તમને તે મ્હોટાં ક્ષેત્રની વ્યવસ્થા કરવાનો પ્રસંગ દેશે. ત્હમારા અંતરમાં એનો ધન્યશબ્દ સંભળાશે કે—મ્હારા નિષ્ઠ ભક્ત, પ્રભુનું આનંદસ્વરૂપ ત્હને પ્રાપ્ત થશે. તું ત્હારા નિર્મિત કાર્યમાં એકનિષ્ઠ રહ્યો તો ત્હને વિશાલ કાર્ય કરવાનો અધિકાર મળશે.

Every advance that has been gained for the sex has been wrought by the women who feeling the call of an inward gift to some special work have quietly accepted their vocation, patiently and thoroughly trained for their duties, bravely taken their pioneer position in the face of social prejudice, and strengthfully held them in vigour of thought and work.

કોઈ નિર્મિત કાર્ય માટે અંતરની પ્રેરણા થતાં તે સ્વીકારી, તેના નિર્વાહ માટે ધૈર્યથી સર્વ રીતે નિપુણ બની, રૂઢિબંધનોની પ્રતિકૂલતાની નિર્ભયતાથી અવગણના કરી, વિચાર અને કાર્યશક્તિના બલથી સ્ત્રીઓએ જ પોતાની આટલી પ્રગતિ સાધી છે.

૧. આપણે ૨૦ મી સદીમાં વિચારનું મહત્ત્વ જાણવું જોઇયે, અને કેટલેક અંશે જાણીએ પણ છિએ. માણસના મનમાં એક દૃઢ નિશ્ચય થયો તો તે માણસ તેની આખી જીંદગીમાં દરેક પ્રસંગે દરેક સમયમાં તે વિચારને અનુસરીને જ ચાલશે. ઉત્તમ સ્ત્રીપુરુષોનાં જન્મ-ચરિત્રોનો અભ્યાસ કરવાથી આપણને માલમ પડે છે કે ઉત્તમમાં ઉત્તમ વૃત્તિ ઉત્તમમાં ઉત્તમ અમર કીર્ત્તિ, તેમના ઉચ્ચાશયને વળગી રહેવાથી જ પેદા થયેલી છે. દાખલા તરીકે રાજા હરિશ્ચંદ્ર સત્ય જ સર્વસ્વ છે, સત્ય તે જ ખરો ધર્મ છે, એમ સમજી તે ઉગ્ર વિચારને પ્રત્યક્ષ કરવામાં જ તેમનું જીવન ગાળી અચળ કીર્ત્તિવંત થયા. તે જ મુજબ દરેક વ્યક્તિના પ્રસંગમાં બને છે. દરેક મનુષ્ય એકેક વિચારને પ્રત્યક્ષ કરવા પ્રયાસ કરે છે, અને એમ જગતને સુખ કરી આપી અમરપણું ભોગવે છે. આવો કયો વિચાર અથવા ઉચ્ચ આશય સ્વ. જમનાબ્હેનનો હતો અને જેને તેણે વળગીને પોતાની આખી જીંદગી ગાળી? **આગળ હું જણાવી ગયો છું તેમ તે ઉચ્ચ આશય બીજો કોઈ નહિ પણ દેશસેવાનો જ હતો;** અને તે દેશસેવા પણ ખાસ કરીને સ્ત્રીઓની ઉન્નતિદ્વારા જ કરવી એ પણ તેમનો દૃઢ નિશ્ચય હતો. આ વિચારથી જ એમનો આત્મા રંગાયેલો હતો, અને આ જ વિચાર તેમની જાહેર જીંદગીનાં છેવટનાં તેર વર્ષમાં કરેલા દરેક કાર્યમાં ખુલ્લો દેખાઈ આવતો હતો. આ જ ઉચ્ચ આશયે તેમના સર્વ સદ્ગુણોને સરસ રીતે ખીલવ્યા હતા; અને આને જ લીધે સાધારણ કેલવણી લીધેલી સ્ત્રી એક વિલક્ષણ બુદ્ધિવાળી સ્ત્રીના જેવું જ પરાક્રમ કરી બતાવવા ભાગ્યશાળી નીવડી. આ જ સ્વ. જમનાબ્હેનનું Life-work—vocation—Mission—અર્થાત્ જીવન કાર્ય–પવિત્ર આશય અને મહાન કાર્ય હતું. આ દીક્ષા સ્વ. જમનાબ્હેને આઠ વર્ષ પર શેઠ દાદાભાઈની ૮૪ મી જયંતી વખતે લીધી. આ દીક્ષા મુજબ અમલ કરવા તેમણે તન મન અને ધન, પ્રભુને તેમની જવાબદારી સમજી અર્પણ કીધાં અને તેમની આખી જીંદગી પણ ઈશ્વરાર્પણ કીધી.

The fire which draws the halo round the brow of every heroic saintly soul of earth.

પૃથ્વીના પરાક્રમશાલી દિવ્ય આત્માની આસપાસ પ્રકાશતી પ્રતિભા તેના તે પણ આ જ ઉચ્ચાશયને નીચે મુખ ઉપર હતી.

તે પણ આ ઉચ્ચ આશય હતો; પ્રખ્યાત ફ્લૉરેન્સ નાઈટિંગેલ જીંદગીનો ઉચ્ચ

આશય શોધતી હતી તે તેણે નાનપણમાં એક કાગળમાં નીચે મુજબ લખ્યું હતું તે ઉપરથી માલમ પડે છે.

"I want a life-work to employ the faculties God has given me. They are not many nor great, but they are His gifts, and I desire to direct them to His service."

ઈશ્વરદત્ત શક્તિઓના ઉપયોગ માટે મ્હારે જીવન કાર્ય જોઈએ છીએ. તેઓ ઘણી નથી કે મ્હોટી નથી, પરંતુ ત્હેની દીધેલી છે અને હું ત્હેની સેવામાં અર્પણ કરીશ.

તે જ મુજબ સ્વ. જમનાબ્હેન સન ૧૯૦૩ માં ગુજરાતી હિંદુસ્ત્રીમંડળ સ્થપાયું ત્યારથી તે સ. ૧૯૦૭ સુધી શોધતાં હતાં. તે તેમને શેઠ દાદાભાઈની ૮૪ મી જયંતીએ હાથ આવ્યું; તેથી સેવા સદનની સંસ્થા સ્થપાઈ શેઠ પુરુષોત્તદાસ ઠાકોરદાસે મંડળમાં ભાષણ આપી સ્વ. જમનાબ્હેનને મંડળમાં જોડાવા પ્રેર્યાં, તે સેવાસદનમાં જોડાયાં, તેનાં ઑનરરી સેક્રેટરી થયાં પછી એક ઉપ–પ્રમુખ થયાં અને તેમનો ઉચ્ચ આશય પાર પાડવામાં જ તેમની જીંદગી પૂર્ણ કરી. એમ કહેવામાં આવે છે કેઃ—

Angelical power and honor through angelical dispositions and actions–this is the destiny the age holds out before womanhood.

દિવ્ય સ્વભાવ અને કાર્યથી દિવ્ય સત્તા અને પ્રતિષ્ઠા સ્ત્રીઓ પ્રાપ્ત કરે એ આ યુગનો આદેશ છે.

એ આપણા દેશને માટે સત્ય ન હતું તે પણ હવે વખત જતાં પારમાર્થિક સ્ત્રી–સંસ્થાઓ ઉઘડી છે એટલે અંતે આપણા દેશને માટે આ વાક્ય સત્ય જ નીવડશે એમ હું આશા રાખું છું.

આ સ્વ. જમનાબ્હેનની જીંદગીની ફતેહની Master-key મુખ્ય ચાવી આપણને મળી એટલે હવે આપણે તેમની જીજ્ઞાસા ઘણી સહેલાઈથી પૂર્ણ કરી શકીશું.

૨. સ્વ. જમનાબ્હેનના જીવનની ફતેહનું બીજું કારણ એ હતું કે તેમણે જીંદગી ઈશ્વરાર્પણ કરી હતી. ખરૂં ઈશ્વરાર્પણ કોને કહેવાય તે મારા મિત્ર રા. રા. અમૃતલાલ પઢિયારે ઘણા સુંદર શબ્દોમાં સમજાવ્યું છે. તેઓ 'સંસારમાં સ્વર્ગ'માં આ સમજાવતાં લખે છે કે "જીંદગીની દરેક પળમાં ઈશ્વરને આપણા હૃદયમાં ધારણ કરીને દરેક ક્ષણે તેનું સ્મરણ કરીને, દરેક પળે તેની દૃષ્ટિ સામે જોઈને, આપણે આપણાપણું ભૂલી જઈને, તન્મય થઈને, પૂર્ણ પ્રેમથી, શુદ્ધ ભાવનાથી રસમય થઈને, ઈશ્વરી હિતમાંથી હિત લઈને, હિતને ખાતર જ હિતનાં દરેક કર્મો કરવાં, અને તેના ફલની આકાંક્ષા રાખવી નહિ એનું જ નામ ખરૂં ઈશ્વરાર્પણ છે. કર્મો અર્પણ કરવાની સાથે આપણે પોતે પણ ઈશ્વરને અર્પણ થવું જોઇએ. એમ થવું, એનું જ નામ ખરૂં ઈશ્વરાર્પણ છે."

૩. સ્વ. જમનાબ્હેનના આચારમાં શરીર, મન અને વાણી ત્રણે એકસરખી રીતે સાથે જ ચાલતાં. તે શરીર સ્વચ્છ રાખતાં, સૌભાગ્યના ચિહ્ન તરીકે હમેશવાળી પહેરતાં, ચાંલ્લો કરતાં, ટકાઉ મલાજાવાળાં એક પ્રૌઢ વયની સ્ત્રીને શોભે તેવી મોટી કોરની સાડી પહેરતાં, ચોળી પણ મલાજો જળવાય તેવી પહેરતાં. શરીરે શાલ ઓઢતાં અને હાથમાં હાલના જમાનાની ધર્માદા બૅગ લઈ ફરતાં. ગવર્નમેંટ હાઉસની પરદા પાર્ટીમાં જતાં ત્યાં પણ એ જ પહેરવેશ. પહેરવેશ સંબંધી જેમણે સ્વ. જમનાબ્હેનને પ્રત્યક્ષ નહિ જોયાં હોય તેઓ પણ આ અંકમાં તેમની સૌભાગ્યાવસ્થાની જે છબી આપી છે તેપરથી જોઈ શકશે કે તે કેવાં કપડાં પહેરતાં હતાં. પહેરવેશ સંબંધી એક લેખક કહે કે

The dress of the woman of a nation becomes an index of the people's culture. Know fully the dress of a people and you can measure its civilization,

એક રાષ્ટ્રની સ્ત્રીના પ્હેરવેશ ઉપરથી તેની સંસ્કૃતિ જણાય છે. એક પ્રજાના પ્હેરવેશનો અભ્યાસ કરો અને ત્હમે તેની સંસ્કૃતિ જાણી શકશો.

સ્વ. જમનાબ્હેને વારંવાર ફૅશન સંબંધી સ્ત્રીઓ અને પુરુષોને શીખામણ આપી છે એટલું જ નહિ, પણ એ પ્રમાણે પોતે વર્ત્યાં છે. આગળ આપણે કહી ગયા છીએ કે તેઓ તેમના શરીરથી બેમાલમપણે આપણા પર ઘણી સારી અસર કરતાં હતાં. આ વખતે જાણીતા મારા સાક્ષર મિત્ર પ્રો. કાન્તિલાલે સ્વ. જમનાબ્હેનને દુષ્કાળપીડિત મનુષ્યોને મદદ આપતાં નડીઆદ આગળ જોયાં તે વખતે તેમના મગજ ઉપર કેવી અસર થઈ હતી તે તેઓ ઘણી સુન્દર ભાષામાં વર્ણવે છે માટે તેમના જ શબ્દો વાપરી તમારી ખાત્રી કરી આપું છું. " ગુજરાત કાઠીયાવાડમાં છેલ્લો ભયંકર દુષ્કાળ પડ્યો ત્યારે જમનાબ્હેન વિગેરે જે સન્નારીઓ ગુપ્તદાન આપવા નીકળ્યાં હતાં તેમને રંક દુઃખીયા લોકોએ સાક્ષાત્ અન્નપૂર્ણા તરીકે જ વધાવી લીધાં હતાં. તેવા એક પ્રસંગમાં નડીઆદમાં જ જમનાબ્હેનના દર્શનનો લાભ મને મળ્યો હતો, અને એક હિંદુ માતાને શોભે એવા ધર્મના આવેશથી ઉભરાતી, નમ્ર પવિત્ર છતાં તેજસ્વિની એવી એમની આકૃતિએ મારા હૃદયને અનેરો ઉલ્લાસ આપ્યો હતો, અને માતૃદેવીના એક વિરલ દર્શનથી મારા હૃદયને ભક્તિ રેલથી ન્હવરાવ્યું હતું. " મનસંબંધી આપણે કહી ગયા છીએ તેમ સ્વ. જમનાબ્હેનને હરહમેશ સત્સંગ હતો. તે હમેશાં તેમની મધુર મીઠી વાણીથી જેમના પ્રસંગમાં આવતાં તેમનું મન જીતી લેતાં હતાં. એક ઉત્સાહી સ્ત્રીમિત્ર મને વારંવાર કહે છે કે સ્વ. જમનાબ્હેનની વાણીમાં ઘણી મીઠાશ હતી અને તે એવી હતી કે પ્રમુખપદેથી કડવી શિખામણ દેતાં તે પણ સાંભળનારને મીઠી લાગતી. તે કોઈનું મન દુઃખવતાં નહિ. તેમણે તેમના એક ભાષણમાં જે નીચે મુજબનું કહ્યું છે તે જ મુજબ વર્તતાં હતાં. " ક્રોધ, ઈર્ષ્યા, અને અહંકારનાં વાકયો નહિ કાઢતાં, ક્ષમા, દયા અને ધીરજની વાણીએ સ્નેહીઓ, અને સખીયો સાથે શાંત વૃત્તિએ વાતચિત કરવાનો અભ્યાસ રાખવો. નિર્ધન અને દુઃખી માણસનો કોઈપણ કાળે ધિક્કારથી તિરસ્કાર કરવાનો ત્યાગ કરી, તેમની સ્થિતિ સુધારવાના ઉપાયો બતાવી સુખી કરવાં " કોઈનું મન દુઃખવતાં નહિ. વગર વિચારે એકપણ બોલ મેં તેમના મોંએથી સાંભળ્યો નથી. બોલવામાં ઠાવકાપણું સાચવતાં. કોઈ વખતે તેમના વિચારમાં ભૂલ હોય તે બતાવતાં તરત કબૂલ કરતાં. તેઓ શું બોલવું, કેમ બોલવું, ક્યારે બોલવું, અને ક્યાં બોલવું એ હુન્નર સારી પેઠે શીખ્યાં હતાં. ગામ ગપાટા કરવાની ટેવ તેમને ન હતી. નિન્દા કરવી, પારકાંની કુથલી કરવી એ ધિક્કારતાં. આ ગુણોથી મંડળના સભાસદો સારી પેઠે વાકેફ છે એટલે વધુ લખવું જરૂરનું નથી.

આમ સ્વ. જમનાબ્હેને બધીરીતે શરીર મન અને વાણી ત્રણેને ઉત્તમ સદ્‌વૃત્તિ બતાવનાર કર્યાં હતાં અને તેથી જ તેઓ લોકોનાં માનીતાં થયાં હતાં અને ગુજરાતની માતા, જમનામૈયા, વિગેરે માનવંતા, લોકોના હૃદયના તરફથી મળેલા, ખેતાબો સંપાદન કરવા ભાગ્યશાળી થયાં હતાં.

૪. તેમનું હૃદયબળ ઘણું જ અલૌકિક હતું તેથી પણ તેઓ પારકાંઓનો ચાહ જીતી લેતાં હતાં. પારસી, મુસલમાન, ઈંગ્રેજી સ્ત્રીઓ પણ તેમની પ્રશંસા કરતાં હતાં. તેનાં મુખ્ય કારણો તેમનું વિશાળ હૃદય અને તેમની ઉદારતા જ હતાં. ભાષાની અડચણને લીધે તે હિંદુસ્તાની તથા ગુજરાતી જે ન સમજતાં તેમનો પણ એવી કુનેહભરેલી રીતે ચાહ મેળવી

હોતાં કે તેમની બીજી બ્હેનો તેમના ગુણથી અતિ આશ્ચર્ય પામતી હતી. સ્નેહ તો એમના રૂવે રૂવાંમાં વાસ કરી રહ્યો હતો. મારો આઠ વર્ષનો છોકરો જ્યારે ગંભીર હાલતમાં મરણ પથારીએ હતો ત્યારે સ્વ. જમનાબ્હેન પથારીવશ હોવા છતાં પણ તરત જ આ વાત સાંભળતાં તેમણે વાલુકેશ્વર મહાદેવમાં રૂદ્રિ કરાવી હતી; અને તે પારકાનાં છોકરાંને પણ પોતાનાં જ છોકરાં ગણતાં એમ પુરવાર કરી આપ્યું હતું. તે નાનાં છોકરાંને ઘણાં વ્હાલાં. મારાં છોકરાંઓને હર હમેશ તેમની જન્મતિથિને દિને તેમને ઘેર બોલાવતાં અને દરેક વખતે તેમને શુભઆશીષ્ આપી રૂપિઆ આપતાં. આ જ મુજબ પોતાનાં અંગત મિત્રોનાં છોકરાંઓ સાથે વર્તતાં. નવી ઓળખાણ થઈ સ્નેહની ગાંઠ બંધાઈ તો યાદગારી સારૂ કંઈ ને કંઈ મિત્રોને ભેટસોગાદ આપતાં. આજ મુજબ ભાવનગર ગયાં ત્યારે ના. મહારાણી નંદકુંવરબાનાં બાળકોને પણ ભેટ આપવા ચૂક્યાં ન હતાં.

૫. મંડળ તરફથી દરવર્ષે દાદાભાઈ જયંતી ઉજવાતી તે દિવસે સવારના મંડળનાં બ્હેનો સાથે બેસાવે જતાં માનપત્ર છટાથી વાંચતાં અને હિંદના દાદાનાં દર્શન કરી આનંદાશ્રુ પાડતાં અને દેશસેવાનો મંત્ર ગોખી, તેને અમલમાં મૂકવા નિશ્ચય કરતાં. આ પ્રમાણે મંડળ તરફથી છેલ્લાં નવ વર્ષ દાદાભાઈ જયંતી ઉજવાવાથી સ્વ. જમનાબ્હેનની જીંદગીને અને તેમની જીંદગી મારફત ગુજરાતના સ્ત્રીત્વને સ્વદેશપ્રેમના જુસ્સાનો નહિ વર્ણવી શકાય તેવો મજબૂત ટેકો મળ્યો છે.

૬. સ્વ. જમનાબ્હેન ખાનદાની કુટુંબમાં ઉછર્યાં હતાં એટલે નાનપણથી જ સારી રીતભાતથી વાકેફ હતાં, એટલે જ એક લક્ષાધિપતિની દીકરી ગરીબ સાસરે રહી ઉત્તમ ગૃહિણી નીવડી શકી હતી. સ્વ. જમનાબ્હેનનાં માતુશ્રી મણિબાઈ તરફથી સદ્‌ગુણોનો એક મોટો વારસો તેમને મળ્યો હતો એમ મેં સાંભળ્યું છે.

સ્વ. જમનાબ્હેનને તેમનો ઉચ્ચ આશય અમલમાં મૂકવા તેમના પતિએ જે સગવડ કરી આપી હતી તે સારૂ તથા ગુજરાતના તમામ પુરૂષવર્ગને જે ઉત્તમ દૃષ્ટાંત શેઠ નગીનદાસ ભક્તિદાસ સક્કાઇએ પૂરૂં પાડયું છે તે સારૂ આપણે તેમના સદાના આભારી રહીશું. મારા ભાઈઓ તેમની સદ્‌ગત શ્રી નગીનદાસ સાથે સરખામણી કરી લે ત્યારે જ તેમને તેમની ખરી કિમ્મત જણાશે. રે. હીબર ન્યુટન નીચે મુજબ અમેરીકન સ્ત્રીઓના સંબંધમાં લખે છે અને તે પ્રખ્યાત નવલકથા લખનાર બાનુ જ્યૉર્જ ઈલિઅટની નવલકથાઓની નાયિકાઓનાં દૃષ્ટાંતો આપી પોતાનો સિદ્ધાંત ખરો છે એમ સિદ્ધ કરી આપે છે. આ સિદ્ધાંત હિંદુ શાસ્ત્રને તદ્દન મળતો આવે છે અને પશ્ચિમ દેશની પ્રજાને હાલમાં યોગ્ય માલમ પડે છે તેથી આપણને આપણા સંસારની ઉત્તમ રીતથી મગરૂર થવાનું કારણ મળે છે. આ સિદ્ધાંત મુજબ સ્વ. જમનાબ્હેન વર્તતાં અને તેથી જ પ્રભુએ તેમને યશ આપ્યો હતો.

The ultimate security for woman's character is to be found in an external law, which, reverently welcomed, loyally obeyed, shall press round her wealth of emotion and mould her richness of feeling into columnar strength and beauty. More than man, who in his stronger reason and maturer conscience is so often a law unto himself, woman needs to be ruled by a reason and conscience outside of her, larger than herself, environing her. She is secure only when mastered by another self in whom the divine will lives; whom she accepts as her pattern; who becomes her conscience, approving and reproving her law, saying unto her: Do this;

her ideal bidding her Follow me. Her life-blessing is in finding her earthly love identify herself thus with her other conscience, become the priest of God to her. Her salvation from the danger which comes when love fails to incarnate the higher life before her is in the discovery of some one who can thus rule her soul.

જેને પૂજ્યભાવથી સત્કારવાથી અને સ્વીકારવાથી હૃદયસમૃદ્ધિ વિશાલ બની ભાવનામયતા શક્તિમતી અને સુંદર બનશે—એવા બાહ્યનિયમમાં સ્ત્રીના ચારિત્ર્યનું અંતિમ સાધ્ય છે. સમર્થ બુદ્ધિ અને અંતઃકરણને લીધે પુરૂષ ઘણીવાર પોતાનો નિયામક બની શકે છે પરંતુ સ્ત્રીને તો પોતાના કરતાં વિશાલ હોય અને નિયામક થઈ શકે એવાં બુદ્ધિ અને અંતઃકરણની વિશેષ આવશ્યકતા છે. જેને તે જીવનસાથી તરીખે સ્વીકારે છે, જેની ઈચ્છાઓ દિવ્ય છે, જે તેનું પ્રેરક અને નિયામક અંતઃકરણ છે, આજ્ઞા કરી જે તેને નિયમ દે છે અને જે અનુકરણીય આદર્શ છે—એવા સ્વામિથી સ્ત્રી નિર્ભય છે. ઈશ્વરનો સંદેશવાહી બની જે સ્ત્રીના અંતઃકરણ સાથે આમ એકરૂપ થઈ શકે છે એવા પ્રેમીને શોધવાથી સ્ત્રી–જીવનની સફલતા છે. ઉચ્ચતર જીવન મૂર્તિમંત કરવામાં જ્યારે પ્રેમ નિષ્ફલ થાય છે ત્યારે આત્માઉપર સામ્રાજ્ય ભોગવી શકે એવા કશાના સ્વામિત્વથી તેનું જીવન સફલ બને છે.

હર્બર ન્યૂટન.

૭. સૌ. કૌમુદી દીવેટીયા અમદાવાદથી સ. ૧૯૧૪ માં લખેછે કે "સ્ત્રીઓ જાહેરમાં આવતી નથી. ભાષણમાં કે સભાઓમાં દેખાતી નથી, અને હજી સ્ત્રીઓ પછાત છે એમ આપણને પુરુષ વર્ગ કહે છે. પણ શ્રી. નગીનદાસની માફક અગવડ વેઠીને નહિ પણ સગવડ છતાં એ કયે દિવસે અને કેટલી અનુકૂળતા પુરુષોએ સ્ત્રીઓને કરી આપી છે, અથવા કરી આપે છે તે તપાસીશું, ત્યારે જ આવાં શુભ કામનું મહત્વ સમજાશે.

"જો જમનાબ્હેનના ગૃહજીવનનું પુસ્તક થાય તો સ્ત્રીઓની ઉન્નતિમાં પુરુષોએ શું કરવાનું બાકી રહ્યું તે ખબર પડે."

સ્વ. જમનાબ્હેને પોતે એક ઉત્તમ પત્ની રહીને જ દેશસેવા કરી પુરુષ વર્ગની શંકાશીલ વર્તણુક પોતાના ભાષણોદ્વારા તથા પોતાનાં સુકૃત્યોદ્વારા વખોડી કાઢી છે. જ્યારે શેઠ નગીનદાસ જેવા પતિઓ ગુજરાતમાં હજારો ઉત્પન્ન થશે ત્યારે જ દેશનો ઉદયકાળ થશે. મુંબાઈમાં ગુજરાતી સ્ત્રીઓની વસ્તી જોતાં ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળનાસભાસદોની સંખ્યા ફક્ત છસોની જ રહે એને પુરુષવર્ગના સાંકડા મનનું પ્રત્યક્ષ પરિણામ હું લેખું છું. આ સ્થિતિનો જલદી અંત આવે તેમાં જ આપણી પોતાની તથા આપણી કોમની શોભા છે.

૮. સ્વ. જમનાબ્હેને તેમને સાસરે પતિના ઉત્તેજનથી તથા તેમના પ્રયાસથી તેમના જ જણાવ્યા મુજબ ઘણી સારી તાલીમ લીધી હતી તેથી જ તેઓ મંડળમાં સારૂં કામ કરવા શક્તિવાન થયાં હતાં. જે સ્ત્રીઓ ગૃહનો કાર્યભાર મૂકી દઈ બ્હાર સ્વાર્થ મોજશોખ માટે કે પારમાર્થિક સેવા સારૂ ફરે છે તે બન્નેમાં નિષ્ફળ નીવડે છે. પણ જે સ્ત્રી ગૃહકાર્યભાર ઉત્તમ રીતિએ ચલાવી પતિની આજ્ઞાથી જનસેવા કરે છે તે જ ઉત્તમ એવા કરી શકે છે, યોગ્યમાન મેળવે છે અને તેને જ જનસેવાના કાર્યમાં ઉત્તમ ફતેહ મળે છે. જે પ્રમાણે કોલેજમાં પ્રીવિઅસ, ઇન્ટરમિડિએટ, બી. એ. વગેરે વર્ગો હોય છે તેમ સ્ત્રી પણ દરેક તબક્કાની તેની ફરજો બજાવી આગળ વધી શકે છે.

૯. સ. ૧૯૦૩ થી ૭ સુધી મંડળને મધ્યબિંદુ ગણી તેમાંથી જ સ્વ. જમના બ્હેને તેમની અસર લોકોમાં ફેલાવી અને ત્યાં દેશસેવાના સંકુચિત માર્ગમાં બ્હોળા વિસ્તારમાં કામ કરવાની લાયકાત મળવા સારૂ શિક્ષણ લીધું અને તેથી પણ તેમની જીંદગી સફળ થઈ તેમ મારૂં માનવું છે.

૧૦. તેમણે ગુજરાતી કેળવણી તે સમયના વખત મુજબ સારી લીધી હતી. ઇંગ્રેજીમાં તેમના પિતાશ્રીથી છુપી રીતે બે જ ચોપડી શીખ્યાં હતાં; પણ નાનપણથી બુદ્ધિશાળી હતાં તેથી તેમના મિત્રવર્ગ અને કુટુંબવર્ગમાં ફરી, અવલોકન કરી, તેમણે પાકો અનુભવ મેળવ્યો હતો તેથી જ તે સેવાસદનનાં એક ઉત્તમ દયાનાં દેવી તરીકે પ્રકાશ્યાં અને દુકાળ વખતે દુ:ખીઓનાં દુ:ખ ઘણી સારી રીતે દૂર કરનારાં થઈ પડ્યાં.

૧૧. સ્વ. જમનાબ્હેને જ્યારે દેશસેવાનું બીડું ઝડપ્યું ત્યારે તેમની ઉમર ૩૭) વર્ષની હતી. તેથી અને તે પ્રસિદ્ધ ખાનદાની કુટુંબનાં હોવાથી જાણીતા ગુજરાતી સર્વ કુટુંબમાં ઓળખાયલાં હોવાથી જ્યારે તેઓ બહાર નીકળ્યાં ત્યારે પુરુષવર્ગ તથા સ્ત્રીવર્ગ તેમની તરફ ભારે આશ્ચર્યથી જોઈ રહ્યો, પણ તેમના તરફ કંઈ પણ ટીકા કરી શક્યો નહિ. કારણ કે સ્વ. જમનાબ્હેને ટીકા કરવાનું કોઈ પણ કારણ તેઓને આપ્યું નહોતું.

૧૨. સ્વ. જમનાબ્હેનનાં પોતાનાં સર્વ છોકરાં ગુજરી ગયાં અને જ્યારે તે બહાર પડ્યાં ત્યારે તેમની બ્હેનનાં છોકરાં જ તેમની પાસે હતાં અને તે પણ તદ્દન નાનાં નહોતાં. આ વાત પણ તેમની સફળતાના એક અંગ તરીકે હું મુકું છું.

૧૩. સ્વ. જમનાબ્હેનની ફતેહનું એક મોટું કારણ તેમનું વ્યક્તિત્વ, Individuality, હતું. તેમનામાં અવર્ણનીય એવી ખૂબી હતી કે જેને ઈંગ્રેજીમાં Charm, મોહિની, કહેવાય છે. આ સદ્‌ગુણ પ્રખ્યાત લેખક પી. એ. સી. બેન્સન નીચે મુજબ વર્ણવે છે.

I mean by charm not a mere superficial gracefulness which can be learned, as good manners are learned, through a certain code of behaviour, but a thing which is the flower and outward sign of a beautiful attitude to life; an eagerness to welcome everything which is fine and fresh and unstained; that turns away the glance from things unlovely and violent and greedy not in a disapproving or a self-righteous spirit, because it is respectable to be shocked, but, in a sense of shame and disgrace that such cruel and covetous and unclean things should be.

જે સારી રીતભાતની પેઠે અમુક રીતે શીખી શકાય તે બ્હારની શોભા એ લાવણ્ય નથી. એ તો જીવન તરફની સુંદર દૃષ્ટિનું, સર્વ ઉચ્ચ, નવીન, અને પવિત્ર ભાવો સત્કારવાની આતુરતાનું પરિણામ છે. એ લાવણ્ય હોય તો સર્વ અસુંદર, અવિનીત અને અનુદાત્ત વસ્તુઓથી દૃષ્ટિ કંપે છે, તિરસ્કાર અને અભિમાનથી નહિ, પરંતુ આવી કૂર અને અસુંદર વસ્તુઓ છે એવી શરમથી.

આ સદ્‌ગુણ ભાગ્યે જ આપણને દૃષ્ટિગોચર થાય છે. પણ આ વર્ણન જ્યારે થોડા દિવસપર મારા વાંચવામાં આવ્યું ત્યારે મને તરત જ સ્વ. જમનાબ્હેનનો ખ્યાલ આવ્યો કે ખરેખર તેમનામાં પરમેશ્વરે આ સદ્‌ગુણ સારી રીતે મૂકેલો હતો.

## ( ૧૧ )

અત્યારસુધી આપણે સ્વ. જમનાબ્હેનની કારકીર્દિનું તથા તેમને મળેલી ફતેહના કારણોનું બારીકાઈથી અવલોકન કર્યું. પણ જ્યાંસુધી આપણે સ્વ. જમનાબ્હેનનું જીવન આપણને શું શીખવી ગયું છે અને તેઓ આપણને કયો અમરવારસો સોંપી ગયાં છે અર્થાત્ તેમના જીવનનો સંદેશ શું હતો તે સ્પષ્ટ રીતે આટલું લખ્યા પછી સારરૂપે શોધી કાઢી ખુલ્લું ન દર્શાવીએ તો આ સ્મારક અંક કાઢવાનું તથા આટલા વિસ્તારથી લેખ લખવાનું કાંઈ પ્રયોજન ન રહે તેટલામાટે આ સંબંધી થોડુંક લખીશ.

સ્વ. જમનાબ્હેનની જીંદગીનું યથાર્થ અવલોકન કરનારને તેમાંથી ઘણું શીખવાનું મળશે, વાંચનારને પોતાને લાભ થશે તેટલું જ નહિ પણ તે ઉત્તમ દેશભક્ત નીવડવાને પણ યોગ્ય થશે.

## સ્વ. જમનાબ્હેનના જીવનપરથી લેવાના અમૂલ્ય પાઠો.

૧ એક સ્ત્રી ગૃહસ્થાશ્રમમાં રહીને પણ ગૃહકાર્યભાર ઉત્તમ રીતિએ ચલાવી પારમાર્થિક જીવન ગાળી શકે છે.

૨ સાધારણ કેળવણી મળેથી પણ પોતાને પ્રભુએ જે સ્થાને મૂક્યાં હોય તે સ્થાનેથી પણ મનુષ્ય ચ્હાય તો, અવલોકન કરવાથી જીવનમાં ફતેહ મેળવવા સારૂ જે જે ગુણો જોઈએ છીએ તે સંપાદન કરી શકે છે.

૩ દરેક મનુષ્યે નિશ્ચય કરવો કે પ્રભુ તેને કંઈ અમુક કાર્ય સારૂ જન્મ આપે છે અને તે કયું કાર્ય છે તે શોધી કાઢવા તેણે તેની સર્વ અક્કલ વાપરી એ ઉદ્દેશ શોધી કાઢી તેનું આખું જીવન તે ફળીભૂત કરવા પ્રયાસ કરવામાં ગાળવું.

૪ દરેક મનુષ્યને પ્રભુ તેની જીંદગીનું સાર્થકય કરવાને પ્રસંગ આપે છે અને પ્રસંગ આપણને મળશે જ એવી પ્રભુ પર સંપૂર્ણ આસ્થા રાખીને જે સમયે તે પ્રસંગ આપણી સમક્ષ આવીને પ્રત્યક્ષ થાય તે સમયે તે પ્રસંગના વ્યાજબી ઉપયોગ કરવા સારૂ જ્યારથી આપણને સમજણ શક્તિ આવી હોય ત્યારથી તૈયાર થઈ રહેવું જોઇએ.

૫ મનુષ્યમાત્રને આ ક્ષણભંગુર દુનિયા મોડી અથવા વ્હેલી ત્યાગવાની છે માટે ઉંઘમાં ગુમાવેલો વખત તથા જીવન ટેકવવા ગાળેલો બીજો વખત બાદ કરતાં જીવન સફળ કરવાને કેટલો ઓછો સમય રહે છે તે વિચારી પોતાનો અમૂલ્ય સમયનો નિયમસર ઉપયોગ કરી દરરોજ કંઇને કંઈ સારૂ કામ કરવાનો અભ્યાસ ચાલુ રાખી, આજ થઈ શકે તેમ હોય તેવું કામ કાલ પર નહિ રાખતાં તેનો સત્વર અમલ કરવો.

૬ દરેક વ્યક્તિએ મનુષ્યમાત્રનો સાધારણ તથા વિશેષ ધર્મ શું છે તે સમજી તેમના સત્યવચનને વળગીને જ વર્તવું અને પારકા ધર્મની નિંદા ન કરતાં સર્વ પ્રભુનાં જ બાળકો છે માટે ઉદાર મન રાખી સર્વ સાથે હળી મળી કામ લેવું જેથી કરીને પરિણામે દેશનો ઉદય જલદી થશે.

૭ પ્રત્યેક મનુષ્યે સાધારણ કેળવણી મેળવવા ઉપરાંત એક ઉત્તમ શહેરી થવા સારૂ સારૂં શિક્ષણ મેળવવું આવશ્યક છે. આ શિક્ષણ દરેક માણસને સત્સંગથી, ઉત્તમ પુસ્તકોના વાચનથી, પોતાના કુટુંબની ફરજો સરસ રીતે બજાવવાથી અને પોતાના ધર્મના ઉદેશો બરાબર પાળવાથી મળી શકે છે. માટે તે મેળવી દરેક વ્યક્તિએ પોતાને સગવડ મળે, દેશસેવા પાછળ તન અથવા મન અથવા ધન અથવા બન્ને અથવા ત્રણે સાથે લઇને તેનો ઉપયોગ કરી અમુક સમય ગાળવો જોઇએ.

૮ ગૃહસ્થાશ્રમ બીજા સર્વ આશ્રમનો નિભાવકર્તા છે, માટે તેમાં પ્રવેશ કરતા પહેલાં બ્રહ્મચર્ય પાળીને જ તેમાં દાખલ થવું અને દાખલ થયા પછી તે સારી રીતે ચલાવ્યાથી જ સંસાર સુધરી શકે છે તે અવશ્ય જાણવું.

૯ જાહેરમાં કામ કરનાર સ્ત્રીએ મન, શરીર, તથા વાણીપર કાબુ રાખી ત્રણે એકતાર થઈ શકે તેવી રીતે વર્તવું; અને કોઇપણ કાર્ય એવી રીતે ન કરવું કે જેથી પોતે જે સંસ્થામાં સભાસદ હોય તે સંસ્થા પર આરોપ આવે. દરેક જાહેર કાર્યમાં મધ્યમ માર્ગ સ્વીકારી,

માનાપમાન ત્યજી, લોકલાજને દૂર રાખી, દૃઢ નિશ્ચય કરી નકામો કુસંપ ટાળી, કળવકળ વાપરી, મૂળ આશય ઉપર હમેશ દૃષ્ટિ રાખી કામ લેવાથી જ દેશસેવા ઉત્તમ રીતે બજાવી શકાશે.

૧૦ પ્રત્યેક મનુષ્યને સુખદુઃખ વારા ફરતી અનુભવવાં પડે છે, માટે દુઃખના પ્રસંગે ધૈર્ય ધારી દુઃખ આપણા ભાગ માટે જ પ્રભુએ આપ્યું છે એમ માની તે સહન કરી નિરાશ ન થતાં, તેનો સદુપયોગ કરી પોતાનો ઉચ્ચ આશય અમલમાં મૂકાય તે સારૂ વર્તન ચાલુ રાખવું.

૧૧ વિધવાવસ્થા પ્રાપ્ત થયે, દેશની સ્થિતિ સુધારવા, સંસાર જાળમાંથી મુક્ત થયેલી સ્ત્રી દેશસેવા પરત્વે કેટલો અમૂલ્ય ભાગ ભજવી શકે છે તેનું મનન કરી, મિથ્યા શોક મૂકી, તે અવસ્થાનો પૂર્ણ લાભ લઈ દેશોન્નતિના કાર્યમાં વિધવા સ્ત્રીઓએ સહાયકર્તા થઈ પડવું.

૧૨ સ્ત્રીઓ પુરુષોની રહેણીકરણી પર ઘણી અસર કરે છે એ નિઃસંદેહ છે. સ્ત્રી સમાજનું મધ્ય બિંદુ છે. સંસારની નીતિરીતિ સ્ત્રીની વર્તણુકથી બંધાય છે; અને સ્ત્રી સંસાર સુધારાના કાર્યમાં તેમજ દયાની દેવી તરીકે સર્વોત્તમ સેવા કરી શકે છે અને એટલા માટે પ્રભુ તરફથી તેને જોઇતા સર્વ સદ્‌ગુણોની પુરતી બક્ષિસ મળી છે તે વિચારી પોતેપોતાના સદ્‌ગુણોનો અમલ સારે માર્ગે જ કરવો એમાં જ તેને પુણ્ય છે.

૧૩ ફત્તેહની ચાવી ઉત્સાહ છે માટે ઉત્સાહી રહેવું. દીર્ઘ દૃષ્ટિ રાખી, સત્યમાર્ગ શોધી, આનંદી સ્વભાવ રાખી મંડી રહેથી સર્વ અડચણો દૂર થઈ જાય છે માટે આ સદ્‌ગુણો ખીલાવવા દરેક જણે પ્રયત્ન કરવો.

૧૪ દરેક માણસ ચ્હાય તો તેને સારૂ કરવાની તક પ્રાપ્ત થાય છે, માટે તે તકનો જ ફક્ત સદુપયોગ કરી બેસી ન રહેતાં સારૂં કરવાની તક શોધવા કોશેષ કરવી.

૧૫ એક સ્ત્રીએ દેશકાળને અનુસરી, પોતાના ધર્મના સિદ્ધાન્તો ન ત્યાગતાં એવી રીતે પોતાનું આચરણ રાખવું કે માગ્યા વગર તેમને તેમના હક્કો પુરુષ વર્ગ તરફથી મળે. પુરુષ વર્ગનો તિરસ્કાર ન કરતાં તેને તેની ઉન્નતિમાં સાથે લઈ સ્ત્રીઓએ પોતાની તથા દેશની ઉન્નતિ કરવામાં સ્ત્રીનું સ્ત્રીત્વ સમાયેલું છે એમ સમજી વર્તવું.

૧૬ સ્ત્રીઓએ તથા પુરુષોએ સર્વેએ પોતપોતાની ક્ષેત્રમર્યાદામાં જ રહીને ફરજ બજાવવાની છે. અને તે ફરજો યથાર્થ રીતે શું છે તે દરેક મનુષ્યે જાણવું આવશ્યક છે. સ્ત્રી-પુરુષો એક બીજાનાં સમાન નથી. "એક બીજાની ન્યૂનતા, એક બીજાની જરૂરિયાતો પૂરી પાડવામાં જ તેમની સમાનતા, સંપૂર્ણતા અને સુખનો આધાર રહેલો છે." એ જ સિદ્ધાન્ત હરહમેશ હૃદયમાં કોતરી રાખી એક સ્ત્રી ચાહે તો તે તેના દેશમાં ઘણું ઉત્તમ કાર્ય બજાવી શકશે.

The pure in heart, who fear to sin,
The good, kindly in word and deed:
These are the beings in the world
Whose nature should be called divine.

Buddhist.

હૃદયથી પવિત્ર, પાપથી ડરતી અને વચન અને કર્મમાં દયાલુ વ્યક્તિઓની પ્રકૃતિ દિવ્ય છે.

Who does the best his circumstance allows
Does well, acts nobly; angels could do no more.

Young.

પ્રાપ્ત સંયોગોમાં બની શકે એટલું ઉત્તમ કાર્ય જે કોઇ કરે છે ઉદાત્ત કાર્ય કરે છે તે સારૂં કરે છે, દેવો પણ એથી વિશેષ ન કરી શકે. યંગ.

If woman really wants a calling of God, in which her sex's special gifts can find full employ; if she would realize the divinest of womanhood's ideals and be "as the angels;" she need only listen to the means of suffering and sin which cry aloud for God's ministers of light and life; hearken humbly to the voice that whispers in her soul.

જો સ્ત્રીને દિવ્યાંગના બનવાની, સ્ત્રીત્વના દિવ્ય આદર્શ સિદ્ધ કરવાની, સ્ત્રીત્વની વિશેષ શક્તિઓનો સદુપયોગ કરવાની, અને પ્રભુનું કાર્ય કરવાની ઈચ્છા હોય તો અંતરાત્મામાં ગુંજતા સ્વરને, જીવન અને પ્રકાશ લાવતા પ્રભુદૂતોને ઝંખતા પાપી અને પીડાતા જનોના કરૂણ સ્વરને, તેણે નમ્રતાથી સત્કારવો.

## ( ૧૨ )

## ઉપસંહાર

આપણે ચારે બાજૂથી સ્વ. જમનાબ્હેનનું ચારિત્ર જોયું છે અને વખતો વખત તેમના ગુણોનું કીર્ત્તન કર્યું છે. હવે આપણે જોવાનું છે કે તેમણે તેમના જીવનની સફળતા કરી હતી કે નહિ? પણ તે પહેલાં જીવનની સફળતા ક્યારે થઈ કહેવાય તેનો આપણે વિચાર કરીશું. મનુષ્યનું ખરૂં મનુષ્યત્વ શેમાં રહેલું છે? તેનું દ્રવ્ય, તેની પદવી, તેનાં મકાન અગર તેનાં વસ્ત્ર—એ કશામાં તેનું મનુષ્યત્વ રહેલું નથી, પણ તેના ચારિત્ર્યમાં જ તેનું મનુષ્યત્વ રહેલું છે. પ્રત્યેક મનુષ્ય ધારે તો તે ઉન્નત થઈ શકે. કારણ કે મનુષ્ય માત્રમાં દૈવત્વનો અંશ રહેલો છે. મનુષ્યની શક્તિ પરિમિત છે અને તેની જવાબદારી પણ મોટી છે. જો આપણે આપણું તમામ સામર્થ્ય તેમાં વાપરીએ તો સદ્ગુણ ઉપરની આપણી પ્રીતિ દૃઢ થશે, અને જ્ઞાન સંપાદન કરવાની વૃત્તિ સતેજ થશે; તેથી કરીને આપણે પરાક્રમી, પરોપકારી જીવન ગાળવા શક્તિવાન થઈશું; અને પ્રભુ આપણા ઉપર પ્રસન્ન થશે, તથા આપણી કીર્ત્તિ સમસ્ત જગતમાં નિશ્ચય ફેલાશે. મનુષ્યમાત્રે પોતાનું ચારિત્ર્ય ન્યાયયુક્ત, પ્રેમયુક્ત, કર્ત્તવ્યબુદ્ધિયુક્ત, સત્યયુક્ત, ઉત્સાહયુક્ત રાખવું એ જ જીવનનો હેતુ—ઉદ્દેશ—છે અને એમાં જ જીવનનું સાર્થક્ય છે એમ સમજવું.

સ્વ. જમનાબ્હેને તેમનું જીવન આવા પ્રકારે ગાળ્યું હતું. તેમણે ભલું, પોતાથી બની શકે તેટલું, બધી રીતે, જેટલાંનું બની શક્યું તેટલાંનું, સર્વ જગ્યાએ, સર્વ સમયે, શાંત રીતે, અને બન્યું ત્યાં સુધી કર્યું છે. તેમને હજી ઘણાં કાર્યો કરવાની હોંસ હતી તે પૂર્ણ થઈ શકી નથી અને તેમનું આરંભેલું કાર્ય પણ અપૂર્ણ રહ્યું છે. તેમને બે વર્ષ પર વિધવાવસ્થાનું મહાદુઃખ આવી પડયું અને તે દુઃખ તેમણે એક ઉત્તમ સ્ત્રીને છાજે તેવી રીતે સહન કર્યું હતું. આ દુઃખ વિસારી તેમના સદ્ગત પતિની અમૂલ્ય સલાહને અનુસરી તેમણે જાહેરમાં દેખાવ દેવો શરૂ કર્યો હતો. આ સારૂ ના. લેડી અલીશાહે ટાઉન હૉલમાં ના. ગવર્નર તથા ના. લેડી વિલિંગ્ડન આગળ મોટા મેળાવડા સમક્ષ તેમનાં વખાણ કર્યાં હતાં. વિધવાવસ્થા એક તેમના પર આવી પડેલું ભારેમાં ભારે સંકટ હતું. પણ તે સંકટનો તેમણે સદુપયોગ કરી તેમાંથી તેમણે નવો જન્મ લીધો હતો. જેમ એક લેખકે કહ્યું છે કેઃ—

God moulds her saints by sorrow; leading the once happy woman of society to the altar of sacrifice, from which would formerly have shrunken, but whereon she

mounts unhesitatingly; its flames kindling a new life within her, and shining a holy light out from her in which she stands transfigured, looming large and lofty as an angel of God.

પ્હેલાં જ્યાં જતાં કંપી હોત, પરંતુ હવે જ્યાં તે દૃઢતાથી જઇ શકે છે, જેની જ્યોતિ એનામાં નવું જીવન પ્રગટાવે છે, અને જેના પવિત્ર પ્રકાશથી તે સુરાંગના જેવી ઉચ્ચ અને પ્રતિભાશાલી બને છે-એવી આત્મ યજ્ઞની વેદી ઉપર સંપૂર્ણ સુખી સ્ત્રીને પણ પ્રભુ સમર્પે છે-એમ આપત્તિથી પ્રભુ સંતોને ઘડે છે.

આ જ પ્રમાણે દુઃખના અસહ્ય તાપમાંથી સ્વ. જમનાબ્હેન પવિત્ર મૂર્ત્તિ તરીકે બહાર પડ્યાં હતાં અને તે જો વધુ જીવ્યાં હોત તો એક હિંદુ સ્ત્રી વ્યાજબી પ્રસંગ મળે કેટલું ઉપયોગી કાર્ય કરી શકે છે તે હજી પણ ઢચુપચુ મનવાળાં સ્ત્રીપુરુષોને દૃષ્ટાંતરૂપે દેખાડી આપત પણ આ આપણી આશા હમેશને માટે નષ્ટ થઇ છે. તેમણે તેમની માંદી, નિઃસ્વાર્થી, પ્રેમમય, ઈશ્વરપરાયણ જીંદગી તમારી સેવા કરવામાં ગાળી છે અને તેમનાથી જેટલું બન્યું તેટલું કરી સેવામાં જ તેમનો દેહ તેમના કિરતારને સ્વાધીન કર્યો છે. આ સર્વ સેવાઓ કેટલું દુઃખ વેઠી, વાલુકેશ્વરના તેમના રહેવાના બંગલા આગળથી કેવે રસ્તે નીકળી, કેટલાં પગથીઆં ચઢીને કરી છે તેનો ખ્યાલ જેઓ તેમના પ્રસંગમાં આવ્યાં હશે તેઓ જ કરી શકશે. તેમની જીંદગી આપણને પ્રભુ કેવો હશે તેનું કંઈ ભાન કરાવે છે. આપણે તેમને વાસ્તે જે નિહાળ્યું છે, અનુભવ્યું છે, સાંભળ્યું છે તે ઉપરથી આપણે તેમને વ્યાજબી રીતે 'A Ministrant of mercy to the miseries of man,' A saviour of many' અને સાક્ષાત્ દુઃખી માનવોને તો દયાની દેવી, સર્વની સહાયક વગેરે માનવંતી પદવીઓ આપીશું, પણ આ પદવીઓ મરનારને મુદ્દલ અસર કરવાની નથી. તેમને તો માનપાન મેળવવાની ઉમેદ જ ન હતી. આ સર્વ આપણે લખીએ છીએ, બોલીએ છીએ તે આપણી પોતાની જ ઉન્નતિ અને આપણા પોતાના જ સંતોષ માટે છે. તેમ બ્હેનોએ અત્યારસુધી સતી સ્ત્રીઓનાં ચરિત્રો ઘણાં વાંચ્યાં હશે તેમાં તમારાં જમના મૈયાનું જન્મચરિત્ર ઉમેરજો અને પ્રત્યેક સતી સ્ત્રીના જો ઉત્તમ ગુણ હોય તેનો ગજરો ગુંથી તે નિરંતર ગળામાં તેમ જ હૃદયમાં ધારણ કરજો કે જેથી તમે પણ ગુર્જર સતી સ્ત્રીના નામને પાત્ર થાવ. જૉન વેસલી નામનો પ્રખ્યાત ઈંગ્રેજ ધર્મગુરૂ કહે છે કે સ્વર્ગમાં પુરુષ કરતાં સ્ત્રીની સંખ્યા વધારે છે એ વાક્ય આપણે સત્ય માનવામાં જ લાભ છે. મહાભારતમાં કહેલું છે કે સ્વર્ગના નીચે મુજબ સાત દરવાજા છેઃ ઉદારતા, પશ્ચાત્તાપ, ધૈર્ય, પતિવ્રતાપણું, લજ્જા, સત્ય, અને દયાભાવ. આ બધા દરવાજા પરથી પરમેશ્વરે સ્વ.જમના બ્હેનને સ્વર્ગના ધામમાં જવાની પૂર્ણ પરવાનગી આપી હશે એમ આપણને તેમના જીવન ઉપરથી અનુમાન બાંધવાને સબળ કારણ મળે છે. અસલ ગ્રીક અને રોમન લોકોમાં એવી નવાઈ જેવી માન્યતા હતી કે જ્યારે એક ઉત્તમ સ્ત્રી મરણ પામતી ત્યારે પ્રોસર્પાઈન નામની દેવી બીજી દુનિયામાં ઉત્તમ અને પવિત્ર આત્માઓને એકઠા કરી એક સરઘસ કાઢી તે ગૃહિણીને આવકાર આપતી અને ઉપર જણાવેલ આત્માઓ આ સરઘસ નીકળતું ત્યારે તે પુણ્યશાળી ગૃહિણીના ચાલવાના માર્ગમાં સુવાસિત ફૂલો વેરતાં આ માન્યતા જો ખરી હોય તો તે મુજબ આપણી ખાત્રી થાય છે કે સ્વ. જમનાબ્હેનને પણ પ્રોસર્પાઈને આવો જ આવકાર આપ્યો હશે.

**બ્હેનો સ્વ. જમનાબ્હેન સારૂ લખાયેલ આ લેખ તથા આ સ્મારક-અંકમાં અપાયેલા અન્ય લેખો ધ્યાન દઈ વાંચવા હું તમને વિનંતિ કરૂં છું; ફક્ત વાંચવા જ નહિ પરંતુ વાંચી તેનું મનન કરવા તથા તે મુજબ ચાલવા પ્રયત્ન આદરવા પણ વિનંતિ કરૂં છું. સ્વ. જમનાબ્હેન**

સ્વર્ગપ્રતિ ગયાં છે. તેમણે તેમનું કાર્ય અપૂર્ણ મૂકયું છે. તે તમે પૂર્ણ કરશો ? એ કરવું એ તમારો ધર્મ છે. નહિ કરો તો સ્વ. જમનાબ્હેનની આ ઈચ્છા પૂર્ણ કરવાને તેમને પાછાં તમારામાં જૂદે સ્વરૂપે આવી ભેળાવું પડશે. એમ નહિ થાય એ ઈચ્છિવા યોગ્ય છે. હવે તમારે તેમના મૃત્યુ બાદ મિથ્યા શોક કરવો મૂકી દેવો જોઇએ. આપણી જેમના પર પ્રીતિ હોય છે, તેમના મરણથી આપણને જે ખેદ તથા શોક થાય છે તે વાસ્તવિક રીતે જોતાં તેમાં મરનાર પ્રતિના દયાભાવનો અંશ ઘણો જ થોડો હોય છે. જે સ્ત્રીએ પોતાની જીંદગી સારીરીતે, ઉદ્યોગમાં અને લોકોપયોગી કાર્યો કરવામાં ગાળેલી છે તેને મરણની ધાસ્તી જ રહેતી નથી. પણ એટલી જ ધાસ્તી રહે છે કે તેમણે આરંભેલું કાર્ય બીજાંઓ પૂર્ણ કરશે કે નહિ. એ સ્વ. જમનાબ્હેનના પણ મનમાં હતી. એ ધાસ્તી ખોટી હતી એમ તમે તમારાં આચરણથી પૂરવાર કરી આપશો.

તમારે હવે મોટી ફરજો બજાવવાની છે. સ્ત્રીઉન્નતિનાં દ્વારો ખુલવા માંડ્યાં છે તેમાં તમારે તમારાં સદ્વર્તનથી ઉત્તમ ભાગ ભજવવાનો છે. તમારી ફરજો હવે કઈ છે તે તમને બે બોલમાં કહી આ વિસ્તારથી લખાયલો લેખ સમાપ્ત કરીશ.

વાંચક વર્ગ! આ લેખથી તારા હૃદયપર અસર થઈ છે? થઈ હોય તો સ્વર્ગસ્થની છેલ્લી ઈચ્છા મુજબ તેમની ઉત્તમ કારકીર્દી ઘડનાર, સેવા સદન, વનિતા વિશ્રામ, વગેરે સ્ત્રીસંસ્થાઓનો રસ્તો સહેલ તથા સરળ કરનાર ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળને સ્થાયી બનાવવા સારૂ સ્વર્ગસ્થે જે રૂ. ૫૦૦૦) ની રકમ ભરી છે તેમાં તારી પોતાની યથાશક્તિ મુજબ ફાળો ભરી, બીજાને તારી સારી લાગવગથી ભરવા પ્રેરજે. ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળને સ્વર્ગસ્થની પાછળ તેમની યાદગીરી કાયમ રાખવા સારૂ એક સ્મારક–ફંડ કાઢયું છે. સ્વર્ગસ્થના સંબંધમાં શેઠ દાદાભાઈ નવરોજીએ જાહેર પ્રજાને તેમની ફરજની યાદ દેવડાવવા વાસ્તે કહ્યું છે તે નીચે મુજબ છે.

**"ગં. સ્વ. જમનાબાઈના ચરિત્રનાં ઉમદા લક્ષણોની અને પરોપકારનાં તેમનાં અનેક શુભ કાર્યોની યાદગીરી યોગ્ય રૂપમાં મુંબાઇનાં સ્ત્રીપુરુષોએ કાયમ રાખવી ઘટે છે. મને પૂરેપૂરો વિશ્વાસ છે કે આ ભલી સ્ત્રીની યાદગીરી તાજી રાખવાનું કર્તવ્ય તેઓ બજાવશે."**

મારી ખાત્રી છે કે આ ફરજ મુંબાઈની પંચરંગી પણ પરોપકારી કાર્યોમાં ભાગ લેનાર અગ્રેસર પ્રજા બજાવશે. પણ આ ફરજ બજાવી મંડળને વાસ્તે મંડળની બ્હેનોએ મકાન બંધાવ્યું એટલે શું સ્ત્રી ઉન્નતિનું કાર્ય સમાપ્ત થયું ? નહિ! મકાનની અંદર કામ કરનાર દેશસેવાને સમગ્ર જીવન અર્પણ કરનાર ગુજરાતી હિંદુબ્હેનો સ્વર્ગસ્થને પગલે ચાલી સારી સંખ્યામાં નહિ નીકળે ત્યાં સુધી સ્વર્ગસ્થ જમનાબ્હેને આરંભેલું કાર્ય પૂર્ણ થવું મુશ્કેલ છે. વીસમી સદીની મહાન સ્ત્રીઓમાં જાણીતા સાક્ષર રા. રા. રામમોહનરાય 'ગં. સ્વ. નાની બ્હેન, ગં. સ્વ. બાજીગૌરી, ગં. સ્વ. મગન બ્હેન, ગં. સ્વ. જમનાબાઈ સક્કાઈ, સ્વ. સુમતિ બ્હેન, બ્હેન વિજયાગૌરી, સૌ. વિદ્યા રમણભાઈ તથા સૌ. શારદા સુમંત તથા સૌ. કસ્તુરબાઈ મોહનદાસ કરમચંદ ગાંધીની ગણના કરે છે. આ સ્ત્રીઓમાંથી સ્વર્ગસ્થ જમનાબ્હેન તથા બીજી બે બ્હેનો સ્વર્ગવાસી થઈ છે. પ્રથમની ત્રણ સન્નારીઓ પોતાના આશ્રમો સારૂ પારમાર્થિક જીવન ગાળે છે તેથી કરીને તેઓથી બીજી ઘણી રીતે જાહેરમાં સ્ત્રી ઉન્નતિ સારૂ જેટલો જોઇએ તેટલો ભાગ લઇ શકાય નહિ એ દેખીતું છે. આવી સ્થિતિ છે ત્યારે આવી મહાન સ્ત્રીઓની આપણા ગુજરાત, કાઠીયાવાડની સ્ત્રી ઉન્નતિસારૂ કેટલી મોટી જરૂર છે તે તમને સહજમાં

માલમ પડશે. માટે જ મારી બ્હેનો! સ્વર્ગસ્થ જમનાબ્હેનને પગલે ચાલી, તમારાથી બની શકે તેટલી તન, મન, અને ધનથી નિઃસ્વાર્થી દેશસેવા કરવાનો મંત્ર આજથી લઈ દરેક દાદાભાઈ જયંતીને દિવસે તે સંબંધી દૃઢ નિશ્ચય કરી ગૃહકાર્યમાંથી પરવારી દેશસેવા આરંભો. હિંદની માતાઓ સ્વ. જમનામૈયા જેવી પુત્રીઓ તથા દાદાભાઈ જેવા પુરુષોને જન્મ આપજો અને તમારી પ્રસવપીડા સફળ કરજો. ગુજરાતની તેમ જ હિંદની ઉન્નતિ તમારા જ હાથમાં છે. આ સદીમાં સેવાધર્મ ઉત્તમ ધર્મ ગણાયો છે અને તે યથાર્થ રીતે પાળવાને સ્ત્રી જ યોગ્ય ગણાય છે માટે આ પ્રસંગનો યોગ્ય લાભ લઈ વીસમી સદીમાં જનસમાજની સુધારણામાં તમો બ્હેનો તમારી તરફથી તેમાં ખૂટતા આધ્યાત્મિક અંશો પૂરા પાડી, પુરુષ વર્ગને, ભાષણો કરી નહિ, પણ ઉમદા કાર્યો કરી તમો કેવી ઉત્તમ મદદ આપી શકો છો તે પ્રત્યક્ષ કરી બતાવો. આ ઠરાવ તમારા મનમાં ઉતારે અને તમારી પાસેથી હિંદની ઉન્નતિ કરાવે એ જ પરમ કૃપાળુ પરમેશ્વર પાસે પ્રાર્થના કરી હું આ લેખ સમાપ્ત કરું છું.

---

## સ્વર્ગવાસી જમનાબાઇ સક્કઇ.

લેખકઃ—રા. મોહનદાસ કરમચંદ ગાંધી.

સ્વર્ગવાસી જમનાબાઈ સક્કાઈની સાથે મને જાતે પરિચય ઘણો ઓછો હતો. પણ તેમના દક્ષિણ આફ્રિકાના સંબંધના કામથી હું પુરતો વાકેફગાર હતો. મિ. પોલાક કે જે એમના પ્રસંગમાં સારી પેઠે આવ્યા હતા અને જેને એમણે ખુબ મદદ કરી હતી તે મને કહેતા કે આ ભલી બાઈની લાગણી દક્ષિણ આફ્રિકાવાસી હીંદીઓ તરફ બહુ હતી, અને ખરા દીલથી પોતે એ બાબતમાં કામ કરતી હતી. જમનાબાઈને હું જ્યારે મળ્યો હતો ત્યારે પોતાને ઓળખાણ કરાવતી એ બાઇએ આ શબ્દો વાપરેલાઃ હું ભણી નથી, મને બોલતાંએ ન આવડે, છતાં હું જાણું છું કે મારે અમુક કામ કરવાં જોઇએ. એમનો સરળ સ્વભાવ મને બહુ પ્રિય લાગ્યો હતો. ઈશ્વર તેમના આત્માને શાંતિ આપો.

---

## ગં. જમનાબ્હેન.

લેખકઃ—સર જગમોહનદાસ વરજીવનદાસ.

ગુજરાતી હીંદુ સ્ત્રી મંડળના સેક્રેટેરી તરફથી મંડળના માનવંતાં પ્રમુખ સ્વર્ગવાસી બાઈ જમનાબાઈ નગીનદાસ સક્કઈની યાદગીરીમાં કાઢવા આવનાર સ્ત્રીહિતોપદેશના સ્મારક અંકમાં મને ગંગા સ્વરૂપ જમનાબાઇની જીંદગી સંબંધી થોડું લખી મોકલવાને વિનતિ કરવામાં આવી છે. તેને માન આપી આ ભલી અને પરમાર્થીબાઈ સારૂ અત્યારસુધી બધા તરફથી તેમની કીર્તિ ગાવામાં આવી છે, તેમાં મારી તરફથી પણ કંઈક લખી મોકલી આપવું એવી માહારી ફરજ સમજું છઉં.

લગભગ પંદર વર્ષ પર મુંબાઇ જેવા નામાંકિત શેહેરમાં વેપારી વર્ગ તરીકે જાણીતી થયેલી ગુજરાતી કોમની સ્ત્રીઓની સ્થિતિ કેવી હતી તે હાલની સ્થિતિ સાથે જરા સરખાવીએ છીએ ત્યારે બેશક તે કઢંગી હતી તેમ મને કહ્યા વગર ચાલતું નથી. આજ વર્ષો થયાં પુરૂષ વર્ગ જ સાંસારિક, ધાર્મિક, રાજકીય, નૈતિક દેશોન્નતિ સારૂ ચળવળ કરી રહેલો આપણે જોતાં હતાં. આ વખતે આ જ વર્ગ જાહેર છાપાઓમાં તેમ જ પ્લૅટફૉર્મ ઉપર તથા અન્ય જગ્યાઓએ સ્ત્રીકેળવણી સારૂ હીમાયત કરતાં હતાં. પણ તેના પરિણામે આપણે કાંઇ સંગીન પગલું જોવા બેનશીબ રહ્યા હતા. સુભાગ્યે સ્વર્ગવાશી શેઠ ગોકળદાસ તેજપાળ અને શેઠ મંગળદાસ નથુભાઇએ સ્ત્રીકેળવણી આગળ વધારવા સારૂ પોતાને ખરચે કન્યાશાળાઓ કાઢી પહેલ કરી હતી, પરંતુ ઉપર જણાવેલી શુભ પહેલથી જેટલો ઉદય થવો જોઇએ. તેટલો થયો નહિ. આ સ્થિતિ દેશને હાનિકર્તા છે. એમ સમજી એક લક્ષાધિપતિના કુંટુંબમાં જન્મ પામેલી પુખ્ત વયની સ્ત્રીના હૃદયમાં સમસ્ત ગુજરાતની અબળા સ્ત્રીઓના પોકારે આઘાત કર્યો અને તે અજ્ઞાનમાં સડતી સ્ત્રીપ્રજા પરત્વે પુરૂષોને તેમની ફરજ શું છે તે ખુલી રીતે કહેવાને પરમેશ્વરે પ્રેરણા કરી, પણ આ પ્રેરણા અમલમાં મુકવા સારૂ કંઈ પણ બંધારણવાળી સ્ત્રીઓની સંસ્થા હતી નહિ. તે વખતે મુંબાઈમાં સને ૧૯૦૨ માં એક જાણીતા ખાનદાની કુટુંબના વયોવૃદ્ધ શેઠ નારણદાસ કલ્યાણદાસ કીરપારામનું મૃત્યું થયું, અને તેમની યાદગીરી પાછળ તેમના સુપુત્રો શેઠ જમનાદાસ તથા ભવાનીદાસ નારણદાસ મોતીવાલાએ રૂ. ૫૦૦૦) ની રકમ મોટી ઉમ્મરની ગુજરાતી હીંદુ સ્ત્રીઓની ઉન્નતિ સારૂ જુદી કાઢી. ત્યાર બાદ શેઠ ભવાનીદાસ નારણદાસે ગુજરાતના અગ્રેસરો શેઠ ગોકળદાસ કહાનદાસ પારેખ તથા

રા. રા. ગોવર્ધનરામ ત્રિપાઠીની સલાહ લઇ એક સ્ત્રીસંસ્થા કાઢવી એમ તેમણે નક્કી કર્યું, અને પછી ચાર ગુજરાતી હીંદુ આગેવાનોની સહી લઇ જાણીતા ગુજરાતી ગૃહસ્થોની આ સવાલ સારૂ સભા મેળવી અને તેમાં ઠરાવ થયા પ્રમાણે મુંબાઇ શેહેરમાં તા. ૩ જી સપ્ટેમ્બર સને ૧૯૦૩ ને દિવસે ગુજરાતી હીંદુ સ્ત્રીઓની ઉન્નતિ સારૂ પહેલવેહેલી સંસ્થા ગુજરાતી હીંદુ સ્ત્રી મંડળના નામથી સ્થાપવામાં આવી, અને તેમાં સૌ. જમનાબાઈ નગીનદાસ સક્કાઇને પ્રમુખ નીમવામાં આવ્યાં. એક જાણીતા ગુજરાતી કુટુંબની બાઇએ જાહેરમાં પોતાની કોમની સ્ત્રીઓની ઉન્નતિ કરવાનું પ્રથમ પગલું હોંસથી તથા હીંમતથી ભર્યું. આ મંડળે પહેલાં ગુજરાતી સ્ત્રીપુરૂષોને જાહેરમાં તથા ખાનગીમાં ટીકા કરવાનું સાધન આપ્યું, પણ પ્રથમથી જ પચાસથી એકસો સ્ત્રીઓએ આ ટીકા ઉપર લક્ષ ન દીધું. નવીન કામ કરતી વખતે દરેક મનુષ્યને ભારે શ્રમ ઉઠાવવો પડે છે, એટલું જ નહિ પણ લોકોની ટીકાઓને ન ગણતાં કામ પાર પાડવું પડે છે. એ સિદ્ધાંત મનમાં રાખી સદ્‌વર્તનથી વર્તી આરંભેલું કામ ધીમે ધીમે જમનાબાઇના વડપણ હેઠળ ચાલ્યાં કર્યું. આવા ખંત અને ઉત્સાહથી જે કામ ચલાવ્યું તેને માટે ગંગાસ્વરૂપ જમનાબાઇને ભારે ધન્યવાદ ઘટે છે. એટલું જ નહિ પણ તેમની સાથે તેમને સહાય કરવાને જે સ્ત્રીઓ મંડળમાં કામ કરતી હતી તે બધાંને હું આ સ્થળે ધન્યવાદ આપું છું. આવી રીતે છેલ્લાં તેર વર્ષ થયાં એક નાના બીજરૂપ સ્થપાયેલી આ સ્ત્રીસંસ્થા દેશહિતકારી અનેક કાર્યો હાથ ધરી, ફક્ત ગુજરાત, કચ્છ, કાઠીયાવાડમાં નહિ પણ આખા હીંદમાં અને દેશપરદેશમાં જે નામના મેળવવા ભાગ્યશાળી થયું છે તે સારૂ મારી માન્યતા મુજબ આખું ગુજરાત મરનાર જમનાબાઇ સક્કાઇને આભારી થયું છે. આ સાથે મારા મિત્ર શેઠ નગીનદાસ સક્કઈએ પોતાનાં પત્નીને દેશ સેવા કરવાની જે ઉમદા તક આપી એક સ્ત્રીના ઉંચા સદ્‌ગુણો પૂરતી રીતે ખીલવવાની જે સગવડતા કરી આપી એટલું જ નહિ પણ પોતાથી બનતી તન, મન, અને ધનની મદદ આપી હતી તે સારૂ આપણે તેમનો પણ અભાર ભૂલવો જોઇતો નથી. જમનાબ્હેન પોતે ખાનદાની કુટુંબમાં અવતરેલાં, વળી પોતાના પતિ પાસેથી કેળવણીનો સંસ્કાર પામેલાં, મોટી ઉમરનાં, અને સદ્‌ગુણોથી ભરપુર વિશાળ હૃદયનાં સ્ત્રી હતાં. તેથી તેમણે નિર્વિઘ્ને ગુજરાતી હીંદુ સ્ત્રીઓની ઉન્નતિ સારૂ પહેલ કરી, તે વિકસાવી તમામ હીંદુ સ્ત્રીઓના ભલા અર્થે પોતાના જીવનનો બહોળો ઉપયોગ કરી જમનાબ્હેન પોતાનું જીવન ગાળી, વિધવા અવસ્થામાં પણ દેશની સમસ્ત વિધવાઓની આગળ ઉત્તમ દૃષ્ટાંતરૂપે જે ઉમદા ચરિત્ર મુકી ગયાં છે તે સારૂ પણ આપણે દરેક એમના આભારી છીએ. જમનાબાઇના જીવન ચરિત્ર ઉપરથી સ્ત્રી તથા પુરૂષ બન્નેને ઘણું શીખવાનું મળે છે, એમ હું માનું છઉં, અને આશા રાખું છું કે પુરૂષ વર્ગ જમનાબ્હેનનો દાખલો જોઇ પોતાની સ્ત્રીઓને પોતાના ગૃહકારભાર ઉપરાંત વખત મળે દેશસેવા કરવા પ્રેરશે તો જ તેઓ ગુજરાતમાં બીજી જમનાબાઇ જેવી પરમાર્થી સ્ત્રીઓ ઉત્પન્ન કરવામાં સહાયભૂત થશે.

છેવટે મંડળમાં ગં. સ્વ. જમનાબ્હેને સ્ત્રીઓની ઉન્નતિ સારૂ જે દ્વારો ખોલ્યાં છે તે દ્વારો પાછા બંધ ન થાય, પણ દિવસે દિવસે તેમાં વધારો થાય તે માટે તન, મન, અને ધનથી મંડ્યા રહેવું જરૂરનું છે. દરેક દેશમાં એવા દેશહિતકારી વીરલાઓ જુજ માલમ પડે છે. પણ તે રત્નો જે કામ સારૂ જન્મે છે, તે ખલાસ થયેથી તે સ્ત્રીરત્નો આપણી પાસેથી અદૃશ્ય થઈ જાય છે.

હું ટુંકમાં એટલું જ જણાવીશ કે જમનાબાઇનું એ ખરેખર પ્રશંસનીય જીવન આપણી હાલની ઉધરતી દરેક પ્રજાને એક ધડા સમાન છે. મને પુરતી ખાત્રી છે કે આવી પરમાર્થી બાઇની યાદગીરી આપણા વચ્ચે સારી રીતે જળવાય, તે માટે જોઇતા નાણાં ભેગાં કરવા માટે મંડળના દરેક સભાસદો, તેમજ હિતચિન્તકો, એક સંગીન રકમ ઉભી કરવામાં ભાગ્યશાળી થશે.

---

## સદ્‌ગત ગંગા સ્વરૂપ જમનાબ્હેન સંબંધી બે બોલ.

### લેખકઃ—રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, એમ. એ., એલ એલ. બી.

મરહૂમ ઝાહેરમાં આવ્યાં અને લોકોપયોગી કામમાં ઝાહેર પડી ભાગ લેતાં થયાં ત્યાર પહેલાંનો હું એમના સંબંધમાં આવેલો, એટલે કે લગભગ વીસેક વરસ થયાં હું એમને ઓળખતો આવ્યો છું. અસલ ખાનદાની કુટુંબનાં હોવાથી પહેલેથી જ એમનો સ્વભાવ ઉદાર અને પરોપકારી તો હતો, પરંતુ તે વખતે પણ એમના સ્વભાવનું જે ખાસ લક્ષણ મારૂં ધ્યાન ખેંચતું હતું તે એમનું હેતાળપણું હતું. એમનાં સગાંસંબંધી, મિત્ર તથા ઓળખીતાંઓને હમેશાં એઓ હસીને જ બોલાવતાં. તે ઉપરાંત તેમના શ્રેય માટે હમેશાં તત્પર રહેતાં. એ હેતાળપણું ઠેઠ સુધી એમણે જાળવી રાખ્યું. કુટુંબના એક માણસને મળે તો તેના આખા કુટુંબ વિશે ખરખબર બહુ હેતથી પૂછે; કોઈ એક મિત્રને મળે તો તેની મારફત પોતાનાં જેટલાં ઓળખીતાંઓને તે મિત્રને સંબંધ હોય તેટલાં બધાંની તબીએત વગેરે વિશે તજવીજ કરવી, એ એમના સ્વભાવની ખાસ ખૂબી હતી. હું ધારૂં છું કે એમના સંસર્ગમાં આવેલા દરેક માણસને એમના આ જાતના માયાળુપણાનો અનુભવ થયો જ હશે. એ જ માયાળુપણાએ આગળ જતાં એટલે મોટી ઉમરે એમને ઝાહેર જીવનમાં ભાગ લેવા પ્રેર્યાં એમ હું સમજું છું. કારણ જે માયાળુ હોય તે જેમ પોતાની માયા વધારે ને વધારે માણસોને દર્શાવતું જાય તેમ તેને પોતાના જીવનનું સાર્થક થયું લાગે.

---

## ગં. જમનાબાઇ સક્કઇ.

### લેખકઃ—રા. બેજનજી મેરવાનજી દમરી.

મરહૂમબાઈ જમનાબાઈ સક્કઇ ખરેખર એક પરોપકારી શરીર હતાં. જ્યારે અડસઠીયા દુકાલમાં ઢોરો અને માણસોની બેઉની પૂરેપૂરી ખુવારી થઇ હતી, ઘાસ ચારાની તાણને લીધે હજારો ઢોરોનો નાશ થવા લાગ્યો હતો, ગરીબ માણસો અન્ન વસ્ત્ર વિના કેવલ હાડપિંજર થઈ ગયાં હતાં ને નાના મોટાં સેંકડો ભુખમરાથી હલવણતાં નજરે પડતાં હતાં—એ દુઃખદાયી દેખાવને યાદ કરતાં પણ રૂવાટાં ઉભાં થાય છે—ત્યારે ભયંકર સમયે બાઈ જમનાબાઈ દુકાલની સ્થિતિ તપાસવા જાતે તસદી લઈ કાઠિયાવાડમાં આવ્યાં હતાં-તે પ્રસંગે રાજકોટ આવ્યાં ત્યારે દુકાલ કમિટીના એક મેમ્બર તરીકે મને એમની મુલાકાતનો લાભ મળ્યો હતો. દુકાલની પીડા કમી કરવાના હેતુથી અમારી કમિટીએ જેજે ગોઠવણો કીધી હતી તે સઘળી એમને બતાવવામાં આવી હતી. એ ગોઠવણ જોઇને પોતે ઘણો સંતોષ બતાવ્યો હતો, ને તેની સાથે ઢોરની તથા માણસોની મુસીબતો ને

સંકટ જોઇને એમનું હૈયું ભરાઈ આવ્યું હતું. પુરુષ કરતાં બૈરાં જાતની લાગણી કોમલ હોય છે. એ લાગણી પોતાની ભીની આંખ તથા કરમાયલા ચેહેરાથી છુપાવી શકયાં ન હોતાં. પરોપકારી માણસ પોતાના દુઃખ કરતાં પારકાના દુઃખથી વધારે દુઃખી થાયછે. બદલાની આશાવિના દુ:ખીને મદદ કરવી ને પારકાનું ભલું કરવું એ જ ખરો પરોપકાર છે. આ દુનિયામાં પોતાને માટે કોણ જીવતું નથી? પારકાને માટે જીવે છે તે જ જીવી જાણે છે. આ ઉત્તમ લાગણીને તાબે થઈ એ દયાલુ બાઈએ ગરીબ ભૂખે મરતાંઓમાં અન્ન, લુગડાં વિગેરે વહેંચ્યાં હતાં. એમની જોડે વાતચિત કરતાં એમ સ્પષ્ટ માલમ પડ્યું હતું કે જો પોતે ઘણી ઉંચી કેલવણીનો દાવો કરતાં નહોતાં તો પણ આપણા દેશના સ્ત્રીવર્ગને ઉંચી કેલવણી આપવાનાં ચુસ્ત હીમાયતી હતાં. બૈરાં ઘરેણાંથી શોભે છે તેના કરતાં વિદ્યાથી વધારે શોભે છે એ એમની ખરી માન્યતા હતી. સંસારમાં સ્ત્રી-પુરૂષ એક બીજાને સહાયકારી હોય; એક બીજાના બુલંદ વિચારની કદર કરી શકતાં હોય, તો જ સંસાર સુખરૂપ નીવડે છે એ એમનો સિદ્ધાંત હતો. ને તેટલા જ માટે પડતી હાલતમાં રહેલા સ્ત્રીવર્ગને ઉંચે દરજ્જે પહોંચાડવાને એ બાઈ અથાક મહેનત કરી રહ્યાં હતાં. ને તે વાજબી હતું. કેમકે ગાડીએ એક નબળો ને એક તેજી એમ બે ઘોડા જોડ્યા હોય તો ગાડી બરાબર ચાલે નહિ. તેમ સ્ત્રી પુરૂષ બેઉની કેળવણીને જ્ઞાનમાં મોટો અંતર હોય તો સંસારનું ગાડું મનમાનતી રીતે ચાલી શકે નહિ એ ખુલ્લું છે. એટલા માટે સ્વ. જમનાબાઈનો ઉદ્દેશ સર્વ પ્રકારે ઘણો વખાણવાજોગ હતો. થોડા વખતમાં પોતાની જાતીબેનોની સ્થિતિ સુધારવાને એમણે તન, મન, ને ધનથી ભારે જહેમત ઉઠાવી હતી. પોતે મધ્યમ અવસ્થાનાં હતાં એટલે એમનો બોધ સાંભળનારને સારી અસર કરતો તથા પોતે બોલનારાં પણ સારાં હતાં એમ સાંભળ્યું છે. દુનિયામાં જે થોડી પરોપકારી બાઇઓ થઇ ગઈ છે તેમની હારમાં બેસવાની યોગ્યતા એમણે મેળવી છે. હિંદુસ્તાનમાં ઘણી જમનાબાઈ સક્કાઇ પાકવી જોઈએ.

---

## સ્વ૦ જમનાબાઈ સક્કઇ—સ્ત્રી વર્ગોનાં આદ્યપ્રચારક.

**લેખક:—રા. હિમ્મતલાલ ગણેશજી અંજારિયા, એમ. એ., એલ એલ. બી.**

સ્વ. જમનાબાઇ સક્કઈના નામ અને કામથી સમસ્ત ગુજરાત સારી પેઠે જાણીતું છે, તોપણ સ્ત્રીઓ માટે રીતસરના શિક્ષણના પ્રયાસની જરૂર છે એવો દૃઢ વિચાર કરી, તે વિચારને નિશ્ચયપૂર્વક અમલમાં મૂકનારાં જે બાઈઓ ગુજરાતમાં થયાં છે તે બધાંમાં પ્રથમ સ્થાને જમનાબાઈ આવે છે એ હકીકત ઘણા થોડાની જાણમાં હશે.

અલબત્ત, જમનાબાઈને જેવી અનુકૂળતા હતી તેવી બધી અનુકૂળતાના અભાવને લીધે કેટલાંક કાર્યોત્સાહી બાઈઓને નિષ્ક્રિય બેસી રહેવું પડયું હશે; પરંતુ તેમના જેટલી અને તેમનાથી વધારે પણ અનુકૂળતા ભોગવનારાં પણ ઘણાં હશે; છતાં તેવામાંથી જમનાબાઈ જેટલો વિજય મેળવવા ભાગ્યશાળી થયાં હોય તેવાં બીજાં ભાગ્યે જ હશે.

જમનાબાઈ કરતાં જગત્‌ની નજરમાં વધારે આવી શકે તેવાં પણ બાઇઓ હશે, અને તેવાં બાઇઓના તેવા વિનયથી જે કોઇ સંતુષ્ટ થાય તેવી બધી વ્યક્તિઓમાં જમનાબાઈ અગ્રસ્થાને ગણાય તેવો જમનાબાઇનો સ્વભાવ જેમને તેમનો અનુભવ હશે તેમની જાણ બહાર નહિ હોય.

સ્વ. જમનાબાઈ ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળનાં મુખ્ય ઉત્પાદક હતાં એ હકીકત સારી રીતે વિદિત જ છે,—જો કે તેવા મંડળના વિચારનું બીજ રોપનાર અને પ્રારંભની સંભાળ રાખવાનું અતિ મુશ્કેલ કામ કરનાર તો મારા જાણવા પ્રમાણે રા. ભવાનીદાસ નારણદાસ મોતીવાળા હતા, અને નવી પ્રવૃત્તિને લોકપ્રિય કરવામાં જે જે મુસીબતો વેઠવી પડે છે તે બધી રા. મોતીવાળાએ વેઠી હતી. રા. મોતીવાળાએ તેવા મંડળની સ્થાપના કરતા પહેલાં તે વખતના સંભાવિત વિચારકોના અભિપ્રાય મેળવી સ્ત્રીસમાજની કેળવણીમાં પ્રગતિ કેમ થાય એ સવાલ સારી રીતે વિચાર્યો હતો; અને છેવટે ખરચની બધી જવાબદારી પોતાને શિર લઈ એક સંસ્થા કાઢવાની જેહમત ઉઠાવી હતી. શરૂ થયેલા કાર્યમાં, થોડા વખત પછી જમનાબાઈ જેવાં આગ્રહી, સમભાવદર્શી અને કાર્યૈકપરાયણ બાઇ જોડાયાં, અને પરિણામ જેવું આવવું જોઇએ તેવું જોવા આપણે ભાગ્યશાળી થયા.

સ્ત્રીમંડળની સંસ્થા એક રીતે જોતાં કાંઇક ખાનગી જેવી, માત્ર મુંબાઇનાં ગુજરાતી મંડળમાં જ પ્રયાસ કરનારી, અને ઘણે ભાગે શાંત અને મુંગી રીતે કામ કરનારી હતી. તેથી શરૂવાતમાં તેનું કૌવત પણ પરિમિત હતું. તેના કરતાં વધારે કૌવતવાળી સંસ્થા નજરે પડતાં સ્વ. જમનાબાઇ જે વધારેમાં વધારે કામ કેમ કરવું એ એકજ લક્ષ્ય રાખી સ્વાર્પણ—સર્વસ્વાર્પણ કરવા તૈયાર હતાં તે તે નવી સંસ્થા તરફ ખેંચાયાં, અને સેવાસદનના પ્રારંભના પ્રયાસોમાં તનતોડ શ્રમ લીધો. સેવાસદન સાથે પોતાની પ્રવૃત્તિ તેમણે એટલી બધી તન્મય કરી દીધી કે સ્ત્રીમંડળને માટે કાંઈ પણ બાકી રહ્યું નહિ—અર્થાત્ સ્ત્રીમંડળ સાથે સ્વ. જમનાબાઇનો સંબંધ નહિ જેવો જ થઈ ગયો. પરંતુ અમુક સમયના અનુભવ પછી સ્વ. જમનાબાઇને જ્યારે એમ જ લાગ્યું કે ગુજરાતી સ્ત્રીઓને ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ જેવી એક સ્વતંત્ર સંસ્થાથી જે જે લાભો આપવાના છે તે લાભો બીજી કોઇ પણ સંસ્થાથી આપી શકાય તેવું નથી ત્યારે તેમણે સેવાસદન સાથેનો પોતાનો સંબંધ જારી રાખીને પણ સ્ત્રીમંડળને પોતાની સર્વ શક્તિ અર્પણ કરી. પરિણામ એ આવ્યું કે તેમના જેવાં બાઇની સત્પ્રવૃત્તિથી ગુજરાતી

હિન્દુ સ્ત્રીમંડળ નવા જીવનથી બહાર આવવા લાગ્યું-જે જે રસ્તાઓ ગુજરાતી સ્ત્રીઓનાં શિક્ષણ, વિનોદ અને ઉન્નતિ માટે ગ્રહણ કરવા લાયક જણાયા તે તે સ્ત્રીમંડળ ધીટતાથી ગ્રહણ કરવા લાગ્યું અને મુંબાઇને જ માત્ર નહિ, પણ આખી ગુજરાતી આલમને ગુજરાતી સ્ત્રીઓમાં કઈ જાતની પ્રવૃત્તિ ઈષ્ટ અને યોગ્ય છે તે બતાવી આપ્યું. હાલમાં મુંબાઇમાં સ્ત્રીઓના શિક્ષણ માટે જે જે વર્ગો ચાલે છે તે બધાને દિશા બતલાવવાનું બધું માન સ્વ. જમનાબાઇ અને ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળને છે એ કોણ જાણતું નથી?

એકલા મુંબાઇમાંજ નહિ, પણ ગુજરાતના જુદાં જુદાં સ્થળોએ પ્રવૃત્તિની ચળવળ શરૂ કરવામાં પણ સ્વ. જમનાબાઇએ ઘણું અસરકારક કામ કરેલું છે, અને આવી પ્રવૃત્તિનાં આધ પ્રચારક તરીકેનાં કાર્યની નોંધ ગુજરાતના ઇતિહાસમાં લેવા જેવી બધાને લાગે કે ન લાગે, પરંતુ ગુજરાતનાં બૈરાંનાં શિક્ષણની હકીકતની તો તે નોંધ વિના શરૂવાત જ ન થઇ શકે એવા મતને બધી બાજુએથી પુષ્ટિ મળશે એવી ખાતરી છે.

આદ્ય પ્રચારક તરીકેની નોંધ સાથે તેમના જીવનની અને જીવનમાં તેમણે દર્શાવેલા ખાસ ગુણોની નોંધથી આપણી સ્ત્રીસમાજને એક સારી ભાવના મળી શકે એવું હોવાથી જે ગુણોમાંના એકાદ બેનો ઉલ્લેખ કરવો એ આપણે તેમના અત્માનું તર્પણ કર્યા સમાન ગણવું જોઇએ.

સ્વ. જમનાબાઈની વૃત્તિ એટલી બધી આગ્રહી હતી કે ગમે તેવી અંગત મુશ્કેલીથી કે ગમે તેવી નિરાશા પ્રત્યક્ષ થતી હોય તોપણ તે કદી ના હિમત થઈ જતાં નહિ. પોતે વિચારપૂર્વક હાથમાં લીધેલું કામ સફળ કરવા માટે જેવો અડગ આગ્રહ અને અખૂટ ઉત્સાહ જોઈએ તે તેમનામાં સંપૂર્ણપણે અસ્તિત્વ ધરાવે છે એવું દરેક અનુભવી જોઈ શકતો.

આ આગ્રહ કેવળ બુદ્ધિનો જ ન હતો; લાગણી પણ હમેશાં તેટલા જ પ્રમાણમાં પ્રત્યક્ષ થતી. હૃદયની ઉંડી લાગણીથી થતાં કામની પાસેથી વિઘ્નો ગરમી આગળથી થંડી વિનાશ પામે તેમ વિનાશ પામી જતાં અને જ્યારે જ્યારે જમનાબાઇને બોલવાનો કે બીજાને બોધવાનો પ્રસંગ આવતો ત્યારે ત્યારે તેઓ પોતાની લાગણીથી અને પોતાના આગ્રહથી સર્વના મન ઉપર બહુજ સફળ અસર કરી શકતાં.

કાર્ય માટે અમુક પ્રકારનો ધીટ આગ્રહ અને ઉદ્દામ લાગણી હોવા છતાં, તેમનું હૃદય એવા ઉંચા પ્રકારનું હતું કે તેઓ બધા સાથે એકસરખો સમભાવ રાખી શકતાં, અને તેની અસર એવી લાભકારક થતી કે વિરોધીઓની દુશ્મનાવટ વધારવાને બદલે તેમને મિત્ર કરી શકતાં. બીજાના આગ્રહને માન આપી, નમ્યું આપીને પોતાનું હૃદયબળ બતાવી શકતાં અને પરિણામે પોતાનું ધાર્યું કરવામાં ઘણું કરી હમેશાં સફળ થતાં. સુધારાના વેગવાળા પ્રવાહમાં તણાતી વ્યક્તિઓએ જમનાબાઇના જીવનમાંથી આ બોધ ખાસ ગ્રહણ કરવાની જરૂર છે. પોતે ધારે છે તે જ ખરૂં છે, અને પોતાથી જૂદી રીતના વિચાર કરનારા અણસમજુ છે કે દંભી છે, સર્વ જ્ઞાનનો કેમ જાણે પોતાને ઈજારો મળી ગયો હોય-એમ માનનારા જેટલું કામ કરી શકે છે તેના કરતાં બીજાના મતને પણ યોગ્યતાથી સતકાર આપનારા સુધારાના રથને વધારે સંગીન રીતે વેગ આપી શકે છે એ સિદ્ધાંત જમનાબાઈ સારી રીતે જાણતાં હતાં, અને પૂર્વના રીત રીવાજો અને વિચાર મતોનાં દૃઢ આગ્રહી હોવા છતાં, પશ્ચિમથી આવતા સુધારાને ઝીલી, તેને લોકપ્રિય કરવામાં તેમણે ઘણી સારી સેવા બજાવી છે એમ સર્વને કબુલ કરવું પડે તેવું છે.

સ્વજનભક્તિ એ તો મનુષ્ય માત્રને માટે એક સારો સદ્દગુણ ગણાય છે. હિન્દુઓમાં તો, સ્ત્રીઓને માટે તે ગુણ આવશ્યક ગણ્યો છે, અને તેમાં પણ પતિભક્તિ એ શ્રેષ્ઠ ગણાય

છે. આ ગુણ સ્વ. જમનાબાઇમાં કેવી પ્રમુખતા પામી રહ્યો હતો એ તેમની સાથે સંબંધમાં આવેલા બધાના જાણની જ વાત છે. અનન્યભાવભરી જે પતિમયતા આપણા તરફની સ્ત્રીઓ સંસ્કારથી મેળવી શકે છે, પતિમાં જ પોતાના સર્વસ્વનો સમાવેશ કરી દઈ જેવી તન્મયતા પામી શકે છે, તેવી તન્મયતા અને સંપૂર્ણ પતિમયતા જમનાબાઇમાં પ્રત્યક્ષ થતી હતી. **'પતિ તરફ પૂજ્યભાવ શા માટે' એ પ્રશ્ન પશ્ચિમના પવને ઘણા મગજમાં ઉત્પન્ન કર્યો છે.** પૂજ્યભાવ એ ઉદાર ઉન્નત પ્રેમભાવનું આવશ્યક પરિણામ છે અને પતિ અને પત્ની બંને જો ગાઢ અને અનન્ય પ્રેમભાવથી સંલગ્ન હોય છે તો પરસ્પરને માટે પૂજ્યભાવ તેનાં પરિણામ તરીકે જન્મ પામે છે એ હકીકત નહિ સ્વીકારનારને પ્રોફેસર આનન્દશંકરે આપેલો નીચેનો વિચાર વાંચવાની ભલામણ કરવાની જરૂર છે.

**"આ મર્ત્ય જીવનમાં દિવ્ય લોકનું દર્શન કરાવનારી-દિવ્યતાની પ્રત્યક્ષ મૂર્તિ-તે સ્ત્રી જ છે."** જે પુરૂષો સ્ત્રીઓને દિવ્યતાની પ્રત્યક્ષ મૂર્તિ ગણે છે તેમને તેવી સ્ત્રીઓ માટે પૂજ્યભાવ આવ્યા વગર કેમ જ રહે ?

વિશેષમાં એટલું પણ ઉમેરવાની જરૂર છે કે **જે પત્નીઓ પોતાના પતિ તરફ ખરે-ખરો અને હૃદયભર્યો પૂજ્યભાવ રાખતી હોય તેવીમાંથી અનુભવ મેળવી ખાતરી કરો કે તે પૂજ્યભાવના પડઘા રૂપે-પરિણામ રૂપે-પ્રતિપૂજ્યભાવ તેઓ પામી શકેછે કે કેમ ?**

બાઈ જમનાબાઇના સંબંધમાં તો તેવું પરિણામ આવ્યું હતું એ સર્વના જ્ઞાનની વાત છે. શેઠ નગીનદાસ સક્કઇને જમનાબાઈ માટે–અને તેમનાં કાર્ય માટે પણ કેટલું બધું માન હતું એ તેમનાં છેવટનાં આદેશ વચન પરથી જાણી શકાય છે સ્વ. જમનાબાઇએ પણ પતિના અવ-સાન પછી કેવી જાતનું જીવન ગાળ્યું હતું તે જોનાર દરેક હિન્દુના હૃદયમાંથી તો પોતાની મેળે જ ઉદ્‌ગાર નીકળી જાય કે 'ગુજરાતમાં આવાં દમ્પતીઓ જેમ જેમ વધશે તેમ તેમ જ ગુજરાતની ઉન્નતિનો માર્ગ સરળ થતો જશે.'

---

## માતુશ્રી જમનાબાઇ સક્કઈની સ્મરણીય શ્રુતિ.

લેખકઃ—રા. લલિત.

**માતુશ્રી જમનાબાઈ નગીનદાસ સક્કઈનાં** દર્શનસમાગમ, જેમને થયાં હશે તેમને, તેમના સ્મરણના સુવાસમાં અપૂર્વ બળ મળ્યા વિના રહેતું નહિ હોય. ગુજરાતના હિન્દુ સ્ત્રી-જીવનનો પટવિસ્તાર નાનો સૂનો લેખાય છતાં તેની અંગવિવિધતા ઓછી નથી. તેથી આપણી ગુર્જરી રત્નગર્ભા સન્નારીઓની, અંશે અંશે આત્મકલાભરી જીવનલીલા, ગુર્જરી વનકુંજ જેવી લલિત ને લાવણ્યભરી–આપણા સંસારજીવનના ખંડે ખંડે, પ્રકટ દર્શન દેછેઃ એ આપણું એટલા પૂરતું પણ મહાભાગ્ય સાર્થ ને સફલ જ છેઃ તે પ્રભુ અખંડ ને સમૃદ્ધ રાખે ! એટલી પ્રાર્થના સાથે. માતુશ્રી જમનાબાઈની જીવનકથા સાંગોપાંગ આલેખવા કરતાં તેમના દર્શનસમાગમના અમારા પ્રસંગોના મિતાક્ષર માત્ર, આ સ્થળે અમે આલેખીને અમારી કૃતાર્થતા નિવેદન કરીશું. કેમકે એવા પ્રસંગોમાં જ પુણ્યાત્માની પ્રભા, આપણા આત્મચરિત્ર ઉપર છવાતાં આપણે પ્રભુતાને પન્થે આગળ વધી શકિયે છિયે.

સને ૧૯૧૧ માં માતુશ્રી જમનાબાઈ, ગુજરાત કાઠિયાવાડના દુકાળ પ્રસંગે, લોકસ્થિતિ જોવા, પ્રવાસે નીકળેલ ત્યારે રાજકોટમાં રા. નાનાલાલ. દ. કવિને ત્યાં તેમનો પ્રથમ પરિચય અમને થયેલ; ને ત્યારે ગુજરાતનાં સંસ્કારી રમણીરત્નો, લોકસેવા અર્થે આમ જાહેર જીવન ગાળી શકે છે, એ જોઈ અપૂર્વ બળ અમને મળેલું. તેમની વાતચીતમાં ગૃહસ્થ સ્ત્રીઓની અનાથતા માટેની તેમની લાગણી સાંભળી એ દિશામાં પણ સર્વ કોઈ પુરુષ, સેવા કરી શકે એવી પ્રેરણા અમને મળેલી હતી.

બીજીવાર સને ૧૯૧૨ માં મુંબાઈમાં હિન્દુ ગુજરાતી સ્ત્રીમંડળમાં "સ્ત્રીનું આત્મસૌંદર્ય" એ વિષય ઉપર વ્યાખ્યાન કીર્તન આપવા અમને સદ્‌ભાવપૂર્વક આમંત્રણ કરેલું ત્યારે તે પ્રસંગે તેમની વ્યક્તિના ચારિત્ર્યપ્રભાવનું અમને પ્રત્યક્ષ દર્શન થયેલું. સ્ત્રીવર્ગની તે સભામાં હિન્દુ ઉપરાંત અન્યેતર સન્નારીઓ પણ આવેલાં હતાં. તે સર્વની અમીદૃષ્ટિમાં ભક્તિભાવ, તેમના પ્રતિ પ્રફુલ્લ સ્ફુરતો હતો. તે જોઈ અમે માતુશ્રી જમનાબાઈના મ્હોં સ્હામું જોયું તો તેમાં પરમ વાત્સલ્યની રસછોળ ઉછળતી હતી. જાણે સમુદ્રની ભરતી જ! એ સ્નેહસંબંધમાં જ આપણા સ્ત્રીજીવનનું અહોભાગ્ય ઉઘડતું અમને દેખાયું. કેમકે પ્રૌઢ 'માતૃજ્યોતિ'વિના શકુંતલા જેવાં અનાથ પુત્રીરત્નોને કોણ ખોળે લઈ સ્નેહાશ્રય આપી શકે ને સંસારને સન્માર્ગે પુણ્ય-પગલાં ભરાવી શકે? આપણા સ્ત્રીમંડળોને જ્યાં ને ત્યાં આવાં સન્નારી નેતાઓ જ જોઈયે છિયે. સ્ત્રીજીવનના પ્રશ્નો સ્ત્રીઓ જ વધારે સમજી શકે છે ને પુરુષો તો માત્ર પરોક્ષ પ્રો-ત્સાહન ને દિશાદર્શન આપી શકે. અમને સ્મરણમાં છે કે સ્ત્રીઓનાં મોહદર્શનની પામરતા સંબંધે ખાસ બે બોલ કહેવા સ્વદેશમૈયાએ સૂચન કરેલું ને તે કેવળ માતૃવાત્સલ્યથી જ પ્રેરાયલું હતું. એવાં ધાત્રીપદ, ધરિણી જેવા ધૈર્યથી આપણાં 'માતૃદેવ' સન્નારીઓ લેશે ત્યારે તેમને અંકે ધુરંધર સ્વદેશપુત્રો પાકશે એ નિઃસંદેહ.

છેવટમાં સને ૧૯૧૫ ના ડીસેમ્બરની છેલ્લી તારીખે અમે શ્રીવાલુકેશ્વરના રસતીર્થની યાત્રાએ જતાં તેમનાં દર્શને ગયેલ, તે પ્રસંગે તે મોહિનીમૈયાનાં ચરણસ્પર્શ અમે કરેલ હતા. ત્યારે તો તેમની આત્મતેજસ્વિતા કંઈક અપૂર્વ જ અમને દીસેલી. સ્વદેશમૈયાનું ઉગ્ર સ્વરૂપ જોઈ અમારા આત્મામાં કંઈ અનેરી ચમક સ્ફુરેલી હતી. તે સમયે તેઓ મૃત્યુશય્યાગ્રસ્ત હતા છતાં ગુર્જરદેશની–યાને–સમસ્ત હિન્દની આર્યા–ને–હિન્દી સ્ત્રીરત્ન સંબંધે તેમની પુણ્યાશા પરમ ઉજ્જવલ હતી; ને તેથી જ અમને એમણે પ્રબોધેલું કેઃ–**"આપણી સ્ત્રીઓ સંબંધે કદી નિરાશ ન થશો. તેમના અંતરના પાતાળમાં પ્રીતિની અમર ગંગા અખંડ વહે છે ને તે જ પુરુષોના પુરુષાર્થમાં પરમ પૌરુષય ભર્યા કરશે."** આટલું કહીને અમારામાંનાં સ્ત્રીયાત્રાલુને સ્વહસ્તે આશીર્વાદ આપતાં સ્નેહનાં વ્રત ને તપના પાલનમાં સંજીવન સમાયલું છે એવાં સુન્દર મિતાક્ષર તેઓશ્રીના મુખમાંથી સરેલા તે ઝીલતાં તથા ગુંજતાં અમે સર્વ વિમુખ થયેલ.

આજ તેમ જ સદૈવ એ પરમાત્મશાંતિભર્યા પુણ્યાત્માના સત્સંગની ધન્ય પળો–ને એ જ આપણું સાચું જીવનધન અમને સ્મરણમાં આવે છે તેમ જ આવશે ત્યારે આત્મ-જીવન ને અમારાં આનન્દશાંતિ વધે છે તેમ વધવાનાં. શ્રીપ્રભુ આપણી એ સ્મરણીય શ્રુતિ સમૃદ્ધિ અખંડ રાખોઃ—

"ઐશ્વર્યભાવ, સખિ! અશ્રુરૂપે વહે હો;
ને એ રસામૃતથી તો મનુ, દેવ રૂહે હો!
તારા સમી નયન જ્યોત ઉજાળનારાં—
આંસુ, સખિ! અમર આપણ રૂહે સદાનાં!"

---

## સ્વ. જમનાબાઈ સક્કઈ માટે બે બોલ.

### લેખકઃ—વૈદ્ય અમૃતલાલ સુન્દરજી પઢીયાર.

**૧. મારી પ્રથમ ઓળખાણ.**—આશરે પાંચ વર્ષ ઉપર જમનાબાઈ સક્કઈ સાથે ભાઈ મૂળજી દુર્લભ વેદ મારફત મને ઓળખાણ થઈ હતી. એ વખતે હું તેમને મળવા માટે વાલકેશ્વરમાં ગંગા પાસેના તેમના બંગલામાં ગયો હતો. ત્યાં એક કલાક રોકાણો હતો, અને ઘણી અગત્યની વાતો કરી હતી.

**૨. પહેલી મુલાકાતે અતિ હેત.**—મારી એ પહેલી મુલાકાત વખતે મેં જોઈ લીધું કે જમનાબાઈ સક્કઈ અતિ હેતાળ પ્રકૃતિવાળાં હતાં. મારી ઉપર તેમના હેતનો ઝરો એટલા બધા વેગથી વહેતો હતો કે તે જોઈને હું બહુ અજબ થયો અને મને એમ લાગ્યું કે હું જાણે કોઈ જૂના સ્નેહી સાથે વાત કરતો હોઉંની? પહેલી જ મુલાકાતે એટલાં બધાં હળી-મળી જઇએ અને તે જાણે માતા જેવાં જ હોયની એમ લાગી જાય એ કાંઈ નાની સુની વાત નથી. પ્રથમ એમણે મારાં પુસ્તકોનાં વખાણ કર્યાં, અને એ પુસ્તકોથી સ્ત્રીઓને ઘણો ફાયદો થાય છે, તથા સ્ત્રીઓમાં તે પુસ્તકો બહુ વંચાય છે વગેરે વાતો કહી અને મને મળવાથી તો તેઓ એટલાં બધાં રાજી થયાં કે તે જોઈને હું બહુ અજબ થયો. કારણ કે જમનાબાઈ જેવાં સ્ત્રીઓમાં આગેવાન, શ્રીમંત, પુખ્ત ઉમ્મરનાં, અને સૌ ઠેકાણેથી માન પામેલાં બાઈ મારે માટે એટલી બધી લાગણી રાખતાં હશે એમ મને ખ્યાલ પણ નહોતો. ટુંકામાં એ જ કે તેઓના હૃદયમાં જે અતિશય હેતનો ઝરો હતો તેનું જ એ પરિણામ હતું. એમાં કાંઈ મારી લાયકાતની વાત નહોતી.

**૩. ખુલ્લું દિલ.**—જમનાબાઈ સક્કઈમાં બીજી મુખ્ય વાત મેં એ જોઈ હતી કે તેઓ બહુ ખુલ્લા દિલનાં હતાં; અને પોતાના મનમાં જે જે વિચારો હોય તે વિચારો બહુ ખુલ્લા દિલે જણાવી શકતાં હતાં. ઘણી સ્ત્રીઓમાં જે એક જાતના સંકોચની લાગણી હોય છે તેવી લાગણી જમનાબાઈમાં નહોતી. તેથી તેઓને મળનારાં સૌ. માણસો બહુ રાજી થતાં હતાં, અને સૌ માણસોનો સ્નેહ તેઓ મેળવી શકતાં હતાં. કારણ કે ખોટા ભારમાં તેઓ રહેતાં નહીં, તેમ જ ખોટું અભિમાન કે ખોટી મોટાઈ તેઓમાં નહોતી. એટલે ખુલ્લા દિલે વર્તી શકતાં હતાં. તેથી તેમને મળવાથી ખાસ વિશેષ આનંદ થતો હતો.

**૪. જાહેર હિમ્મત.**—જમનાબાઈ સક્કઈમાં ત્રીજો મુખ્ય ગુણ મને એ દેખાયો કે તેઓમાં બહુ જાહેર હિમ્મત હતી. હું જોઉંછું કે ઘણી સ્ત્રીઓ બહુ હોશિયાર હોય છે પણ તેઓમાં જાહેર હિમ્મતનો ગુણ ખીલેલો હોતો નથી તેથી તેઓ બહાર પડતો ભાગ લઈ શકતી નથી. પણ જમનાબાઈમાં એવી જાહેર હિમ્મત હતી કે કોઇથી પણ દબાયા વિના બહુ મોટાં મોટાં માણસોને પણ તે મળી શકતાં હતાં, અને પોતાની જાહેર હિમ્મતથી તથા જાતિ લાયકાતથી સૌને ખુશી કરતાં હતાં એટલે પરિણામ એ થતું કે સ્ત્રીઉપયોગી તથા દેશના કલ્યાણને લગતાં ઘણાં કામોમાં તેઓ યાહોમ કરી શકતાં હતાં, અને તેમાં યશ મેળવી શકતાં હતાં.

**૫. સ્ત્રીઓ માટે તથા દેશ માટે અતિશય લાગણી.** જમનાબાઇની ઘણી ખુબીઓમાં આ ખુબી પણ જાણવા જેવી હતી, કે તેઓને આપણા દેશની સ્ત્રીઓ માટે તથા આપણા દેશ માટે અતિશય લાગણી હતી. તેમની સાથેની દરેક વાતોમાંથી તે લાગણી દેખાઈ આવતી હતી, એટલું જ નહિ પણ ઘણી વખત તો આપણને અજાયબી લાગે એટલી હદ સુધી તેઓમાં દેશદાઝની લાગણી દેખાતી હતી. મારે ખુલ્લા દિલે કબુલ કરવું જોઇએ કે કોઇપણ ગુજરાતી

સ્ત્રીઓમાં હજી સુધી મેં એટલી બધી દેશદાઝની લાગણી જોઈ નથી. જમનાબાઈને હું જ્યારે જ્યારે મળતો, ત્યારે ત્યારે મોટે ભાગે દેશદાઝની જ વાતો થતી હતી, અને કોઇકને કોઇક રીતે સેવા કરવાની જ વાતો થતી હતી. બીજી સ્ત્રીઓ જેમ ઘરસંસારી સામાન્ય કુથલીની વાતો કર્યાં કરે છે, તેવી કુથલીની વાતો મેં જમનાબાઈ સક્કઈને મોંઢેથી સાંભળી નથી, પણ મને એમ લાગતું કે તેઓ જે પોતાના સુખદુઃખની વાતો મને કહેતાં હતાં તેમાં પણ કાંઇકિ દેશદાઝ અને પોતાની ઉન્નતિની વાતો ચાલી આવતી હતી.

**૬. આજુબાજુનું જ્ઞાન.**—જમનાબાઈ સક્કઈ સાથે વાત કરતાં એમ લાગતું હતું કે તેઓનું આજુબાજુનું જ્ઞાન પણ ઘણું સારૂં હતું, કારણ કે તેઓ જે વાતો કહેતાં હતાં તે કાંઈ માત્ર સાંભળેલી વાતો કે કલ્પનાની જ વાતો નહતી, પણ તેઓ જે કાંઈ કહેતાં હતાં તે સમજપૂર્વક કહેતાં હતાં, અને અનુભવની ચાળણીમાંથી ચાળીને વાત કરતાં હતાં. એટલે આપણી એમ ખાત્રી થતી હતી કે તેઓ કાંઈ માત્ર વાતો કરવાની ખાતર જ વાતો કરતાં ન હતાં, પણ ઉદ્દેશપૂર્ણ વાતો કરતાં હતાં, અને તે પણ કાંઈ છેક સામાન્ય વાતો નહીં, પણ વિચાર કરવા જેવી વાતો કરતાં હતાં. એટલે તે ઉપરથી તેઓના બહોળા જ્ઞાનની ખાત્રી થતી હતી.

**૭. કામ કરવાની પ્રબળ ઇચ્છા.**—જમનાબાઈ સક્કઈમાં દેશહિતનાં કામો કરવાની અને સ્ત્રીઓને સુધારવાની બહુ પ્રબળ ઇચ્છા હતી. એ ઇચ્છા એવી જોરાવર હતી કે તેવી જોરાવર ઇચ્છા બહુ જ થોડાં માણસોમાં હોય છે. જો એવી જોરાવર ઇચ્છા ઘણાં માણસોમાં હોય તો દેશનો બહુ જલદીથી ઉદ્ધાર થયા વિના રહે નહિ. એવી પ્રબળ ઇચ્છાવાળા પુરુષો પણ હજી આપણા દેશમાં બહુ જ થોડા છે, ત્યારે એવી કામ કરવાની પ્રબળ ઇચ્છાવાળી સ્ત્રીઓ તો ઝાઝી હોય જ ક્યાંથી ? માટે જમનાબાઈને મળીને તેમના એ ગુણથી હું અજબ થતો હતો અને રાજી થતો હતો, અને એમ ઇચ્છતો હતો કે આવી ઘણી માતાઓ આપણા દેશમાં હોય તો કેવું સારું !

**૮. હિંદના ભવિષ્ય માટે શુભ આશા.**—જમનાબાઈ સક્કઈ સાથેની ઘણી વખતની મુલાકાતો દરમ્યાન હું એમ પણ જોઈ શક્યો હતો, કે આપણા દેશની સ્ત્રીઓની ભવિષ્યની સ્થિતિ માટે તથા આગળ જતાં દેશની સ્થિતિ માટે તેઓના મનમાં ઘણી સારી આશાઓ હતી. તેઓ નિરાશાવાદી ન હતાં, પણ આશાવાદી હતાં, અને દેશના ભલા માટે તેઓને ઘણી ખાત્રી હતી. એ માટે તેઓ બહુ હિમ્મતથી, બહુ જોરથી, અને બહુ આનંદપૂર્વક પોતાના હૃદયનો ઉભરો ખાલી કરતે કરતે કહેતાં હતાં કે આપણા દેશનું ભલું થશે જ, જો કે એમાં વિઘ્નો ઘણાં છે, અને હજી ઘણી વાર લાગશે. છતાં પણ અંતે હિંદમાતાનું ભલું થવાનું છે જ એ વાતમાં કાંઇ પણ સંશય નથી. એના કારણમાં તેઓ એમ કહેતાં હતાં કે હિંદની સેવા કરવા માટે ઘણાએ ભાઈઓ અને ઘણીએ બ્હેનો તૈયાર થતાં જાય છે. એટલે વખત આવ્યે પ્રભુ દયા કર્યાં વિના રહેશે નહી.

**૯. લોકોના ભાવથી તેઓ પ્રસન્ન થતાં હતાં.**—છેલ્લા દુકાળ વખતે તેઓએ ગુજરાત કાઠિઆવાડના કેટલાક ભાગમાં મુસાફરી કરી હતી, અને ઘણીએ ગરીબ સ્ત્રીઓને, બાલકોને, અનાથોને, તથા વૃદ્ધોને મદદ કરી હતી. એ વખતે જે જે ગામમાં તેઓ જતાં તે તે ગામના લોકો તેમને અતિશય માન આપતાં હતાં, અને તેમનો બહુ સારી રીતે સત્કાર કરતાં હતાં. લોકોના એવા બેહદ ભાવથી તેઓ બહુ પ્રસન્ન થતાં હતાં, અને તેઓની કામ કરવાની ઇચ્છા બહુ પ્રબળ થતી હતી. મતલબ કે લોકોના ભાવની તેઓ બહુ ઉંચી કિંમત આંકતાં

હતાં, અને લોકોના એવા ભાવના બદલામાં જેમ બને તેમ તેઓની વધારે સેવા કરવી જોઈએ એમ તેઓને લાગતું હતું. કેટલાક આગેવાનો લોકોના ભાવની દરકાર કરતા નથી, અને લોકોને ગાડરીયા પ્રવાહ જેવા સમજે છે, તેવો વિચાર જમનાબાઈનો નહોતો, પણ તેમની વાતોમાંથી મેં ખાસ જોયેલું છે કે તેઓ લોકોના ભાવથી બહુ પ્રસન્ન થતાં હતાં, અને એવા અદ્‌ભુત ભાવનો બદલો વાળવા ચહાતાં હતાં.

**૧૦. કાઠિઆવાડ અને ગુજરાત કામ કરવાનાં મેદાન છે.**—જમનાબાઈએ ઘણી વખત મને એમ કહ્યું હતું કે સ્રીઓમાં કામ કરવામાટે ગુજરાત અને કાઠિઆવાડમાં બહુ મોટાં મેદાન છે, અને જો મને તક મળશે તો હું કાઠિઆવાડમાં ઘણું કામ કરવા ઈચ્છુંછું. કાઠિઆવાડના લોકો મને બહુ ગમે છે, કારણ કે તેઓ બહુ ભોળા અને પ્રેમાળ છે અને આપણે તેઓને જે જે સૂચનાઓ આપીએ તે બધી જલદીથી ઉપાડી લે તેવા છે. માટે મુમ્બાઈ કરતાં પણ કાઠિઆવાડમાં કામ કરવું મને વધારે ગમે છે. મુમ્બાઈની સ્રીઓ ફેશનની ખાતર, દેખાવની ખાતર, દેખાદેખીની ખાતર, અને માનમરતબાની ખાતર કામ કરે છે, જ્યારે ગુજરાત કાઠિઆવાડનાં ગામડાંઓમાં ઘણી સ્રીઓ તદ્દન ભોળપણથી, ભલાઈથી, અને લાગણીથી કામ કરે છે. માટે મુમ્બાઈની શેઠાણીઓ કરતાં ગામડાંની ગરીબ સ્રીઓ મને બહુ ગમે છે, એમ તેઓ કહેતાં હતાં.

**૧૧. આપણા દેશની સ્રીઓની સ્થિતિ માટે અફસોસ!**—જમનાબાઈ સાથેની મારી વાતોમાં આ વાત પણ જાણવા જેવી છે કે તેઓ આપણા દેશની સ્રીઓની હાલની અજ્ઞાન દશા માટે બહુ શોક કરતાં હતાં, અને સ્થિતિ જલદીથી મટવા માટે કેટલાં બધાં સ્રીપુરુષોએ કેટલી બધી લાગણીથી કામ કરવું જોઈએ, અને તેના પ્રમાણમાં હજી કેટલું થોડું કામ થયું છે એ માટે તેમને બહુ લાગી આવતું હતું; અને આવે વખતે તેઓ હાથ જોડીને પ્રભુની પ્રાર્થના કરતાં હતાં કે 'હે પ્રભુ અમારા દેશમાં સેવા કરનારાં ઘણાંએ ભાઈબ્હેનો થાય એવી તું કૃપા કર.' મતલબકે તેઓના શોકનું પરિણામ પ્રાર્થનામાં આવતું હતું, અને તે પછી એ વાતનું રૂપ બદલાતું હતું; અને અફસોસમાંથી પાછાં આશામાં જતાં હતાં.

**૧૨ બેહદ પતિપ્રેમ.**—સ્વ. જમનાબાઈ સક્કઈમાં અજબ જેવો પતિપ્રેમ હતો. તે પોતાના પતિને એટલા બધા પ્રેમથી ચહાતાં હતાં કે તે જોઈને કોઈ પણ સમજુ માણસને આનંદ થયા વિના રહે નહિ. મિ. નગીનદાસ સક્કઈ પણ જમનાબાઇની સાથે બહુ જ ખુબીદાર રીતે વર્તતા હતા, અને તેમને 'દેવી' કરીને બોલાવતા હતા તથા ઘણું જ માન આપતા હતા. છતાં પણ જમનાબાઈ મને કહેતાં હતાં કે કોઈ કોઈ વખત બે ચાર મહિને તેઓ જરા સખત થતા હતા, અને તે પણ ગમ્મતમાં જ, અને એમ કહેવાની સાથે કે બૈરાંઓને જો બહુ લાડ લડાવીએ તો તેઓ ફુલાઈ જાય, ને માથે ચઢી જાય. એવું ન બનવા સારૂ કોઈ કોઈ વખત ધણીએ ધણીપણું બતાવવું જોઇએ. એવા હેતુથી કોઈ કોઈ વખત તેઓ જરા સખત થતા હતા, પણ એ ગમ્મતની ખાતર જ.

**૧૩. પોતાના પતિના સદ્‌ગુણની વાતો કરતી વખત જમનાબાઇને અતિશય આનંદ થતો હતો**—જમનાબાઈ કોઇની પણ સાથે જ્યારે પોતાના વર સંબંધી વાતો કરતાં હતાં ત્યારે તેમનો ચેહેરો એવો આનંદી દેખાતો હતો, કે જો એ વખતનો ફોટો પાડી લીધો હોય તો તે ઘણી બેનોને નમુના રૂપ થઈ પડે. જમનાબાઈ કહેતાં કે હું બહુ જુવાન ઉમ્મરની હતી, જે ઘરમાં કોઈ વડીલ માણસ નહોતું, ત્યારે પણ સક્કઈના મિત્રો મારે ત્યાં આવતા

હતા, અને મિ. સક્કઈ તો ઓફીસમાં ચાલ્યા જતા. એવે વખતે મને મારા મનમાંથી જરા સંકોચ લાગતો, પણ મારા પતિને કોઈ દિવસ મારે માટે કોઈ પણ જાતની શંકા લાગતી નહીં, એવો તેઓનો મારા ઉપર વિશ્વાસ હતો. હું ઉલટી કોઈ વખત તેઓને એમ કહેતી કે આ બધાની વચ્ચે મને એકલી છોડીને તમે કાં જતા રહો? ત્યારે તેઓ કહેતા કે એમાં શું છે? મને તારો પૂરે પૂરો વિશ્વાસ છે. આવી આવી પતિના ગુણની વાતો જ્યારે જમનાબાઈ કહેતાં, ત્યારે તેમનો ચહેરો જોવા લાયક બની જતો હતો. કારણ કે એ વખતે તેઓના અંતઃકરણનો આનંદ તેઓના હૈયામાં સમાતો ન હતો. તેથી એ આનંદ તેઓના મુખ ઉપર છવાઈ રહેતો હતો.

**૧૪. ઘરના કામકાજમાં કુશળતા.**—જમનાબાઈ ગર્ભશ્રીમંતનાં પુત્રી હતાં. અને તેમના વર મિ. નગીનદાસ સક્કઈ શરૂઆતના વખતમાં ગરીબ સ્થિતિમાં હતા. એટલે ઘરનું બધું કામકાજ વાસણો માંજવાં તથા પાણી ભરવું વગેરે પણ જમનાબાઇને જ કરવું પડતું છતાં પણ તેઓ મુંઝાતાં નહીં, પણ એ બધાં કામો આનંદથી કરતાં હતાં. અને એ પછી જ્યારે તેમના પતિની પૈસા સંબંધી સ્થિતિ સુધરી અને ઘેરે નોકરચાકર વગેરેની સગવડો મળી ત્યારે પણ તેઓ ઘરના કામકાજમાં ઘરની દેખરેખ રાખતાં હતાં, અને કોઈપણ ચીજ તેમના ધ્યાન બહાર જતી નહીં. મતલબ કે શેઠાણીસાઈ ખાતું જમનાબાઈ પાસે નહતું. જાહેર સેવાની ફરજો બજાવતાં છતાં પણ પોતાના ઘર સંસારની બાબતમાં તેઓ બે દરકાર નહોતાં; અને શ્રીમંતાઈની સગવડો છતાં પણ એઓએ ઘણી જાતનાં ઘરસંસારી કામો તજી દીધાં નહોતાં. પણ આર્ય સ્ત્રીને છાજતી રીતે તેઓ ઘરસંસારી પોતાની ફરજો આખી જીંદગી સુધી બજાવ્યાં કરતાં હતાં. એ વાત શ્રીમંત બ્હેનોએ ધ્યાનમાં રાખવા જેવી છે.

**૧૫. પતિનો તેમની ઉપરનો પ્રેમ.**—જમનાબાઇ જેમ પોતાના પતિ ઉપર અતિશય પ્રેમ રાખતાં હતાં, તેમજ તેમના પતિ પણ જમનાબાઈ ઉપર અતિશય પ્રેમ રાખતા હતા. તેઓ ખુલ્લા દિલે કહેતા હતા કે મને આ દેવી મળ્યા પછી મારું નસીબ બદલાયું છે, ને હું સુખી થયો છું. મને એ માટે કાંઈપણ ફરિયાદ કરવા જેવું નથી કે મને મારા ઘર માટે કંઈ પણ ફિકર નથી. મારી જીંદગી બહુ આનંદમાં જાય છે, એ આ દેવીનો પ્રતાપ છે. એવી રીતે તેઓ પોતાના સ્નેહીઓને કહેતા હતા, અને તે કાંઈ કોઈક જ વખતે નહીં. પણ પ્રસંગોપાત વારંવાર તેઓ જમનાબાઈનાં વખાણની વાતો કર્યા કરતા હતા.

**૧૬. પતિનું અવસાન તે વખતની તે બંનેની ધીરજ.**—જમનાબાઈ સક્કઈના પતિ જ્યારે મોતને બિછાને પડ્યા હતા ત્યારે તેમના મરણની અઠવાડિઉં અગાઉ હું તેમને મળ્યો હતો. એ વખતે સૌને એમ લાગી ગયું હતું કે હવે આમાંથી બચવું મુશ્કેલ છે, આ આખરનો મંદવાડ છે. અને જમનાબાઈ તથા તેમના પતિ પણ એ વાત બહુ ચોખ્ખી રીતે જાણતા હતાં. છતાં પણ એ વખતની તેમની બંનેની શાન્તિ અજબ જેવી હતી, અને એ મંદવાડ વખતે જમનાબાઈએ પોતાના પતિની એવી સરસ રીતે સારવાર કરી હતી, કે એ જોઈને કોઇ પણ માણસને તેમની સારવાર માટે સંતોષ થયા વિના રહે નહિં. એક વખત પોતાના પતિના મંદવાડ સંબંધી મારી સાથે વાત કરતાં જમનાબાઈની આંખમાં આંસુ આવી ગયાં હતાં. પણ એ પછી તુરતજ આંસુ લોહી નાંખી મુદ્દાની વાત પર આવી ગયાં હતાં. એ વખતે મિ. સક્કઈ જમનાબાઇને કહેતા કે હવે દિલગીર થવા જેવું શું છે? હવે તો હું મારી ફરજ બજાવીને જાઉં છું, ને તમે તમારી ફરજ બજાવજો. આપણે ઘણાં વરસો સુધી ઘણી જાતના આનંદો ભોગવ્યાં છે, અને હવે આનંદભેર રીતે પ્રભુ પાસે જાઉં છું. એમાં આક-

સોસ કરવા જેવું શું છે? આવી આવી વાતો ખરા દિલથી તેઓ કહેતા હતા. પણ આવી વાતો કરતી વખતે પણ તેમના પેટમાં જે દરદ થતું હતું, તે દરદ બહુ સખત હતું. પણ એ દરદની પરવા નહિં રાખતાં, અને 'અરર' કે–'ઓય ઓય' નહીં કરતાં તેઓ પ્રભુના નામનું સ્મરણ કર્યાં કરતા હતા. અને એવા મંદવાડના દુઃખ વખતે પણ તેઓ જમનાબાઈ સાથે માનપૂર્વક ને આનંદપૂર્વક શબ્દોમાં વિનોદ કર્યાં કરતા હતા. તેમના અવસાનની અગાઉ પાંચમે દિવસે હું તેમને મળ્યો હતો. એ પછી બહારગામ જવાનું થવાથી હું તેમને મળી શક્યો નહોતો. પણ મેં સાંભળ્યું કે છેવટ સુધી તેઓ બંને ધણીધણીઆણીની ધીરજ અજબ જેવી હતી, અને નમુનારૂપ હતી.

**૧૭. પતિ મરણ પછી–અંતરનો ઘા છતાં કામકાજની વાતો.**—જમનાબાઈના પતિના મરણ પછી દોઢેક માસે હું મુમ્બઈમાં આવ્યો ત્યારે જમનાબાઈને મળવા ગયો હતો. એ વખતે જમનાબાઈએ પોતાના પતિના મરણને લગતી બધી વિગતો મને કહી હતી. એ ઘા તેમને બહુ જબરો હતો. જો કે એ માટે બહારથી તેઓ ફર્યાદ કરતાં નહીં, પણ તેમના અંતરમાં બહુ ધક્કો વાગી ગયો હતો. તેથી દિન પ્રતિદિન તેઓનું શરીર નબળું પડતું જતું. એવો અંતરનો ઘા છતાં પણ તેઓ કામની જ વાતો કરતાં હતા; અને હવે ઉપયોગી જીવન કેમ બનાવવું અને પતિની ઈચ્છા પ્રમાણે વધારે જોરથી કામ કેમ કરવું એજ ખ્યાલમાં તેઓ રહેતાં હતાં. આટલો બધો પ્રેમ હોય છતાં પણ એ ઘણો દબાવી દેવો અને દેશસેવાની જ વાતો કરવી એ કાંઈ નાની સુની વાત નથી એવી સ્ત્રીઓ જમનાબાઈ સિવાય બીજી કોઈ હજી મને મળી નથી.

**૧૮. જમનાબાઇ સાથેની મારી છેલ્લી મુલાકાત.**—ગયા કાર્તક મહિનામાં હું છેલ્લો જમનાબાઈને મળ્યો હતો. એ વખતે તેઓ બહુ બિમાર હતાં, છતાં પણ મારી સાથે એક કલાક સુધી ઘણી વાતો કરી હતી. તેમણે મને કહ્યું, કે જરા સાજી થાઉં કે તુરતજ કાઠિઆવાડમાં જવું છે. તમે મારી સાથે આવી શકો તો બહુ આનંદ થાય. આગલી વખત જ્યારે તેઓ કાઠિઆવાડમાં મુસાફરી કરવા નિકળ્યાં હતાં, ત્યારે રાજકોટથી કવિરાજ ન્હાનાલાલ દલપતરામે મને તાર મૂક્યો હતો કે જમનાબાઈ તમને યાદ કરે છે, માટે આવો. પણ એ વખતે તાર માસ્તરે એવો ગોટાળો કર્યો કે જમનાબાઈને બદલે તારમાં જમનાદાસ લખ્યું; અને જમનાદાસ નામે મારા એક મિત્ર રાજકોટ કવિને ત્યાં જવાના હતા, અને ત્યાંથી ચોરવાડ આવવાના હતા. એટલે તેમને મળવા માટે રાજકોટ જવાની જરૂર નહોતી. તેથી હું રાજકોટ ગયો નહીં. એ સાંભળીને જમનાબાઇએ કહ્યું કે હવે તો તમે મારી સાથે જરૂર આવજો. મેં કહ્યું કે બનતાસુધી જરૂર આવીશ. તમારી સાથે થોડા દિવસ કાઠિયાવાડનાં ગામડાંઓમાં ફરવાથી મને બહુ આનંદ થશે. સ્ત્રીઓને લગતી એવી સેવા કરવા હું બહુ રાજી છું, વગેરે વાતો થઈ હતી. ટૂંકામાં એ કે કાઠિયાવાડનાં ગામડાંઓમાં ગરીબ વર્ગની સ્ત્રીઓ વચ્ચે કામ કરવાની તેઓની છેવટની ઈચ્છા હતી. માટે જે બ્હેનો જમનાબાઈનાં કામોને વખાણતી હોય અને જમનાબાઈને ચહાતી હોય તે બ્હેનોએ ગુજરાત કાઠિઆવાડનાં ગામડાંઓમાં ગરીબ સ્ત્રીઓની વચ્ચે કામ કરવું જોઇએ. અને એવી ગરીબ તથા અજ્ઞાન સ્ત્રીઓની ઉન્નતિ થાય તેવા ઉપાયો કરવા જોઈએ. જમનાબાઈને હું ઘણી વખત મળતો હતો, અને જ્યારે જ્યારે મળું ત્યારે ત્યારે કાંઈ કાંઈ અગત્યની વાતો થતી હતી; અને એ બધી વાતોમાં મારૂં જે મુખ્ય ધ્યાન ખેંચતું હતું, તે એજ હતું, કે દેશ સેવાની લાગણી તેઓમાં બહુ પ્રબળ હતી; અને તેમનું હૃદય બહુ વિશાળ થઈ ગયેલું હતું. તથા તેઓનું આજુબાજુનું જ્ઞાન ઘણું

વધી ગયું હતું. એટલુંજ નહીં પણ જે માણસ તેમને મળવા જાય તેઓના ઉપર તેઓ એટલું બધું હેત રાખતાં કે એ જોઈને આપણને અજાયબી લાગ્યા વગર રહે નહિં. ટુંકામાં એજ કે હાલના વખતમાં ગુજરાતમાં ગંગાસ્વરુપ બાઈ શિવગૌરી ગજ્જર સિવાય એવી કામ કરનારી બીજી કોઇ પણ ગુજરાતી બ્હેનો મેં હજી સુધી જોઇ નથી.

હવે જે છેવટ કહેવાનું તે એજ કે ભલી લાગણીવાલી બ્હેનોએ જમનાબાઇને પગલે ચાલવાની કોશિષ કરવી જોઈએ અને જેમ બને તેમ આપણા દેશની સ્ત્રીઓની સ્થિતિ સુધરે તથા દેશને ફાયદો થાય તેવાં કામોમાં બહુ લાગણી પૂર્વક તથા બહુ દઢતાથી ભાગ લેવો જોઇએ જો એમ થાય તો સ્વ. જમનાબાઇના આત્માને ઘણોજ સંતોષ થશે એમ હું માનું છું. પ્રભુ તેમના આત્માને શાન્તિ આપો. એજ છેવટની પ્રાર્થના છે.

---

## ગુજરાતનાં આદર્શ સન્નારી.

લેખકઃ—રા. ડાહ્યાભાઇ લક્ષ્મણ પટેલ.

ગુજરાતનાં મહાન્ અને આદર્શ સન્નારી દેશદીપક ભગવતી જમનાબ્હેન નગીનદાસ સક્કૈના અવસાન સમયે "ગુજરાતી પંચ"માં એક લેખ લખવા પછી ફરી તેજ વિષય ઉપર લખવામાં અનેક પુનરૂક્તિ થાય એ સંભવિત છે છતાં સદ્‌ગત જમનાબ્હેનના સાર્વજનિક જીવનના જે અનેક સદ્‌ગુણ આ લેખકે પ્રત્યક્ષ તેમ પરોક્ષ રીતે જોયલાં છે, તેની જે ઉંડી અસર લેખકના હૃદય ઉપર થઇ ને તેને લીધે "સ્ત્રી હિતોપદેશ"ના સ્મારક અંક માટે લખવું એ એક કર્તવ્ય સમજી કાંઇક લખવું ઉચિત ધારવામાં આવ્યું છે. આ પરદુઃખભંજન સન્નારીનું જીવન કર્તવ્યપરાયણતાની અનેક વિગતોથી એટલું ભરપૂર છે કે તેની સમાલોચના કરનારને કલ્પનાની સ્હેજ પણ સહાયતા લેવાની જરૂર પડે તેમ નથી.

ગુજરાતના હિંદુ સ્ત્રીજીવનને વિશેષ સુશિક્ષિત, વિશેષ વિકસિત કરવાને, વિશેષ બળવાન વિશેષ કર્તવ્ય પરાયણ કરવાને, અનેક સંકટોમાંથી મુક્ત કરી વિશેષ પ્રતિષ્ઠિત કરવાને જે જુજ સન્નારીઓએ પોતાની સેવાઓ આ પ્રાન્તને અર્પણ કરી છે તેઓમાં સદ્‌ગત જમનાબ્હેનનું નામ પ્રથમ પંક્તિએ રહેશે. પોતાની અજ્ઞાન અને દુઃખી બ્હેનોના શિક્ષણ અને સંકટ નિવારણ માટે તેઓએ પોતાની સેવાઓ અર્પણ કરી હતી એટલુંજ નહિ પણ તે સાથે તેઓએ પોતાની સંપત્તિનો પણ આ મહાન્ કાર્ય માટે ભોગ આપ્યો હતો.

આ ઇલાકાની સ્ત્રીઓના ઉદ્ધાર અને સંકટ નિવારણના સંબન્ધમાં લખાતાં ઇતિહાસમાં આ પરમાર્થપરાયણ દેશાભિમાની સન્નારીના આત્મભોગ અને આગ્રહયુક્ત તથા સતત પ્રયાસોને બહોળું સ્થાન મળવું જોઇએ. મુંબાઈમાં સેવાસદનની નવીન સ્થાપના થઈ ત્યારે આ સંસ્થાને ફતેહમંદ અને લોકપ્રિય કરવાને આ સંસ્થાના મહાન્ પુરૂષ કાર્ય કર્તાઓની સાથે રહી તેમણે ઘણા પ્રશંસાપાત્ર યત્ન કર્યાં હતા અને સદન માટે કામ કરનાર સ્ત્રીઓનું પોતાની સુશીલતા અને સ્વાર્થ ત્યાગથી અત્યંત આકર્ષણ કર્યું હતું.

મુંબાઇના ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળને અસ્તિત્વમાં આણનાર સદ્‌ગત જમનાબ્હેન સક્કૈજ હતાં. તેઓ આ મંડળનાં જીવન પર્યન્ત પ્રમુખ હતાં. ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળે, મુંબાઇમાં ગુજરાતી હિંદુ સ્ત્રીસમાજને એકત્ર કરી પરસ્પર ભગિનીભાવ વધારવાને, ઉપયોગી જ્ઞાનની

અભિવૃદ્ધિ કરવાને, મુંબાઈની સામાન્યવર્ગની સ્ત્રીઓમાંથી અજ્ઞાનનો અંધકાર દૂર કરી, તેમના જીવનને જ્ઞાનથી પ્રકાશિત કરવાને, સમાજના ઉત્કર્ષના પુરૂષપ્રયત્નોને એક મહાન્ અવલંબનરૂપ થઈ પડવાને જે જે સ્તુત્ય પ્રયાસ કર્યા છે અને હાલ પણ કરે છે તેનું પ્રભવ સ્થાન—આ હીલચાલોના અવિરત અખંડ પ્રવાહનું મૂળ ભગવતી જમનાબ્હેન નગીનદાસ સક્કૈ હતાં ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળની સ્થાપના, તેના ઈતિહાસ, તેની સઘળી પ્રવૃતિએ, તેના ભૂત, વર્તમાન અને ભાવિ જીવન સાથે તેઓનું નામ અનેક મીઠાં, ઉત્કર્ષક અને પ્રોત્સાહક સ્મરણો સાથે જોડાઈ રહેશે. એમાં કોઈ પણ પ્રકારનો શક નથી.

તેઓનાં સાર્વજનિક સત્કાર્યમાં સંવત્ ૧૯૬૮ ના દુષ્કાળ સમયની, તેમ દક્ષિણ આફ્રિકા સત્યાગ્રહીઓનાં કુટુંબના સંકટ નિવારણને લગતી, તેમની સેવાઓ મુખ્ય છે.

દુષ્કાળ સંકટ નિવારણ માટે તેઓએ પોતાનાજ ખાસ પરિશ્રમથી રૂ ૨૧૦૦૦ એકઠા કર્યા હતા. આવડી મોટી રકમ એકલે હાથે એકઠી કરવામાં તેમણે કેટલીક બધી મહેનત લીધી હશે, પોતાના સમયનો કેટલોક બધો ભોગ તેમણે આપ્યો હશે તે વિષે સ્વાનુભવ વગર ખ્યાલ આણવો મુશ્કેલ છે. ગુજરાત કાઠિયાવાડનાં ઢોરોની તેમ સંકટ ગ્રસ્ત લોકોની દુર્દશા નિહાળવા તેઓ જાતે નીકળી પડ્યાં હતાં. રા. રા. કેશવલાલ બી. મણિયાર, સૌ. વીરમતી અને સૌ. કમળાવંતી સાથે તેઓને અમદાવાદ અને વડનગર મુકામે મેં જોયાં હતાં. ગર્ભ શ્રીમંત હોઈ, સુખસગવડમાં ઉછરેલાં હોવા છતાં, કોઈ દિવસ અગવડો નહિ વેઠેલી છતાં, ત્રણ ચાર માસ સૂધી સંકટ નિવારણ માટે તડકો છાંયડો જોયા વગર, ૧૧૬ ડીગ્રી જેટલા તાપમાં પણ રેલ્વેની તેમ ગાડાંની ભારે અગવડ ભરી મુસાફરી પોતાના અંગત લગભગ રૂ. ૨૦૦૦ ના ખર્ચેથી તેઓએ કરી હતી. આ ઉપરથી તેમજ વડનગરના તેમના ટુંક મુદતના મુકામમાં તેમણે જે કામ કર્યાં હતાં તે ઉપરથી તેમના સમગ્ર પ્રવાસમાં તેમણે લોક સેવાનાં કેવાં કિંમતી કાર્ય કાર્યાં હતાં તેનો સ્પષ્ટ ખ્યાલ આવી શકશે. વડનગરમાં શેઠ ભોગીલાલ ચકુલાલની દેખરેખ નીચે કેટલકેમ્પની સ્થાપના કરવામાં તથા તેને માટે નિભાવનાં સાધન ઉભાં કરવામાં તેમણે ઘણી સારી સહાયતા આપી હતી. માનવ સંકટ નિવારણના કાર્ય તરીકે વડનગરમાં સંકટગ્રસ્ત હિંદુ તેમ મુસલમાન કુટુંબોને પુરૂષો તેમ સ્ત્રીઓને, ભીખ માગવા ન નીકળી શકે તેવાં પણ લાચારીમાં આવી પડેલાં આબરૂદાર સ્ત્રીપુરૂષોને તેઓએ અન્ન વસ્ત્રની મદદ આપી. તેઓ શ્રીના પ્રમુખ પદ નીચે એક સ્ત્રી સંમેલન થયું હતું. આ સંમેલનમાં તેઓએ સ્ત્રીઓના મહત્વ, સ્ત્રીઓની સુપ્રતિષ્ટા, સ્ત્રીઓનાં ગૃહિણી તરીકેનાં તેમ સામાજીક કર્તવ્યો વિષે તેમની હમેશની છટાદાર પદ્ધતિએ અસરકારક ભાષણ આપ્યું હતું અને શાળામાં જતી કન્યાઓને પુસ્તકો તથા વસ્ત્રનાં ઈનામ વહેંચી આપ્યાં હતાં. સ્ત્રીઓની ઉન્નતિ અને સંકટ નિવારણને લગતી દરેક બાબતમાં તેઓ વડનગરમાં ઘણીજ બારીક, શ્રમયુક્ત પુછપરછ ઉત્સાહપૂર્વક કરતા હતાં. અહીં તેમના સમાગમમાં આવનાર દરેક મનુષ્યને તેમને માટે અસાધારણ પૂજ્યભાવ અને સન્માન વૃત્તિ ઉત્પન્ન થયાં હતાં અને તેમાં કાંઈ આશ્ચર્યજનક ન હોતું. વડનગરમાં મેં જે કાંઈ જોયું હતું તથા ભગવતી જમના બ્હેનની દૈનિક પ્રવૃત્તિઓ તથા તેમનું સામાજિક જીવન જાણવાની જે કાંઇ તક પ્રસંગોપાત મને મળી છે તે ઉપરથી હું બિલકુલ સંકોચવિના અને લેશપણ અતિશયોક્તિ વગર કહી શકું છું કે એક આદર્શ ગૃહિણી હોવા ઉપરાંત યુરોપમાં આદર્શરૂપ મનાતી પરમાર્થ પરાયણ મહાન્ સ્ત્રીઓની પંક્તિમાં દાખલ થઈ શકે તેવાં ગુજરાતનાં આ મહાન્ સન્નારી હતાં. ખાસ કરીને, ગુજરાતનાં આપદ્ગ્રસ્ત

કુટુમ્બો અને નિરાધાર બાળકોનાં માતા તરીકે મરણ પર્યંત અનેક રીતે તેઓએ સ્તુત્ય સેવા ઉઠાવી છે.

પશ્ચિમની સઘળી ભાવનાઓનું આપણે અનુકરણ કરવા માગતા નથી એ વાત સ્વીકારવા સાથે પૂર્વમાં રહેવા છતાં, પશ્ચિમની અનેક વ્યાવહારિક બાબતોની અસર અહીં આપણને પણ થાયછે દેશ દેશ વચ્ચેના, સમુહના વ્યવહારની સરળતાઓ વધવા સાથે, આ અસરોમાંથી આપણે મુક્ત રહી શકવાના નથી અને તેવી કેટલીક ઉત્કર્ષક અસરોથી મુક્ત રહેવું પણ ઇષ્ટ નથી. ઈંગ્લાંડ જેવો આગળ વધેલો દેશ જ્યાં પાર્લામેન્ટની ચુંટણીમાં મત આપવાનો હક મેળવવા માટે સ્ત્રીઓએ જબરદસ્ત હીલચાલ કરવા છતાં પુરૂષોમાં મત ભેદ હોવાથી તે હીલચાલને હજુ ફતેહ મળી શકી નથી, જ્યાં હજુ પણ સ્ત્રીઓનું યોગ્ય કર્તવ્ય ક્ષેત્ર એક ઘરજ છે એમ એવા માનનાર છે ત્યાં હાલના ભયંકર યુદ્ધના મુશ્કેલીના સમયમાં, ગૃહ બહારપણ, રાજકીય, જાહેર બાબતોમાં સ્ત્રીઓની મહત્તા સમજવામાં આવી છે. હિંદુસ્થાનમાં પણ દેશના સર્વ પ્રકારના ઉદય માટે ઉદયની સર્વ પ્રકારની હીલચાલમાં પુરૂષોની બાજુમાં સ્ત્રીઓ વડે બની શકે તેવા સર્વ પ્રયત્ન થવાની જરૂર છે. આ દેશમાં હજુ આ બાબત નવીજ છે. છતાં આવા પ્રારંભકાળમાં આ ઈલાકામાં સદ્ગત જમના બ્હેન સક્કૈ જેવાં મહાન્ સન્નારીએ અનેક જોખમની દરકાર કર્યા વગર કેટલાંક કહેવાતાં માનને ઠોકર મારી, નિર્ભય પણે દક્ષિણ આફ્રિકાને લગતાં રાજકીય સંકટ નિવારણના પુરૂષ પ્રયત્નને સાહાયભૂત થવા માટે પહેલ કરી છે તે આ ઈલાકાની રાજકીય હીલચાલના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે નોંધી રાખવા જેવી છે. દક્ષિણ આફ્રિકામાં વસતા હિંદીઓને ત્યાંના રાજતંત્રથી થતી અસહ્ય હરકતો અને ત્રાસ સામે વાંધો ઉઠાવવાને તેઓએ એક મોટી સ્ત્રીસભા મેળવી હતી એટલુંજ નહિ પણ ત્યાંના હિંદીઓના સત્યાગ્રહથી સંકટમાં આવી પડેલાં તેમના કુટુમ્બના નિભાવ માટે રાત્રી દીવસ પરિશ્રમ કરી લગભગ રૂ ૩૦૦૦ જેટલી રકમ ઉભી કરી હતી અને તેજ માટેના ત્યાંના પ્રદર્શનમાં પણ અહીં નમૂના એકઠા કરી વેચવા માટે મોકલી લગભગ રૂ ૨૦૦૦ જેટલી સ્તુત્ય સહાયતા કરી આપી હતી.

જનસમાજમાં સ્ત્રીઓની પ્રતિષ્ઠા વધારવાને તેમણે ઘણો વખાણવા લાયક પ્રયાસ કર્યો હતો. ગુજરાતમાં સ્ત્રીઓ અનેક વિષય સંબંધે લેખ દ્વારા અગર ભાષણદ્વારા કે સેવાની કોઈ હીલચાલ દ્વારા જાહેરમાં બહાર આવી શકી હોય તો તે જમના બ્હેન જેવાં ગૃહલક્ષ્મી હિંદુ આદર્શ સન્નારીના ઉજ્જવલ અને પ્રતિષ્ઠિત દૃષ્ટાંતના પ્રોત્સાહન અને બળથીજ બહાર આવી શકી છે. દુષ્કાળ અને બીજા તેવા પ્રસંગે ગુજરાતી હિંદુ સ્ત્રીઓ સમાજને સહાયતા કરવાને બહાર આવી છે. આવા પ્રસંગે, કામ કરનાર સ્ત્રીવર્ગ મળી આવે છે તે તેમના ઉત્તેજક દૃષ્ટાંતનુંજ પરિણામ છે. સંક્ષેપમાં કહીએ તો ગુજરાતી હિંદુ સ્ત્રીઓનું જીવન સમાજને ઉપયોગી કરવામાં ભગવતી જમનાબ્હેને પોતાના દૃષ્ટાંતથી પોતાના અંગત પરિશ્રમોથી ઘણી મદદ કરી છે.

ગુજરાતની પ્રજા એ પોતાનું કુટુમ્બ હોય એમ તેમની સેવામાં અને સહાયતામાં રહેવામાં તેમણે પોતાનું જીવન ગાળ્યું છે અને બહાર પડેલી હકીકતો ઉપરથી માલમ પડ્યું છે કે તેઓ પોતાનું લગભગ **સર્વસ્વ આ બહોળા કુટુમ્બ માટેજ** મૂકી ગયાં છે.

**સદ્ગત જમનાબ્હેન નગીનદાસ સક્કૈએ ઐહિક સન્માનની અપેક્ષા રાખી હોત તો તેમની દુષ્કાળની જાહેર સેવા આદિથી મળત પણ પોતાના અંતર્યામીની સૂચના મુજબ પોતાના**

દેશબન્ધુઓ અને ભગિનીઓની સેવા સંપૂર્ણ વફાદારી, છતાં નિશ્ચલતા અને નિર્ભયતા સાથે ઉઠાવી આ તરફની પ્રજાના અંતઃકરણમાં તેમણે જે ઉચ્ચસ્થાન સંપાદન કર્યું છે તે આગળ આવાં સન્માન તુચ્છ જણાય છે. પોતાના જીવનમાં **સન્માન કરતાં, કર્તવ્યને** તેમણે હમેશાં પ્રાધાન્ય આપ્યું છે અને તેજ કારણથી ગુજરાતની તેઓના સમયની **સન્નારીઓમાં સર્વથી મહાન્** અને **આદર્શ સન્નારી** તેઓ ગણાશે એમાં કોઈપણ પ્રકારનો શક નથી.

હિંદુસ્થાનના ઉદય માટે, તેના ઉદ્ધાર માટે ભગવતી જમનાબ્હેન જેવાં અનેક **દેશાભિમાની** અને **પરમાર્થ** પરાયણ સન્નારી રત્નોની આપણને જરૂર છે.

---

## ગંગાસ્વરૂપ જમનાબાઇ સક્કઇનાં જીવનથી સ્ત્રી વર્ગને મળતો બોધ.

લેખકઃ—**હીરાલાલ ડાહ્યાભાઇ નાણાંવટી.**

શ્રીયુત તાપીદાસ વરજીવનદાસના ધનવાન અને પ્રતિષ્ઠિત કુટુંબમાં જન્મ પામી શ્રીયુત નગીનદાસ સક્કઈનાં ધર્મ પત્નિ થઇ, પ્રિય પતિના દેહાવસાન પછી વિધવાનાં કઠીણ ધર્મોનું પાલન કરી, ગયા એપ્રિલ માસની આઠમી તારીખે જમનાબાઇએ શરીર છોડ્યું એ વાત આપણા ગુજરાતી સ્ત્રીમંડળને સારી રીતે જાણીતી છે. જમનાબાઈનાં જીવનનાં ના'ના મો'ટા બનાવોનું વર્ણન કરવાની અત્રે જરૂર નથી. એમનાં દેહાવસાન પછી તરતજ છાપાઓમાં એ સંબંધી લખાયું છે. તેમજ આ સ્ત્રીહિતોપદેશના અંકમાં તેમના ગાઢ સમાગમમાં આવેલા કોઇ બ્હેન કે ભાઈ તરફથી તે લખાયું હશે એમ હું ધારૂં છું. અને આશા રાખું છું કે જૂદા જૂદા લેખકોની કલ્પનામાંથી ઉત્પન્ન થયેલી અને પ્રસંગોપાત્ત અસંભવિત બનાવોથી ભરેલી નવલકથાઓ વાંચવા કરતાં ખરેખર બનેલા બનાવોનું વર્ણન કરનારૂં જીવન ચરિત્ર વાંચવાનું આપણો સ્ત્રી વર્ગ વધારે પસંદ કરશે અને તેથી તેમને અવશ્ય લાભ થશે.

એમના જીવનમાંથી સૌથી વધારે અગત્યનો બોધ જે આપણા સ્ત્રી વર્ગને લેવા જેવો છે તે એમનું ઉત્તમ પાતિવ્રત્ય છે. ભારત વર્ષનાં તપો બળથી સ્ત્રીઓનાં પાતિવ્રત્યની મહત્તા આ દેશમાં જેટલી સુદૃઢપણે સમજવામાં આવી છે તેટલી અન્ય દેશમાં હજી સમજાઈ નથી; તેમજ તેનાં રક્ષણ માટે જે જે પ્રબંધો આ દેશમાં થયા છે તેવા ભાગ્યેજ અન્ય દેશોમાં થયા હશે. શ્રીમાન્ ઘરમાં જન્મ થયેલો હોવા છતાં અને એમના પતિ તેટલા શ્રીમાન્ ન છતાં, જેઓને એ દંપતીના સમાગમમાં આવવાની તક મળી હતી તેઓ કહે છે કે, જમના બાઈનું એમના પતિ પ્રતિનું વર્તન એક ઉત્તમ પતિવ્રતાને છાજે તેવું હતું. પતિવ્રતા સ્ત્રી પોતાના પતિની આજ્ઞાવિના એક પણ ડગલું ભરતી નથી. એ નીતિને અનુસરીનેજ સ્ત્રીમંડળનો કાર્યભાર માથે લેવા માટે એમણે શ્રીયુત્ નગીનદાસ સક્કઈની પરવાનગી મેળવી હતી અને પોતાનાં દેશનાં કલ્યાણની ભાવના જેમનામાં ઠેઠ સુધી જ્વલંત હતી એવા શ્રીયુત્ નગીનદાસે પોતાના અવસાન સમયે જમનાબાઇને એ કાર્યો ચાલુ રાખવાનો તેમજ અન્ય સ્ત્રી ઉપયોગી હીલચાલોમાં ભાગ લેવાનો ખાસ આદેશ આપ્યો હતો એ વાત આપણને સર્વેને જાણીતી છે.

પતિવ્રતાના ધર્મો સંબંધમાં આપણી સ્મૃતિઓમાં આપણા પુરાણોમાં તેમજ આપણા પૂર્વ પુરુષોનાં રચેલાં અન્ય ગ્રંથોમાં ઘણું લખાયું છે. ઈશ્વરેચ્છાથી ગુજરાતી ભાષામાં પણ સ્મૃતિપુરાણોને અનુસરનારા પાતિવ્રત્યનાં નિયમો સંબંધી લખાણવાળાં પુસ્તકો થોડાં પ્રગટ થયાં છે. અને સદાચારણી સ્ત્રીઓ તેવા પુસ્તકો પ્રીતિથી વાંચે છે. પરંતુ પાશ્ચાત્ય પ્રજાને પ્રિય થઇ પડેલા નવીન પ્રકાશનાં સાહિત્ય ગ્રંથોનું અનુકરણ ગુજરાતી ભાષામાં જે પ્રમાણમાં

થાય છે તે પ્રમાણમાં આપણી સ્મૃતિઓને અનુસરનારા ગ્રંથો ગુજરાતીમાં બહાર પડતા જણાતા નથી એ શોચનીય છે.

મન, વાણી અને શરીરથી એકજ પુરુષનું–અર્થાત્ પોતાના પતિનું જ ધ્યાન અને સેવન એ પાતિવ્રત્યનું મૂળ લક્ષણ છે. પોતાના જીવનમાં, જીવનની પ્રત્યેક પ્રવૃત્તિમાં એ લક્ષણ સિદ્ધ કરવું એ સ્ત્રીઓનું ખાસ કર્તવ્ય છે. સ્મૃતિકારોએ તથા પુરાણના રચનારાઓએ બહુ સારી રીતે વિગતવાર અને દાખલા સહિત એ કર્તવ્યના નિયમોનું પ્રતિપાદન કર્યું છે. તે સર્વેના સંબંધમાં અત્ર લખવા બેસીએ તો ઘણો વિસ્તાર થાય. માટે તે સંબંધી ગ્રંથો વાંચવાની ભલામણ કરી આ સ્થળે એટલું જણાવવું અગત્યનું લાગે છે કે **પાતિવ્રત્ય એ ગૃહજીવનના સાચા સુખનો અને નિષ્કલંક સમાજબંધારણનો મજબૂત પાયો છે એટલું જ નહિ, પણ આધ્યાત્મિક પ્રગતિનું અને મોક્ષનું અપ્રતિમ સાધન છે.**

અન્ય દેશના અને અન્ય પ્રજાઓના સ્ત્રીમંડળ સાથે સરખાવતાં આપણા સ્ત્રીમંડળમાં સામાન્ય જ્ઞાન બહુ ઓછું છે એ વાત આપણે નાકબુલ કરી શકીએ એમ નથી. સ્ત્રીઓની સ્વભાવિક લાજમર્યાદા સચવાય અને તેમનું સામાન્ય જ્ઞાન વધે એ માટે સ્ત્રીઓની સ્વતંત્ર સભા અથવા મંડળની ખાસ જરૂર હતી. સ્ત્રીઓને વખતોવખત એકબીજા સાથે મળવાનો પ્રસંગ આવે અને જેમનામાં કંઈ સામાન્ય જ્ઞાનની અથવા કંઈ ખાસ સ્ત્રીઓને ઉપયોગી જ્ઞાનની સારી આવડત હોય તે પોતાના જ્ઞાનનો લાભ બીજી બ્હેનોને આપે તો અવશ્ય લાભ થાય, એ વિચારથી જ ગુજરાતી સ્ત્રીમંડળની સ્થાપના કરવામાં આવી છે. એ આશય પાર પાડવા માટે ગંગાસ્વરૂપ જમનાબાઈએ જે વિદ્વત્તાથી અને જે ખંતથી પ્રયાસ કર્યો છે તેમ ન કર્યો હોત તો જે લાભ આપણા સ્ત્રીવર્ગને મળ્યો છે તે મળી શકતે નહિ. આથી એમના જીવનના એ ભાગમાંથી અન્ય બ્હેનોને એ બોધ મળે છે કે પોતાનું સામાન્ય તેમ જ સ્ત્રી–ઉપયોગી વિષયોનું જ્ઞાન વધારવું અને તેનો લાભ મંડળ મારફત અન્ય બ્હેનોને આપવો.

જે સમયમાં કન્યા કેળવણી માટે હાલ જેટલી અનુકૂલતા ન હતી તે સમયમાં જમનાબાઈનો જન્મ થયો હતો, છતાં તેમને ગુજરાતીનું તેમ જ સંસ્કૃતનું જ્ઞાન હતું. આ બે ભાષાનું સારૂં જ્ઞાન આપણા સ્ત્રીવર્ગમાં ફેલાવું જોઇએ. ગુજરાતી આપણી માતૃભાષા છે એટલે એ ભાષાનું સારૂં જ્ઞાન હોવું જોઈએ એમાં બે મત થવાનો સંભવ જ નથી. સંસ્કૃત ભાષામાં આપણા વિદ્વાન્ પૂર્વજોના લેખોનો સંગ્રહ છે. આપણાં ધર્મશાસ્ત્રો પણ એ જ ભાષામાં લખાયલાં છે, અને સ્વધર્મપ્રિયતા એ સ્ત્રીઓનું સ્વાભાવિક લક્ષણ છે. તેથી એ ભાષાનું સારૂં જ્ઞાન જો સ્ત્રીઓને હોય તો ધર્મનું યથાર્થ રહસ્ય સમજવાને તેઓ ભાગ્યશાળી થાય, અને પોતાનું, પોતાના કુટુંબનું અને તે દ્વારા જનસમાજનું કલ્યાણ સાધી શકે. સ્ત્રીમંડળ તરફથી કહાડવામાં આવેલા વર્ગોમાં સંસ્કૃત ભાષા શીખવાની અનુકૂલતા આપણા સ્ત્રીવર્ગ માટે કરવામાં આવી છે અને ગુજરાતી સ્ત્રીઓ તેનો મોટા પ્રમાણમાં લાભ લે એમ આપણે ઇચ્છીશું.

જમનાબાઈના ભાષાજ્ઞાન ઉપરાંત તેમની અસાધારણ વકતૃત્વશક્તિ આપણું ખાસ ધ્યાન ખેંચે છે. જેઓ એમનું ભાષણ સાંભળવાને ભાગ્યશાળી થયા છે તેઓ કહે છે કે **શુદ્ધ સંસ્કારી ગુજરાતી ભાષામાં બોલતા છતાં એમનો વાણીપ્રવાહ અસ્ખલિત વહ્યો જતો હતો.** પુરુષોમાં પણ એવી વકતૃત્વશક્તિવાળા થોડા હોય છે. પૂર્વકાળની બોધ આપવાની અને બોધ લેવાની રીત હાલના જેવી ન હતી. બુદ્ધિમાન્, વયોવૃદ્ધ અને સદાચરણી

પુરુષો અથવા સ્ત્રીઓ પાસે બોધ લેવાને અન્ય પુરુષો કે સ્ત્રીઓ જતાં, અને તે બોધ આપનારના ઉપર સ્વાભાવિક માનની લાગણીથી જોતાં. તે સમયે બોધ આપનારના વિચારો પર જેટલું લક્ષ રાખવામાં આવતું તેટલો મોહ તેમના વકતૃત્વ પર રાખવામાં આવતો નહિ. આથી એમ સમજવાનું નથી કે તે સમયનાં સ્ત્રીપુરુષોમાં વકતૃત્વશક્તિ ન હતી અથવા સારી વકતૃત્વશક્તિવાળાં સારી છાપ પાડી શકતાં નહિ. કહેવાનું તાત્પર્ય એ છે કે તે સમયમાં વકતૃત્વશક્તિ પર ખાસ આધાર રહેતો ન હતો. પરંતુ હાલના જમાનામાં તે રીત બદલાઈ ગઈ છે, અને તે પદ્ધતિને બદલે હાલની પ્રચલિત સભાઓને સ્થાન મળ્યું છે. આવી સભાઓમાં સારી વકતૃત્વશક્તિવાળાઓનો બોધ મનુષ્યો જે ધીરજથી અને ધ્યાનથી સાંભળે છે તેમ બીજાનો સાંભળતા નથી, તેથી વકતૃત્વશક્તિ કેળવવાની જરૂર રહે છે; અને સ્ત્રીઓના જ્ઞાનની વૃદ્ધિ સ્ત્રીઓ દ્વારા થાય એ જ ઇષ્ટ હોવાથી આપણી બ્હેનો વકતૃત્વશક્તિને સારી રીતે ખીલવી પોતાની બ્હેનોને પોતાના જ્ઞાનનો લાભ આપવામાં વાપરવા આગ્રહ ધરશે એમ આપણે આશા રાખીશું.

સ્વર્ગવાસી જમનાબાઈના સંબંધમાં આવેલાં ઘણાંખરાં સ્ત્રીપુરુષોને તેમનો સ્વભાવ પ્રેમમય અને આનંદી લાગ્યો છે. પ્રત્યેક સ્ત્રીપુરુષે પોતાનો સ્વભાવ આનંદી રાખવાની જરૂર છે. આપણા સ્વભાવની એટલે આપણા માનસિક વિચારોની આપણા શરીર પર–આપણા આરોગ્ય પર–સીધી અને જબરી અસર થાય છે. ઘણાંખરાં સ્ત્રીપુરુષોના સ્વભાવની છાપ તેમની મુખમુદ્રા પર પડેલી હોય છે, અને અનુભવી મનુષ્યો તે જોતાં વાર જ તેમના સ્વભાવ સંબંધી અનુમાન કરી શકે છે. જેમનો સ્વભાવ આનંદી હોય છે, જેમનું ચિત્ત પ્રસન્ન રહે છે તેમનું મુખ સાફ સ્વચ્છ કરચળીઓ વિનાનું, પ્રફુલિત અને તેજસ્વી લાગે છે. જેમનો સ્વભાવ હમેશાં ક્લેશયુક્ત રહેવાનો હોય છે, જેમનું ચિત્ત બળેલું હોય છે તેમનું મુખ કરચલીઓવાળું કે શોષાયલું લાગે છે. વળી જેમનો સ્વભાવ આનંદી હોય છે તેમનું આરોગ્ય પણ સારૂં રહે છે. જેમનો સ્વભાવ ક્રોધી કે બળેલો હોય છે તેમના શરીરમાં કંઈ ને કંઈ વ્યાધિ પેદા થાય છે. આ વિષય સ્ત્રીમંડળની કોઈ સભામાં સૂક્ષ્મતાથી સમજાવવા જેવો છે, અને તેનું વધારે વિવેચન અત્ર કરવું અસ્થાને છે. જમનાબાઈનું આરોગ્ય એમના ઉપર જણાવેલા આનંદી સ્વભાવને લીધે જ એમની સૌભાગ્ય દશામાં, સ્વાભાવિક રીતે સારૂં રહેતું હતું. આપણા સ્ત્રીવર્ગમાં આનંદી, ઉત્સાહી અને પ્રસન્નચિત્તવાળાં ઘણાં ઓછાં હોય છે. સ્હેજસાજમાં ચિત્તની અપ્રસન્નતાને સેવનારા અને ક્લેશ કરનારા ઘણા જોવામાં આવે છે, અને તેથી સ્ત્રીઓ પોતાના સ્વભાવની સુધારણા પર વધારે લક્ષ આપશે અને આનંદી રહેવા પ્રયત્ન કરશે તો તેથી તેમને પોતાને શારીરિક તેમજ માનસિક લાભ થશે, વ્યાધિમાંથી બચશે એટલું જ નહિ પરંતુ પોતાના ગૃહમાં અનુપમ શાંતિ અને સુખ પ્રસરાવી જનસમાજનું કલ્યાણ સાધી શકશે.

હવે અંતમાં, આપણે ગંગાસ્વરૂપ જમનાબાઈના પ્રેમમય સ્વભાવ તરફ લક્ષ કરીએ. સ્ત્રીમંડળની સભાઓમાં હાજરી આપનાર સ્ત્રીઓમાંથી ઘણાંને મ્હોડે સાંભળવામાં આવ્યું છે કે જમનાબાઈ હમેશાં નાનાંમોટાં સૌને પ્રીતિથી મળતાં અને છૂટથી વાતચિત કરતાં એટલું જ નહિ, પણ પ્રત્યેકને ઉલટથી ભાગ લેવા માટે ઉત્સાહિત કરતાં. નાનાંમોટાં સાથે પ્રેમથી વર્તવું એ નિરભિમાનપણાનું એક ચિન્હ છે. જેમનામાં અભિમાન છે, જેમનામાં ગર્વ છે, જે એમ ધારે છે કે હું અમુક કરતાં ધનમાં, રૂપમાં કે વિદ્વત્તામાં બીજાથી ચઢીયાતી છું તે

બીજાની સાથે ખુલ્લા દીલથી વાતચિતમાં ભેળાશે નહિ. એવું અભિમાન જેમનામાં હોય તેમણે તે દૂર કરવું જોઇએ, અને તેને બદલે નાનામોટા સર્વ પર પ્રેમ રાખતાં શીખવું જોઈએ. પ્રાણી-માત્ર પર એકસરખો પ્રેમ રાખવાનું આપણા શાસ્ત્રકારો સૂચવે છે. આટલા બધા વિસ્તૃત પ્રેમને જેઓ પોતાના અંતઃકરણમાં એકદમ સ્થાન ન આપી શકતા હોય તેમણે ક્રમે ક્રમે પોતાના હૃદયની પ્રેમભાવનાને વિસ્તાર પમાડી પ્રથમ પોતાના કુટુંબનાં મનુષ્યો પર, પછી સગાં અને સંબંધીઓ પર પછી આપણા સમાજના મનુષ્યો પર અને આપણા દેશીઓ પર પ્રેમ રાખતાં શીખવું જોઈએ. આ પ્રકારની વિસ્તૃત પ્રેમભાવનાથી નિરભિમાનપણું એની મેળે સિદ્ધ થઇ જશે. પોતાના રૂપનો, ધનનો, કે બુદ્ધિનો ગર્વ એની મેળે નિર્મૂળ થઈ જશે, અને સ્વ. જમનાબાઈના સમાગમમાં આવેલા ગુજરાતી સ્ત્રીમંડળના સભાસદો તથા અન્ય બ્હેનો તેમના જીવનમાંથી પોતાનો સ્વભાવ પ્રેમમય અને આનંદી રાખવાનો બોધ ગ્રહણ કરે તો તેથી તેમને પોતાને લાભ થશે એટલું જ નહિ, પરંતુ સ્વ. જમનાબાઈ પ્રતિ પોતાનો પૂજ્યભાવ સારી રીતે પ્રદર્શિત કર્યો ગણાશે.

---

## સ્વ. જમનાબાઇ સક્કઇનાં નિરભિમાન અને વિનય.

### લેખકઃ—રા. મોતીલાલ ત્રિભોવનદાસ દલાલ.

ગુજરાતી સ્ત્રીમંડળની કાર્યકારિણી સભાએ, એ મંડળનાં એક મુખ્ય સ્થાપક, ચાલક અને પ્રમુખ સ્વ. જમનાબાઇ સક્કઇનો એક ખાસ સ્મારક અંક પ્રગટ કરવાની જે સ્તુત્ય યોજના કરી છે તે ફળીભૂત કરવા કમિટી તરફથી રા. રા. ભવાનીદાસ મોતીવાળાએ અમુક સજ્જનોને, એ ભલી બાઇનાં જીવન ચરિત્ર સંબંધી કાંઇક લખી મોકલવા વિનંતિ કરી છે. સ્વ. જમનાબાઈની પ્રવૃત્તિઓ એકદિશ નહીં પણ અનેકદિશ હતી. તે માનવી દેવીનું ગૃહ-સંસારી જીવન તેમના જાહેર જીવન જેટલું જ ઉજ્જવલ અને શુદ્ધ હતું. તેમનામાં અનેક ઉત્તમ સદ્‌ગુણો નહિ હતે તો છેલ્લાં પંદર વર્ષમાં તેમનું નામ ગુજરાતમાં જ નહીં પણ તેની સીમાની બહાર એક ઘરગથ્થુ નામ થઈ પડે એ અસંભવિત હતું. પુરુષની વિખ્યાતિ થવી પ્રમાણમાં સરલ છે, પરંતુ હાલની પ્રતિકૂલ પરિસ્થિતિમાં એક સ્ત્રીની કીર્તિ થવી એ પહાડમાં વૃક્ષ ઉગી નીકળવા જેવું વિકટ છે. છતાં સ્વ. જમનાબાઇની કીર્તિ આખા ગુજરાતમાં ગામે ગામ પ્રસરી, અને લગભગ સર ફિરોજશાહ અને મી. ગોખલે જેટલી તેઓ બહાર નહીં તો ગુજરાતમાં પ્રખ્યાત થઇ અને તેથી સિદ્ધ થાય છે કે તેમનામાં કેટલાક અસાધારણ સદ્‌ગુણો તેમજ શક્તિઓ હોવી જોઇએ. તે પ્રત્યેક ગુણનું અવલોકન કરવા જતાં કોઈને પણ યોગ્ય ન્યાય મળે નહીં, તેમ જ લેખ અનિવાર્ય રીતે લાંબો થઈ જતાં, ટાહેલા જેવો વિશેષ લાગે. તેથી તેમનામાં પ્રતીત થયેલા એક જ ગુણને આલેખવા પ્રધાન સ્થાન આપવાનો સંકલ્પ કર્યો છે.

જે ગુણ વિષે હુ કાંઇક કહેવા ચાહું છું તે કેટલાકને નિર્જીવ અને કેટલાકને ઉપલકીયો લાગશે. ન્હાના માણસમાં તે ગુણ વસ્તુતઃ નિર્જીવ અને તુચ્છ કદાચ હોઈ શકે અને તેના વિરોધી દુર્ગુણ માટે તેનામાં અવકાશ પણ નહીં હોય, પરંતુ મોટામાં તથા ભાગ્યવંતોમાં તે હોવો તો બહુ જ શોભાપ્રદ છે. જેમ દાઉદની ધન સંબંધી પ્રમાણિકતા પ્રમાણમાં તુચ્છ છે, પરંતુ શાહ વ્યાપારી અને શરાફની પ્રમાણિકતા બહુ માનપ્રદ છે તે જ પ્રમાણે ન્હાના માણસનો વિનય અને

નિરભિમાન કદાચ સ્વાભાવિક સ્વરક્ષણ સારૂ જરૂરી હોવાથી અનિવાર્ય પણ હોય, પરંતુ સમૃદ્ધ, સ્વતંત્ર અને બહુગુણસંપન્ન મનુષ્યમાં તે હોવો એ તો લગભગ એક ચમત્કાર, વરદાન અથવા પરાક્રમ જ છે. પુણ્ય કે તપથી પ્રાપ્ત થયેલી મહત્તાના વરદાનનું તેજ ઝાંખું કરવા, જાણે ઇંદ્ર મોટા માણસમાં અહંકાર અને અભિમાનરૂપ ઘૃતાચી અને રંભા નામક અપ્સરાઓને, તપથી ચલિત કરવા પ્રેરતો હોય તેવું જ કાંઈ જોવામાં આવે છે. (તેના પ્રચલિત અર્થમાં આ શબ્દ વાપર્યો છે). મોટા માણસોમાં નિરભિમાન બહુ જ અલ્પ અને બહુ વિરલ જોવામાં આવે છે. અભિમાન એ નિયમ અને નિરાભિમાન એ અપવાદ છે. મોટો માણસ લગભગ અવશ્ય તેનાથી પતિત અને ચલિત થયો હોય છે. એ આશ્ચર્ય છે કે અભિમાની હોવા છતાં પ્રત્યેક મનુષ્ય હું નિરભિમાની છું એમ બતાવવા અને નિરભિમાનીમાં ખપવા તો સતત ચેષ્ટા કરતો હોય છે જ! પરંતુ માનસશાસ્ત્રનો શો કટાક્ષ છે કે એવી જ્ઞાનપૂર્વક ચેષ્ટા તો તેનામાં સ્વભાવિક અભિમાન છે એમ ઉલટું સિદ્ધ કરે છે. ખરા અને સ્વભાવિક રીતે નિરભિમાન મનુષ્યને પોતે અભિમાની છે એવી શંકા જ આવતી નથી. તેથી તે નિરભિમાની નહીં ગણાવાની પ્રયત્નપૂર્વક ચેષ્ટા કરતો નથી, કરવા માટે તેને સ્થાન જ નથી. અભિમાનના સૂક્ષ્મ માનસિક રોગના ભોગ લક્ષ્મીવાળાં સ્ત્રીપુરુષો જ છે એવું કાંઈ નથી. વિદ્વાન્ પોતાની વિદ્યાસંપત્તિનો તેટલો જ અભિમાની છે, અને જે વ્યક્તિમાં લક્ષ્મી અને સરસ્વતીનો અકસ્માત્‌થી સંયોગ હોય છે તે વ્યક્તિમાં, ગણિતના નિયમ પ્રમાણે વારંવાર બેવડું અભિમાન ભરેલું જોવામાં આવે છે. પોતાની સંપત્તિ માટે રાજી થવું એ વાજબી છે, તેમ જ સ્વમાન હોવું પણ આવશ્યક છે. પરંતુ અભિમાન બેમાંથી એ એકે નથી. સ્વ. જમનાબાઈના નિરભિમાનનું અવલોકન કરવા સારૂ અભિમાનના પાત્રોનું ઉપર આપણે જેવું પૃથક્કરણ કીધું, તે જ પ્રમાણે સંક્ષેપમાં, અભિમાનનાં લક્ષણોનું પણ પૃથક્કરણ કરવું ઉચિત છે. જે મનુષ્ય પોતાની વિદ્યા, બુદ્ધિ, કે ધનની સંપત્તિ જોઇને, બીજામાં તે નહીં જોતાં અનાયાસે દિલગીર થાય અને ઇચ્છે કે તેને તેનો કિંચિત્ ભાગ મળવાના કારણભૂત હું થાઉં, જે મનુષ્ય પોતાની એ સંપત્તિ અન્યના ઉપયોગાર્થે વિશેષ છે અને પોતે તેનો ભોક્તા ગૌણ તથા રક્ષક મુખ્ય છે એમ સમજે તે નિરભિમાની છે; જે પોતાની ધન, તન આદિની સંપત્તિ સંબંધી સારી સ્થિતિ બીજાની ઈર્ષ્યા કે બીજાના દુઃખનું કારણ જાણતાં પણ નહીં થઈ પડે એટલું જ નહીં, પણ તેમની પ્રસન્નતા, વૃદ્ધિની શુભેચ્છાપૂર્વક આશીર્વાદનું કારણ થઈ પડે એવી રીતે, યુક્તિ અને પૂર્વ વિચારનાં પાટીયાં ગોઠવ્યા વગર, સહજ રીતે વર્તે છે તે મનુષ્યને નિરાભિમાની જાણવો. તેથી વિરૂદ્ધ વર્તે તે અભિમાની અને વિના સંપત્તિએ અથવા અલ્પ સંપત્તિએ જે બહુ કૂદતો જણાય તેને મિથ્યાભિમાની જાણવો.

આ વ્યાખ્યા અનુસાર આપણે સ્વ. જમનાબાઈના તરી આવતા નિરભિમાનના મહાસદ્‌ગુણનું નિરીક્ષણ કરવા પ્રયત્ન કરીશું. શ્રીમંત હોવા છતાં વસ્ત્રાદિકમાં સાદાઈ રાખવી તથા વચનાદિમાં નમ્રતા ધારણ કરવી એ નિરભિમાનની સર્વોત્તમ નિશાનીઓ છે. સ્વ. જમનાબાઈમાં એ સદ્‌ગુણો તરી આવતાં હતા. પીયેર તેમજ સાસરે બન્ને તરફથી શ્રીમંત હોવા છતાં, પોતાના પતિની સારી પુંજી છતાં, સ્વ. જમનાબાઇએ નવીન નવીન ફેશનનાં મોંઘાં કે ઉંચાં કે ઝીણાં વસ્ત્રો કે સુંદર કોરણો કે કાપ તરફ કદાપિ લક્ષ આપ્યું નહોતું. એમની સાદી ચોળીની બ્હાંય એમની અસલ સાદાઈનું સર્વને સ્મરણ કરાવતી. ન્હાનામાં ન્હાના માણસો સાથે તેઓ એવી રીતે વાત કરતાં કે તેમના મુરબ્બી તરીકે તેઓ પોતાને ગણે છે એમ કદિ ન્હાનાને લાગતું નહીં. ન્હાના સાથે ન્હાના થવું એમાં જ તેમની

ખરી ખુબી હતી. ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ પૈસાદારોની સ્ત્રીઓનું જ મુખ્ય કરીને પ્રથમ મંડળ હતું કે જેમાં મધ્યમ સ્થિતિની તેમ જ પ્રમાણમાં જૂના વિચારની સ્ત્રીઓ મોટી સંખ્યામાં પાછળથી જોડાઈ ને પ્રધાનપણે સ્વ. જમનાબાઈનાં નિરભિમાન તથા વિનયનો પ્રતાપ હતો. મ્હોટેરાંઓ આપણને બોલાવેચલાવે નહીં પછી જવાથી શો લાભ? જ્યાં ભાવ જ ન પૂછાય, ને આવકાર પણ ન અપાય ત્યાં જવું ઠીક નહીં લાગે એમ સામાન્ય સ્ત્રીઓને લાગે એ સ્વાભાવિક છે. પરંતુ સ્વ. જમનાબાઈ વયે તેમ જ પૈસે ન્હાની સ્ત્રીઓને એટલી મીઠાશ અને એટલા પ્રેમથી સારી રીતે ચલાવતાં અને સરખાં બની એવી રીતે વાત કરતાં કે તેમની ખાતર સાધળાને મંડળમાં જવાનું મન થતું. ઘણુંખરૂં જોવામાં આવે છે કે પૈસાદાર સ્ત્રીઓ બહાર ઠઠેરો કરીને નીકળે છે અને કોઇ સાથે ઓળખાણ છતાં, બનતાં સુધી બોલતી કે કોઈને બોલાવતી નથી, અને બોલે તો દર્શનશાસ્ત્રોનાં સૂત્ર અથવા વીલાયતના તાર જેવી એકાક્ષરી ભાષામાં તેમના પતિઓના પરતેજથી જ તપવા છતાં તેમનામાં તેમના પતિ કરતાં પણ વિશેષ અભિમાન જોવામાં આવે છે, અને ઘણા પતિઓની સ્ત્રીઓ ક્વચિત્ વિદ્વાન્ હોવા છતાં પણ તેમાંની થોડી જ સ્ત્રીવર્ગમાં ખાસ પ્રભાવ પાડી શકવાનું મુખ્ય કારણ તેમનું ઓછું કે વત્તું ગર્વિષ્ટ અથવા અભિમાની વર્તન છે. પરંતુ સ્વ. જમનાબાઈ એ દોષથી એટલાં મુક્ત હતાં કે મંડળની ન્હાનામાં ન્હાની સ્ત્રીને હેતથી બોલાવી તેનું ખુશીથી ઓળખાણ કરતાં, હમેશ આવવા આમંત્રણ કરતાં તથા ઉત્સાહિત કરતાં, અને તેથી પ્રત્યેક સભ્યા તેમની હાજરીનાં આકર્ષણથી આકર્ષાઇને મંડળમાં જવા ઇચ્છતી. બીજી સ્ત્રીઓમાં નિરભિમાન નથી એમ કહેવાનો આશય નથી, પરંતુ તેમના જેટલો એ ગુણ થોડાએ જ ખીલવ્યો હશે. અલબત કેવલ નિરભિમાનમાં જ સદ્‌ગુણનો સાર સમાઈ જતો નથી. બુદ્ધિ, સત્કર્મ ઇત્યાદિ સદ્‌ગુણોના પ્રમાણમાંજ નિરભિમાનનો સદ્‌ગુણ ઉપયોગી તથા પ્રકાશવાન થઈ પડે છે.

ભરૂચના સંસ્કારી રાવળ કુટુંબની અનેક સ્ત્રીઓ ભણીને મોટે ભાગે કન્યાઓને કેળવણી આપવાના કલ્યાણપ્રદ કામમાં પડી છે. તેમની તરફનો એક લેખ "સુંદરી સુબોધ" માસિકના એક આગલા અંકમાં પ્રગટ થયો છે. તે વાંચતાં પણ સ્વ. જમનાબાઈનું નિરભિમાન જણાઈ આવે છે.

તે લેખ પરથી જણાય છે કે ખાસ પરિચય નહીં હોવા છતાં કન્યાશાળાની એ અધ્યાપકકમિટીને સ્વ. જમનાબાઈએ મુંબાઈ જવાની તેમની ઇચ્છા તૃપ્ત કરવા પોતાને વાલકેશ્વરને બંગલે આમંત્રણ આપ્યું હતું અને તેમની ખાસ ખાતરબરદાસ્ત તથા મહેમાનગીરી કરી હતી. ગયા દુષ્કાળ પ્રસંગે પંચમહાલ જીલ્લામાં પણ તેઓ જાતે દુષ્કાલપીડિતોને યથાશક્તિ સહાય કરવા જાતે એ દરિદ્ર અને અનાકર્ષક જીલ્લામાં ભ્રમણ કર્યું હતું. આવું અણગમતું કામ પુરૂષને કરવાને પણ ગમે નહીં, તે આ બાઈએ વૃદ્ધાવસ્થા અને ગર્ભશ્રીમંતાઈ છતાં, સ્વેચ્છાથી અને ઉમંગથી કીધું! જેને ઉંચુ પણ ધનાદિ સામગ્રીનું અભિમાન હોય તે દુકાળીયાઓના મેલા સંઘમાં ભળવાનું કદાપિ સ્વીકારવાનો સંભવ નથી.

આ વિષયના વધારે સંતોષકારક વિગતવાર દાખલાઓ તો સ્વ. જમનાબાઈના વિશેષ ગાઢ પરિચયમાં આવનાર જ આપી શકે. સ્વ. જમનાબાઈનો આ એક મહાન્ ગુણ હતો અને એ ગુણ ખરે મહાન્ છે એ બાબત ઉપર ભાર મૂકવાના હેતુથી જ, એવા પરિચયનો અભાવ હોવા છતાં, આ લેખ લખ્યો છે.

---

# શું જમનાબ્હેન દેવી હતાં?

લેખકઃ—રા. ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટીયા, બી. એ.

શ્રીમતી જમનાબ્હેનના અવસાન પછી એમનાં સ્વજનો તરફથી, એમના તરફ પૂજ્ય ભાવ રાખનારા તરફથી એમનું પુણ્યનામ ભવિષ્યની ગૃહદેવીઓના હૃદયમાં ચિરકાલ અંકિત રહે, એમના સદ્‌ગુણો અને પ્રતિભાયુક્ત જીવનનું અનુકરણ થાય એ ઇચ્છાથી અનેક પ્રવૃત્તિઓ શરૂ કરવામાં આવતાં શંકા, પોતાને પણ ન સમજાય એવા તેજોદ્વેષથી આટલુ બધું શું! શું એ કોઈ દેવી હતાં? ગુજરાતની અહલ્યાબાઈ કે જોન ઑફ આર્ક હતાં? એવા પ્રશ્ન થવા માંડ્યા. અને આ પ્રશ્નો જે પદ્ધતિએ કાર્ય કરવામાં આવ્યું તેટલે દરજ્જે યોગ્ય હતા. એ પદ્ધતિનું નિરૂપણ અને ટીકાને આ સ્થળ નથી.

હવે જમનાબ્હેન દેવી હતાં? એ પ્રશ્નનો ઉત્તર આપવા પહેલાં આપણે એટલું જ જોવાનું કે એમનામાં દૈવી સંપત્તિ હતી? શ્રીમદ્‌ભગવદ્ગીતાના સોળમા અધ્યાયની શરૂઆતમાં દૈવી સંપત્તિ કોને કહેવી એ જણાવતાં શ્રીકૃષ્ણચંદ્ર કહે છે કેઃ—

અભય, સત્ત્વની શુદ્ધિ, સુસ્થિતિ જ્ઞાનયોગમાં,
દાન, ને દમ, ને યજ્ઞ, તપ, સ્વાધ્યાય, આર્જવ;
અહિંસા, સત્ય, અક્રોધ, અનિન્દા, ત્યાગ, શાન્તિ, ને
મૃદુતા, દૃઢતા, યજન, અલોભ, ભૂતની દયા;
ના અતિમાન કે દ્રોહ, શૌચ, તેજ, ક્ષમા, ધૃતિ
એ ત્હેને હોય, જે પાર્થ! જમીયા દૈવી સંપદે.

કવિ ન્હાનાલાલ દલપતરામ.

હવે આ દૈવી સંપત્તિ મનુષ્યમાં જેટલે અંશે પ્રજ્વલિત રહે, અને જન્મ સાથે આપેલી આસુરી સંપદ્ ઉપર વિજય મેળવે તેટલે દરજ્જે દૈવી સંપત્તિનું પ્રમાણ અને પ્રભાવ વિશેષ. શ્રીમતી જમનાબ્હેનમાં આ દૈવી સંપત્તિનાં દર્શન થતાં એટલું જ નહિ, પણ એનાં પ્રભાવશાળી કિરણો તિમિરનો નાશ કરતાં હતાં એ એમના સહવાસીઓ અને એમના કાર્ય પ્રત્યે સહાનુભૂતિ દર્શાવનારને લાગ્યા વિના નહિ રહે. જેટલે દરજ્જે આસુરી સંપત્તિ ઉપર એમનું સામ્રાજ્ય હતું, દાબી દેવા પ્રયત્નશીલ હતાં તેટલે દરજ્જે એ દેવી હતાં. પશુના માણસ અને માણસના દેવ અને છે અને એ જ જીવનનો હેતુ. શ્રીમતી જમનાબ્હેનમાં સત્ત્વની શુદ્ધિ એટલી હતી કે એમના સહવાસમાં આવનાર ઉપર એ પ્રતિભાની છાપ પડતી. દ્રવ્યસત્તામાં આલોટનાર આ સત્વશુદ્ધ બાઈ આગળ બકરી થઈ જતી અને જમાનાબ્હેનને પરમાત્મા સિવાય કોઇનો ડર ન્હોતો. મીટિંગોમાં પણ વાતો કરતી શેઠાણીને હમારા ઉપર જ સંસારસુધારા અને સ્ત્રી-કેળવણીનો આધાર છે એમ માનનારને "ચુપ રહો" કહેતાં જમનાબ્હેન સંકોચાતાં નહિ. આ સાથે જ્ઞાનપિપાસા, વિરક્તતા એટલાં જ પ્રબલ હતાં. વાલકેશ્વર બાણગંગાના કઠિન આવાસમાં રહેતાં છતાં, પગ ચાલતા નહોતા છતાં, દાન માટે ગુજરાતમાં ફર્યાં, લુગડાં દાણા ઘેરે ઘેર આપ્યાં અને પદરનું તેમ જ ફંડનું નાણું આપી દાન, સાત્વિક દાન કરવાની મોંઘી લ્હાણ લીધી.

જમનાબ્હેન મુંબાઈમાં રહેતાં હતાં. ધનાઢ્ય કુટુંબમાં જન્મ્યાં હતાં, સર્વે ઇચ્છા પૂરી પાડે એવા પતિ હતા, છતાં ઇંદ્રિયોના દમનમાં વિજય મેળવ્યો હતો. રૂઢિબદ્ધ નહિ પણ

આર્ય સ્ત્રીને છાજે એવું સાદું મર્યાદિત જીવન ગાળતાં એમને જરા યે ક્ષોભ થયો નથી. પૂર્વાવસ્થામાં અનેક સ્ત્રીઓએ અપટુડેટ રહેવા કહ્યું હશે છતાં જમનાબ્હેનને જોતાં જ સર્વને એમ જ લાગતું કે એ ખરેખર ગૃહદેવી જ છે. વૃદ્ધ યુવાન કેટલાક એમની નજરે પડતાં જ એવી તો ગેબી અસર થતી કે સરસ્વતીચંદ્રમાં જેમ મીયાંને કહેવું પડ્યું છે કે-"સૌભાગ્ય દેવી! એમને તો પેટે જન્મ લઇએ એવાં" એવા જ શબ્દ જમનામૈયાને જોતાં નીકળતા. જમનાબ્હેને વિષ્ણુયાગ કે મહારૂદ્ર કરાવ્યા નહોતા, પરંતુ એમના કરેલા યજ્ઞમાં અનેક અજ્ઞાનનાં બલિદાન અપાયાં હતાં. દ્રવ્ય, પ્રેમ, અનુકૂલતા અને સંતતિ થયેલી છતાં એક સંતતિ રહી નહીં. આ સ્થિતિમાં બાવા, ધુતારા, જોષી દ્વારા છોકરાં જીવાડવાનાં વલખાં કેટલાં હોય તે હિંદુસમાજ સમજી શકશે. તેર તેર છોકરે છોકરૂં નહિ, છતાં જમનાબ્હેનના હૃદયમાં પણ શોક નહિ. બીજાંનાં, સગાંનાં એટલું જ નહીં પણ ભીખારીનાં છોકરાં એ પણ મ્હારાં જ છે માની તે પર અનહદ પ્રેમ બતાવી આપે એ ઓછો યજ્ઞ! ઓછું નથી! ઓરમાયાં કે ભાઈ ભત્રીજાનાં છોકરાં જોઈ પોતાનાં મરેલાં છોકરાંને સંભારી રોનાર હિંદુ સ્ત્રીઓ કોણે નથી જોઈ! સેવાસદન, મંડળ, વનિતાવિશ્રામ, ગૃહકાર્ય ઉપરાંત જમનાબ્હેનને દરરોજ આખા દિવસમાં આત્મા પરાત્મા માટે શું કર્યું તે જાણવાની ટેવ હતી અને દરરોજ પોતે પોતાનો હિસાબ લેતાં, આ આત્મનિરીક્ષણ જ એમના વિકાસનું કારણ હતું. જમનાબ્હેનને જૈનો અનેકવાર પોતાના મંડળમાં બોલાવતાં ત્યારે કહેતાં કે અહિંસા એ જૈનની જ હોય તો હું જૈન છું. અકારણ કોઈ પણ પ્રાણીને જીવનો ક્ષોભ થાય એ એમને ગમતું નહિ અને એની સાથે સત્યકથન કહેવાથી ખોટું લાગશે એની એમને બ્હીક ન્હોતી. જમનાબ્હેનને જેને આપણે ક્રોધ એટલે ઉશ્કેરાઈ જતાં જીવનું ભાન ન રહે એ કદી યે એવો ક્રોધ જ ન્હોતો. પોતે બીજાંથી વધારે ડાહ્યાં છે, મોટાં છે, દ્રવ્યવાન છે કે સત્તાધીશ છે એમ ધારે તો ક્રોધ ને? હું સમાજની સેવક છું અને સેવકને વળી ક્રોધ શો એમજ માન્યતા, અસત્ય લુચ્ચાઈ પ્રત્યે અણગમાં અને તેને લીધે અભાવ થાય એ પણ મગજ ખોઈ નાખવું છે. આમ છતાં જ્યારે પણ ક્રોધ ચડતો ત્યારે પાછળથી પસ્તાતાં અને દીલગીર થતાં. જમનાબ્હેનને કેટલીવાર વિરૂદ્ધ સંસ્થામાં એક જ સંસ્થાના અનેક પક્ષોમાં કામ કરવું પડતું અને એમાં નિન્દા, ગાલીપ્રદાન અને હલકી ટીકાના પ્રસંગ આવતા, પણ આ લેખકને બરાબર યાદ છે કે એ વખતે જમનાબ્હેન એટલું જ બોલતાં કે "જવાદો, કામ હોય તે કાઢો. બીજાંનાં પાપ શામાટે ધોવાં!" જમનાબ્હેને શેનો ત્યાગ નથી કર્યો! પૂર્વાવસ્થામાં જ મજા હતી. ઘેર રહી પતિ અને કુટુમ્બની સાથે રહી સ્વાસ્થ્ય ભોગવવાનો, વૃદ્ધાવસ્થામાં આરામ, ઉંઘ, દ્રવ્ય અને સુખનો, વૈધવ્યદશામાં લોકલાજ રૂઢિનો ત્યાગ,—અંતરનો ત્યાગ. અને શાન્તિ! પ્રાતઃકાળમાં વ્હેલાં ઉઠી, નાહી ધોઈ, પતિને માટે પૂજાપાઠ ન્હાવાધોવાનો અનેક માણસો છતાં જાતે જ સામાન કરી શંકરની પૂજા કરવા બેસતાં તે વખતે જેણે જમનાબ્હેનને જોયાં હશે ત્હેને જ જણાશે કે या देवी सर्वभूतेषु शान्तिरूपेण संस्थिता નું ચંડીપાઠનું સૂત્ર ખરૂં જ હશે. ક્ષણવાર જગતની જંજાળ મૂકી એકાગ્ર ચિત્તથી શંકરની પવિત્ર મૂર્તિનું સ્મરણ કરતાં અપૂર્વ શાન્તિ મેળવવી એ તો કોઈ ભગવત્ જનનું જ ભાગ્ય. અને એ ભાગ્ય જમનાબ્હેનનું હતું. નગીનદાસના મૃત્યુ સમયે તે પછી પોતાના અવસાન કાલે પણ એમની શાન્તિ અલૌકિક હતી.

वज्रादपि कठोराणि मृदुनि कुसुमादपि—એ ઉક્તિપણ એમના સંબંધમાં સાર્થ હતી. હૃદયમાં

ઢોંગાઈ, ખટપટ કે દુષ્ટવાસનાવાળાં એમની પાસે જતાં જેટલાં ગભરાતાં તેટલાં જ ગરીબો આવા પ્રભુપરાયણ અને શુદ્ધ હૃદયથી આકર્ષાતાં, અને જમનાબ્હેન એમ જ માનતાં કે

નીકો ન્હાનીમ્હોટી જે જીવોતણી,
વ્હેતું તેમાં એક અખંડિત વહેન જો;
હસનારાંઓ સાથે હસવાતું ઘટે,
રડનારાંની સાથે રડવું તેમ જો.

કરોડ પતિને ત્યાં મૃત્યુ થતાં કદાચ જતાં વાર લાગતી પણ મંડળના એટલું જ નહી પણ બ્હારના બહુ જ સામાન્ય કુટુમ્બમાં મૃત્યુ થયું છે કે માંદુ છે ને કોઈ નથી, એની ખબર મળતાં ગજેન્દ્રની બૂમ સાંભળતાં વિષ્ણુ ગયા હતા તેમ સત્વર જતાં, દુઃખના હૃદયમાં શાન્તિ રેલાવતાં, સેવાસદનમાં મિ. મલબારી હો કે દયારામભાઈ હો, કોઈ કમિટીમાં ઑનરેબલ હો વા પ્રસિદ્ધ સન્નારી હો, પણ દૃઢતાથી પોતાના વિચાર જણાવતાં. જમનાબ્હેન દેવદર્શને જાય છે, શંકરની પૂજા કરે છે, પવિત્ર દિવસો પાળેછે કે હિંદુ સિવાય કોઇને ત્યાં ખાતાં પીતાં નથી એ બીજાને નવાઈ લાગતી પણ એ માન્યતા દૃઢતાથી જાળવતાં અને લોકટીકાની જરા યે દરકાર ન્હોતી, ઢોંગ એ એમના જીવનમાં જ ન્હોતો. જેમ દરેક સંસ્થામાં બને છે તેમ વનિતાવિશ્રામ, ગુજરાતી મંડળ, જૈન મહિલા મંડળ કે સેવાસદન થતાં રખેને હરિફાઈ થાય માટે આ મ્હારૂં અને આ પરનું એ મોહવૃત્તિનો છાંટો પણ જમનાબ્હેનમાં ન્હોતો એ એમની સાથે કામ કરનાર સહેલાઇથી કહી શકશે. આ સાથે અતિમાન તેમાં એ જનસેવા માટે તો નહિ જ. કેટલાંક વર્ષ ઉપર ગુજરાતી સ્ત્રીમંડળનો વાર્ષિક મેળાવડો હતો તે વખતે જમનાબ્હેનને ખબર પડી કે એક સુશિક્ષિત સન્નારી આવ્યાં છે તો એમને બોલાવીએ અને એમનાં વચન સાંભળીએ કરી વયમાં ઘણાં વર્ષે ન્હાનાં છતાં પોતે પ્રેસિડેન્ટ છતાં રાતના એ બાઇને મળવા ગયાં અને મંડળમાં આવવા વિનતિ કરી. અમને શોચ થાય છે કે એ બાઈએ જમનાબ્હેન જેવાં વૃદ્ધ, પ્રસિદ્ધ મંડળના પ્રમુખને સાંભળતાં જ ન હોય એમ વર્તન કર્યું અને અનેકવાર વિનતિ કરી છતાં એક સભ્યને છાજે એવો ઉત્તર પણ આપવા તસ્દી ન લીધી. આમ છતાં જમનાબ્હેને એ પ્રસંગને હસી કાઢ્યો અને "હજી છોકરૂં! તે સમજશે! હોય! એમાં સુખ માનશું. જાહેર કામ કરાવવા માગીએ તો ના યે સાંભળવી પડે" કરી શાન્ત થયાં અને ભવિષ્યમાં એની તરફ જરા પણ અણગમો બતાવ્યો નથી.

આવા સદ્‌ગુણોથી ભૂષિતને દેવી કહેવામાં સંકોચ આવતો હોય તો પછી તરલાદેવી, સરલાદેવી, શ્રીદેવી, લક્ષ્મીદેવીનાં નામો જ રાખી દેવી કહેવાથી શો લાભ? જમનાબ્હેનમાં દોષો હશે, હતા, અને ત્યારે જ માનુષતા;—પણ એમની દૈવી સંપત્તિ સમજાશે ત્યારે જ સ્ત્રીગૌરવનો વિજય વાવટો ફર ફરશે.

---

## જમનામૈયા.

લેખકઃ—રા. માવજી ગોવિન્દજી શેઠ.

### (૧)

૬ ઠ્ઠી ઑગસ્ટ ૧૯૦૯—મારા ક્ષુદ્ર જીવનનો એ એક અનુપમ દિવસ હતો. યુવાવસ્થા પર સ્વદેશ અને સ્વદેશી એ બે શબ્દોના કંઈક ઔર ચમત્કારથી પ્રેરાઈ સ્નેહી સંબંધીઓની

અપ્રતિમ સહાયતાથી કરવામાં આવેલા પ્રયત્નોને પરિણામે, તે દિવસે અમારા સ્વદેશી સ્ટોરનું વાસ્તુ હતું. જોડની આંગ્રેની વાડીમાં એક મંડપ રોપ્યો હતો. આસપાસ બને એટલો શણગાર પણ કર્યો હતો. સાંજે ચાર વાગતાં પોલીસના ચાલીસેક સવારો અને સાઠેક વધારાના સિપાઈઓ કાલબાદેવી રોડ પર રોફ મારી ગોઠવાઈ ગયા. આમંત્રેલા લોકો આવવા મંડ્યા. રસ્તા પર લોકોની ઠઠ જામવા મંડી. અજાણ્યા માણસો એકબીજાને પૂછતા કે આજે શું છે? જવાબ મળતો કે આજે સુરેન્દ્રનાથ બૅનરજી સ્વદેશી સ્ટોર ખુલ્લો મૂકવા આવવાના છે.

બરાબર સાડા ચાર વાગે મંડપનો ઘણો ભાગ ગૃહસ્થોથી ભરાઈ ગયો હતો. બ્હાર રસ્તા પર પાંચેક હજાર માણસોનું ટોળું વાટ જોઈ ઉભેલું હતું. હું ઉપર હતો. માણસે આવીને કહ્યું કે જમનામૈયા આવે છે. એકદમ નીચે આવ્યો. દરવાજા પર મૈયાને નમન કર્યું. મૈયા એકલાં નહોતાં—તેમની સાથે ચાળીસેક બ્હેનો હતી. મારૂં હૈયું ભરાઈ આવ્યું. હર્ષનાં આંસુ આવ્યાં. મુંબઈગિરી ગુજરાતી બ્હેનોનો સ્વદેશી માટે આટલોબધો પ્રેમ! કોઈ મોટો કમાન્ડર પોતાના લશ્કરને મોખરે ચાલે તેમ જમનામૈયા સ્ત્રીમંડળને મોખરે ચાલી પ્લૅટફાર્મ પર જઈ બેઠાં. પાંચ વાગ્યા. સાતસેં માણસને બેસવાની જગ્યા પર પંદરસો માણસની હાજરી હતી અને ઘણાઓને ઉભા રહેવું પડ્યું હતું અને બ્હાર તો મેદનીનો પાર ન હતો.

સુરેન્દ્રબાબુ આવ્યા. વંદે માતરમના ગીતધ્વનિથી મંગલાચરણ થયું. નૅશનલ યુનિઅનનું માનપત્ર વંચાયું. મારે બે શબ્દો બોલવાના હતા તે કહ્યા અને ત્યાર પછી લગભગ પોણા કલાક સુધી કેસરી ગાજે તેમ સુરેન્દ્રબાબુ ગાજ્યા. વિલાયતની, સ્વદેશીના સત્કારની, કૉંગ્રેસ એકવાર લંડન ખાતે ભરવાની, અને દેશના ભવિષ્યની અનેક વાતો કહી. મૈયાને ઈંગ્રેજી બહુ આવડતું નહિ, પણ સુરેન્દ્ર બાબુનો એકે એક શબ્દ તેમના હૃદયમાં ઉતર્યો હોય એમ તેમની મુખમુદ્રા પર હું જોતો. ભાષણ પૂરૂં થયું.

પછી શું કરવું તેનો વિચાર કરૂંછું ત્યાં તો જમનામૈયા ઉઠ્યાં અને અમૂલ્ય શબ્દોમાં સુરેન્દ્રબાબુનો ઉપકાર માનતાં જણાવ્યું કે "હુ ફક્ત એક જ મિનિટ બોલીશ. આ આર્યભૂમિને ઉજ્વલ કરો! ભૂમાતાને વંદન કરો! અને પ્રણામ કરી સ્તુતિ કરો કે હે ભારતમાતા તારી પવિત્ર ચીજોને હવેથી આ શરીર ઉપર સજવાનો અમો સર્વ અભ્યાસ કરી તને રંજન કરીશું. સ્વદેશ, સ્વદેશના પ્રેમી શબ્દો આ જીભ ઉપર ટકી રહો; દિનપ્રતિદિન હુન્નર ઉદ્યોગ અને કલાકૌશલ્યની વૃદ્ધિ થાઓ; એવી એવી પવિત્ર ઇચ્છાઓથી જાગૃત થાઓ. વિચાર કરો કે આ ન્યાયી રાજ્યમાં આપણે કેટલાં સુખી છૈયે? છેવટે ઇચ્છીશ કે સ્વદેશના પ્રેમી રંગમાં રંગાયેલા વીર સુરેન્દ્રનાથ બૅનરજીના હસ્તે ખુલ્લો થયેલો આ હિન્દ કોઑપરેટિવ સ્ટોર્સ ફતેહ પામે અને તેના સ્થાપક મિ. માવજીભાઈની મહેનત ઇશ્વર સફલ કરો. બધાના તરફથી આજે હું સુરેન્દ્રનાથ બાબુના આજના શ્રમ માટે આભાર માનું છું. સ્વદેશી વીર પરદેશમાં રાજા તથા પ્રજાનાં માન પામી પાછો સ્વદેશસેવા માટે પધાર્યો છે અને આવા વીરની સેવામાં જ રાજા તથા પ્રજાનાં કલ્યાણ સમાયાં છે." સ્ટોર પર આશિષો વરસાવી. બાબુની આંખમાં પણ આંસુ આવ્યાં. એમને લાગ્યું કે મહત્ ગુજરાતની વીરાંગનાઓ બંગાલની સિંહણોથી ઉતરે એમ નથી! બાબુએ નમન કર્યું. સ્ટોર ખુલ્લો મૂકાયો. વંદેમાતરમ્.

## (૨)

પ્રાર્થના સમાજના ૧૯૧૧ ના ઉત્સવ વખતે કરાંચીથી ડા. રૂબેન આવ્યા હતા. અમારા મિત્રમંડળમાં બહુ પ્રિય થઈ પડ્યા. એમનાં ભજનોની ધૂન અલૌકિક હતી. એમનું હાસ્ય, એમનો બાલસ્વભાવ, એમનો સ્નેહ કંઈક જુદી જાતનાં હતાં. સાચા ભકતો વિરલ હોય છે.

અમને કુદરતી ખેંચાણ થયું. કોણ જાણે શી રીતે પણ એક દહાડો ડા. રૂબેનને સાથે લઈને એક બીજા સ્નેહીની જોડે અમે સ્ત્રીમંડળમાં ગયા. મારા સ્નેહીએ તબલાં લીધાં. મારા હાથમાં મંજીરા હતાં. ડા. રૂબેને એક તારો છેડ્યો, બંગાલી તથા હિંદી પદો ગાયાં, અને ગુજરાતીનું બહુ જ્ઞાન નહિ છતાં ગુજરાતી ભજનો લલકાર્યાં. મને હજી યાદ છે.

**જ્યાં લગી અંગમાં આત્મા છે ત્યાં લગી હરિ હરિ તું કહે!**

અને ધૂન જામી. જમનામૈયાથી રહેવાયું નહિ. લગભગ સોએક બ્હેનો હાજર હતી. ડા. રૂબેને આવેશમાં નૃત્ય કરવા માંડયું. એક કડી ગાઈ એટલે બ્હેનોએ ઝીલી લીધી ને પછી જે રાસ જામ્યો તેનું વર્ણન થઈ શકે તેમ નથી. મૈયા અને મૈયાની બ્હેનો એવી શોભતી કે જાણે અંબાભવાની પોતાની સખીઓ સાથે ગરબા ગાવા ઉતર્યાં હોય ને! ડા. રૂબેનની ધૂન ચાલુ જ હતી—

**સચ્ચિદાનંદ સિંધુ નીરે, પ્રેમાનંદનો લહરી...........**
**બોલો રે મન હરિ! હરિ!**

હિન્દુ સ્ત્રીમંડળનું સામર્થ્ય તે દિવસે જોયું અને જમનામૈયા તે મંડળનાં આત્મજ્યોતિ છે એ પણ તે દિવસે જોયું. જય સચ્ચિદાનંદ!!!

(૩)

ત્યાર પછી એક દિવસ મારા એક મિત્ર સાથે હું વાલકેશ્વર ગયો. જમનામૈયાનું રામાશ્રમ બાણગંગાની પેહેલી બાજુએ સાગરતીરે હતું. મૈયાની વાતો, મૈયાના ઉલ્લાસો, મૈયાના જનકલ્યાણના અભિલાષ–ઘણી એ વાતો કરી. એટલામાં ન્હાઈને સક્કઈકાકા આવ્યા. પ્રથમથી જ મારા પર એમનો સ્નેહ હતો, એટલે અમે બહુ આનંદથી મળ્યા. જમનામૈયાની અનેક પ્રવૃત્તિઓ વિષે વાતો નીકળી. કાકા રસિક હતા, શાંતિપ્રિય હતા, કર્તવ્યપરાયણ હતા, સ્નેહાળ હતા, એ બધી વાતોનો મને ધીમે ધીમે અનુભવ થયો હતો. કાકા સાંજે બૅન્કમાંથી પાછા આવે અને જમનામૈયા મોતીલાલ ડાહ્યાભાઈને ત્યાં આવે ત્યારે ઘણી વાર એમનું સંકેતસ્થાન અમારા સ્ટોરમાં હતું. એમને બન્નેને જ્યારે સાથે જોતો ત્યારે મને કંઈક નવીન ભાસ થતો.

ગુજરાત અને મહત્ ગુજરાતની ઘણી કુટુમ્બયાત્રાઓ કરી છે અને અનેક આનંદપ્રસંગો મારી નજર આગળ છે. પણ આવો ઉંડો સ્નેહ!! નહિ, નહિ, સ્નેહની વાતો કહેવાય એવી નથી,–કહેવા મંડીએ તો કહી શકાય પણ નહિ. પણ કાકાની ઉદારતા! કાકાની પતિભાવના! કાકામાં આડંબર કે દંભ હતો જ નહિ, એટલે કોઈને કંઈ કહી બતાવતા નહિ, પણ કાકા ઉત્તમ પ્રતિના "સક્રેટીસ્ટ" હતા. જમનામૈયા પોતાનું બળ ક્યાં છે તે સમજતાં અને તે બળનો પૂરેપૂરો ઉપયોગ કરતાં. બસેં ચારસેં જુદી જુદી જાતની, જુદા જુદા સ્વભાવની, ધનવાન, વૃદ્ધ, યુવાન, સાધારણ સ્થિતિની તેમજ ધનગર્વિતાઓને સંયમમાં રાખી, તેમને સતત શિક્ષા આપી, સત્સંગમાં પ્રેરી, સંસારના દાહક વાયુનો સ્પર્શ પણ ન થાય એવી રીતે સંભાળવાનું કામ જમનામૈયા જ કરી શકે. એ કાર્યકુશળતા સક્કઈકાકાની અને એમને લીધે જમનામૈયાની! સંસારનો ખરો ઇતિહાસ જવલ્લે જ લખાય છે, અને સત્યની પેઠે સત્ય ઇતિહાસ પણ ગુપ્ત રહેછે. સંસાર જમનાબાઈ સક્કઈને ઓળખે છે, સંસાર નગીનદાસ ભક્તિદાસ સક્કઈથી અજ્ઞાત છે. દેવી જમનામૈયાના દેવ અમારા સક્કઈકાકા–જમનામૈયાનો અંતરાત્મા એટલે સક્કઈકાકા—જય જમનામૈયા!!!

---

# સ્વ. ગં. જમનાબ્હેન.

લેખકઃ—સન્મુખલાલ ઝવેરલાલ પંડ્યા.

[1]त्रिलोकीमाङ्गल्यामवनितललीनेन शिरसा
जगद्वन्द्यां देवीमुषसमिव वन्दे भगवतीम् ।

જગત્‌ની સર્વ અરૂન્ધતીઓને આમ વંદન કરવા વિદેહરાજના આદેશ છે.

જગત્‌નાં પુણ્ય કંઈ એટલાં ટૂંકાં નથી કે વિદેહરાજ હોય ત્યાં જ અરૂન્ધતીઓ જન્મે. જગત્‌ની કંઈ કંઈ અજ્ઞાન ગૃહકુંજોમાં અરૂન્ધતીઓ વસતી હશે અને તેમાં તેમનું પુણ્ય-સૌરભ પાંગરતું હશે; પરંતુ જેમનું પુણ્યસૌરભ એક જ કુંજમાં નહિ, પરંતુ દિગન્તમાં પ્રસરે એટલું ઉદાત્ત અને વિશાલ છે એવી પુણ્યશાલિની અરૂન્ધતીઓ તો વસ્તુતઃ વિરલ છે. એવી નવચેતન ભરતી ઉષા શી સાધ્વીઓ જગદ્વન્ધ છે, પૂજ્ય છે. અમારા ગુજરાતમાં યે અમને પુનિત કરે, ગર્વિત કરે એવી અરૂન્ધતીના જન્મ અશક્ય નથી તે સ્વ. જમનાબ્હેનનું જીવન-રહસ્ય સ્હમજનાર અવશ્ય કહી શકશે.

સીતાજીને ઉદ્દેશતાં દેવી અરૂન્ધતી પોતે જ સાધ્વીપૂજનનું રહસ્ય આમ કહે છેઃ

[2]शिशुत्वं स्त्रैणं वा भवतु ननु वन्द्यासि जगतां
गुणाः पूजास्थानं गुणिषु न च लिंगं न च वयः ।

ગુજરાતી સ્ત્રીઓના સાર્વજનિક જીવનની અગ્રયાયિની ( Pioneer ) સાધ્વીના દુઃખદ અવસાનનો વિચાર કરતાં તેમના જીવનની સફ્લતા કયા ગુણોને લીધે હતી એ પ્રશ્ન સહજ થાય છે. એમણે યુનિવર્સિટીની ઉચ્ચ ઉપાધિઓ મેળવી નહતી, એમને સામાજિક પરિસ્થિ-તિનાં બંધનો ઓછાં બાધરૂપ ન હતાં અને એમને કાર્ય કરવા માટે સંસ્થાઓ પણ ન હતી, છતાં કયા ગુણોને લીધે આ સર્વ પ્રતિકૂલતાઓ તેમણે વશ કરી, ગુજરાતના સ્ત્રીજીવનને સન્માર્ગે, ઉચ્ચમાર્ગે પ્રેરવા ભગીરથ પ્રયત્નો આદરી જીવન કૃતકાર્ય કર્યું એ કથા અવશ્ય બોધ-પ્રદ હોવી જોઇએ.

જેમના માતૃત્વથી ગુજરાતી સ્ત્રીસંસ્થાઓ પોષાઈ ચેતનવન્તી બનતી હતી તે સાધ્વીના જીવનાદર્શને પોતાનો કરી લઈ તેમના જીવનકાર્યને સિદ્ધિની સમીપ લઈ જવાના પ્રયત્નો ચાલુ રાખશે અને એ જ એમનું અનુપમ સ્મારક થશે તો જ ઉપકારવશ ગુજરાતની ગુણ-ગ્રાહકતા સિદ્ધ થશે.

એ પ્રકૃતિથી જ કલ્યાણી સાધ્વીની અપ્રતિમ સેવાઓ નિઃસ્વાર્થ ભક્તિથી પ્રેરિત હતી, કીર્તિની ઈચ્છાથી નહિ, ઉપકાર કરવાની વૃત્તિથી નહિ. નીરસ અને હેતુરહિત જીવન ગાળતી સારી સ્થિતિની ગુજરાતી સ્ત્રીઓને સન્માર્ગે પ્રેરવા માટે જેટલા ઉત્સાહક આગ્રહથી, ઉદાર ચિત્તથી અને સ્નેહાર્દ્ર વાત્સલ્યથી તેઓ કાર્ય કરતાં હતાં તેટલા જ ઉદાત્ત ભાવોથી દુઃખી અને પીડિત માનવજાતિની સેવા કરવા તેઓ સર્વદા તત્પર ર્‌હેતાં. જે સમયે પોતાનાં માનવ-બન્ધુઓ અન્નજલ વિના પીડાઈને દુષ્કાલનાં ભોગ થઈ પડતાં હતાં તે સમયે શ્રીમંત હોવા છતાં

---

૧ ત્રણે લોકનું મંગલ કરનારી દિવ્ય ઉષા શી જગદ્વન્ધ ભગવતી અરૂન્ધતીને અવનિ સુધી નમેલા શિરથી હું વંદન કરૂં છું.—ઉત્તરરામચરિત.

૨. ભલે ત્હારામાં સ્ત્રીત્વ હો કે શિશુત્વ હો, તું અવશ્ય જગદ્વન્ધ છેઃ કારણ કે ગુણી જનોમાં ગુણો પૂજાનો વિષય છે—તેમની જાતિ કે વય નહિ.

ટેકરીઓની હવા ભોગવવા જવાને સ્થાને તેમની સેવામાં ગામેગામ જતાં એમને જેઓએ જોયાં હશે તેઓ એ કલ્યાણી વ્યક્તિ જન્મભર નહિ વિસરી શકે. તેમની સ્મિતભરી, સૌજન્યભરી અને ઉત્સાહભરી વ્યક્તિ જ સર્વત્ર પ્રેરણારૂપ બનતી હતી. તેમની સૌમ્ય વ્યક્તિ સર્વત્ર સમાધાન, સ્નેહ અને ચેતનના સંદેશ લાવતી.

પોતાના જીવનાદર્શમાં અતુલ શ્રદ્ધા અને જીવનકાર્યમાં સંપૂર્ણ અભિનિવેશ હોવાથી તેઓ ગુજરાતમાં સ્ત્રીસંસ્થાઓ સ્થાપી શક્યાં એટલું જ નહિ, પરંતુ તેમનો નિર્વાહ શક્ય હતો એટલે અંશે સફલ અને ફલપ્રદ કરી શક્યાં. એમને પોતાના આદર્શ પ્રતિ એટલી ભક્તિ હતી અને એમનો કાર્યપ્રદેશ એટલો ઉચ્ચ અને વિસ્તીર્ણ હતો કે વ્યક્તિગત રાગદ્વેષ વિચારવાનો એમને સમય જ ન હતો. એમનું નાનું છતાં વિવેકયુક્ત વિલ વાંચનારને તરત જ જણાશે કે એ બાઈ જીવનની સર્વ દિશાઓમાં કેટલો બધો રસ ધરાવતાં હતાં. એમને જો નવી કેલવણીનો સંપૂર્ણ લાભ મળ્યો હોત તો તેઓ પોતાનું કર્તવ્યક્ષેત્ર સમસ્ત હિંદમાં વિસ્તારત–તેવી તેમની બુદ્ધિ વિશાલ, કર્તવ્યપરાયણ અને સાધનસંપન્ન હતી. છતાં ય ગુજરાતની પ્રગતિ માટે તેમણે કરેલું પ્રાથમિક કાર્ય એવું સંગીન છે કે જેવું કાર્ય કરવા, સંપૂર્ણ કેલવણી પ્રાપ્ત કરવા ભાગ્યશાલી થયેલાં સ્ત્રીપુરૂષોમાંથી એ ઘણાં થોડાં પ્રવૃત્ત થાય છે. ગુજરાતના નિશ્ચેતન જીવનમાં ગૌરવ, આશા અને શ્રદ્ધા લાવવાને અનેક જમનાબ્હેનોની આવશ્યક્તા છે.

જમનાબ્હેનના શોચનીય અવસાનથી ગુજરાતે પોતાનું અદ્વિતીય સ્ત્રીરત્ન ખોયું છે, ગુજરાતની સ્ત્રીસંસ્થાઓ માતૃચ્છાયારહિત બની છે અને ગુજરાતી બ્હેનોએ તેમની એક હિતચિંતક સાધ્વી ગુમાવી છે. પ્રભુ એ પુણ્યશાલી સાધ્વીના આત્માને સનાતન શાંતિ અર્પો અને ગુજરાતને એવી સાધ્વીઓથી વિહોણું કદી ય ન રાખો એ પ્રાર્થના સહિત વિરમીશું.

---

## ગં. જમનાબાઇનો પંચમહાલમાં પુણ્યપ્રવાસ.

લેખકઃ–ઈશ્વરલાલ દા. મુનિમ.

આપણી મુંબાઈ નગરી ( મોહમયીપૂરી )માં રહેનારાંઓને, વિદ્યુજ્જ્યોતના વખાણનારાઓને તથા ટ્રામવિકટોરીયા વગેરે વાહનોના વૈભવ ભોગવનારાઓને દુષ્કાળની કલ્પના પણ હોય એમ દેશમાં રહેનાર લોકને માનવું બહુ મુશ્કેલ પડે છે. "ઘે મીઠ"ના કર્કશ અને બેસૂરા સૂરે ઉઠનારાં અને "ગંગા ગંડે—ર" ના લલિત અને લાવણ્યમય લલકારે પોઢનારાંઓને અનાજનો દુષ્કાળ અને ઘાસચારાના દુષ્કાળની શું અસર ખેડુતવર્ગ અને તેના ઢોરઢાંક ઉપર થાય છે તેની ભાગ્યે જ કલ્પના હશે. વર્તમાનપત્રોમાં "મોફસીલ" પત્રકારોના સમાચારપત્રો સવારમાં પણકવાથનું પાન કર્યા પછી બે ઘડી વાંચી, વર્તમાનપત્ર નિરુપયોગી કાગળોના કંડીઆમાં નાંખ્યું એટલે પ્રાતઃકાળનું કર્તવ્ય સમાપ્ત થયું. દેશ ( મોફસીલ )માં બે દિવસ વરસાદ ન જણાય કે લોકોના મ્હોં ઉપર કેવી જાતની ગ્લાનિ છવાઈ જાય છે તે મુંબાઈનિવાસીઓ ભાગ્યે જ સમજી શકે. જ્યાં બારે માસ આઇસ્ક્રીમ, કુલફી, લીલોમેવો ને લીલું ઘાસ ( લુસર્ન ગ્રાસ ) મળે ત્યાં ઘાસ અથવા પાણીનો દુકાળ અથવા સૂકાયલા અથવા કોરા ખેતરોની કલ્પના આવવી કઠણ જ હોય.

પંચમહાલ જીલ્લામાં સં. ૧૯૫૭ નું ચોમાસુ દૈવકોપે નિષ્ફળ નીવડ્યું ને સં. ૧૯૬૮ ની શરૂઆતથી ઘાસચારાની બહુ જ તંગી પડવા લાગી. ખેડુતો અને ઇનામદારોનાં મ્હોં ઝાંખાં પડી ગયાં અને બે આને એક પૂળી પણ જ્યારે મળવી કઠણ પડી ત્યારે રાજા અને રૈયતે આ કઠણ કાળમાં ગરીબ અને આબરૂદાર નિર્ધન જનોને ઘાસચારા તથા કપડાં અનાજ વગેરેની મદદ આપવા શું શું પગલાં ભરવાં તે વિષે વિચાર કરવાનો આરંભ કર્યો. કૃપાવંત સરકારી અમલદારોએ લાખો રતલ ઘાસ બહારગામથી મંગાવ્યું ને સસ્તે ભાવે લાયક અને નિર્ધન ખેડુતોને વેચ્યું. સરકારે લાખો રૂપીઆ ખર્ચ્યા. મુંબાઈ વગેરે અન્ય સ્થળે લોકોએ દુષ્કાળફંડમાં ભરેલા પૈસામાંથી પણ ખાનગી ગૃહસ્થો તથા સન્નારીઓએ ગામેગામ ફરી ખેડુતોને ઘાસચારો, કપડાંલત્તાં તથા અનાજની મદદ કરી એટલું જ નહીં, પણ જે આબરૂદાર પરદાનશીન વર્ગ–જેવા કે ગરાસીઆ, મુસલમાન, ઇનામદાર, નિર્ધન રજપૂત ઠાકરડાઓ વગેરેના સ્ત્રીવર્ગ—કે જે ભૂખે મરે પણ જાહેરમાં આવી સરકાર કે ખાનગી ગૃહસ્થ અથવા મહાજન આગળ આવીને હાથ ન ધરે એવા વર્ગનાં સ્ત્રી તથા બાળકોને ઉત્સાહપૂર્વક મદદ કરી. આવી જાતની મદદ કરવામાં અમે ખરૂં પૂણ્ય માનીએ છીએ, કારણ કે હલકા વર્ગના સશક્ત ખેડુતો સરકારે ઉઘાડેલા દુષ્કાળસંકટનિવારક કામો ઉપર જઈને પોતાના પોષણ જેટલું હમેશ કમાઈ શકે છે. અશક્ત ખેડુતોને સરકાર તથા મહાજન કેટલીક વાર ઘેર બેઠા મદદ મ્હોંચાડે છે, પણ આબરૂદાર સ્ત્રીપુરૂષો પેટમાં ખાડો પડ્યો હોય તે પૂરવા ભિક્ષા પણ ન માગે તેમ સ્વમાનની લાગણીને આધીન થઈને સરકારે ઉઘાડેલા દુષ્કાળસંકટનિવારક કામો ઉપર જઈ ન શકે તેવા સમૂહને મદદ કરવી એ જ ખરૂં કર્તવ્ય છે, અને આવી કર્તવ્યપરાયણતા ગં. જમનાબાઈમાં હતી. તેવણે તાલુકાનાં ગામોમાં તેમ જ રેલ્વે સ્ટેશનોથી દૂર આવેલાં ગામોમાં પણ દેહકષ્ટ સેવીને, પ્રવાસ કરીને, ઘેરઘેર જઈને, મુંબાઈમાં ધનાઢ્ય ગૃહસ્થોને ત્યાંથી એકઠાં કરેલાં વસ્ત્રોની લહાણી કરી હતી. મુંબાઇના લક્ષ્મીપુત્રોને પુત્રીઓ પોતાનાં કીમતી પણ થોડાં વપરાયલાં વસ્ત્રો ઘાટીઘાટણને, ફરાશી મસાલ ઘોડાવાળાઓને આપી દે છે ને તેથી પુરૂષ નોકરો વરણાગીઆ દેખાય છે ને શેઠોને કોઈકવાર ભારી પડે છે ને ઘાટણો–સુરમ્ય અને સાલંકૃત–શેઠાણીઓને કવચિત શૂળરૂપ થઈ પડે છે. આવાં વસ્ત્રોનો દુરૂપયોગ ન થવા દેવા શ્રીમતી જમનાબાઈએ દૃઢ નિશ્ચય કર્યો ને સંકટસમયે આવાં વસ્ત્રોનો ખરો સદુપયોગ થાય તે આશયથી પોતાનાં સગાંવ્હાલાં, મિત્રો, સખીઓ વગેરે પાસેથી ધર્મભીખ માગી એક મોટો જથો એકઠો કરીને એવણ પંચમહાલ આવવા નીકળ્યાં. દક્ષિણ ગુજરાતના પ્રવાસ સાથે હાલ મારે સંબંધ નથી. મારે ફકત પંચમહાલની દક્ષિણ હદ ઉપર જ લક્ષ આપવાનું છે. મ્હેલાં શ્રીમતી ચાંપાનેરરોડ ઉતર્યાં ને ત્યાંથી શિવરાજની નાની રેલ્વે મારફત હાલોલ ઉતર્યાં. ત્યાંના મ્હાલકરી તે વખતે પુષ્ટિમાર્ગના અનુયાયી હતા. જમનાબાઈના આતિથ્યનું કર્તવ્ય ગામલોકે મ્હાલકરી ઉપર મૂક્યું ને મ્હાલકરીએ તે સપ્રેમ સ્વીકાર્યું. આસપાસના કૅટલકૅમ્પ (ઢોરરક્ષણસ્થાનો) જે સરકાર તરફથી ઉઘાડવામા આવ્યાં હતા ને જેમાં કેટલાક પરોપકારી ગૃહસ્થો વગરપૈસે ને લવાજમે પોતાના સમય ને દ્રવ્યનો વ્યય કરીને રાત દિવસ શ્રમ લેતા હતા તેમની સાથે પરિચય પાડીને જોઇતી માહિતી મેળવી યોગ્ય મદદ કરી હતી. મુસલમાન વસ્તીને પણ વિસારવામાં આવી ન હતી. કેટલીક મુસલમાનની કોમો પંચમહાલમાં બહુ નિર્ધન સ્થિતિએ મ્હોંચી છે. આગળ જેના વડીલોએ સીંધીયા સરકારના સમયમાં અથવા બ્રિટિશ સરકારી નોકરીમાં સારી વિખ્યાતિ પ્રાપ્ત કરી છે તેના વંશને આજે મહાઅધમ સ્થિતિએ મ્હોંચેલો જોઈ આપણને ખરેખર ખેદ થાય છે. સાધારણ સમયમાં તેઓના ઘરમાં છ મહીના લગણ ચાલી શકે એટલાં અનાજ તથા વસ્ત્રો લાવવાને સાધન નહીં

તેવાંઓના હાલ અડસઠીયામાં હૃદયદ્રાવક હતા. ઢોરને મરતાં જોવાં એ મુસલમાનોને પણ પોતે મરવા જેવું હતું. એવાં આબરૂદાર કુટુંબો હાલોલ કાલોલ તાલુકામાં ને ગોધરા કસ્બામાં હજી પણ જોવામાં આવે છે. આવાં કુટુંબોને ઘેર જઈ સ્ત્રીવર્ગની ખાનગી મુલાકાત લઈ તેમની અડચણો જાણી તેમને વસ્ત્રો તથા પૈસાની મદદ કરી હતી. હાલોલથી નીકળી શિવરાજપુર કે જે મુંબાઈ નગરીમાં તેની કાચી મેંગેનીસ ધાતુની ખાણોને લીધે ને શેરબજારમાં તે કંપનીના શેરોની લેવડદેવડથી મશહુર છે ત્યાંની વસ્તી ભીલ, કોળી નાયકા વગેરે અજ્ઞાન તથા અનાર્ય જાતોની છે. શિવરાજપુરના ઠાકોર પણ નાયક છે. જ્યાં લગણ ખાણોનું કામ ચાલતું હોય ત્યાં લગણ સ્વદેશી તથા વિદેશી (કાબુલી વગેરે) મજૂરોને ઠીક કામ તથા દામ મળે છે, પણ અમુક વ્યાપારી કારણોને લીધે કંપની પોતાનું કામ ધમધાકોરે ચલાવી ન શકે ત્યારે ભીલ નાયકા વગેરે અજ્ઞાન પણ સંતોષી વર્ગને ઘણું સહન કરવું પડે છે. આ વર્ગને શ્રીમતીએ કપડાં અનાજની સારી મદદ કરી હતી. ત્યાંથી ઉપડ્યા ડેરોલના સ્ટેશને ઉતરી નાગર દેસાઈને લીધે નામાંકિત થયેલું કાલોલ ત્યાં ગયાં. ત્યાં જીણુભાઈ દેસાઈના હવાલામાં જે કૅટલકૅમ્પ હતો ત્યાંની મુલાકાત લઈ તથા આગેવાન અધિકારીમંડળને મળીને ધારાળા ખેડુતોને જોઇતી મદદ આપી વણિકોનું વેજલપૂર ત્યાં સંચર્યાં. "વ્યાપારે શૂરા વાણીયા" એ કહેવત વેજલપૂરને યથાર્થ લાગુ પડે છે. વેજલપૂરના બ્રાહ્મણો હાલ નિર્ધન સ્થિતિમાં આવી ગયા છે. આગળ પ્રમાદી ને ઉત્પાતી ગણાતા. ત્રવાડી મેવાડા છેક દયાજનક સ્થિતિએ પહોંચ્યા છે. વેજલપુરમાં નાગજીશેઠને ત્યાં શ્રીમતીએ મુકામ કર્યો હતો. તે શેઠની સ્થાનિક માહિતીથી યોગ્ય પરમાર્થ એવણ કરી શક્યાં હતાં. બ્રાહ્મણ તથા અન્ય ગરીબ પણ આબરૂદારને મદદ કરી હતી. ગોધરા કસ્બામાં ગરીબ પણ સ્વમાની ને ટેકી મુસલમાન, ગરાસીયા ને બારોટ કુટુંબોને મદદ કરી હતી. દાહોદ તથા ઝાલોદમાં કૅટલકૅમ્પો ઉઘાડવાની જરૂર પડી ન હતી. ઝાલોદ દાહોદ સ્ટેશનથી ૨૧ માઇલ ગાડી રસ્તે થાય છે ત્યાં પણ જમનાબાઈએ જઈ સૂક્ષ્મ અવલોકન કરીને ભીલ તથા ગરીબ કણબીઓને વસ્ત્ર તથા અનાજની મદદ કરી હતી. હવે દાહોદ જે ઔરંગઝેબની જન્મભૂમિ તથા સિદ્ધરાજ જયસિંહના વિશાળ તલાવને લીધે ઐતિહાસિક થયું છે ત્યાંના નિમા વાણીઆ જે ભીલોના પૈસા લૂટવામાં પોતાનું સાર્થક સમજે છે તેમણે જમનાબાઈનો સારો સત્કાર કર્યો. ગરબાડા કરીને એક આ તાલુકાનું ગામ દસ માઇલ દૂર દાહોદ સ્ટેશનથી છે. ત્યાં વાહન વગેરેની વ્યવસ્થા નહિ હોવાને લીધે શ્રીમતિથી જવાયું નહીં. તેવણ જો તે દિશામાં ગયાં હોત તો "अधिकस्याधिकं फलं" ના સૂત્રપ્રમાણે પરમાર્થમાં અભિવૃદ્ધિ થાત. હવે પંચમહાલનો છેડો ને મુંબાઈ ઇલાકાનો ઉત્તર પૂર્વ ખુણો આવી લાગ્યો છે એટલે હું અહીંજ સમાપ્ત કરત; પણ રેવાકાંઠા એજન્સીનાં દેશીરાજ્યો જેવાં કે વાડાસીનોર, દેવગઢબારીયા, છોટાઉદેપુર વગેરે સ્થળે પણ રાજ્ય અતિથિ તરીકે રહી જમનાબાઈએ પુણ્યનું કામ સારૂં કર્યું છે, તેની મને અંગત માહિતી નહીં હોવાથી આ લઘુ લેખ પૂરો કરૂં છું.

આશા છે કે આપણી શ્રીમંત ગુર્જર ભગિનીઓ પણ આ સ્વાર્થત્યાગના દૃષ્ટાંતનું અનુકરણ કરીને ગુર્જર માતાને યોગ્ય સમયે દીપાવશે. અસ્તુ! અસ્તુ! અસ્તુ!

---

# શ્રીમતી જમનાબ્હેનનું જીવન સફળ થવાનું ખરૂં કારણ શું?

## (લખનારઃ—કનૈયાલાલ ગિરધરલાલ કોઠારી, બી. એ.)

સદ્ગત શ્રીમતી જમનાબ્હેન નગીનદાસ સક્કઈના જીવન ઉપર જુદાં જુદાં દૃષ્ટિબિન્દુથી લખાયલાં ઘણાં લખાણો આજના અંકમાં વાચકોના વાંચવામાં આવશે. આમાં કેટલાક એક જ જાતના વિચારો ફરી ફરીને લખાયલા માલુમ પડશે અને હું જે ઢબથી લખવા માગું છું તે જ દૃષ્ટિબિન્દુથી કદાચ બીજા કોઇએ લખ્યું પણ હશે, છતાં તેવા વિચારવડે પુનરુક્તિદોષના ભયથી પાછળ નહીં હઠતાં "વધુ વાંચવામાં વધુ લાભ" એ સૂત્ર ઉન્નત્ત જીવનના સંબંધમાં ખાસ ખરૂં પડતું હોવાથી મરહુમનું જીવન સફળ થવાનું ખરૂં કારણ શું હતું તેની મારી અલ્પમત્યનુસાર તપાસ ચાલવવા માટે આજનો લેખ હું લખું છું.

શ્રી. જમનાબ્હેને સેવાસદનની સંસ્થાને પગભર કરવા માટે ઘણી કીંમતી સેવા બજાવી હતી, છતાં ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળને તો તેમણે જાણે કે સર્વસ્વ અર્પણ કરેલું લાગતું હતું, અને તેથી જ આજે ગુજરાત–કાઠીયાવાડની સામાન્ય પ્રજા અને ખાસ કરીને સ્ત્રીવર્ગમાં "જમનાબ્હેન સક્કઈ" અને "ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ" એ બે શબ્દો લગભગ પર્યાયવાચી—જાણે કે બન્ને એકજ હોય તેવા—થઈ પડ્યા છે. ટાઢતડકાની દરકાર કર્યા વગર ગાડાંગડેરાંમાં ગામડાઓમાં ફરી, દીન દુઃખીઓની દાદ લઈને પરોપકારાર્થે ભિક્ષા માગવા પોતાના પવિત્ર કરકમળને લંબાવીને, પોતાની અનાથ ભગિનીઓના હૃદયમાં પ્રભુપ્રેમની રેલછેલ કરી મૂકવા માટે ભક્તિરસથી ભરપુર ભજનો ગાઈને અને તેમ કરતાં કેટલીક વખત ઇશ્કે એલાટીમાં મદમસ્ત બનેલા સુફી–સાધુ જીવનનું ભાન કરાવીને અને ગંજાવર મેળાવડાઓ કે જ્યાં ભલા ભલા વિદ્વાનોનાં જડબાં ઉઘાડવા જતાં ટાંગા ધ્રુજી જાય છે, તેને પોતાના બુલંદ અવાજવડે ગજાવીને, એમ અનેક રીતે જનકલ્યાણનાં કાર્યો કરી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળની તેમણે ખ્યાતિ વધારી દીધી છે. આ બાબતમાં તેમનાં વખાણ કરવાં એ તો લગભગ સોના ઉપર ઢોળ ચ્હડાવવા બરોબર છે. તેથી જમનાબ્હેનની ફતેહનું ખરૂં કારણ શું એ સવાલ મુખ્ય વિચારણીય થઈ પડે છે.

સદ્ગત જમનાબ્હેન ગર્ભશ્રીમંત હતાં અને તેમની આર્થિક સ્થિતિ સારી હતી તેટલા માટે શું તેઓ જાહેરસેવા બજાવવાને શક્તિવાન હતાં? અલબત. જેઓ પ્રજાસેવાનાં કામ કરવા ઇચ્છતાં હોય તેમની નાણાં સંબંધી સ્થિતિ સારી હોય તો તેમના કામમાં તે ઘણી મદદગાર થઈ પડે છે અને ઘણી વખત નિર્ધન મનુષ્યના ઉત્તમ વિચારો પણ—

"જળનાં મોજાં જળ વિષે ઉઠી જેમ સમાય,
તેમ મનોરથ ગરીબના અંતરમાં લય થાય;"

તેના જેવી સ્થિતિમાં આવી પડે છે. છતાં નિર્ધન અવસ્થામાં પણ ઘણાં સ્ત્રીપુરૂષોની સેવા બજાવી શકે છે અને ઘણાં ગર્ભશ્રીમંતો ટીલડી ને ટપકી અથવા ગાડી મોટર કે ફેશનની ખ્રીશીયારીમાં આખું જીવન ગાળી કહાડે છે અને તેટલું છતાં તેઓ સંતોષથી મરતા હોય એવું કવચિત્ જ બને છે! ઘણાખરા તો બિચારા પુનર્જન્મમાં પણ લાડીવાડી અને ગાડી માટે જ પ્રભુપ્રાર્થના કરતા હશે અને કેટલાક તો તેમ ન બને તો છેવટ શેઠીયાઓને ત્યાં

ગાડીના કોચમેન, મોટરના શોફર અગર તો ભટ્ટ, ભૈયા કે ઘાટી થઈને અવતરવાના વિચારને પણ પસંદ કરતા હોય તો તેમાં બહુ અજબ થવા જેવું નથી! કેમકે શ્રીમંતાઈના ખોટા ઢોળમાં તણાઈને શારીરિક નિર્માલ્યતા જ્યારથી દેશમાં વધી છે ત્યારથી ઉપર જણાવ્યા નોકરો દાસાનુદાસ નહિ પણ શેઠોના શેઠ થઈને રહેતા હોય એવું ઘણે ઠેકાણે જોઈએ છિએ. ટુંકમાં કહેવાની મતલબ એટલી જ છે કે શ્રીમંતાઈથી કાંઈ જાહેરજીવન ઉન્નત બનતું હોય એમ માની લેવાનું નથી; તેથી તો ઉલટું સુધરવાના કરતાં બગડવાનો વધારે સંભવ રહે છે. ત્યારે શું જમનાબાઈ કેળવાયલાં હતાં માટે જનસમાજમાં દીપી નીકળ્યાં હતાં? મને તો તેમ પણ લાગતું નથી. જેમ જર્મનીના સુપ્રસિદ્ધ ડૉકટર લુઈ કુને સર્વે રોગ મટાડવાનું સાધન એક "પાણી" છે એમ શોધી કહાડ્યું છે, તેમ સામાજિક, ધાર્મિક, આર્થિક અને રાજ્યદ્વારી ઉન્નત્તિનું "કેળવણી" એક સર્વોત્તમ સાધન છે તે વિષયમાં મતભેદ ઉભો થવા પામે તેમ નથી. પણ પ્રથમ તો જમનાબ્હેનની કેળવણી કાંઈ એટલી બધી આગળ વધેલી નહોતી કે જેથી તેઓ તેને પ્રતાપે ઝળકી નીકળ્યાં હતાં એમ વાસ્તવિક રીતે કહી શકાય. વળી ઘણી સ્ત્રીઓ કેળવણી મળવા છતાં પરોપકારી જીવન ગાળવાને બદલે આપણામાં સામાન્ય રીતે જેને "ચાબાઈ કે વાયડાઈ" કહે છે તેમાં જ આગળ વધી જાય છે! સ્ત્રીજાતિ પ્રત્યેના પૂજ્યભાવને લીધે આથી વધારે ટીકા કરવી મને ગમતી નથી, પણ પુરૂષોના સંબંધમાં તો મેં ઘણી વખત જોયું છે કે કેળવણી અને ઘણી વખત ઉંચી કેળવણી લીધેલી હોવા છતાં તેમાંના ઘણાખરા જાહેર જુસ્સો કે જનકલ્યાણનાં કાર્યોમાં "ઠઠાનંદાય નમઃ" જેવાં જ લગભગ હોય છે; અને કેટલાક જાહેર જીવનમાં પડવા છતાં એવા આંધળી આપખુદી ચલાવનારા, અભિમાની અને અહંકારી હોય છે કે ઉદાર દિલવડે પ્રજાનું, ભલું કરવાને બદલે મરજી પડે તેવા ભાંગરા વાટી આદાને સુંઠ કુટીને બિચારા ભોળા અજ્ઞાન ભાઈઓને મ્હોટે ભાગે માત્ર પોતાના જ સ્વાર્થની ખાતર રચવામાં આવેલી જાળમાં ઘાતકી રીતે ફસાવે છે. આ સ્થળે પણ ટુંકમાં કહેવાની મતલબ એટલી જ છે કે માત્ર કેળવણીથી જાહેર જુસ્સો કે પરોપકારી જીવન ખીલે છે એવું કાંઈ નથી. ત્યારે શું જમનાબ્હેનનો અવાજ બુલંદ અને વકતૃત્વશક્તિ ખીલેલી હતી માટે તેઓ જાહેર જીવનમાં ફતેહમંદ નીવડ્યાં હતાં? બિલકુલ નહીં. શ્રોતા જનોની લાગણી ઉશ્કેરીને તેમને પોતાના મતના કરી લેવાની વકતૃત્વકળા ઘણી કીંમતી છે અને મહાભારતમાં જણાવવામાં આવ્યું છે તેમ ઉત્તમ વક્તાઓ મળી આવવા ઘણા દુર્લભ છે, પણ જનસમાજ એટલાં ભાષણમાં કયાં કાંઈક વધારે ઉંડા ઉતરીને જોવાની પણ શક્તિ ધરાવે છે? થોડી વકતૃત્વશક્તિ ધરાવનારા છતાં ઉત્તમ ચારિત્ર્યવાળા વક્તાના શબ્દોની જે અસર થાય છે, તે ચારિત્ર્યહીન મનુષ્ય કદી પણ પેદા કરી શકતો નથી. કેડના કટકા કરી, હાથ પગ અછાડી પછાડી, ટેબલને ધ્રુજાવી નાંખી ગમે તેટલા ઘાંટા ને બરાડા પાડવામાં આવે છતાં તેના કહેવાની કાંઈ અસર થતી નથી અને કોઈનાં નામો લખીને હું અંગત આક્ષેપ કરવા માગતો નથી, પણ કેટલાક ચારિત્ર્યહીન છતાં સારા બોલનારાઓના સંબંધમાં મેં જોયું છે કે શ્રોતૃવર્ગ બાહેર નીકળીને તેની સ્તુતિ કરવાને બદલે ગુજરાતીમાં જાણીતા થયેલા ત્રણ અક્ષરો (ગધેડો)થી તેને વધાવી લઇને પછી જ તેને છેડે શંકર, દાસ, ચંદ્ર, લાલ કે રામ જે હોય તે બોલે છે! આ પ્રમાણે શ્રીમંતાઈ, કેળવણી, કે વકતૃત્વશક્તિ કાંઈ જમનાબ્હેનના સફળ જીવનનાં કારણો ન હોતાં. બીજાં કેટલાક કારણો હાથ ધરીને આ વિષયને લંબાવી શકાય, પણ તેમ કરવાની મારી ઇચ્છા નહીં હોવાથી તેમના જીવનસાફલ્યનું મને જે ખરૂં કારણ લાગે છે, તે મુદ્દા ઉપર જ આવીશ. મારી અલ્પમતિ અનુસાર મારી તો એવી જ ખાત્રી થઈ છે કે—

સગાંનાં બાલબચ્ચાંઓને સાથે રાખી ગૃહસંસાર ચલાવનાર સુખી દમ્પતિ.



વિધવા સ્થિતિમાં.

## પતિપત્ની વચ્ચેના ગાઢ પ્રેમ

એજ જમનાબ્હેનના જીવનસાફલ્યનું ખરેખરૂં કારણ હતું. આ જગતમાં ચારિત્ર્યની કીંમત ઘણી જ ચ્હડીઆતા પ્રકારની છે અને તે બીનાનો સર્વ કોઈ ખુલ્લાં હૃદયથી સ્વીકાર કરે તેમ છે; પણ મારા વિચાર ખરા હોય કે ખોટા હોય તે પરમાત્મા જાણે પણ હું એમ લગભગ નક્કીપણે માનું છું કે જ્યાં પતિ અને પત્ની વચ્ચે નૈસર્ગિક ગાઢ પ્રેમ હોતો નથી ત્યાં ચારિત્ર્યની પુરેપુરી ખીલવણી એમાંથી કોઈનામાં થતી નથી. આ સ્થળે કર્કશા સ્ત્રીનો પતિ ગ્રીક તત્વવેત્તા સૉક્રેટીસ અથવા તો રાણા સાથે રૂસણાં લેનારાં મીરાંબાઈના દાખલા કેટલેક અંશે ઉપરની દલીલ સ્હામે રજુ કરી શકાય તેવા લાગે છે. પણ સંસારની જાળ ત્યજીને વિરક્ત બની જાહેર જીવનમાં વિજય મેળવવો તેમાં અને સંસારમાં રહીને પોતાની કારકીર્દીને ફતેહમંદ બનાવવી તેમાં ફરક છે અને તેથી સંસારમાં રહેવા છતાં સફળજીવન નીવડવાનું ખરૂં કારણ તો પતિપત્ની વચ્ચેનો ગાઢ પ્રેમજ હોવું જોઇએ તેમાં શક નથી. તાત્વિક દૃષ્ટિએ આ વિષય ચર્ચવાનું આ સ્થળ પણ નથી અને તેમ કરવાની મારામાં તાકાત હોય એમ પણ હું માનતો નથી, પણ શ્રીમતી જમનાબ્હેનના સંબંધમાં તો તેમની સફળતાનું હું જે કારણ માનું છું તે ખરૂં લાગે છે અને મારી સાથે બીજા કેટલાક પણ તેમ માનતા હશે. પુરાણો તરફ નજર કરતાં પણ આપણને જણાય છે કે ગાઢ પ્રેમની ઉત્તમ નિશાની રૂપે પતિપત્ની જ્યાં એકમત હોય છે ત્યાં ધારેલાં કામ પાર પડે છે. જ્યારે તેમ ન હોય ત્યારે ગમે તેટલી બળવાન શક્તિ નિરર્થક જાય છે. સીતા અને રામ વચ્ચેનો પ્રેમ અદ્‌ભુત હતો અને તેથીજ વાંદરાઓ એટલે કે જંગલી મનુષ્યોની સહાય વડે પણ તે વિજયી નીવડ્યા હતા; જ્યારે રાવણ ચૌદ ચોકડીનો રાજા હોવા છતાં તેની અને મંદોદરી વચ્ચે મતભેદ હતો અને પાછળથી વિભીષણની સાથેના તેણીના પુનર્લગ્ન તરફ જોતાં તેનો પ્રેમ ગાઢ નહોતો એમ જોઈ શકાય છે અને તેનું પરિણામ રાવણનાં હાર અને નાશ થવામાંજ આવ્યું. સતી સાવિત્રીના ગાઢ પતિપ્રેમને કારણે દંતકથા મુજબ યમરાજાને પણ સત્યવાનને પાછો જીવતો કરવો પડયો હતો. નળરાજાના પ્રેમમાં ભંગાણ પડવાથી પતિપત્ની બન્ને સારી રીતે દુ:ખી થયાં અને જ્યારે પાછળથી મતિ સુધરી ત્યારેજ નળદમયંતી સુખી થયાં. હરિશ્ચંદ્ર અને તારામતી ગાઢ પ્રેમને લીધેજ દુન્યામાં કાયમની કીર્તિ રાખી જઈ અંતે પણ સુખી થયાં. દશરથ રાજા મહા બળવાન હતો અને ઈન્દ્ર જેવા ભૂપતિનો મુકુટ તેના સિંહાસન આગળ આવીને પડતો, છતાં કૈકેયી સાથે ધણીધણીઆણી વચ્ચે મતભેદ પડતાં–કહો કે ગાઢ પ્રેમની ગેરહાજરી જણાતાં–રામવિયોગે ઝુરીઝુરીને તેમના જીવનનો અંત આવ્યો. મને લાગે છે કે વિશાળ વાંચનવાળાને તો આવા અનેક દાખલાઓ મળી આવશે, અને તે બધાનો એકંદર સાર એજ નીકળશે કે **"જ્યાં પતિપત્ની વચ્ચે ગાઢ પ્રેમ હોય છે ત્યાંજ જીવન સફળ નીવડે છે."** પ્રેમ એવી ચીજ છે કે જે દયા, પરોપકાર, જાહેર જુસ્સો, કલ્યાણકારી વૃત્તિઓ વગેરે દરેક ઉત્તમ પ્રકારના સદ્‌ગુણોને જન્મ આપે છે, અને જ્યારે આ પ્રેમનો પડઘો સ્હામેના હૃદયમાં આબાદ રીતે પડતો હોય છે ત્યારે તે બધા ગુણો સરસ રીતે ખીલી નીકળીને મનુષ્યના જીવનને સફળ, વિજયવંત અને ફત્તેહમંદ બનાવે છે અને તેવાં મનુષ્યોનાં નામ, કામ તેમજ કીર્તિ જગતના ઇતિહાસમાં કાયમને માટે જળવાઈ રહે છે. સદ્‌ગત જમનાબ્હેનના ગૃહજીવનનો અનુભવ ધરાવનારા ઘણી સારી રીતે જાણે છે કે મી. નગીનદાસ સક્કઈ અને શ્રીમતી જમનાબ્હેન વચ્ચે કેવો ગાઢ પ્રેમ હતો. અંગત અનુભવ નહીં ધરાવનારાઓ પણ જાહેરમાં આવેલા મી. નગીનદાસના મૃત્યુસમયના ઉદ્દાર, પ્રેમી ચિત્ત દર્શાવનારા બોધપ્રદ શબ્દો અને પતિના મરણ બાદ કેવળ સાધુ-

જીવન ઝુરતી દશામાં ગાળીને જમનાબ્હેને આ દુન્યાના કરેલા ત્યાગ ઉપરથી તે દંપતી વચ્ચેના ગાઢ પ્રેમનું દર્શન કરી શકે તેમ છે. આ ગાઢ પ્રેમજ તેમનાં એન્જીનને ચલાવનારી વરાળ અને તેમના જાહેર જીવનમાં નજરે પડતા જાહેર જુસ્સાનું કામ બજાવતો હતો; અને જે બંધુઓ અથવા બ્હેનો દાંપત્ય પ્રેમને ગાઢ બનાવવાનો જેટલો પ્રયત્ન કરશે તેટલાં તેમનાં જીવન સફળ થશે એ વાત જેમ નક્કી છે; તેમ પતિપત્ની વચ્ચેના ગાઢ પ્રેમ વગર ગમે તેવાં જાહેર જીવન પણ મોણ વગરની રોટલી અને મીઠા વગરના શાક જેવાં થઈ પડશે તેમાં પણ ફેર નથી. શ્રીમતી જમનાબ્હેનના સફળ જીવનમાંથી પ્રાપ્ત થતું આ પતિપત્ની વચ્ચેના પ્રેમનું ઉત્તમ તત્વ આપણી પ્રજામાં અચ્છી રીતે ખીલી નીકળે અને જનસમાજનું કલ્યાણ કરવાની પ્રશંસનીય વૃત્તિવાળાં અનેક જમનાબ્હેનો આ દેશમાં ઉત્પન્ન થઈ તેની પછાત દશા સુધારવાને શક્તિવાન થાય એવી દયાળુ સર્વેશ્વર પ્રત્યે મારી નિરંતર પ્રાર્થના છે. ઈત્યોમ્.

---

## સ્વ. ગંગાસ્વરૂપ જમનાબ્હેન સક્કઇ—ગુજરાતનું એક સ્ત્રીરત્ન.

( An appreciation. )

**( સ્ત્રીહિતોપદેશના જમનાબ્હેન સ્મારક અંક માટે ખાસ )**

( લેખક—રંગીલદાસ N. કાપડીઆ—ગણદેવી )

"In the service of mankind to be
A guardian god below; still to employ
The mind's brave ardour in heroic aims,
Such as may raise us o'er the grovelling herd,
And make us shine for ever–that is life."

Thomson.

"But the good deed, through the ages
Living in historic pages,
Brighter glows and gleams immortal
Unconsumed by moth or rust."

કોઈપણ પ્રજાનો ઇતિહાસ એ તેના મહાન્ પુરૂષોની જીવનકથા છે. શું મનુષ્ય કે શું પ્રજા–તેના જીવનમાં એક સમય એવો આવેછે કે જ્યારે તે મનુષ્ય અગર તે પ્રજા જે વળણ લેછે તે ઉપર તેના ભવિષ્યની ઉન્નતિ યા અવનતિનો આધાર રહેલો છે. પ્રજાના જીવનના આ કાળને transition—period કહે છે; અને એ સમયે સમાજના નેતાઓ સમાજને જે બાજુએ ઘસડે છે તે બાજુએ તે ઘસડાઇને પોતાના ભવિષ્યનો નિશ્ચય કરી લેછે. એટલે નેતાઓની જોખમદારી એટલીજ ગંભીર હોયછે. એ મહાન્ પુરૂષોનું જીવનકાર્ય એજ એ પ્રજાનો ઇતિહાસ ! હિંદ પણ આજે કેટલોક સમય થયાં—વિશેષે કરી ગત અડધી સદી દરમ્યાન–જીવનના એ transition–period માંથી પસાર થાય છે, અને આપણા નેતાઓ

હાલ જે કાર્ય કરેછે તે ઉપર હિંદના ભવિષ્યનો આધારછે. દેશમાં ચારે બાજુ પ્રબળ જાગૃતિ પ્રસરી રહી છે, અનેક પ્રગતિમય સંસ્થાઓ હસ્તીમાં આવતીજ જાય છે, અનેક દિશામાં પ્રગતિ થતી નજરે પડે છે, અને એનું પરિણામ એકજ માલમ પડેછે—'હિંદનું ઉજ્જવળ ભવિષ્ય!' હિંદના એ ઉજ્વળ ભવિષ્યને માટે ભાવી પ્રજા આપણા વર્તમાન નેતાઓને પ્રત્યેક રીતે આભારી છે. હિંદના એક ઉપયોગી અંગ તરીકે ગુજરાતીઓની જન્મભૂમિ—કવિ નર્મદની ગરવી ગુજરાતે પણ દેશની પ્રગતિ સાધવાના કાર્યમાં પોતાનો ઉમદા ફાળો આપ્યો છે. ગુજરાતમાં પણ આપણા આગેવાનોના શુભ પ્રયાસોને લઇને જ્યાં જોઇએ ત્યાં નવજીવન સ્ફુરી રહ્યું છે—એ નવજીવનના પ્રવાહમાં પ્રજા ખેંચાતી જાયછે. પરંતુ ગુજરાતના પુત્રોનું કાર્ય ગુજરાતની વ્હાલસોયી પુત્રીઓની મદદવિના પૂર્ણ થાય—ત્વરાથી તો નહિજ—એમ નહોતું. પણ હિંદમાતાની પુત્રીઓ ક્યારે એ ઉન્નતિના કાર્યમાં પછાત પડતી જણાઈ છે? તેમને સહેજ સ્ફુર્તિ મળે એટલે સફાળાં જાગી ઉઠી કાર્ય કરવા મંડી પડે છે. ઇતિહાસનાં પૃષ્ટો આવા અનેક જીવંત દૃષ્ટાંતોથી જ્વલંત છે. ગુજરાતના સ્ત્રીવર્ગે આ જરૂરની વેળાએ પોતાની માતૃભૂમિની સેવામાં એક અણમૂલું સ્ત્રીરત્ન અર્પણ કર્યું. તેમના ઈ. સ. ૧૮૬૨ માં થયેલા જન્મથી લઇને તે ઈ. સ. ૧૯૧૬ ના એપ્રીલ માસમાં થયેલા એમના ખેદજનક અવસાન સુધી ભગવતી જમનાબ્હેનના આદર્શ જીવનની દરેકે દરેક ઘટના—પછી શું તે તો હિંદુ સ્ત્રીમંડળની સ્થાપના હો કે શું તો દુષ્કાળ સંકટ નિવારણ ફંડને માટે લીધેલો અથાગ શ્રમ હો; શું તો દાદાભાઈજયન્તી ઉજવવાનો તેમનો ઉત્સાહ કે શું તો દક્ષિણ આફ્રિકાવાસી પોતાના દુઃખી બાંધવોને કરેલી મદદ; શું તો સેવાસદનમાં એમનું કાર્ય કે શુંતો લડાઈ ફંડને માટે એમણે ઉઠાવેલી ઝહેમત—દરેકને મનનીય છે. એમના દરેક કાર્યમાં ઉભરાઈ જતો ઉત્સાહ, અડગ ધૈર્ય, ઉછળતો જુસ્સો, અને સ્વદેશપ્રેમની છલકાતી લાગણી—વધારામાં હૃદયનું નિખાલસપણું—આપણાં નેત્રો સમક્ષ તરી આવે છે. ગુજરાતના ઇતિહાસનાં પૃષ્ટોપર સ્વ. ગં. સ્વ. જમનાબ્હેન પોતાનું નામ સુવર્ણાક્ષરે કોતરી ગયાં છે.

અર્વાચીન ગુજરાતમાં—ખાસ કરીને ગુજરાતના સ્ત્રીજીવનમાં—સ્વ. ગંગાસ્વરૂપ જમનાબ્હેન ઘણી ઘણી દૃષ્ટિએ અદ્વિતીય સ્થાન ભોગવે છે. લેખક અને વિચારક, ભાષણકર્તા અને કાર્યદક્ષ અબળા, પૂર્વના ગંભીર અને ઉત્કર્ષક પ્રવાહોના તીર્થરૂપ—ગુર્જરમાતાની પુત્રીઓમાં નવજીવન સ્ફુરાવનાર, તેમના રસહીન જીવનમાં રસ રેડનાર ગં. સ્વ. જમનાબ્હેન પોતાની શક્તિઓ અને કૃતિઓની અસાધારણતાથી ગુજરાતની સ્ત્રીઓમાં અગ્રસ્થાન સ્હેલાઈથી પ્રાપ્ત કરી શક્યાં છે. તેમ પોતાના હૃદયની તથા ભાવનાઓની ઉત્કૃષ્ટ મહત્તાથી તે કોઈપણ દેશમાં અને કોઈપણ કાળમાં લોકપૂજ્ય થયા વિના રહેત નહિ. એ મહાન્ સેવાભગિનીની પ્રવૃત્તિઓ, એમની શક્તિની પેઠે, ઉચ્ચ, સંગીન અને અનેકદેશીય હતી, તેમજ વળી તે એમના હૃદયની પેઠે, અહોળી, નિઃસ્વાર્થ અને કલ્યાણકારી હતી. એમણે જગત્‌માં આ ગુણોથી અનેક મહાન્ સાધ્વીઓ—સીતા, દમયન્તી, ફ્લોરેન્સ નાઈટીંગેલ ઈત્યાદિ—ની કક્ષામાં પોતાનું સ્થાન પ્રાપ્ત કીધું છે. ખરે! આવી જીવનમૂર્તિઓજ હૃદયમાં ઉત્સાહ પ્રેરી હૃદયને ઉત્તેજિત કરે છે—હૃદયમાં નવીન જુસ્સો પ્રકટાવે છે.

શ્રીમતી જમનાબ્હેનનો જન્મ મુંબાઇના સુવિખ્યાત દાનવીર શહેરી શ્રીમાન્ શેઠ તુલસીદાસ વ્રજદાસને ઘેર સંવત ૧૯૧૮ ના શ્રાવણ સુદ પૂનેમને દિવસે થયો. આવા એક લક્ષાધિપતિ પિતાને ઘેર જન્મ લેવા છતાં પણ આ ભલાં બાનુએ આખી જીંદગી સાદાઇમાંજ

ગાળી હતી. 'પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય છે' એ ન્યાયે શ્રીમતી જમનાબ્હેનમાં પાછળથી ખીલેલા અનેક સદ્‌ગુણો એમના બાળપણથીજ દેખા દેતા હતા. સાદું, સત્યનિષ્ઠ જીવન, આત્મ ત્યાગ, નમ્રતા, અન્યો પ્રત્યે પ્રેમ એ એમના જન્મ સાથેજ જન્મ્યાં હતાં. તે વખતે કેળવણીનો હાલ છે એટલો બધો પ્રચાર નહોતો, તેમજ બાળલગ્ન આદિ અનેક અનિષ્ટ રૂઢિઓ સમાજમાં ઘર ઘાલી બેઠી હતી. પરિણામે આપણાં આ ભલાં સેવાભગિનીને પણ નજીવીજ કેળવણી મળી હતી–હાલની ઉચ્ચ કેળવણીથી તેઓ વંચિત રહ્યાં હતાં. તો પણ એમને વધારે જરૂરની ગૃહકેળવણી પુરેપુરી પ્રાપ્ત થઈ હતી. ગૃહના સંસ્કાર ઘણાજ પવિત્ર અને નિર્મળ અને તેટલાજ પ્રબળ હતા. એમનાં લગ્ન બાળવયે–માત્ર તેર વર્ષની વયે–સુરતના સક્કઈ કુટુંબના એક નબીરા મી. નગીનદાસ સાથે કરવામાં આવ્યાં હતાં કે જે એમનાથી માત્ર બે વર્ષેજ મ્હોટા હતા. હાલની દૃષ્ટિએ જોતાં જમનાબ્હેનનો વિવાહ ઘણીજ ન્હાની ઉમરે થયેલો લેખાય! બાળલગ્નની સામે સખ્ત પોકાર ઉઠાવનાર સાધ્વી જમનાબ્હેનનો વિવાહ એ બાળવિવાહજ હતો. તો પણ ખાસ ધ્યાનમાં રાખવાની વાત એ છે કે એ દંપતી વચ્ચે અસાધારણ સ્નેહ જામ્યો હતો, અને છેવટ સુધી પણ તેમાં કોઈ જાતની કડવાશ દાખલ થવા પામી નહોતી. એમનું ગૃહજીવન કલેશહીન અને સુખી હતું અને તેમાંએ એમને પોતાના દેશહિતના કાર્યમાં એમના પતિ તરફથી કરી આપવામાં આવેલી હરેક પ્રકારની સગવડ ખાસ ધ્યાન ખેંચે એવી બીના છે.

એમના પતિ શ્રીયુત નગીનદાસ સક્કઈ એ એક સરળ સ્વભાવના, નિરભિમાન, નિખાલસ દીલના સ્વાશ્રયી નર હતા. ગરીબાઈમાં ઉછરી પોતાના બુદ્ધિબળે આગળ વધી બે વર્ષપર થયેલા તેમના અવસાન સમયે તેઓ મુંબાઇ બેન્કની રૂ. ૮૦૦ ના પગારની હેડશ્રાફની પદવીએ પહોંચ્યા હતા. એમણે શ્રીમતી જમનાબ્હેનને તેમણે દેશસેવાના આરંભેલા કાર્યમાં દરેક રીતની સવડ કરી આપી હતી. એમનો સ્વદેશપ્રેમ કેટલો ઉત્કૃષ્ટ હતો તે પોતાના મૃત્યુસમયે તેમણે પોતાનાં પત્નીને કહેલા નીચેના શબ્દો પરથી વ્યક્ત થાય છે.–

"દેવી! તમોએ દેશની પ્રજા–સેવા માટે જે જે કામો આરંભેલાં છે, તેમાં મારા મૃત્યુવિયોગથી ખલલ ન થાય તેને માટે સાવચેત રહેજો. તનમન અને બને ત્યાં સુધી ધનથી દેશસેવા અને પરોપકાર કરજો. કારણ કે મને તેજ વ્હાલું લાગતું હતું, અને મૃત્યુ પછી પણ મ્હારા આત્મસ્વરૂપને તેજ વ્હાલું લાગશે."

ગુજરાતના દરેક પુરૂષે આ મહાન્ નરના વર્તન ઉપરથી ધડો લેવાનો છે. આવા નરસાથે શ્રીમતી જમનાબ્હેનનું જીવન સરળ અને સુખી હોય અને તેમની દેશસેવાની–જનસેવાની–વૃત્તિ પોષાઈ વધુને વધુ ઉત્તેજિત થઇ હોય તેમાં નવાઇ શી? એક વાત અત્રે ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે. ભગવતી જમનાબ્હેન નામાંકિત શ્રીમંતની પુત્રી હોઈ મોટી જાહોજલાલીમાં ઉછર્યાં હતાં. પિતાને ત્યાં બંગલા, વાડી વજીફા, ચાકરો અને ગાડી ઘોડા હોવા છતાં પોતાના ગરીબ સાસરામાં તે વખતની સ્થિતિમાં પોતાનો શરૂ થતો ગૃહસ્થાશ્રમ કેવી ઉત્તમ રીતે ચલાવ્યો હતો તે ચાલુ જમાનામાં લગ્ન થયા બાદ સંસારમાં પડતી સ્ત્રીઓને અવશ્ય જાણવા લાયક અને મનન કરવા લાયક છે. આ દંપતી ઘણાં સાદાં, દયાળુ, પરગજુ, આનંદી, સંતોષી, અને મલતાવડા સ્વભાવનાં હોવાથી સમાજમાં બહુ પ્રિય થઈ પડ્યાં હતાં.

## ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળની સ્થાપના.

સ્ત્રીઓની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ થવી સંભવિત નથી એમ ભગવતી જમનાબ્હેન દૃઢતાપૂર્વક માનતાં હતાં. સ્ત્રીઓનું જીવન ઉન્નત થાય, સ્ત્રીઓ દેશકાર્યમાં રસ લેતી થાય, સ્ત્રીપણું, કોમળતા, લજ્જાદિ પોતાના સ્વાભાવિક ગુણો કાયમ રાખી જરા વધારે હિંમતવાન અને આગળ પડતી થાય અને દેશહિત સાધવામાં તેઓ એક અતિ ઉપયોગી સાધનરૂપ થઈ પડે એ ઇરાદાથી એમણે ઈ. સ. ૧૯૦૩ માં **'ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ'** નામની એક સંસ્થા મુંબાઈમાં સ્થાપી. ગુજરાતમાં સ્ત્રીજીવન હજુ જોઇએ એવું ઉન્નત થયું નહોતું. હિંદુ સ્ત્રીઓ હજુ તો અજ્ઞાનાગારમાં સબ્યા કરતી હતી અને આપણા સ્ત્રીસમાજને વધારે સારો બનાવવા માટે કોઈ પ્રબળ લોકપ્રિય વ્યવસ્થા ન હતી, તેવે સમયે આ ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળે લોકોની અમૂલ્ય સેવા બજાવી છે. અભણ અને ગામડીઆ, બાળક અને વૃદ્ધ સર્વને આપણા આર્ય જીવનનો–દેશમાં પ્રસરેલા નવચેતનનો, અને દેશકલ્યાણનો બોધ હૃદયમાં ઉતારવો–આ ત્રણેના એક સબળ સાધનરૂપે આ સંસ્થા કામ કરવા લાગી. મુંબાઇ શહેરમાં દરેક લતાઓમાં હિંદુ સ્ત્રીમંડળના સભાસદોના પ્રયાસે સ્ત્રીઓની થતી સુધારણા એ એનો જ્વલંત પુરાવો છે. અફસોસ માત્ર એટલોજ કે એ સંસ્થાને વધારે ઉપયોગી કરવા, પોતાની શક્તિનો બને તેટલો ખર્ચ કરી નાંખતાં એ સંસ્થાના આત્મારૂપ–એ સંસ્થાના જીવનમાં પોતાનું જીવનરક્ત સીંચનાર–તે ભલાં, પરોપકારી બાનુ આ સ્થૂલ દેહ છોડી સ્વર્ગે સીધાવ્યાં છે. આપણે તો હવે માત્ર એટલુંજ ઇચ્છીશું કે એ સંસ્થાના હાલના ચાલકો પોતાના સ્વ. પ્રમુખનો ઉદ્દેશ પાર પાડવા ખંતથી પ્રયાસ ચાલુ રાખે!

## દાદાભાઇ જયન્તી.

ભગવતી જમનાબ્હેનમાં સ્વદેશપ્રેમ પણ અનહદ હતો. તેઓ ખરાં દેશાભિમાની બાઈ હતાં. એમની પોતાના દેશ પ્રતિ ભક્તિ અને દેશના મહાપુરૂષો પ્રતિ ભક્તિભાવ તે એમણે મહર્ષિ દાદાભાઇની જયંતી ઉજવવાની ઉભી કરેલી હીલચાલમાં વ્યક્ત થાય છે. હિંદના દાદાના કાર્ય માટે–તેમણે કરેલી અપ્રતિમ દેશસેવાને માટે—કદીપણ બે મત હોઈ શકેજ નહિ. તેમનું સ્થાન અગ્ર છે. એવા એક કર્મવીર સાધુ પુરૂષની જયંતી ઉજવી ગુજરાતના સ્ત્રીવર્ગને તે દિવસે ભાષણો અપાવી તે દ્વારા એ મહાન્ નરના કાર્યની પિછાન કરાવવા અને દાદાએ પ્રેરેલા નવજીવનને સંતત વહેતું ચાલુ રાખવાના ઇરાદાથી શ્રીમતી જમનાબ્હેને એ મહર્ષિનો જયંતી–મહોત્સવ ઉજવવાની વ્યવસ્થા કેટલાંક વર્ષથી કીધી છે. ગુજરાતના પુત્રોએ કરવું જોઈતું કાર્ય ગુજરાતની એક પુત્રીએ ઉપાડી લઈ આપણને વીરપૂજાના પાઠો શીખવ્યા છે.

**દક્ષિણ આફ્રિકાવાસી હિંદીઓને સહાય અને દુષ્કાળ સંકટનિવારણ ફંડ** એ ઉપરાંત દક્ષિણ આફ્રિકાની સરકાર તરફથી અન્યાય પામતાં આપણાં દુઃખપીડિત દેશબંધુઓને પેલા **મહાન્ સાધુ પુરૂષ કર્મયોગી મહાત્મા ગાંધીજીના** આશ્રય હેઠળ પોતાના હક્કોને માટે લડત ચલાવી હિંદમૈયાનું ગૌરવ જાળવી રાખવાના કાર્યમાં જોઇતી પૈસાની મદદ કરવા શ્રીમતી જમનાબ્હેન ગામે ગામે રખડીને ફંડમાં નાણાં ભરાવતાં હતાં. જ્યાં જાય ત્યાં પોતાના ગૌરવના પ્રભાવે એઓશ્રી પોતાના કાર્યમાં સફળ થતાં અને એ પ્રમાણે એમણે એક મોટી રકમ દક્ષિણ આફ્રિકા મોકલી આપી હતી.

એમનું સૌથી વધારે મહત્વનું કાર્ય તો ગયા ગુજરાત કાઠીઆવાડના દુષ્કાળ વખતે પૈસા ઉઘરાવી દુષ્કાળપીડિત મનુષ્યોને બચાવવાનું હતું. પોતાના બાંધવો ભુખે મરે અને શ્રીમતી જમનાબ્હેન સુખે સુવે એ બનેજ કેમ? જ્યાંથી પણ દુષ્કાળપીડિત મનુષ્યનો આર્ત નાદ સંભળાય કે ત્યાં વિના વિલંબે તેનું દુઃખ નિવારણ કરવા શ્રીમતી જમનાબ્હેન ખડે પગે તૈયાર ઉભાંજ હોય! ભુખ તરસની સહેજ પણ દરકાર કર્યા વિના, સેવાભગિની ગામે ગામે રાત દિવસ રખડ્યાં, ઠેકઠેકાણે અપીલો બહાર પાડી અને ભાષણો કીધાં. આના પરિણામે દુષ્કાળ સંકટ નિવારણ ફંડને રૂપીઆ એકવીસ હજાર જેટલી એક બખ્તાવર રકમ મેળવી આપવા ભાગ્યશાળી થયાં હતાં! એજ એમના આત્માની ઓજસ્વિતા!

ભગવતી જમનાબ્હેન જાતે એક છટાદાર વકતા હતાં અને શ્રોતાઓ ઉપર પોતાનો પ્રભાવ સહેલાઈથી પાડી શકતાં. જેણે પણ એમનાં ભાષણો સાંભળ્યાં હશે તે આ વાતની સાક્ષી પુરશે. એક જુના જમાનાનાં બાનુ, જુના શ્રદ્ધાળુ કુટુંબમાં જન્મ પામેલાં હોવા છતાં પોતાની ઉત્તરાવસ્થામાં જાતમહેનતે આ શક્તિ પ્રાપ્ત કરી શક્યાં હતાં એજ એમની કેવી ખંત હશે એ દેખાડી આપેછે. એક સાદાં ગુજરાતી વૃદ્ધ હિંદુ સ્ત્રીને હજારો માણસોની સભામાં બોલતાં સાંભળવાં એપણ એક મોજજ હતી—અતિ આહ્લાદક લાગતું! આ સ્ત્રીરત્ન જો વધુ વખત આપણી વચ્ચે ટકયું હોત તો શું શું ન કરત?

### અવસાન

પરંતુ ગુજરાતના દુર્ભાગ્યે આ દૈવીજીવનનો અંત—પોતાનાં અગણિત કાર્યો અધુરાં મુકી જઈ—એટલો જલ્દી આવવા સરજાયલો હતો! ઇશ્વરેચ્છા બલીયસી! તા. ૮ મી. એપ્રીલ શનીવારની રાત્રિએ ૨॥ વાગે—જ્યારે આખું જગત્ શાંત રીતે ગાઢ નિદ્રા લેતું હતું તે વખતે વાલુકેશ્વરના પોતાના બંગલામાં થોડાક સ્નેહીઓની હાજરીમાં કેટલીએ સંસ્થાના આત્મારૂપ આ પરોપકારી બાનુનું અવસાન થયું. એ વેળા એમનું વય માત્ર ૫૪ વર્ષનું હતું. ગુજરાતને રડતી—કકળતી મુકી—ગુજરાત અને કાઠીઆવાડના સ્ત્રીવર્ગને અશ્રુપાત કરતો છોડી—અનેક સંસ્થાઓને નિરાધાર નાંખી—આ દૈવી જીવ પરમ કૃપાળુ પિતાની સંનિધિમાં હાજર થવા ચાલી ગયો. ગુજરાતને તેમના અવસાનથી નહિ પુરાય એવી ખોટ ગઈ! અહા! તે મધુર અવાજ—કેટલો બધો શાંત? કેટલો બધો વિશ્વાસુ! કેટલો બધો આશાવંત-અહા! તે મધુર અવાજ અવસાનની શાંતતામાં સમાઈ ગયો છે! તોપણ 'કાર્ય કરો અને માતૃભૂમિને માટે ભોગ આપો-આત્મત્યાગ કરો' એ તેમનો અંતિમ સંદેશ આપણા કર્ણપટે ધ્વનિ કર્યા કરેછે. એમના જીવનનું વ્હાલામાં વ્હાલું સ્વપ્નું ગુજરાતને ઉન્નત થયેલું જોવાનું અને ગુજરાતની મહિલાઓને તે ઉન્નતિ સાધવામાં રસથી ભાગ લેતી કરવાનું હતું. આપણે તે દિશામાં કાર્ય ચાલુ રાખવાનું છે.

## એમના સદ્ગુણો!

સ્વર્ગસ્થ જમનાબ્હેન અનેક સદ્ગુણોથી વિભૂષિત થયેલાં હતાં. Life is Service, Life is Sacrifice! "જીવન એ સેવન છે, જીવન એ સ્વાર્પણછે," એ મંત્ર એમના જીવનમાં એ દેવીએ ઓતપ્રોત કીધો હતો. એમનું આખું જીવનજ એ ઉપર બંધાયું હતું. એમનો પહેરવેશ એટલો તો સાદો હતો કે ફ્રેન્ચ રેવોલ્યુશનનો ઇતિહાસ લખનાર આંગ્લ લેખક

કાર્લાઈલના સાદા પહેરવેશનો ખ્યાલ આપવા મી. ફ્રુડે ઉચ્ચારેલા શબ્દો ભગવતી જમનાબ્હેનના સંબંધમાં ઉચ્ચારવાનું મને મન થાયછે કે, 'But who that knew Carlyle would care to know what clothes he chose to wear?' એમની સાદાઈ એમના મહાન્ હૃદયને શોભાવે એવી હતી. એ દેવીનું હૃદય એટલું તો નિખાલસ અને નમ્ર હતું કે એમને કોઇપણ વખતે કોઇપણ મનુષ્ય મળી શકતું. દરેકને માટે એમનાં દ્વાર ખુલ્લાં હતાં, અને કોઈએ એમને દ્વારથી નિરાશ થઇ પાછું ફર્યું હોય એવું સાંભળ્યું નથી. રહેવાની રીતભાત પણ સાદીજ હતી. એ ઉપરાંત ધૈર્ય, સંતોષ, સત્યનિષ્ઠા, આત્મત્યાગ, નિઃસ્વાર્થતા, ધાર્મિકવૃત્તિ વગેરે અનેક ઉચ્ચ ગુણો એમના વિશાળ હૃદયમાં અંકિત હતા. વિશેષમાં કીર્તિ, જાહેર પ્રશંસા પ્રતિષ્ઠા, પૈસો, લોકોની સરદારી ઇત્યાદિને માટે સદ્‌ગત જમનાબ્હેને કદી પણ તૃષ્ણા રાખી નહોતી, તે એ મહાન્ બાનુના હૃદયની સ્નેહાળતા, કુદરતીપણું અને એમની મ્હોટાઈને શોભાવે એવી હતી એમ કહેતાં મને વીરપૂજાના પરમ આચાર્ય પેલા કાર્લાઈલ મહોદયનાં વાક્યો સહસા યાદ આવેછે કેઃ— I should say sincerity–a deep, grave, genuine sincerity is the first characteristic of all men in any way heroic." હું એમ માનું છું કે હૃદયની વિશુદ્ધિ– ઊંડી, અકૃત્રિમ વિશુદ્ધિ એ, જેનામાં કોઈપણ જાતની વીરતા છે એવા એકજ હૃદયમાં સ્થાન પામે એજ વિરલ છે.

## ઉપસંહાર.

એમનું કાર્ય તદ્દન નિઃસ્વાર્થી અને અવિહત હતું અને **એમનું જીવન! તેની મધુર નિર્મળતા, તેની સાદાઇ, તેની નમ્ર સહનશીળતા, પ્રેમ, ઉચ્ચ આદર્શો પાછળ અવિશ્રાંત પ્રયત્નો,**–જેમ જેમ કોઈ આ બાબતોનો વિચાર કરેછે તેમ તેમ તેને લાગે છે કે તે એક દૈવી મનુષ્યની હાજરીમાંજ જાણે ઉભો ન હોય! આવું ગં. સ્વ. જમનાબ્હેનનું જીવન તે એકજ છે. લાગલાગત વર્ષોસુધી માતૃભૂમિની–હિંદ અને ખાસ કરી ગુજરાતની—સેવામાં અર્પણ થયેલી તે જીંદગી! જેણે થાક શું તે તો જાણ્યુંજ નથી. આવા એક પવિત્ર જીવનનું ઉત્તમ સ્મારક તો એજ છે કે તેમણે શરૂ કરેલાં કાર્યો ગમે તેવા ભોગે પણ ચાલુ રાખી તેમનું લક્ષ્ય સાધવું અને તેમના જીવંત સ્મારક રૂપ **ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળની** શાખાઓ શહેરે શહેર અને ગામે ગામ સ્થાપી દેશની સ્ત્રીઓમાં જ્ઞાનનો પ્રસાર કરી જાગૃતિ આણવી. ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ અને દેશોન્નતિસાધક જનો જો આ કાર્ય કરશે તોજ તેમણે આ દૈવી આત્માને યોગ્ય ન્યાય કરેલો કહેવાશે. અંતમાં હું કવિવર વર્ડ્ઝવર્થ મિલ્ટનને સંબોધી જે વાક્યો લખે છે તે વાક્યોથી આ લેખ પુરો કરીશઃ–

"Thy soul was like a star and dwelt apart;
Thou hadst a voice whose sound was like the sea;
Pure as the naked heavens, majestic, free;
So didst thou travel on life's common way
In cheerful godliness; and yet thy heart
The lowliest duties on herself did lay."

---

## ગં. સ્વ. સ્વ. બ્હેન જમનાબાઈ નગીનદાસ સક્કાઈ.

લેખકઃ—રા. ઇશ્વરદાસ ઇચ્છારામ મશરૂવાળા.

એક પ્રસંગે આપણા એક વિદ્વાન અને પ્રતિષ્ઠિત ન્યાયમૂર્તિએ ઉચ્ચાર્યું હતું કે "આ પુરાણપ્રસિદ્ધ આર્યાવર્ત દેશમાં સ્વર્ગસ્થ જેવાં અનેક પુરૂષ અને સ્ત્રીરત્નો સદીઓની અંધાધુન્ધીના કાલાન્તરે અને દેશમાંના શાસ્ત્રીય કિંવા લૌકિક રિવાજોરૂપી કચરાના ભાર નીચે દબાઇને પડેલા હશે, તેમને તેવા ભાર નીચેથી બાહેર કાઢવા, તેમને સંસ્કારિત કરીને ઓપાવવા, અને પ્રસિદ્ધિમાં લાવી જાહેરમાં જીવન ગાળવાની તક આપવી એજ આપણું ખરેખરૂં કર્તવ્ય છે." ઉક્ત શબ્દો સ્વર્ગસ્થના સંબંધમાં અક્ષરશઃ સત્ય છે એમ સહુ કોઈ કહી શકશે. આજથી પચાસ વર્ષ ઉપર હિંદના આ ભાગનું વાતાવરણ કેવું હતું અને તેમાં પણ ગુર્જર પ્રજાનું અને તેમાં વળી તેના વણિક વર્ગનું તે સમયનું વાતાવરણ કેટલું અને કેવું સંકડામણનું હતું અને જ્ઞાતિરિવાજોની શૃંખલાઓનું બંધન કેવું સખ્ત હતું તે દરેક ગુર્જર વણિક જાણે છે. તે સમયના જાહેર પુરૂષ અને સ્ત્રીઓની નામાવળી તપાસતાં તેમાં બેચાર કવિઓ, કે એકાદ બે સુધારકોનાં નામો દૃષ્ટિએ પડેછે પણ તે નામાવળીમાં એક પણ ગુર્જર સ્ત્રીરત્ને દેખાવ આપ્યો હોય તેવું જણાતું નથી. તેવા કાળમાં જન્મીને, વલ્લભીય વૈષ્ણવ સંપ્રદાયના ચુસ્ત અનુયાયી કુટુંબમાં બાળાપણ ગુજારનાર, અને ઘણીજ બાળવયે તેવાજ ધર્મયુક્ત કુટુંબમાં વધૂરૂપે પ્રવેશ કરનાર સ્વર્ગસ્થ બ્હેનને અદ્વિતીય સ્વરૂપે આપણે જાણીયે છિએ—તે સ્વરૂપ પ્રાપ્ત કરાવનારૂં કાંઈપણ શિક્ષણ મળ્યું હોય એ સર્વથા અસંભવિત લાગેછે. તેમજ સ્વ. નગીનદાસજીનું નામ પણ આ પરોપકારી સન્નારીના પતિ સ્વરૂપેજ જગસન્મુખ રજુ થયેલું છે અને જોકે તેઓ કેટલેક અંશે સંસ્કારિત હોઈ હાલના જમાનાને અનુકૂલ વળણ ધરાવતા હતા એમ તેમના ગાઢ પરિચયમાં આવનારાઓનું માનવું છે તથાપિ તેઓ દ્વારા સ્વર્ગસ્થ બ્હેનને બીજાના ઉપયોગમાં તનમન અને ધનથી આવવાનો વેગ ઉત્પન્ન કરાવનારૂં, કિંવા સમાજસેવાને પોતાના ધર્મરૂપે માનવાની સમજણ ઉત્પન્ન કરાવનારૂં, કિંવા આખા દેશનાં સ્ત્રીપુરૂષોને—ધર્મીય કે જાતીય ભેદ રાખ્યા વિના—પોતાના બંધુ રૂપે ગણવાનું જ્ઞાન પ્રાપ્ત કરાવનારૂં, વિશાળ વિશ્વના અનેક તરંગોનું હાલના સમયને અનુકૂલ અને તેજ સમયજન્ય વિશ્વ દૃષ્ટિથી નિરખવાનું જ્ઞાન અપાવનારૂં—જ્ઞાન તેમને પ્રાપ્ત થયું હતું એમ તો આપણાથી કહી શકાશે નહિજ. તો પછી બાળપણ અને યુવાપણ સંસ્કારિત બનાવીને હૃદયની અંદરના ગુણોને વિકસાવનારા કોઈપણ જાણીતા સંયોગોમાં આવેલું નહિ હોવા છતાં તેમના જીવનના છેલ્લા પંદર વર્ષની અંદર પ્રકાશી નીકળેલી આવી અદ્ભુત ક્રિયાશક્તિ અને વિચારશક્તિ તેમજ હૃદયની લાગણીઓ તેઓએ ક્યાંથી પ્રાપ્ત કીધી તેનું હાલમાં આપણે નિરાકરણ કરી શકીએ તેવી સામગ્રી આપણી પાસે નથી, અને તેથીજ આફ્રીકામાં વસતી કરી રહેલા પણ સ્વદેશ પ્રીતિથી અને જન્મભૂમિની પ્રતિષ્ઠા સાચવવાની લાગણીથી અનેક સંકટો સહન કરીને પોતાનો હક મેળવવાને મથી રહેલા આર્યો અને આર્યાઓ પ્રતિ—તેમજ ઈતર ધર્મીય પણ સ્વજન્મભૂમિનાંજ બાળકો અને બાળકીઓ પ્રતિ—તેમણેજ સહાનુભૂતિ, પ્રેમ અને વાત્સલ્યભાવ પ્રકટ કર્યો હતો અને જે લાગણીઓથી દોરાઇને તેમના સહાયાર્થે તેઓએ જે સ્વાત્મભોગ અને સ્વાવલંબનશક્તિ પ્રદર્શિત કરીને તે સદ્‌ગુણોનો પાઠ આર્ય મહિલાઓને શીખવ્યો હતો તે તેમના મહાન્ ગુણો—આર્ય મહિલાઓમાં નૈસર્ગિક પણે વસી રહેલા કુટુંબવાત્સલ્યના અને સ્વસુખવિસર્જનના તથા જાતિમેહનતના ગુણોનાં પ્રસંગોપાત્ત વિકાસસ્વરૂપજ હતાં એમજ આપણે સ્વીકારવું જોઇશે. પોતાના શ્વસુરના ગૃહમાંના સંબંધી જનો પોતાની સાથે ગમે તેવું

વર્તન રાખતા હોય તે સર્વ સહન કરીને પણ તેમના સુખ માટે, તેમના શ્રેય માટે અને તેમના હૃદયની શાંતિ તેમજ આનંદને માટે ન્હાનામાં ન્હાની વયની એક નવપરિણીતા આર્ય બાળાના હૃદયમાં પણ સ્વસુખત્યાગના, જાતિમેહેનતના, કુટુંબવત્સલતાના તથા ઔદાર્યના કેવા વિરલ ગુણો તેમજ સહનશીલતાની કેટલી ઉત્તમોત્તમ શક્તિ સ્વભાવસિધ્ધજ ભરેલ હોય છે તેનો અનુભવ ન્હાના મ્હોટા દરેકે દરેક આર્ય બંધુને અને ભગિનીને હોવોજ જોઇએ, અને તેજ સ્વભાવતઃ પ્રાપ્ત થયેલા ગુણો અને શક્તિ પ્રસંગ પ્રાપ્ત થતાંજ—સૂર્યકિરણનો સ્પર્શ થતાંજ જેમ એક નવી પદ્મકલિકા ખીલીને વિકસિત થયેલું, સકળ વિશ્વને સ્વપરાગથી અને સૌંદર્યથી મુગ્ધ કરનારૂં કમળ બની રહે છે તેમજ ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળનો જન્મ થતાંજ, તેના કાર્યના તેના બનવાનો પ્રસંગ આવી પડતાંજ સ્વર્ગસ્થ બેહેનના સર્વ નૈસર્ગિક ગુણોએ વિશ્વરૂપ લીધું અને આપણને એક અદ્વિતીય સદ્‌ગુણોનું, સુશીલતા અને સૌજન્યનું, વત્સલતા અને દયાનું દૃષ્ટાંત પૂરૂં પાડયું. એજ પ્રમાણે દેશમાંના અનેક દુષ્કાલપીડિત જનો માટેનો તેમનો પ્રયાસ પણ આર્યાઓમાં જન્મતઃ ઉતરી આવેલા દયાના અને દાનના ગુણોનો વિકાસ જ હતો અને આ દૃષ્ટિબિંદુથી તેમના જીવનનો વિચાર કરીનેજ મ્હેં આરંભમાં સ્વર્ગસ્થ ન્યાયમૂર્તિના શબ્દો લખ્યા છે અને તે શબ્દોદ્વારા જે વ્યક્તિઓએ એકાંતમાં પોતાના પતિનાજ ઘરના સાદા જીવનમાં આનન્દ માનનાર આ બેહેનને બાહેર ખેંચી કાઢી, પ્રકાશમાં લાવીને જાહેર જીવનના ક્રમમાં ઉતારી તેમને હું અત્રે તેમના કાર્ય માટે ધન્યવાદ આપું છું.

જો ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળનો ઉદય થયો નહોત, જો તેના નેતાઓએ આ ઉત્તમ રત્નને તેના ગૃહજીવનની સાદાઈ છોડી દેવાની અને તેના સંસારના ભારમાંથી મુક્ત કરીને પ્રજાજીવનમાં પરોવવાની તક સાધી નહોત અને જો આપણી જ્ઞાતિઓના રિવાજો રૂપી કચરાના ભારથી દબાયેલી તે બેહેનને તેમાંથી મુક્ત કરવાની તેમના પતિએ હિંમત બતાવી નહોત તો ગુર્જર વણિક સ્ત્રીઓના નામને દેદીપ્યમાન કરી જનારી મધ્યમ વર્ગની આ આર્ય દેવીનો આપણને પરિચય કદી પણ પડ્યો નહોત.

સાદા ગૃહજીવનમાંથી બાહેર આવતાં જ ટુંક સમયમાં તેમણે આ સંસ્થા દ્વારા તેમ જ અન્ય સંસ્થાઓ દ્વારા જે જે કાર્યો કરેલાં છે, તેમજ આપણા સંસારની, આપણી સ્ત્રીઓની અને પુત્રીઓની ઉન્નતિ અર્થે જે પ્રયાસો કરેલા છે તે સર્વ વિદિત હોવાથી અત્રે સ્મરીને લંબાણ ન કરતાં હું મારી ગુર્જર માતાઓ, બેહેનો અને પુત્રીઓનેજ વિનયપૂર્વક વિનંતિ કરીશ અને ખાસ કરીને વૃદ્ધ માતાઓ અને માતૃપદ ભોગવતી બેહેનોને વિનવીશ કે જે બેહેને પોતાના જીવનનાં છેલ્લાં પંદર વર્ષો, અને તેમાં પણ ઈશ્વરેચ્છાપ્રાપ્ત વૈધવ્યનું સંકટ સહન કરીને પણ લગભગ છેલ્લાં બે વર્ષો—તમારા ગૃહની, તમારા સંસારની અને સમાજની તેમજ તમારા પોતાના જીવનની ઉન્નતિ અર્થેના પ્રયાસોમાં ગાળ્યા હતા, જેણે આપણા આ વિશાળ દેશમાં વસેલી ઈતરધર્મીય અને જાતીય પ્રજાઓ પ્રત્યેનો આપણો ધર્મ કેવો હોવો જોઇએ એ સ્વકર્મથી શીખવાડયું છે તેવાં સ્વર્ગસ્થ બેહેનના અનેક ગુણોમાંના કોઈ એક ગુણને પણ ગ્રહણ કરજો; તેમણે પોતાના જીવન માટે જે સૂત્રો સ્વીકાર્યાં હતાં તેમાંનું એકાદ સૂત્ર પણ દેશસેવા—સમાજસેવા—સ્ત્રીસેવા, દુઃખીની—નિરાધારની સેવા—સ્વીકારી લેજો અને તેને તમારા જીવનક્રમમાં ઉતારવાની દૃઢતાપૂર્વક અભિરૂચી રાખજો તેમજ તમારાં શિશુઓને તેજ શીખાડવાના નિશ્ચયપૂર્વક પ્રયત્ન કરશો તો તે તમારા કાર્યથી તેમનો સ્વર્ગસ્થ આત્મા સંતુષ્ટ થશે, તેજ તેમનું તમોએ ખરેખરૂં શ્રાદ્ધ કરેલું ગણાશે, અને તમારા તેવા કાર્યથી તેમણે આરંભેલા કાર્યરૂપી સ્રાવ સતત વેહેતો રહેશે એટલુંજ નહિ

પણ તેથી આપણા ગૃહમાં–આપણા સમાજમાં–આપણી જ્ઞાતિમાં અને આપણા દેશમાં–એવાં અનેક જમના–( યમ-ધર્મના ) બ્હેનોનો અને સ્વર્ગસ્થ મહાનુભાવ ગોખલે જેવા દેશવીરોનો આવિર્ભાવ થશે અને તેજ બાળાઓ અને બાળો તેમના ખરા સ્મારકસ્તંભો બનશે.

ઇશ્વર તેમના પવિત્ર મહાનુભાવ આત્માને ચિરાયુ શાંતિ આપો.

---

## સ્વ૦ જમના બ્હેનનું સ્મરણ.

લેખકઃ—રા. કરસનદાસ જગજીવનદાસ ચીતળીયા.

**ऐ मातृभूमि तेरे चरणोंमें सिर नमाऊं ।**
**मैं भक्ति भेट अपनी तेरे चरणमें लाऊं ॥**

સ્વ. જમના બ્હેનનું જીવન ઉપર પ્રમાણે હતું એમ એમની સાથેના કેટલાક પ્રસંગોથી હું જોઈ શકયો હતો તેનીજ હું અત્ર નોંધ લઈશ.

માણસનું મનુષ્યત્વ—હીર નાનામાં નાના પ્રસંગે પણ પ્રત્યક્ષ થાય છે. નાના નાના કાર્યમાં પણ તે ફળદાયક થાય તે માટે, તેમના હૃદયની ઉત્સુક્તા, મૃદુતા, નમ્રતા સર્વ કોઈને તેમને માટે માન ઉત્પન્ન કરાવતી.

સ્ત્રીમંડળના શિક્ષણવર્ગો ખોલવામાં આવ્યા તે અરસામાં એક પ્રસંગે મેં તે બ્હેનને કહ્યું કે મારી જોડે એક ચાલીમાં આવી ત્યાંની બ્હેનોને શિક્ષણવર્ગોનો લાભ લેવા સમજાવો તો કેટલીક બ્હેનો લાભ લે તેમ છે. આ વખતે તેઓ બીમાર હતાં, તેમના પગ સોજી ગયેલા હતા, તેમનાથી મૂશ્કેલીથી ચલાતું હતું છતાં તેઓ મારી સાથે આવવાને તરતજ ઉભાં થયાં. અમે ત્યાં ગયાં. પહેલે માળે એક ઓરડીમાં ત્યાંની કેટલીક બ્હેનોને એકઠી કરી તેમને વર્ગોનો લાભ લેવા સમજાવ્યું અને તેઓ સમજ્યાં. પછી એક બ્હેનના આગ્રહથી તેઓ છેક ત્રીજે માળે ગયાં ત્યાં પણ બ્હેનોને એકઠી કરી બોધ આપ્યો–સતેજ કર્યાં. એકત્ર થયેલાં બ્હેનો કેમ જાણે આભારથી દબાઈ જતાં હોય એમ દીસતું હતું. કેટલાંક બ્હેનો વર્ગોનો લાભ લેવા નક્કી કરી સૌ પ્રસન્ન વદને છૂટાં પડ્યાં.

એક વખતે હું કોટના સ્ત્રીશિક્ષણવર્ગમાં બેઠો હતો. એકાએક જમનાબ્હેન ત્યાં મુલાકાતે આવ્યાં. કામકાજથી વાકેફ થયાં. ૧૫–૨૦ સ્ત્રીઓને શિખતી જોઇ તેઓ ઘણાં પ્રસન્ન થયાં. જે સ્થળે વર્ગ હતો તે માળો ઘણો મોટો હતો. જમનાબ્હેને પૂછ્યું, "આ બધી બ્હેનો આ માળાનીજ હશે?" જવાબ મળ્યોઃ "એકાદ બે સિવાય કોઈ આ માળામાંથી આવતું નથી." તેઓને આશ્ચર્ય લાગ્યું! બ્હેનને સાથે લઈ તેઓ તે મોટા માળાની દરેકે દરેક ઓરડીએ ફર્યાં. દરેક બ્હેનને—ઘેરે વ્હેતી ગંગાજીના જ્ઞાનરૂપી જળનું પાન કરવા—વર્ગોનો લાભ લેવા—સમજાવ્યું. દરેકને પૂછી આ લાભ ન લેવાનું કારણ તેમણે શોધવા માંડયું. પરિણામે તેમને લાગ્યું કે પુરૂષ વર્ગ તરફથી સ્ત્રીઓને ઘટતું ઉત્તેજન મળતું નથી. જો પુરૂષો તેમને આવા શિક્ષણવર્ગોનો લાભ લેવા પ્રેરે, તેમને તે માટે જોઈતી અનુકૂળતા કરી આપે, વખતો વખત તેમના અભ્યાસની ખબર લે, તેમની મૂશ્કેલી દૂર કરે, અને હસ્તે ચહેરે તેમને ઉત્તેજન આપતા રહે તો દરેક સ્ત્રી ગૃહદેવી થાય, સંસાર સુખી નીવડે ને દેશોદયનો માર્ગ સરળ થાય.

માન અપમાનનો, ન્હાના મોટાનો સવાલ દૂર કરી કેવળ કર્તવ્ય અને આત્મસંતોષ માટે કાર્ય કરનાર બ્હેનો આપણા શહેરમાં—આપણામાં કેટલીક છે ?

દરેકે આ પ્રશ્ન પોતાના આત્માને પૂછી અંતરાત્મા દોરે તેમ કર્તવ્યપરાયણ થવું શું આવશ્યક નથી ?

તેમના છેલ્લા કાઠિયાવાડના પ્રવાસ વખતે, અમુક સ્થળે જ્યાં સ્ત્રીઓમાં કામ કરવાની હોંસ હતી તેવા ત્રણ ચાર ગામની મુલાકાત લેવા, ને ત્યાં કામ કરતી બ્હેનોની ઉલટ વધારવા અને દૃઢ કરવા મેં તેમને વિનંતિ કરી. આવાં એક બ્હેનના આગમનથી કાઠીયાવાડની બ્હેનો પોતાનું અહોભાગ્ય માની તેમની સૂચનાનો શ્રદ્ધાપૂર્વક અમલ કરે એ સ્વાભાવિક હતું.

सेवामें तेरी सारे । भेदोंको भूल जाऊं ।
वह पुण्य नाम तेरा । प्रतिदिन सुनूं सुनाऊं ॥

આ વખતે પણ જમનાબ્હેનની પ્રકૃતિ જેવી જોઇએ તેવી ન હતી, છતાં મારા પત્રના ઉત્તરમાં તેમણે લખ્યું:—તમોએ લખેલા સ્થળોએ બ્હેનો કામ કરેછે ને કરવા ઉત્સુક છે જાણી હું બહુ ખુશી થઈ છું. શરીર કહ્યું કરશે ત્યાં લાગી તો હું અવશ્ય એ સ્થળોની મુલાકાત લઈશ ને બ્હેનો માટે મારાથી જે કંઈ બનશે તે કરીશ. તમો ખુશીથી તે સ્થળે લખી અમારી સાથે પત્ર વ્યવહાર કરી દિવસ નક્કી કરશો.

અફસોસ! પ્રકૃતિ લથડી પડવાથી ઉપલાં સ્થળોની મુલાકાત લેવાની તેમની મુરાદ પાર પડી શકી નહિં. તેમને એકાએક મુંબઇ આવવું પડ્યું ને ત્યારથી તેઓ ખાટલાવશ રહ્યાં.

ખાટલાવશ છતાં છેલ્લી ઘડી સૂધી જેઓ તેમને મળતાં તેમને હિમ્મત આપતાં—ઉત્સાહ પ્રેરી તેમને કર્તવ્યના રાહ પર મુકતાં. શરીરે અશક્ત છતાં તેમના આંતરિક બળથી મુલાકાત લેવા આવનાર સાથે તેઓ કલાકો સુધી વાતો કરતાં. લેશ પણ ભિન્નભાવ વગર ન્હાનાં મોટાંનો તેઓ સરખી રીતે સત્કાર કરતાં.

तेरेहि काम आऊं । तेराहि मंत्र गाऊं ।
मन और देह तुझपर । बलिदान मैं चढाऊं ॥

---

## ગં. સ્વ. યમુનાબ્હેન સક્કાઇ.

લેખકઃ—ગો. ક. દેલવાડાકર.

**યથા નામા તથા ગુણા** આ સૂત્રના પ્રૌઢ વિદ્વાને યથામતિ જે ભાવ ધાર્યો છે, તેમાં પણ દૈવી અંશ હોવો જોઈએ! જો કે સ્વ. કવિવર દલપતરામભાઇના નામવાળી ગુણાનુવાદવાળી જુની વાચનમાળામાં શોભતી કવિતા પ્રમાણે, નામધારી ગુણવાળાં માણસો જવલ્લેજ મળે; પરંતુ ગં. સ્વ. યમુનાબ્હેનમાં તો નામ પ્રમાણેજ ગુણ મળી આવ્યા છે. યમુનાના નિર્મળ સ્રોત જેવા પવિત્ર અંતઃકરણમાંથી નીકળતા વિશુદ્ધ પ્રેમ માયાના ઉદ્‌ગાર પ્રાશન કરનાર, નિઃસંશય પાવન જ થાય! અનુભવથી ઘડાયલી–પ્રવીણ–શક્તિવાળી, મહાદેવી સમાન પ્રતાપ પાડનારી, અબલા પણ સબલારૂપ, પ્રત્યક્ષ કાર્યથી પ્રતિબિંબ પાડનારી યમુનાબ્હેન સક્કઈનું અવસાન, તેમનાં આરંભેલાં કાર્યની મુમુક્ષુઓને તો અવશ્ય હાનિરૂપ જ થાય–પરંતુ આપણી આ ભૂમિકાને, ગુર્જર મહિલામંડળને, અને જનસમાજની એક માયાળુ ભગિની–સમાજકાર્યવાહિની તરીકે સંસારી ઉન્નતિને પણ હાનિ પહોંચે, તેમાં આશ્ચર્ય જેવું તો નથી!

શ્રીમાન ગૃહે જન્મ ધરીને વૈભવી લાલનમાં ઉછર્યાં પછી, શ્રીમંત સાસરવાસમાં પલોટાઈને પણ મનોવાંચ્છિત સુખ પ્રાપ્ત કર્યા છતાં, જનસમાજની સેવા કરવાનું જે માન મેળવવાને એમનું સુભાગ્ય વરદાન પામ્યું, એ કાંઇ તાપસ યોગતુંજ પ્રબળ હોવું જોઈયે.

શ્રીમાન ઘરના વૈભવમાં ઉછરેલાં થોડાંજ નામધારી માણસો, જનલોકનાં કલ્યાણકારી નિવડે છે ! કદાપિ તેવી યશરેખા પ્રાપ્ત કરી હોય તો તે માત્ર માનાર્થેજ, નહિ કે આત્મીય ભાવના વડે દેશહિત, જનહિત કે જગહિત માટે ! અથવા જો તેવાં વિશુદ્ધ માનવો નીવડ્યાં લાગ્યાં છે, તો તેનું જીવન સફ્લજ છે !

દરેક માણસોથી કંઈ પરહિત થતું નથી. તેમાં પણ સ્ત્રીજાતિ હોવા છતાં, હિંદુ સંસારની વચ્ચે અથડતી અજ્ઞાનતાના અંધારામાં, કેવળ જ્યોતિવિના, જ્ઞાનદીપકવડે, હિમ્મત અને ધૈર્ય, શાન્તિ અને દૃઢતા, વિવેક અને મહત્તા, પ્રેમ અને ગંભીરતા, નમ્રતા અને વિચાર સાથે રાખીને પણ મહત્તા મેળવી, માત્ર મહત્તા મેળવવાજ નહિ, પણ માનવદેહનાં કર્તવ્યકર્મ કરીને, પોતાના જન્મનું સાર્થક કરવાને તેમણે પરહિત કર્યું !

શું શ્રીમંત ઘરનું લાડકડું શરીર, કાઠિયાવાડ જેવી ખડતલ જમીન ઉપર, દુકાળપીડિત અનાથોને સહાય કરવાને, તાપ તહાડ યા ભૂખ તરસની પરવા કર્યાવિના જાય, તે માનાર્થીથી બને ? એ તો તાપસી દેહજ પ્રેમભાવે દોડી જાય ! જનસમાજના કલ્યાણ માટે, તન, મન ને ધનનો ભોગ આપનાર આ અખંડપ્રતાપી યમુનાદેવી ખરે જ ગુર્જર ભૂમિમાં પૂજનીય ગણાવી જોઈએ ! એમનું ચરિત્ર પ્રશંસનીય હોવાથી, ભાવી પ્રજાને અભ્યાસરૂપ થવું જોઈએ ! એમની કુલીનતા, તેમાં સમાયલી નમ્રતા, પુષ્પ અને સુગંધની ભાવનાથી ભરાયલું જીવન અનુકરણીય ગણાવું જોઇએ. આવાં વિશુદ્ધ અને નિર્મળ ચરિત્રવાળાં તાપસી બાનુઓનો દેદીપ્યમાન સમુદાય ઉત્તરોત્તર પ્રાપ્ત થાઓ ને ઉચ્ચરો કે સ્વ. યમુનાબ્હેનના આત્માને શાન્તિ મળે !—અસ્તુ !—

---

## જમના મૈયાકી જે.

### લેખકઃ—રા. ગોપાલજી ઓધવજી ઠક્કર.

જનની જણતો ભકત જણ કાં દાતા કાં શૂર;
નહિં તો રહીએ વાંઝણી મત ગુમાવીશ નૂર.

જગતની જાળમાં જકડાયેલ જનોને ઉપરનો દોહરો પોતાના હ્રદયમાં સુવર્ણના અક્ષરે કોતરી રાખવાની ખાસ જરૂર છે. આપણાં શાસ્ત્રો ઉપરથી આપણે જાણીએ છીએ કે મનુષ્ય જન્મ એ મહા દુર્લભ છે. ચોરાશી લાખ યોનિ ભટકી ભટકીને જીવ જુદા જુદા અનુભવ લે છે પછી મનુષ્યદેહ—નરદેહરૂપી હીરો તેને પ્રાપ્ત થાય છે; અને તેનો પાછો તે સદુપયોગ ન કરે તો પાછો ભવાટવીના ફેરામાં ઘાંચીના બળદીયાની પેઠ ફર્યાજ કરે છે.

કેટલાક લોકો એમજ માને છે કે જીવન છે તે ખાવા પીવા અને ખેલવા—આનંદ કરવા—માટેજ છે, લાડી વાડી અને ગાડીને અર્થેજ છે. પણ આ વાત તદન અસત્ય છે. આપણને આપણા શિક્ષકો ગુજરાતી કોપી બુકમાં ઘુંટાવતા હતા કે "ખાનપાનને ખાતર જીંદગી નથી, પણ જીંદગીને ખાતર ખાનપાન છે." આવા સારા સંસ્કારો બાળપણથી જ જો આપણામાં ઠસી જાય અને તે ઉપર સત્‌સંગરૂપી જળનું વારંવાર સિંચન થાય તો તો પછી

આપણું જીવનજ તદ્દન બદલાઈ જાય. મથાળે જે દોહરો લખ્યો છે તે જીવનના માર્ગદર્શક જેવોજ છે. તે આપણને એમ સૂચવે છે કે કાંતો ભકત, કાંતો દાતા અને કાંતો શૂરવીર બની આ મનુષ્ય જન્મનું સાર્થક કરો.

આપણે આજે જે વિદુષી માતા વિષે લખી તેમનું ઉચ્ચ ચારિત્ર જનસમાજ પાસે મુકવા માંગીએ છીએ તે માતાએ તો પોતાનું જીવન સફળ કરી લીધું છે; કારણ તે માતામાં ઉપર દર્શાવેલ ત્રણ ગુણમાંથી એકજ ગુણ અથવા બેજ ગુણ હતા એમ નહિ, પણ ત્રણે ગુણો હતા. એટલુંજ નહિ પણ તે સર્વાંશે હતા અને તે વાત હું આપની સમક્ષ પુરવાર કરવાની રજા લઉં છું.

પહેલો ગુણ ભક્તિનો છે. ભક્ત ઘણા પ્રકારના હોય છેઃ ઇશ્વરભક્ત, પિતૃભક્ત, માતૃભક્ત, પતિભક્ત, સ્વદેશભક્ત, વિ. વિ.

જમનાબ્હેન પુરેપુરાં ઇશ્વરભક્ત હતાં. પુરેપુરાં શા માટે ? એટલા માટે કે તે પ્રભુભક્તિ કરતાં તે લોકોને બતાવવા નહિ, બાહ્ય આડંબરને ખાતર નહિ અથવા તો જેમ કેટલાક માત્ર ટીલાં ટપકાંમાં, માળા ફેરવવામાંજ કે નાવા ધોવામાંજ ભક્તિ માને છે તેમ નહિ પણ તેઓ હૃદયપૂર્વક, શુદ્ધ અંતઃકરણપૂર્વક ભક્તિ કરતાં અને પ્રભુનાં બાળકોની સેવા એજ પ્રભુની સાચી ભક્તિ છે એમ તેઓ માનતાં અને તે પ્રમાણે વર્તતાં પણ હતાં.

વળી તેમને મન બધા દેવો સમાન જ હતા. કેટલાક વિષ્ણુને માનવાવાળા શિવનાં દર્શન ન કરે અથવા શીવનું એમ મોઢેથી બોલે પણ નહિ, જ્યારે બીજા શિવને માનનારા વિષ્ણુના મંદિર સામું પણ ન જુવે, વળી કેટલાક માત્ર દેવીનાજ ઉપાસકો હોય, કેટલાક બજરંગીના, કેટલાક ગણપતિના એમ જુદા જુદા અમુકજ દેવ અને દેવીને માનવાવાળા પોતાનો કક્કો ખરો અને બીજાઓનો ખોટો એમ જે માની બેઠા છે તેમ તેમનું માનવું નહોતું. તેમનું માનવું તો એમજ હતું કે—

आकाशात्पतितं तोयं यथा गच्छति सागरम् ।
सर्वदेवनमस्कारः केशवं प्रतिगच्छति ॥

પિતૃ અને માતૃભક્તિ તેમની કેવી હતી તેથી તો હું અજ્ઞાત હોવાથી કાંઈ લખી શકતો નથી, તો પણ તેમના સંબંધમાં આવનાર બાળકોને તથા યુવકોને પિતૃ અને માતૃભક્તિ વિષે જે શિખામણ આપતાં તે ઉપરથી મારી ખાત્રી છે કે તેઓ પિતૃ અને માતૃભક્ત હોવાંજ જોઈએ. વળી સ્ત્રીઓને તેઓ સાસુ સસરાની ભક્તિમાટે બહુજ ભાર દઈને ભલામણ કરતાં હતાં અને તેઓ પોતે બોલીનેજ માત્ર બેસી રહેતાં હતાં તેમ નહિ પણ તે પ્રમાણે કરી બતાવતાં હતાં. તેઓ પોતાનાં સાસરાપક્ષનાં સંબંધીઓ સાથે કેવા પ્રેમ અને સ્નેહથી વર્તતાં હતાં તે તો મારી નજરની જોયેલી વાત છે એટલે મને લખતાં બીલકુલ આંચકો લાગતો નથી કે તેમનું તે જાતનું વર્તન બહુજ ઉચ્ચ અને બીજી બ્હેનોને માટે અતિશય અનુકરણીય હતું.

પતિભક્તિઃ તેમની પતિભક્તિ વિષે શું લખવું તે મને સુઝતું નથી. તેઓને મેં સધવા તથા વિધવા એ બન્ને સ્થિતિમાં જોયેલાં છે; પણ બન્ને સ્થિતિમાં તેમની પતિભક્તિ તો ખરેખર અલૌકિકજ હતી. તેઓ એક સાચાં સાધ્વી સતી હતાં. પતિને તેઓ પરમેશ્વરજ માનતાં હતાં, અને તેમનું વચન તે દેવનુંજ વાકય એમ તેમને મન હતું. સતીને પતિના મૃત્યુરૂપી જે કારી ઘાની અસર થઈ હતી તે વાત તો જગજાહેર છે. તેમનું સ્થૂળ શરીર એટલું બધું કૃશ થઈ ગયું હતું કે તેમના જીવનને માટે પણ ઘણાઓને શંકા હતી. દેશસેવા અને પોતાની

બ્હેનોને ઉચ્ચ સ્થિતિમાં મુકવાને પોતાના પતિએ જે આજ્ઞા કરી હતી તે પાળવાનેજ સતીએ પોતાના દેહને પોતાના મનોબળથી ટકાવી રાખ્યો અને તે કર્તવ્ય કરવામાંજ દેહને ક્ષીણ કરી અંતે પતિ પાસે પરલોક પધાર્યાં.

દેશભક્તિઃ દેશભક્તિ તો તેમના જીવનમાં રગે રગે વ્યાપી રહી હતી અને તેમના જીવનની દોરીમાં ઓતપ્રોત હતી. દેશભક્ત હિંદના દાદા દાદાભાઇની જયંતી ઉજવવાનું માન જો કોઈને ઘટતું હોય તો તે તેમનેજ છે. હું ભુલતો ન હઉં તો જ્યારે અમે–પુરૂષો જયંતીના કાર્યથી બીલકુલ અજ્ઞાત હતા અને કુંભકર્ણની ઘોર નિદ્રા લેતા હતા ત્યારે તેમણે તે વાત ઉપાડી લોકોને જાગૃત કર્યા. તેઓ દરવર્ષ દાદાના દર્શને પોતે બીજી બ્હેનોને સાથે લઈ તેમના પવિત્ર આશ્રમે સમુદ્રતીરે જતાં અને પોતાનું કર્તવ્ય બજાવતાં. તે સિવાય દેશવીર શ્રીગાંધીજી તથા બીજા આપણા હિંદવાસીયો પર આફ્રિકામાં સંકટરૂપી વાદળાં ચઢી આવ્યાં તે વખતે પણ કમર કસીને તેઓને સહાય આપવા મોટા પાયા ઉપર ફંડ એકત્ર કર્યું અને ત્યાં મોકલાવી આપ્યું. વળી પૂજ્ય ગાંધીશ્રી તથા તેમના સુખદુઃખમાં ભાગ લેનાર તેમનાં દેવીતુલ્ય પત્ની આફ્રિકામાંથી સ્વદેશમાં પધાર્યાં ત્યારે તેમને યોગ્ય માનપત્ર આપવાની હીલચાલમાં પણ તેમણે અગ્રભાગ લીધો હતો. તે ઉપરાંત અડસઠની સાલમાં જ્યારે દુષ્ટ દુષ્કાળરૂપી રાક્ષસે પોતાની કરાળ દાઢથી ગુજરાત અને કાઠીઆવાડનાં ઢોરોનો અને અમુક અંશે મનુષ્યોનો ગ્રાસ કરવા માંડ્યો તે વખતે પોતે એક મોટું ફંડ એકત્ર કરી નાનાં ગામડાંઓમાં અને મોટા શહેરોમાં જાતે સહાય કરવા નીકળી પડ્યાં હતાં. તે પ્રસંગે ભૂખ તરસ તાઢ તડકો વિગેરે અનેક સંકટો વેઠીને તેમણે ખરેખર એક મમતાળુ માતાની ગરજ સારી હતી. તેઓ કહેતાં કે આવો ઉત્તમ મનુષ્યદેહ પામીને જે પોતાની માતૃભૂમિ માટે કાંઈ કરતો નથી અને માત્ર પોતાનું પેટ ભરવામાંજ અને મોજશોખમાંજ કાળ નિર્ગમન કરે છે તેને મનુષ્ય કહેવો કે કેમ તે એક સવાલ છે. દુનીયામાં દરેક ક્ષણે હજારો જીવ જન્મે છે અને હજારો જીવ નાશ પામે છે; પણ ખરૂં જીવ્યું તો તેજ કે જે પોતાની પાછળ પોતાનું સારૂં નામ મુકી ગયા. એક કવિ કહે છે.—

મરના ભલા હે ઉસકા જો જીતે હે અપને લીએ,
જીતા હે વોહી જો મર ચુકા ઈનસાનકે લીએ.

જે પોતાની ખાતર જીવે છે એટલે કે માત્ર કાગડા અને કુતરાની પેઠે પેટ ભરવાજ જીવે છે, તે તો આ જગતમાંથી મરી જાય તો જ ઠીક છે. જે માણસો જગતનું ભલું કરવામાં પોતાના દેહને અર્પણ કરે છે તે માણસ મરે તો પણ અજર અને અમર જ છે.

ભક્તિ પછી દાતાપણાની વાત લઇએ. દાતાપણામાં પણ જમનાબ્હેનનો નંબર પહેલો આવે છે. દાન આપવાની બાબતમાં તેઓ કદી નાત જાતનો ભેદ રાખતાં નહિ. બીજાઓને દુઃખી જોતાં કે તેઓની આંખમાંથી અશ્રુધાર વહેતીજ હોય. આ વાત તો મેં ઘણી વખતે નજરે જોયેલી છે. બીજાઓની દુઃખી સ્થિતિ વિષે જ્યારે તેઓ ભાષણ આપતાં ત્યારે ખરેખર પથ્થર જેવા હૃદયવાળા માણસનું અંતઃકરણ પણ પીગળી જતું. વળી તેમનું લખાણ પણ બહુજ હૃદયભેદક આવતું અને ધારેલી અસર કરતું.

અડસઠના દુષ્કાળ પ્રસંગે પોતે પોતાના પદરના ખર્ચે મુસાફરી કરી હતી એટલુંજ નહિ પણ પોતાની ગાંઠેથી પૈસા કાઢી તેમણે દુઃખીઓને સહાય કરી તેમને દીલાસો આપી તેમનાં આંસુઓ લુછ્યાં હતાં.

તેમની સહાયથી આંહિ ભાવનગરમાં એક સ્ત્રીવર્ગ ચાલે છે અને બીજે અન્ય સ્થળોએ

પણ તેમની ગુપ્ત દાનની સહાયથી બીજાં આવાં ખાતાંઓ નભે છે. છેવટે સ્વર્ગમાં સીધાવતાં સીધાવતાં પણ ખરેખર દેશોન્નતિના કાર્યમાં સહાયભૂત થઈ પડે તેવા દરેક ખાતાને પોતાના તરફથી ઉદાર રકમ આપવાનું ફરમાન કરી ગયાં છે. આ બધી હકીકત ઉપરથી તેઓ દાતા હતાં તે વાત સિદ્ધ થાય છે.

બાકી વાત રહી શૂરવીરતાની: તલવાર, ભાલા, બરછી, ધનુષ્ય કે બંદુક એ શસ્ત્રોનો ઉપયોગ કરી બતાવી શૂરવીરતાનું નામ પ્રસિદ્ધ કરવું એ જમાનો તો ચાલ્યો જ ગયો છે. હાલના જમાનામાં તો કલમમાં અને ભાષણમાં શૂરવીરતા રહી છે એટલુંજ નહિ પણ ખરી શૂરવીરતા બોલ્યા પ્રમાણે કરી બતાવવામાં જ રહેલી છે. આ રીતે જો આપણે જોઈએ તો જમનાબ્હેન શૂરવીર હતાં. કારણ તેઓ શું બોલવામાં શૂરવીર નહોતાં! તેઓ લખાણ કરવામાં પણ શું શૂરવીર નહોતાં? શું તેઓ કાર્ય કરવામાં પણ શૂરવીર નહોતાં? પતિની માંદગી વખતે તેમણે તેમની જે સેવા બરદાસ્ત કરી હતી તે શું તેમની શૂરવીરતા નહિ? પતિના મૃત્યુ પછી તેમણે જે ધીરજ ધારણ કરી હતી તે શું તેમની શૂરવીરતા નહિ? શરીર અશક્ત હોય, ડોકટરો કામ કરવાની કે મુસાફરી કરવાની ના પાડે, પાસે રહેનાર સ્નેહીઓ અને સગાં સંબંધીઓ તેમને પથારીમાંજ પડ્યા રહી આરામ લેવાનું કહે છતાં પણ પરમાર્થનું કાર્ય હોય, દેશસેવાની વાત આવે કે પોતાની બ્હેનોની ઉન્નતિની વાત હોય ત્યારે તેઓ શરીરની દરકાર કર્યા સિવાય સિંહની માફક ગર્જના કરી પથારીને પાટુ મારી ઉભાં થતાં અને ધારેલું કામ પાર પાડતાં. આ શું શૂરવીરતા નહિ? આટલી અવસ્થાએ પતિવિયોગનું દારૂણ દુઃખ હતું છતાં પણ દેશની અને ખાસ કરી પોતાની બ્હેનોની જે સેવા તેઓએ બજાવી છે તે જોતાં ખરેખર સૌ કોઈ કબુલ કરશે કે તેઓ એક શૂરવીર હતાં.

જમનાબ્હેનનું સ્થૂળ શરીર જો કે અત્યારે નથી, તેમની માટી માટીમાં મળી ગઈ છે, તેમનું પંચતત્વનું બનેલું પુતળું પંચત્વને મળી ગયું છે છતાં તેમણે જે કાર્યો કર્યાં છે, તન-મન અને ધનથી દેશસેવા અને ભગિનીસેવા કરી છે તેથી તેમનું નામ તો ગુજરાત અને કાઠીયાવાડના ઈતિહાસમાં અજર અને અમરજ છે; કારણ એક કવિ કહે છે.—

નામ રહંતા ઠાકરા, નાણા નહિ રહંત,<br>
કીર્તિ કેરા કોટડા, પાડ્યા નહિ પડંત.

આવી રીતે જમનાબ્હેનની કીર્તિ તો અજર અને અમરજ છે.

છેવટે વાંચનાર બ્હેનો પ્રતિ એટલીજ વિનતિ છે કે જો આપણે હિંદમાતાને પ્રસન્ન કરવાં હોય તો જમનાબ્હેનના ઘણા સદ્‌ગુણોમાંથી એકાદનું પણ અનુકરણ કરો અને તેના જેવાં બનવા પ્રયત્ન કરો; અને જમનાબ્હેનના આત્માને પ્રસન્ન રાખવો હોય તો તેમણે જે કાર્યો આરંભ્યાં છે તેમાં તન-મન અને ધનથી સહાય કરી તેને વધારે પગભર કરવા આજે જ પ્રતિજ્ઞા લ્યો.

અંતમાં આપણે આ લખાણના સંબંધથી છુટાં પડીએ તે પહેલાં એક વખત શુદ્ધ હૃદયથી બોલોકે—જમના મૈયાકી જે.

---

# સદ્દગત જમનાબહેન સક્કઈ.

## લખનાર:–વૈદ્યકવિ દુર્લભ શ્યામ ધ્રુવ.

ઉક્ત બહેન સામ્પ્રત સમયમાં એક મહાદેવીરૂપે ગણાઈ ગયાં છે. એમનું ચારિત્ર વિશુદ્ધ તથા અનુકરણીય હતું. એમનો સ્વદેશપ્રેમ અવર્ણનીય હતો અને એમણે સ્ત્રીવર્ગની સુધારણા માટે જે પરિશ્રમ ઉઠાવ્યો હતો તથા તે દ્વારા જે પ્રકાશ પાડ્યો હતો તે અવર્ણનીય હતો. દુષ્કાળપીડિત દેશનાં નરનારીઓ તથા અનાથ બાલકોને યોગ્ય સાહાય્ય આપવા એમણે જે હિંમત બતાવી છે તેવી હિંમત ભાગ્યેજ કોઈ પુરૂષવ્યક્તિ પણ દેખાડી શકે. એઓ અત્યંત દયાળુ તથા માયાળુ હતાં. એમની ધર્મશ્રદ્ધા જોઈને દરેકને આશ્ચર્ય થયા વગર રહેતું નહિ. એમના પ્રમુખપદ નીચે આ લેખકને, એ વખત ‘જૈન મહિલા સમાજ’ માં ભાષણ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો. એઓ સ્વદેશહિતચિન્તકો ભણી સદ્દભાવના દર્શાવતાં; એટલુંજ નહિ પરન્તુ તેમના વિચારો જાણી લેવા માટે તેમની જોડે વાર્તાલાપ કરવાનો ઉત્સાહ ધરાવતાં. પોતાને ત્યાં આવવાનું મને પણ આમંત્રણ કર્યું હતું અને એક સમયે બાણગંગા ઉપર આવેલા એમના ભવનમાં હું ગયો હતો. મેં ‘કન્યાવિક્રય અથવા માબાપનું મહાપાપ’ એ નામનું જે પુસ્તક લખી પ્રકટ કર્યું હતું તે હું ત્યાં લેઈ ગયો હતો. એ સમયે એમના પતિ પણ હાજર હતા. તેઓ પણ મને ઓળખતા હતા. દંપતીએ મ્હારો સંતોષપ્રદ સત્કાર કર્યો. હું જ્યારે ત્યાં ગયો ત્યારે જમનાબહેન દેવપૂજનમાં બેઠાં હતાં, છતાં પણ મને આવેલો જોઈ સહર્ષ તેમણે મ્હારો મુંગો આદર કીધો. પૂજનમાંથી નિવૃત્ત થયા પછી મ્હારી પ્રવૃત્તિને માટે તે તો મ્હારીજ પ્રશંસા કરવા લાગ્યાં. સજ્જનોનો સ્વભાવજ એવો હોય છે કે તેઓ પોતાના ગુણો ઢાંકે છે અને સામાના ગુણોને પ્રકટ કરે છે. ઉત્તરમાં મેં કહ્યું કે, બહેન, પ્રશંસાપાત્ર તો તમેજ છો; કારણ કે તમારા જેટલું અમારાથી નથી બની શકતું તેને માટે અમને તો ઉલટી લજ્જા ઉત્પન્ન થાય છે. તમે એક તો જાણે સ્ત્રીજાતિ અને તેમાં પણ સર્વ વાતે સુખી છો; આમ છતાં પ્રાપ્ત વિભવનું બળિદાન આપી આટલે દરજ્જે દેશનું હિત કરવાની ઉત્કંઠા રાખો છો એ તમારૂં કાર્ય કાંઈ જેવું તેવું સ્તુતિપાત્ર નથી. બહેને મને જવાબ આપ્યો કે તમે મને જે માન આપો છો અને મ્હારા ભણી પૂજ્યભાવથી જુઓ છો એ પ્રતાપ (પોતાના પતિ તરફ આંગળી કરીને) એમનો છે. એમના પતિયે પછી મને કહ્યું કે, કવિરાજ! જ્યાં સુધી સ્ત્રીવર્ગની સુધારણા માટે એમનીજ જાતિમાંની વિશુદ્ધ હૃદયની કેળવાયેલી સ્ત્રીઓ ઉપદેષ્ટા તરીકે બહાર નહિ પડે અને જે એવા પ્રકારના ગુણ ધરાવનારી સ્ત્રીઓ હોય તેણીઓને તેમ કરવાનું તેણીઓના પતિ અનુમોદન નહિ આપે ત્યાં સુધી આ દેશની સ્ત્રીઓ સુધારણાના માર્ગ ભણી વળે, એમ હું તો માની શકતો નથી.

મેં કહ્યું કે, તમે ખરેખરા સદ્દભાગી છો કે તમને આવાં વિશ્વાસપાત્ર પત્ની મળ્યાં અને અમારાં આ બહેન પણ પૂર્ણ ભાગ્યશાળી કે તેને તમારા જેવા વિશ્વાસપાત્ર પતિ મળ્યા. આ દેશની અંદર તમારા જેવા ગૃહસ્થો તથા અમારી આ બહેન જેવી ગૃહિણીઓ જ્યારે વિશેષ સંખ્યામાં પાકશે ત્યારેજ પ્રજામાં શુભ પરિવર્તનનો આભાસ પડશે.

જમનાબહેન મ્હારૂં ઉક્ત પુસ્તક અગાઉથીજ વાંચી ગયાં હતાં અને તેણે મને પ્રશંસાપત્ર પણ લખી આપ્યું હતું તે ઉપરથી પુનઃ મ્હારા પ્રયત્નને તેઓ વખાણવા લાગ્યાં અને સૂચના કરી કે તમે તમારા આ કન્યાવિક્રયનિષેધના કાર્યને શિથિલ પડવા દેશો નહિ,

પણ જારી રાખજો; કારણ કે એ એક મહા અધર્મ છે અને એ અધર્મનો અવશ્ય નાશ થવો જોઈએ; કેમ કે દેશની અવનતિનું એ પણ એક મુખ્ય કારણ છે.

એઓ સાક્ષાત્ સતી હતાં. એમનો પતિ પ્રત્યે અગાધ પ્રેમ હતો. પતિમરણ પછી એઓ દેહ ધારણ કરી શક્યાં નહિ એ એમની પોતાના પતિ પ્રત્યેની ભક્તિનો પ્રત્યક્ષ પુરાવો છે. ખરેખર ગુર્જર સ્ત્રીમંડળમાં એઓ એક મહામૂલ્યવાન સ્ત્રીરત્નરૂપે ઝળકી નિકળ્યાં હતાં અને વાસ્તવિક કહીએ તો એમની મુંબઈ અને ગુજરાતમાં એવી ખોટ પડી છે કે જેનું સ્થાન દીર્ઘકાળે પણ કોઈ સાચવવા તથા શોભાવવા સમર્થ થાય તેને માટે શક છે.

શારીરિક, માનસિક, આર્થિક તથા આત્મિક સાહાય્ય આપનારાં તથા પરોપકારાર્થે, સ્વાર્થત્યાગી રહીને જીવન ગાળનારાં તો જમનાબહેન એક જ હતાં. એઓ સુશીલ હોવાની સાથે સ્વભાવે શાન્ત, સમયસૂચક તથા ઉદાર હતાં. પરમ કૃપાળુ પરમેશ્વર એમના આત્માને સદ્‌ગતિ આપો.

---

## ભગવતી જમનાબાઇ સક્કાઈ.

### ( લેખકઃ–સ્વામી ભૂમાનંદ. )

"In Mrs. Sakkai I found a true Hindu lady born to lead her Hindu sisters in the onward march of progress.........I wish my country-women to follow the noble example of Mrs. Sakkai's life. If they do so, I am sure, India's progress will be materially accelerated."

(Dadabhai Naoroji.)

ભાવાર્થ—ઉન્નતિના માર્ગમાં પોતાની હિંદુ બ્હેનોને આગળ વધારવાને મીસીસ સક્કાઈ જન્મ્યાં હતાં. મારા દેશની સ્ત્રીઓ મીસીસ સક્કાઈના જીવનના ઉમદા દૃષ્ટાંતનું અનુકરણ કરે એમ હું ઇચ્છું છું. જો તેઓ મીસીસ સક્કાઈના પવિત્ર–ઉમદા ચારિત્રનું અનુકરણ કરે તો મારી ખાતરી છે કે ઘણી ઝડપથી હિંદની ઉન્નતિ આગળ વધશે.

દાદાભાઇ નવરોજી.

હિંદના દાદાના ઉપરોક્ત શબ્દ ભગવતી જમનાબાઈના પવિત્ર જીવનની ટુંક પ્રસ્તાવના છે. મનુષ્યજન્મ પામીને જેઓ ભલાઈનાં–પરોપકારનાં–દેશસેવાનાં કાર્યો કરે છે તેમનો જ જન્મ સફળ છે અને તેઓ જ વધારે શાન્તિ, સુખ અને યશના ભાગી થાય છે. ભગવતી જમનાબાઈનું આખું જીવન ભલાઈ–સ્નેહ–સેવા–પરોપકારવૃત્તિનું આબેહુબ ચિત્ર છે–લક્ષાધિપતિના કુટુંબમાં પોતાનો જન્મ થયો હતો છતાં શ્રીમાનોમાં મોજશોખ, મદ, મિથ્યાભિમાન, સ્વાર્થીપણું, ખોટી મોટાઈ, આળસ વગેરે જે દોષો ઘણીવાર જોવામાં આવે છે તે તેમનામાં નહોતા. પરંતુ બચપણથીજ ભલાઈ, મમતા, સ્નેહ, દયા, દમન, સહનશીલતા, નમ્રતા, સાદાઈ, વગેરે સદ્‌ગુણો તેમનામાં દેખાઈ આવતા હતા. "પુત્રનાં લક્ષણ પારણામાંથી વરતાય" એ કહેવત પ્રમાણે ન્હાનપણથીજ તેમની ભવિષ્યની પરોપકારી કારકીર્દીનાં ચિન્હો માલૂમ પડ્યાં હતાં. પોતાનો લગ્નસંબંધ સાધારણ સ્થિતિના ગૃહસ્થસાથે થયો હતો છતાં પોતાના પિતાની શ્રીમંતાઈનો ગર્વ રાખી કદી પણ શ્વસુર પક્ષના કોઈપણ મનુષ્યનું દિલ દુભાવ્યું નહોતું. પ્રારબ્ધ-

વશાત્ આવી પડેલી સ્થિતિમાં પોતે સંતોષ માનતાં અને આનંદપૂર્વક પોતાનાં દરેક વ્યાવહારિક કર્તવ્ય બજાવતાં હતાં. આદર્શ હિંદુ સ્ત્રી પ્રમાણે પતિસેવા—ઘરવ્યવહારનાં તમામ કાર્યોમાં પતિને અનુકૂળ રહી સહાયતા આપતાં અને પતિની ઈચ્છા એજ પોતાની ઇચ્છા સમજતાં હતાં. ઘરનાં તમામ કામકાજ પોતે જાતે ઉમંગથી કરતાં હતાં. તેમના પતિ સાધુ-સંન્યાસી મહાત્માના ભક્ત હતા, તેમની સાથે સત્સંગ કરી કાંઈ પારમાર્થિક લાભ મેળવવાને ઉત્સુક હતા, તેથી તેમને ત્યાં ઘણીવાર સારા સારા મહાત્માઓ આવતા હતા. ભગવતી જમનાબાઈ હાથે રસોઈ કરી તેમને ભોજન કરાવવામાં પુણ્ય અને આનંદ માનતાં હતાં.* પોતાના બધા સંબંધીઓ પ્રત્યે તેમનો વ્યવહાર ઘણા ઉંચા પ્રકારનો હતો. તેમના પવિત્ર આચરણથી તેમના ઘરનું બધું વાતાવરણ પવિત્ર બન્યું હતું. તેમના પવિત્ર આચરણથી તેમના સંબંધીઓ તથા બીજા જે જે તેમના સમાગમમાં આવતા હતા તેમનાપર ઘણી સારી છાપ પડતી હતી—તેમના પવિત્ર આચરણથી આકર્ષાઈ તેમના નજીકના સંબંધી મહાશય કેશવલાલ તે દંપતીને પોતાના ગુરૂ માનતા હતા. મહાશય કેશવલાલની શુભેચ્છા અને લોકસેવાની લાગણી તે દંપતીને આભારી છે.

ભગવતી જમનાબાઈનો પતિપ્રેમ અલૌકિક હતો—મહાશય સક્કઈ જ્યારથી સદ્‌ગત થયા ત્યારથી ભગવતી જમનાબાઈને પોતાના દિલપર ભારે આઘાત થયો હતો—મહાશય સક્કઈ એક સાચા ગૃહસ્થના નમુના હતા. તેમનામાં ઉચ્ચ વિચારો, ઉંચા પ્રકારનું ધૈર્ય અને સાર્વભૌમ સભ્યતા વગેરે સાચી ગૃહસ્થાઈનાં લક્ષણો દેખાઈ આવતાં હતાં—ભગવતી જમનાબાઈને પોતાનું મિશન આગળ વધારવામાં મહાશય સક્કઈનો પૂર્ણ ટેકો અને સહાનુભૂતિ હતાં તેથી તેમને મહાશય સક્કઈના સદ્‌ગત થવાથી ભારે આઘાત થયો હતો. વર્ત્તમાન હિંદુ સમાજની સ્થિતિ જોતાં પતિ પોતાની પત્નીને લોકસેવાનાં કાર્યો કરવાનો આગ્રહ કરે અને સહાનુભૂતિ દર્શાવે એ એક આશ્ચર્યકારક અને અસાધારણ બીના છે. ઘણી વખત આપણે જોઈએ છીએ કે પતિની ઇચ્છા લોકસેવા કરવાની હોય તો પત્નીની ઇચ્છા નથી હોતી અને પત્નીની ઇચ્છા હોય તો પતિને તે ગમતી વાત હોતી નથી-પરંતુ પતિ અને પત્ની બંનેની લોકસેવા કરવાની લાગણી કવચિત્ જ જોવામાં આવે છે. ભગવતી જમનાબાઈ અને મહાશય સક્કઈ બંનેમાં લોકસેવાની લાગણી હતી-આપણો હિંદુધર્મ ડંકો વગાડીને કહે છે કે કોઈને સત્યના—પરોપકારના—લોકસેવાના કાર્યમાં આડે આવવું નહિ—જો કોઈ પતિ કે પત્ની લોકસેવાના કાર્યમાં એક બીજાને પ્રતિબંધક-કંટકરૂપ થાય તો તે એક મોટું પાપ કરે છે અને જ્યારે ત્યારે પાપની સજા થયા વિના રહેતી નથી. ભગવતી જમનાબાઈ અને મહાશય સક્કઈ હિંદુધર્મનું રહસ્ય સમજતાં હતાં, તેથી લોકસેવાના કાર્યમાં એક બીજાને કંટકરૂપ થવાને બદલે બંને લોકસેવાનું કાર્ય કેમ આગળ વધે તેનું જ ઘણીવાર ચિંતવન કરતાં હતાં. ભગવતી જમનાબાઈ વ્યવહાર-કુશળ હતાં તેથી લોકસેવા કરતાં પોતાના કુટુંબ, સંબંધી કે જ્ઞાતિજનોને ભૂલી ગયાં નહોતાં—તેમનું પણ હિત કરવાની હમેશાં કાળજી રાખતાં હતાં—પોતાની બ્હેનનાં સંતાનોને ઘણી માયાળુ રીતે પોતે ઉછેરીને મોટાં કર્યાં હતાં. તેમની બ્હેનનાં સંતાનોને માની ખોટ માલુમ પડી નહોતી—આ પ્રમાણે તેમનું વ્યાવહારિક જીવન ઘણું ઉંચા પ્રકારનું હતું અને ભવિષ્યના તેમના પારમાર્થિક જીવનની તૈયારી હતી. જે દંપતી પોતાનું વ્યાવહારિક જીવન ઉંચા પ્રકારનું ગાળે છે તે પારમાર્થિક જીવનનાં અધિકારી બની શકે છે—વ્યાવહારિક જીવનમાં

* આ વાત તથા બીજી કેટલીક હકીકત લેખકને ભગવતી જમનાબાઈએ તથા તેમના સંબંધી અને શિષ્ય મહાશય કેશવલાલે કહી હતી.

વ્યવહારકુશળતા, દયા, દાન, ક્ષમા, સ્નેહ, સત્ય, દમન, સહનશીલતા, સત્યતા, વિવેક, નમ્રતા વગેરે જેમનામાં જાગૃત થયાં હોય છે તેઓ લોકસેવા કરવાને લાયક બને છે.

આપણા દેશમાં જે વખતે પુરૂષ વર્ગની ઉન્નતિ માટે કેટલાક દેશહિતેચ્છુ પુરૂષો કાર્ય કરી રહ્યા હતા તે વખતે સ્ત્રીવર્ગની ઉન્નતિમાટે કોઈ મહાનુભાવ સ્ત્રી નજરે પડતી નહોતી—જે વખતે આપણા દેશની સ્ત્રીઓ પોતાના ઘર–કુટુંબ કે નાત જાતને પોતાની આખી દુનિયા સમજતી હતી, જે વખતે તેઓ ઘોર અજ્ઞાન–અન્ધકારમાં અથડાતી હતી; જે વખતે પશુજીવનના જ્ઞાન સિવાય બીજા મનુષ્ય, પિતૃ, દેવ, ઋષિજીવનની ખબર નહોતી, અને પોતાને અધમ, હલકી, દાસી, પગની જુતી અને પુરૂષની માત્ર ભોગ્ય સમજતી હતી તે વખતે પોતાની હિંદુ બ્હેનોના ઉદ્ધાર માટે ભગવતી જમનાબાઈ બહાર પડ્યાં અને તેમને અજવાળામાં લાવવાને રાતદિવસ પુરૂષાર્થ કરવા માંડ્યો. ભગવતી જમનાબાઈએ સંસારમાં સ્ત્રીનો કેવો દરજ્જો છે તેનું પોતાની હિંદુ બ્હેનોને ભાન કરાવ્યું. જેવી રીતે એક રાજાને દીવાનની જરૂર છે તેવી રીતે સ્ત્રી ગૃહરાજ્યમાં દીવાન છે એમ ભાન કરાવ્યું—જેવી રીતે રથને બે ચક્રની જરૂર છે તેમ વ્યવહારરથનાં સ્ત્રી ને પુરૂષ બે ચક્ર છે એમ સમજણ આપી—સ્ત્રી પુરૂષથી ઉતરતી નથી પણ પુરૂષનું તે એક અંગ ( અર્ધાંગ ) છે અગર તેનો પોતાનો આત્મા છે એ બતાવી આપ્યું. જેમ પુરૂષને વિદ્યા, જ્ઞાન, કળા, ધર્મ, તપ, દાન વગેરેમાં આગળ વધવાનો હક છે તેમ સ્ત્રીને પણ છે એમ જનસમાજની ખાતરી કરી આપી. તેમણે જનસમાજને બતાવી આપ્યું કે જો પુરૂષો વિદ્યા, જ્ઞાન વગેરેમાં આગળ વધશે અને સ્ત્રીઓ નહિ વધે તો સંસારમાં વિષમતા વધશે અને પ્રગતિ અટકશે. પુરૂષની પેઠે સ્ત્રીને પણ પોતાનું મિશન હોય છે અને તે લાયક થયા વિના પુરૂં થતું નથી. સ્ત્રીને જગત્માં માતા, પત્ની કે શહેરી તરીકે જે જે ફરજો બજાવવાની હોય છે તે બધી ફરજો યોગ્ય કેળવણી મળ્યા સિવાય બજાવી શકાતી નથી. ભગવતી જમનાબાઈએ પોતાના દૃષ્ટાંતથી બતાવી આપ્યું કે વિદ્યા–જ્ઞાન–કેળવણી–યોગ્યતા વિના મનુષ્ય પશુ સમાન છે—મનુષ્ય બનવા માટે મહારાજા ભર્તૃહરિના કહેવા પ્રમાણે નીચે લખેલી યોગ્યતા હોવી જોઈએઃ—

**येषां न विद्या न तपो न दानं ज्ञानं न शीलं न गुणो न धर्मः ।**
**ते मृत्युलोके भुवि भारभूता मनुष्यरूपेण मृगाश्चरन्ति ॥**

**ભાવાર્થ**—વિદ્યા, તપ, દાન, જ્ઞાન, શીલ, ગુણ અને ધર્મ–આ સાત બાબતો જે સ્ત્રી કે પુરૂષમાં નથી તે પૃથ્વીમાતા પર ભાર છે અને મનુષ્યના રૂપમાં પશુ થઈને જગત્માં ભટકે છે.—

મનુષ્ય બનવામાટે સ્ત્રીઓએ યોગ્ય કેળવણી લેવી જોઈએ. તમામ ઉન્નતિનો મહામંત્ર કેળવણી છે. જો સ્ત્રીઓ કેળવણીરૂપ મહામંત્રની ઉપાસના નહિ કરે, અને અજાણ–મૂર્ખ અને પશુ સમાન રહેશે તો તેમનો ઘરવ્યવહાર સારો ચાલશે નહિ, દંપતીસ્નેહનો વિકાસ થશે નહિ, સંસારમાં વિષમતા વધશે અને બીજાં ઘણાં અનિષ્ટ પરિણામ થશે. જે દેશમાં સ્ત્રીઓ કેળવાયલી—યોગ્ય બલવાન્ હોય છે, ત્યાંજ શૂરવીર, દાતા, ભક્ત, વિદ્વાન્, જ્ઞાની, મહાત્મા, દેશહિતેચ્છુ પુરૂષો પેદા થાય છે. પુરૂષો માત્ર કેળવણી લે અને સ્ત્રીઓ અભણ—મૂર્ખ કે નહિ જેવી કેળવાયલી રહે તો દેશમાં વિદ્વાન્, વિચારશીલ અને શોધક પુરૂષો પેદા થશે નહિ, પુરૂષોને માથે બોજો વધારે પડશે, દંપતીસ્નેહ જાગૃત થશે નહિ, અને તેમનાં જે સંતાન થશે તે શુષ્ક—સ્નેહ–ઉત્સાહ વગરનાં નિર્માલ્ય અને કાયર થશે. બી ઉત્તમ હોય અને જમીન ખરાબ હોય તો તેમાં કદી સારો પાક થતો નથી, તેમ પુરૂષ કેળવાયલો હોય અને સ્ત્રી

અભણ—મૂર્ખ હોય તો તેમની સંતતિ સારી થતી નથી જે પ્રજામાં આવી વિષમતા હોય તે પ્રજા ઉન્નતિના માર્ગમાં આગળ વધી શકતી નથી. ઉન્નતિમાં આગળ વધવાને પુરૂષ અને સ્ત્રીમાં શારીરિક અને માનસિક શક્તિનું યોગ્ય પ્રમાણ હોવું જોઇએ. વૈદ્યક શાસ્ત્રમાં શારીરિક યોગ્યતાના સંબંધમાં લખ્યું છે કે પુરૂષ પચીસ વરસનો હોય ને સ્ત્રી સોળ વરસની હોય તો યોગ્ય પ્રમાણ કહેવાય. તેજ પ્રમાણે માનસિક યોગ્ય પ્રમાણ પણ હોવું જોઈએ. દાખલા તરીકે પુરૂષ બી. એ.–ગ્રેજ્યુએટ હોય તો તેને મેટ્રિક કે પ્રીવીયસની યોગ્યતાવાળી પત્ની મળવી જોઈએ. પુરૂષ મેટ્રિક હોય તો તેને ઇંગ્રેજી ચોથા કે પાંચમા ધોરણની યોગ્યતાવાળી સ્ત્રી જોઇએ. આપણા દેશમાં હજારો ગ્રેજ્યુએટો છે પરંતુ તેમને લાયક મેટ્રિક કે પ્રીવીયસની યોગ્યતાવાળી પત્ની નહિ હોવાથી તેમનામાં વિષમતા પેદા થાય છે અને લાયક સંતાન પેદા થતાં નથી–આમ હોવાથી દેશમાં જોઇએ તેવા લાયક પુરૂષો–વિદ્વાન્, મૂળ વિચારકો ( Original thinkers ), શોધકો, દેશહિતેચ્છુ, સાહસિક પુરૂષો હજી સુધી પેદા થતા નથી. ભગવતી જમનાબાઈએ આપણા દેશની આવી દુર્દશા જોઈ તેથી પોતાની બ્હેનોની વ્હારે પોતે ધાયાં–સ્ત્રીઓને કેળવવા માટે, તેમને લાયક પત્નીઓ અને માતા બનાવવા માટે, તેમને દેશની સેવા કરવા લાયક બનાવવા માટે ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળની સ્થાપના કરી પોતે ઠેકાણે ઠેકાણે ઘણાં વ્યાખ્યાનો આપ્યાં, મ્હોટી ઉમરની સ્ત્રીઓ માટે કલાસો કાઢ્યા, વખતોવખત મંડળ તરફથી પુસ્તકો, અને ન્હાના ન્હાના નિબંધો બહાર પાડ્યા; રીડીંગ રૂમ અને લાયબ્રેરી સ્થાપ્યાં, અને મંડળની કેટલેક ઠેકાણે શાખાઓ સ્થાપી–પોતાના ઉદાહરણથી આપણા દેશની સ્ત્રીઓને બતાવી આપ્યું કે સ્ત્રીઓએ માત્ર ઘરના ખૂણામાંજ ભરાઈ રહેવાનું નથી પરંતુ સ્ત્રીઓએ કેળવણી લઈ પોતાના કુટુંબ, જ્ઞાતિ અને દેશની ઉન્નતિ કરવામાં પુરૂષોને સહાયતા આપવી જોઇએ. " વિદ્યા એ વીર્ય છે, સાક્ષરતા એ શક્તિ છે, विद्या परं दैवतम्, Knowledge is power—જ્ઞાન એ શક્તિ છે." આ વચનો બતાવી આપે છે કે સ્ત્રીઓએ કેળવણી લેવી એનો અર્થ એ થાય છે કે શારીરિક, માનસિક, આત્મિક અને સામાજીક કેળવણી લઈ તેઓએ પોતાનાં શરીર, મન, આત્મા અને સમાજને બલવાન્ બનાવવાં અને દેશની ઉન્નતિ કરવી. ભગવતી જમનાબાઈએ સ્ત્રીઓને કેળવવા માટે–તેમને ઉન્નતિના માર્ગમાં આગળ વધારવા માટે તન, મન અને ધનથી જેટલું બન્યું તેટલું કર્યું છે. આપણા દેશમાં હજી સ્ત્રીકેળવણી 'પાશેરામાં પહેલી પુણી સમાન' છે. પુરૂષોને જેટલા પ્રમાણમાં કેળવણી મળે તેટલા પ્રમાણમાં સ્ત્રીઓને પણ ઉંચા પ્રકારની કેળવણી મળવી જોઈએ. આમ થશે ત્યારે જનસમાજમાં સમતા જળવાઈ રહેશે અને દેશની ઉન્નતિ આગળ વધશે. નહિ તો વિષમતા વધશે અને ઉન્નતિનો પ્રવાહ જલદી આગળ વધશે નહિ. ભગવતી જમનાબાઈની પેઠે આપણા દેશની દરેક સમજુ સ્ત્રી પ્રાથમિક, માધ્યમિક, અને ઉંચા પ્રકારની પુરૂષ તેમજ સ્ત્રીઓમાટે કેળવણીની અગત્ય સમજે અને તેને માટે યથાશક્તિ તન, મન કે ધનનો ભોગ આપી ઠેકાણે ઠેકાણે કન્યાશાળાઓ સ્થાપવામાં સહાયતા કરે તો આપણા દેશની સ્ત્રીઓની જલદી ઉન્નતિ થાય—કેટલાંક માબાપો કન્યાઓને પ્રાથમિક કેળવણી આપીને ઉઠાડી લે છે અને સંસારનો ભારે બોજો નાખી તેમની પાયમાલી કરે છે–કન્યા જ્યાં સુધી માધ્યમિક કે ઉંચા પ્રકારની કેળવણી લેતી નથી ત્યાં સુધી સંસારનો બોજો ઉપાડવાને કે દેશની સેવા કરવાને તે લાયક બનતી નથી–ભગવતી જમનાબાઈએ સ્ત્રીઓની ઉન્નતિનું બીજ માત્ર રોપ્યું છે–તેને પોષણ આપી મોટું કરવું તે હવેની સ્ત્રીઓનું કામ છે. જો હિંદુ સ્ત્રીમંડળના સભાસદો સ્ત્રીજાતિની કેળવણી માટે ઉત્સાહ રાખી કન્યાઓને માધ્યમિક ( હાઇસ્કુલની ) અને ઉંચા પ્રકારની ( કોલેજની ) કેળવણી લેવા સગવડતા કરી આપે, કન્યાઓને ન્હાની ઉમરમાં પરણાવી નહિ

દેતાં ઓછામાં ઓછી સોળ કે વીસ વરસની ઉમરસુધી તેમને માધ્યમિક કે ઉંચા પ્રકારની કેળવણી લેવા દે અને સ્ત્રીવર્ગની શારીરિક, માનસિક, આત્મિક અને સામાજીક ઉન્નતિ સાધવા માટે પોતાનાથી બનતો પ્રયાસ કરે તોજ તેઓ ભગવતી જમનાબાઈના ઋણમાંથી મુક્ત થશે, ભગવતીનું સાચું શ્રાદ્ધ મનાશે અને ભગવતીનું સાચું સ્મારક કહેવાશે. આમ સાચું શ્રાદ્ધ અને સ્મારક કરવાથી ભગવતીને સ્વર્ગમાં શાંતિ અને આનંદ થશે.

ભગવતી જમનાબાઈમાં દયા–સેવા–પરોપકારની લાગણી અત્યંત હતી. દુકાળ કે બીજી કંઈ આપત્તિ દેશપર આવી પડતી ત્યારે પોતે આગેવાન થઈ તે દૂર કરવા પ્રયત્ન કરતાં હતાં. ગયા દુકાળ વખતે ગુજરાત અને કાઠિયાવાડમાં મુસાફરીની તકલીફ સહન કરીને અનાથ અને ગરીબોને અન્ન, વસ્ત્ર ને દ્રવ્ય વગેરેની સહાયતા કરી હતી. પોતે જાતે સેવાનાં કાર્યોમાં સામેલ થતાં એટલુંજ નહિ પણ બીજાઓને પણ તેમાં સામેલ થવા આગ્રહ કરતાં. પોતે બીજાઓને તે બાબત પત્રો લખતાં અને ફંડ ખોલી નાણું ભેગું કરતાં હતાં. પોતે ખોલેલા ફંડમાંથી બીજી કામ કરતી સંસ્થાઓને પણ તેમાંથી ફાળો આપતાં હતાં–દક્ષિણ આફ્રિકાની સત્યાગ્રહની લડત વખતે મહાત્મા ગાંધીના કાર્યને ઘણી મદદ કરી હતી. તે બાબત જ્યારે વિચાર કરવાને મુંબાઈમાં સભા મળી હતી ત્યારે તેમણે ઘણું અસરકારક ભાષણ કર્યું હતું–જેમણે તે ભાષણ સાંભળ્યું હતું તે દરેક પર તેની અસર થઈ હતી–પોતે ભાષણ નીડર થઈને કરતાં હતાં–અને સત્ય વાત જાહેર કરવામાં આંચકો ખાતાં નહિ–તેમની દેશસેવાની લાગણી એકદેશીય નહોતી પણ સર્વદેશીય હતી–સેવા સદનના કાર્યમાં પોતે ઉત્સાહપૂર્વક ભાગ લેતાં હતાં તે અને બીજી સાર્વજનિક હિલચાલોમાં પોતે ભાગ લેતાં હતાં તે તેમની સર્વ હિંદવાસીઓ તરફની લાગણીનાં ઉદાહરણ છે. હિંદના દાદાના જન્મદિવસે તેમને અભિનંદન આપવામાં ભગવતી જમનાબાઈની આગેવાની હતી. દેશમાં જે કોઈ મહાત્મા પુરૂષો લોકસેવાનું કાર્ય કરતા હતા તે બધા તરફ તેમને માન અને પૂજ્યભાવની લાગણી હતી. તેમને હિંદવાસીઓમાટે લાગણી હતી તે જગજાહેર છે, પરંતુ હિન્દ સિવાય બીજા દેશવાસીઓ માટે પણ તેમને લાગણી હતી. યુરોપમાં ચાલતા મહાભારત યુદ્ધમાં ઘાયલ થયેલા અને બીજા સંકટમાં આવી પડેલા માણસો માટે ફાળો કરવામાં તેમણે આગેવાની કરી હતી–આ તેમની વિશ્વવ્યાપી લાગણીનું ઉદાહરણ છે. પોતે બીજાઓ પાસે જેમ સખાવત કરાવતાં હતાં તેમ પોતાની ગાંઠમાંથી પણ હરેક પ્રસંગે સખાવત કરતાં હતાં. તેમના સદ્‌ગત થયા બાદ રૂ. ૧૭૦૦૦ ની જે જુદાં જુદાં ખાતાં અને સંસ્થાઓમાટે સખાવત જાહેર કરવામાં આવી છે તે એકદેશીય નથી પણ સર્વદેશીય છે. દેશની લગભગ સર્વ પરોપકારી સંસ્થાઓને તેઓ દાન આપી ગયાં છે. તેમનો આત્મવિકાસ ઘણા ઉંચા પ્રકારનો હતો. ભગવતી જમનાબાઈનું જીવન આપણા દેશની સ્ત્રીઓ અને પુરૂષો માટે પણ ખરેખર એક આદર્શરૂપ છે. જો આપણા દેશની સ્ત્રીઓ અને પુરૂષો સદ્‌ભાવપૂર્વક તેનું અનુકરણ કરે—તેમની પેઠે દેશસેવા કરવાને બહાર પડે કે દેશસેવાના કાર્યને હરેક પ્રસંગે ઉત્તેજન આપે તો આપણા દેશમાં પ્રેમ અને ઐક્યની વૃદ્ધિ થાય અને આપણા દેશની પ્રગતિ જલદી આગળ વધે. તેમના આદર્શ જીવનપરથી આપણા દેશનાં સ્ત્રીપુરૂષોને ઘણું શીખવાનું મળી શકે તેમ છે. તેમના જીવનપરથી મળતો સંક્ષિપ્ત બોધ નીચે પ્રમાણે છેઃ–

૧ કેળવણી—વિદ્યા–જ્ઞાન વિના મનુષ્યજીવન નકામું પશુના સમાન છે. પ્રજાની ઉન્નતિનું મુખ્ય સાધન હરેક પ્રકારની કેળવણી છે.

૨ મનુષ્ય પોતાના કુટુંબ કે કોમની ઉન્નતિ ઉપરાંત સમગ્ર દેશની ઉન્નતિમાં ભાગ લેવાને બંધાયલો છે.

૩ પુરૂષની સાથે ને સાથે સ્ત્રીઓની ઉન્નતિ થવી જોઈએ.

૪ પુરૂષની પેઠે સ્ત્રીઓએ પણ દેશની સેવા કરી ઉચ્ચ આત્મવિકાસ સાધવો જોઈએ.

૫ આખું જીવન સેવામય બને ત્યારેજ ઉન્નતિને શિખરે પહોંચાય છે, નિર્મલ કીર્ત્તિ, શાંતિ અને આનંદના ભોક્તા થવાય છે.

૬ પતિવ્રતાધર્મ એ સ્ત્રીઓનું સર્વોત્તમ ભૂષણ કે શણગાર છે. પતિએ પત્નીમાં અને પત્નીએ પતિમાં દિવ્યતા–પ્રેમ–એકતા અનુભવવી.

૭ દયા, દાન અને દમ ( મન અને ઈંદ્રિયોનો નિગ્રહ ) એ તમામ ઉન્નતિનાં મૂળ છે. તે વિના મનુષ્ય પશુ છે.

૮ સ્ત્રીઓએ કેળવણી લઈ વ્યવહારકુશળ બનવું જોઈએ. એક બીજાને સુખી કરવાની લાગણી રાખવી. તેમ નહિ થાય તો કુટુંબની ઉન્નતિ થશે નહિ–પુરૂષ અને પત્નીના ભાવ–લાગણી–ચિત્ત એક થવાં જોઈએ, નહિ તો એક બીજાને કંટકરૂપ થવાશે અને ઉન્નતિમાં આગળ વધાશે નહિ. કુટુંબમાં દેવાસુર સંગ્રામ થશે અને જીવન અશાંત અને દુઃખી થશે.

૯ ઉચ્ચ વિચારો, ઉચ્ચ ધૈર્ય અને સાર્વભૌમ સભ્યતા મનુષ્યને આગળ વધારે છે અને સર્વનો પ્રેમ સંપાદન કરાવે છે.

૧૦ કર્ત્તવ્ય–ધર્મ કે ઈશ્વરાર્પણ બુદ્ધિથી ખરા જીગર–આનંદપૂર્વક તલ્લીન થઈને કરેલ કર્મ વધારે શાંતિ, સુખ અને કીર્તિનો હેતુ થાય છે.

૧૧ ઉચ્ચ નિષ્ઠાથી કરેલાં પરોપકારી કે લોકસેવાનાં કામો, ઈશ્વર–શિવ–વિષ્ણુ–રામ–કૃષ્ણુ–શક્તિ કે મહાવીરની સર્વોત્તમ પૂજા–અર્ચન–કે આરાધન છે.

૧૨ કોઈ પણ દેશ, કાળ કે અવસ્થામાં કરેલો સત્સંગ નકામો જતો નથી.

૧૩ સંસારમાં પુરૂષની પેઠે સ્ત્રીનો દરજ્જો પણ મહાન્ છે. ભગવતી જમનાબાઈની પેઠે દરેક સ્ત્રીએ પોતાના હૃદયમાંથી હલકા ભાવો કાઢી નાખવા અને ઉચ્ચ ભાવો ધારણ કરી ઉચ્ચ આદર્શ તરફ નજર રાખી પોતાનું કર્તવ્ય આનંદ–પ્રેમ–શ્રદ્ધા–જીગર સાથે અને તલ્લીન થઈને બજાવવું.

૧૪ કુટુંબનો સ્નેહ હશે તો કુટુંબનું આકર્ષણ થશે, જ્ઞાતિનો સ્નેહ હશે તો જ્ઞાતિનું આકર્ષણ થશે, દેશનો સ્નેહ હશે તો સમગ્ર દેશવાસીનું આકર્ષણ થશે અને વિશ્વનો સ્નેહ હશે તો વિશ્વ–સર્વ ભૂત–પ્રાણીનું આકર્ષણ–સ્નેહ–ચાહ–મળશે.

૧૫ સાથે લાગી તન, મન અને ધનથી લોકસેવા કરવી દુર્લભ છે.

---



મંડળનાં સભાસદોના આનંદવિનોદનો મેળાવડો.

# ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળના આદ્ય પ્રમુખ.

## સ્વ. જમનાબાઈ સક્કૈના જીવનની કંઈક ઝાંખી.

### ( લખનારઃ–જેકીસનદાસ બારભાયા. )

મને યાદ છે કે 'ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ' જ્યારે મુંબઈમાં સ્થપાયું, ત્યારે તેને જન્મ આપનાર વૃદ્ધ મહાશય ગોકુલદાસ કહાનદાસ પારેખ, અને મારા મિત્ર મી. ભવાનીદાસ નારણદાસ મોતીવાળાને અનેક સ્થળે જઈ, પુરૂષ વર્ગને કહેવું પડતું હતું કે "તમારાં કુટુંબની સ્ત્રીઓને મંડળમાં જવા દ્યો," "આપના સ્ત્રીવર્ગને તેઓના વર્ગ સાથે ભેળાવાની તક આપો," "તમારી ગૃહદેવીઓને જાહેર જીવનની કંઈક ઝાંખીઓ કરવા દ્યો," છતાં તે સમય એવો હતો કે જ્યારે પુરૂષવર્ગની જોઈએ એટલી આંખ ઉઘડી નહોતી. કેટલાકો કહેતા કે "સ્ત્રીઓ ઘરનું કામ કરે, ઝાડુ કહાડે, બળોતીયાં ધુવે, બાળકોને રમાડે, કે સ્લેટ પેન લઈ ગોધા જેવી સ્ત્રીઓના મંડળમાં જાય ?" વળી કેટલીક વૃદ્ધ સ્ત્રીઓ કટાક્ષમાં બોલતી કે "આ અમારી વહુઓ હવે તો સભામાં જઈ ભાષણ કરશે. ત્યારે તેના ભાયડા ઘરમાં રહી શું દયણું દળશે ?" પરંતુ ધન્ય છે તે ગુર્જરી આર્ય બાળાઓને કે જેઓએ પોતાના મંડળને એક બાળકની પેઠે પોતાના હાથ ઉપર લઈ લીધું, વિરૂદ્ધ પક્ષના અભાવરૂપી લંગરને સંસારરૂપી તોફાની દરિયાના મોજામાંથી ઉપાડી પોતાની જ્ઞાનરૂપી નાવને તરતી કીધી, અને તેના કપ્તાન થવાનું અપૂર્વ કાર્ય, એક ઉમ્મરે પુગેલાં એવાં માતાતુલ્ય શ્રદ્ધાળુ બાઇએ કીધું, કે જેના જીવનની કંઈક ઝાંખીઓ, મુજ જેવાં અનેક યુવકો અને તરૂણીઓને કરવાનું ભાગ્ય પ્રાપ્ત થયું હતું. સ્વર્ગસ્થ જમનાબાઈએ મંડળને પોતાની વહાલી દિકરીની જેમ સોડમાં લઈ ફેરવ્યું હતું. તે મંડળને આવી સ્થિતિમાં લાવનાર તેજ સ્વ. સ્થિ. માતુશ્રી હતાં કે જેઓએ વિચાર કીધો હતો કે "જીંદગી શા માટે છે ? કર્તવ્યપાલન માટે, અને નહિં કે ધન ભેગું કરવા;" અને અક્ષરશઃ તે માતાએ તન, મન, અને ધન આ દિકરી પાછળ ખર્ચી તેના સુખમાંજ પોતાનો હર્ષ માની લીધો હતો, સ્વર્ગવાસી જમનાબાઈના અંગત સમાગમમાં જે આવ્યાં હશે તે જાણતાંજ હશે કે વખ્તપર અણજાણ્યું માણસ તેમને ગૃહે મળવા જાય, છતાં તેમને કેવો આદરભાવ આપવામાં આવતો હતો, કેવાં નિખાલસ મને તેઓ સપ્રેમ વાત કરતાં હતાં. જે કોઈ તેમની પાસે ગમે તેવા વિચારોએ જતું, તે તેમનાં મૃદુ વાક્યો અને લાગણીભર્યાં મમતાળુ શબ્દો સાંભળી મ્હાત થતું. આવાં જમનામૈયાએ પોતાની દિકરીની સ્નેહી બહેનપણીઓને પોતાના પવિત્ર શબ્દોરૂપી જળનું પાન કરાવી, તે બહેનોની કીર્તિ પ્રકાશિત કરી પોતાની દિકરીને ઉજ્વલ કરી. તેનો વાડી વિસ્તાર જોઈ આ લોક તજી ગયાં, અને પરલોકમાંથી જે આશિષ દીધે જાય છે, તેની જ પ્રસાદીરૂપ ભાવના, એ તો આ શબ્દો નહિ હોય ? પુરૂષોથી ભરચક ભરેલા 'આર્યન બ્રધરહુડ'ના પ્રથમ અધિવેશનના મેળાવડાનો જ્યારે હું વિચાર કરૂંછું, ત્યારે મને અદ્યાપિ પર્યંત એમજ લાગે છે કે સ્વર્ગસ્થ જમનાબાઈ હજુ જાણે અમારી સમક્ષ ભાષણ કરતાં ન હોય ! જાણે તેઓ પુરૂષ અને સ્ત્રીઓને કહેતાં ન હોય કે "ગુજરાતી ગૃહદેવીઓ ! આર્યભૂમિની આશામૂર્તિઓ ! મારી સુભગા ભગિનીઓ ! પ્રભુ તમારૂં જીવન સુખમય, પ્રેમમય અને દયામય બનાવી, તમને આદર્શ ગૃહિણી, પ્રેમાળ પત્ની, મમતાળુ માતા, અને સદ્ગુણી ભગિની બનાવી, તમારાં સુન્દર મનોમન્દિરમાં જ્ઞાનદીપ પ્રકટાવી, સત્ય, સ્નેહ, શ્રદ્ધા અને નીતિથી તમારૂં અન્તર અજવાળી, તમને આત્મગૌરવ અને સૌભાગ્ય અને દીર્ઘાયુષ અને આરોગ્ય સર્વવ્યાપક તમને બક્ષે ! અમી ઝરતી ભગિની ! નવીન યૌવનમાં અવિવાહિત હોઈ માતાના મમતાળા મંદિરમાં નિર્દોષતાથી, સરલતાથી, આહ્લાદથી તું આમ તેમ સરતી રહો. પ્રેમનાં

મીઠડાં, રમણીય ઝરણાંઓમાં પ્રભુ તને સ્નાન કરાવો, તને યોગ્ય પતિ આપી સુશીલ ગૃહરાણી બનાવો! શ્વશુરગૃહે તું સ્નેહાળ પતિની મીઠડી આત્મકુંજોમાં રમણ કરો. તારૂં દંપતીજીવન સુખ સન્તોષ, ઉત્કર્ષ ને કલ્યાણમાં વ્યતીત થાઓ. તમારી શુભ વાંચ્છના ફ્ળીભૂત થાઓ. તમારૂં જીવન પરોપકારમાં અર્પણ કરો, તમારી ભગિનીઓનાં સુખમાં જ તમારૂં સુખ માની લો. સતીઓએ જેમ પોતાના પતિમાં જ સુખ માન્યું, તેમ ઓ દૈવયોગે પતિહીન થયેલી માતાઓ! તમે તમારા દેશની બહેનોના જ સુખને ચાહો. તમારી બહેનોના મંડળનો ઉદ્ધાર કરો. જેમ આપણે શ્રીકૃષ્ણને હૃદયે રમતાં રાધિકાજી, શ્રીરામને અન્તર વસતાં સીતાજી, નારાયણના ઉરમાં વિલસતાં લક્ષ્મીજી અને મહેશ્વરના ચિત્તમાં વિહરતાં ઉમાજીનો કયાસ કરીએ છીએ, તેવી જ રીતે ઓ ભગિનીઓ! તમારા પતિના જ સ્મરણમાં તમારૂં જીવન ઉંચી કક્ષાએ પહોંચાડી તેની મીઠી પ્રસાદી તમારી બહેનોના જીવનસાફલ્યમાં શું અર્પણ નહિ કરો?"

[ સ્વર્ગસ્થ જમનાબાઈએ આર્યન બ્રધરહુડ પાસે કરેલા ભાષણનો મૂળ હેતુ એ જ હતો કેઃ– સ્ત્રીપુરૂષનું જોડું એ જ સંસાર છે. ]

સ્વર્ગવાસી જમનાબાઈ સક્કૈના સમાગમમાં આવવાનું માન આ લેખકને ન ગણાય એવું બહુ ઓછું મળ્યું હતું, છતાં જે થોડો પરિચય થયો તેમાં 'આર્યન બ્રધરહુડ'ના મેળાવડામાં તેઓએ કરેલા ભાષણ વખ્તેનો પરિચય વિશેષ હતો, અને એટલા માટેજ તેમના જીવનની ઝાંખીની જે પ્રસાદી મળી હતી તેમાં આને જ લેખકે અગ્રસ્થાન આપવું ઉચિત ધાર્યું છે, જે કેટલીક વ્યક્તિઓને જો અરૂચિકર ભાસે તો તે માટે લેખકને ક્ષંતવ્યજ માનશે.

---

## સ્વર્ગસ્થ ગંગાસ્વરૂપ શ્રીમતી જમનાબાઈ સક્કાઈના ઔદાર્યનો ગુણાનુવાદ.

લેખકઃ–રા. ઉસ્માન બચલ.

પરમ સાધ્વી, વિદુષી, ઉદારહૃદયા, સ્ત્રીહિતોત્કર્ષતત્પર આદિ અનેક સદ્ગુણસમૂહથી વિભૂષિત પરમ પવિત્ર, પ્રાતઃસ્મરણીય અક્ષરસ્થ દેવી શ્રીમતી જમનાબાઈ સક્કાઈના નામ અને તેમનાં પારમાર્થિક કામોથી તેઓ માત્ર મુંબઈ ઇલાકામાં જ વિખ્યાત છે એમ નહિ, કિંતુ સમગ્ર ભારતવર્ષમાં તેમનાં યશોગાન શ્રવણગોચર થાય છે. દુર્ભિક્ષના સમયમાં, મહામારીત્તાદિ રોગોના પ્રસંગોમાં અને અન્ય નાના મોટા પ્રસંગોમાં મનુષ્યોની આપત્તિઓ હરવામાં તથા સ્ત્રીકેળવણીની ઉન્નતિમાં તેઓએ તન મન અને ધનનો પુષ્કળ ભોગ આપ્યો છે. ખરેખર, ઉત્તમ તીર્થ ગણાતાં શ્રીજમનાનદી પોતાના જળપીયૂષથી સેંકડો માઇલ વિસ્તારના જડપ્રદેશને ફળદ્રૂપ કરી મનુષ્યોને અન્નાદિથી સંતુષ્ટ કરે છે, તેમ જ આપણાં તીર્થસ્વરૂપ દેવી જમનાબાઈએ પોતાના સદ્ગુણપીયૂષથી સર્વ ચૈતન્યમય પ્રાણીઓનાં તન, મન અને ધનને પોષવાનું ઉત્તમ કાર્ય કરી યથા નામ તથા ગુણાઃ એ સૂત્રને સાર્થ કર્યું છે.

એમનાં દેશસેવાનાં કાર્યો વિષે ન્યૂસ પેપરોમાં, માસિકોમાં અને પુસ્તકોમાં એટલું બધું સરસ અને સત્ય વર્ણન કરવામાં આવ્યું છે કે આ મંદ અને લઘુ લેખમાં તત્સંબંધી લખવાની શક્તિને અવકાશ નથી. તેથી માત્ર સ્ત્રીકેળવણી પ્રતિ તેમણે જે નિઃસ્પૃહ ઔદાર્યનું દર્શન કરાવ્યું છે, તેનો એક જ દૃષ્ટાંત અત્ર આપવો ઉચિત છે.

રાજકોટ બાર્ટન ફીમેલ ટ્રેનિંગ કૉલેજ નામે ઓળખાતી સંસ્થાના સિનીઅર કલાસનાં

સ્કૉલરોને આનંદપર્યટન કરાવવા અને તે દ્વારા સ્ત્રીકેળવણીનો ઉત્કર્ષ કરવાનો વિચાર અહિંનાં લેડી સુપરીન્ટેન્ડન્ટ સાહેબ મિસ ઓ. ઈ. સ્ટ્રીપને પ્રથમ ઉદ્દ્ભવ્યો. દૈવવશાત્ એજન્સીનાં રાજ્યો તરફથી એક્સ્કર્શન ગ્રાંટ મંજુર નહિ થવાથી મે. લેડી સુ. સાહેબે પુત્રી તુલ્ય શિષ્યાઓના હિતને માટે અન્ય સ્થળોએથી આર્થિક સહાય મેળવી, ખૂટતી રકમ પોતે આપી મુંબઈ, નાશક આદિ સ્થળે આનંદપર્યટન કરાવવા દૃઢ સંકલ્પ કર્યો. પરંતુ મુંબઈ જેવા ખરચાળ શહેરના થોડા દિવસના નિવાસ માટે તથા ત્યાંનાં પ્રસિદ્ધ સ્થળોનું અવલોકન કરવા માટે એ રકમ પુરતી નહિ હોવાથી યોગ્ય મદદ આપવા સવિસ્તર પત્ર મહાશયા સૌ. જમનાબાઈને લખવામાં આવ્યો. તેના જવાબમાં તેઓએ તારથી ઉત્તર આપ્યો કે "જલદી આવો. ઈશ્વર સહાય કરશે."

આવા ગર્વરહિત ઉત્તેજનપ્રદ સમાચારથી સર્વ સ્કૉલરોને જે આનંદ થયો તે અવર્ણ્ય હતો.

તા. ૧-૧-૧૪ ને દિવસે લગભગ ૧૬-૧૭ વિદ્યાર્થીઓ વગેરેનું મંડળ મુંબઈના ગ્રાંટરોડ સ્ટેશને ઉતર્યું. સ્ટેશન ઉપર અમારે માટે ઉત્તમ વાહનો તથા અનુચરોની યથાયોગ્ય વ્યવસ્થા હતી. તેઓશ્રીના અનુચરોની સરભરાથી સૌને સાનંદાશ્ચર્ય થયું. સાક્ષાત્ દેવીના અનુચરો અનુપમ હોય તેમાં આશ્ચર્ય શું? સર્વ મંડળ કે જેની દેવી આતુરતાથી માર્ગપ્રતીક્ષા કરતાં હતાં, તે તેમના નિવાસભુવન (બંગલા)માં સુખરૂપ પહોંચવાથી તેમને ઘણો આનંદ થયો. શ્રીમતીના પતિ તે સમયે વિદ્યમાન હોવાથી તેઓ સૌભાગ્યવેશથી વિભૂષિત સાક્ષાત્ અનસૂયા સતી સમાન શોભતાં હતાં. પ્રફુલ્લ મુખનાં મધુર વચનામૃતથી તેમણે સૌનો યથોચિત આદરસત્કાર કર્યો. શિષ્યાઓને જાણે ચિરપરિચિત જનની હોય એવોજ ભાવ ઉત્પન્ન થયો અને એ ભાવ તે શ્રીમતીના દુહિતૃવાત્સલ્યના પ્રતિબિમ્બરૂપે જ હતો.

જે સ્કૉલરો તથા શિક્ષકો ત્યાં ગયાં હતાં તેઓ ત્યાંનું વૃત્તાંત આ પ્રમાણે આપે છે:—

અમને બધાંને તેમના ખાસ નિવાસના કાલબાદેવી મધ્યે આવેલા માળામાં ઉતારો આપવામાં આવ્યો હતો. પ્રભાતમાં સ્નાનાદિ માટે ઉષ્ણોદક તથા ચા, નાસ્તો, પાનસોપારી આદિની મનોજ્ઞ વ્યવસ્થા કરી હતી. અંબિકા ભોજનશાળામાં અમારા ભોજનની શ્રેષ્ઠ વ્યવસ્થા હતી. અમે લગભગ ૧૨-૧૪ દિવસ રહ્યાં તે દરમીઆન શ્રીમતી તરફથી અમને દરરોજ નવીન ભોજન કરાવવાની વ્યવસ્થા કરી હતી. ઉપરાંત પોતાને બંગલેથી ચા, મિઠાઇ, ફળ, મેવો આદિ પદાર્થો મોકલી અમને વારંવાર તૃપ્ત કરતાં હતાં અને વારંવાર કહેતાં કે, "પુત્રીઓ! તમે મારી પુત્રીઓ છો. વિનાસંકોચે જે જોઈએ તે માગજો. આ ઘર તમારૂં જ છે. તમે આવી પવિત્ર સંસ્થામાં રહી ઉદરનિર્વાહનો અને જ્ઞાન મેળવવાનો પવિત્ર ઉદ્યમ સ્વીકાર્યો છે, એ જાણી મને તમારાપર ઘણો પ્રેમ ઉત્પન્ન થાય છે. આર્ય અબળાઓનું આવું વર્તન દેશોત્કર્ષનું પરમ સાધન છે."

મુંબઈનાં પ્રત્યેક પ્રસિદ્ધ સ્થળો શ્રીમતીએ પોતાના વિશ્વાસુ અને અનુભવી માણસોને મોકલી બતાવ્યાં હતાં અને દરેકમાં શું દૃષ્ટવ્ય છે તેની પ્રથમથી સવિસ્તર સૂચના આપી હતી.

વાલકેશ્વર શ્રીમતી અમને બધાંને જાતે તેડી ગયાં હતાં. રસ્તામાં તેમનાં બહેનપણીને બંગલે અમને તેડી ગયાં, ત્યાં તેમનાં વયસ્યાએ અમારૂં જે આતિથ્ય કર્યું તે કદી પણ વિસ્મરણ થાય તેવું નથી, समानशीलव्यसनेषु सख्यम् એ પ્રમાણે શ્રીમતીનાં વયસ્યા તેમના જેવાંજ સુજ્ઞ સુશીલ હોય એ સ્વાભાવિક છે.

વાલકેશ્વરનાં દર્શન અમને શ્રદ્ધાથી કરાવ્યાં. બાણગંગાનાં દર્શન કરવા માટે અમને ખોબો ભરીને પૈસા આપ્યા જે અમે કુંડમાં નાંખ્યા તથા ગરીબ યાચકોને આપ્યા. ધાર્મિક ભાવના રહિત કેળવણી તે કેળવણી જ નથી, એવો એમનો સિદ્ધાંત અને ઉપદેશ આ રીતે સ્વકૃત્યથી તેમણે અનેક પ્રસંગે ને સ્થળે સાર્થક કર્યો છે. અમારી "નાશક" યાત્રાએ જવાની ઇચ્છાથી તેઓશ્રી બહુ પ્રસન્ન થયાં. ત્યાંનાં દર્શનીય સ્થળોની માહીતી આપી તીર્થયાત્રાના આર્યલોકોના રહસ્યવિષે ઉત્તમ ઉપદેશ આપ્યો, જે અદ્યાપિ અમારા અંતઃકરણમાં કોતરાઈ રહ્યો છે.

કેળવણી અને ધાર્મિક ભાવનાના ઉપદેશ સાથે ચાલુ જમાનાના ચમત્કારોથી રંજન કરવા અને તે દ્વારા પ્રત્યક્ષ કેળવણી આપવાના સદુદ્દેશથી પોતાને ખરચે સિનેમેટોગ્રાફનો ખેલ બતાવી ઉપકાર કર્યો હતો.

અમારે માટે શ્રીમતી દેવીએ જે જે શ્રમભાર સહન કરી આર્થિક સહાય આપી હતી, તે વિસ્તારથી વર્ણવીએ તો એક પુસ્તક થાય; માટે આટલેથી જ તેની સમાપ્તિ કરી કૃતાર્થ થઇએ છીએ.

છુટાં પડતી વખતે સીતા, દ્રૌપદી, આદિ મહાસતીઓના દૃષ્ટાંતથી સહનશીલતા અને પરમાર્થભાવના વિષે એક માતાની પેઠે અમૂલ્ય ને સચોટ ઉપદેશ આપ્યો હતો. વળી તેમણે કહ્યું કે "તમારામાં હું ઘણી સ્ત્રીઓ વિધવા જોઉં છું. પુત્રીઓ! તમે તે સ્થિતિને દુઃખમય ન ગણો. તમને પ્રભુ ભજવાનો અને સેવિકા તરીકે સ્ત્રીકેળવણીના હિતનો અલભ્ય લાભ મળ્યો છે એમ ખરા અંતઃકરણથી માની તેનું અનુવર્તન કરો. તે સમર્થ સ્વામી તમને કદી તરછોડશે નહિ, અને આવાં સત્કૃત્યોથી તમે ભારતવર્ષની દેવીઓ તરીકે પૂજાઈ પરમપદને પામશો." આવા ઉત્તમ ઉપદેશામૃતથી તૃપ્ત થઈ રાજકોટ આવવા માટે અમે તેમનાથી છુટાં પડ્યાં. અમારાં મે. મડમ સાહેબે તથા અમે શ્રીમતીનો ઘણો ઉપકાર માન્યો. તેના પ્રત્યુત્તરમાં તેમણે એક સારૂં વિવેચન કરી કહ્યું કે "મેં મારી ફરજથી વિશેષ કાંઇજ કર્યું નથી." એમ કહી વળી તે બોલ્યાં કે "તમારૂં આવું આતિથ્ય કરવાનો અનાયાસે મને પ્રભુએ લાભ આપ્યો, તેથી હું ભાગ્યશાળી થઈ છું. આવાં વચનામૃતથી પાવન કરી અમને રજા આપી. છુટાં પડતી વખતે અમે ખરેખર માતૃવિયોગના દુઃખનો અનુભવ કર્યો. તેઓશ્રી પણ અમને પુનઃ આવવાનું આમંત્રણ કરી ગળગળાં થઈ ગયાં. પૂર્વવત્ અમને વાહનાદિની વ્યવસ્થાથી સ્ટેશને રવાના કર્યાં. આહા! તેમના ચારિત્ર્યના ગુણાનુવાદ ગાવાને અમે સર્વથા અસમર્થ છીએ.

બીજે વરસે આનંદપર્યટન પ્રસંગે તેમનાં દર્શનનો લાભ લેવાને તે વખતનાં સ્કૉલરો ભાગ્યશાળી થયાં. પરંતુ તે સમયે શ્રીમતી વૈધવ્યને પ્રાપ્ત થયાં હતાં અને તજ્જન્ય દુઃખથી માંદાં રહેતાં હોવાથી સ્કૉલરોના નિવાસ આદિની વ્યવસ્થા નહિ થઈ શકવા બાબત તેમણે અત્યંત દિલગીરી બતાવી હતી. તથા પોતાના સ્થિત્યંતરનો ખ્યાલ આપી, સઘળા દિવસો સરખા જતા નથી, માટે આપત્તિમાં ધૈર્ય રાખી પ્રભુસ્મરણ કરી યથાશક્તિ પરોપકાર કરી જીવનસાફલ્ય કરવાનો સદુપદેશ આપ્યો હતો, તથા સ્કૉલરોને ઈનામના રૂ. ૧૦ તથા સ્કૉલર લાયબ્રેરી માટે સન્નારીઓનાં જીવન ચરિત્રની આશરે રૂ. ૨૫) ની ચોપડીઓ બક્ષીસ આપી ઉપકાર કર્યો હતો. તે મહાપરોપકારી અને દયાળુ સાધ્વીના સ્વર્ગવાસથી અહિંની આખી કૉલેજ અત્યંત દિલગીર છે. તેમના મહાપવિત્ર આત્માને પરમાત્મા શાંતિ આપો. તથાસ્તુ.

---

# ગં. જમનાબાઈ સક્કઇ.

## લેખક–પ. પ. સ્વામી મધુસૂદનાનંદ સરસ્વતી.

તમારો પત્ર સ્ત્રીમંડળના પ્રમુખ સ્વ. ગં. સ્વરૂપ જમનાબાઈ નગીનદાસ સક્કઈના સંબંધમાં તેમના જીવન અને કાર્ય વિષે સ્મારક અંક માટે લખી મોકલવાના હેતુનો મળ્યો તે સર્વ સ્ત્રીજન-હિતાર્થ અનુકરણીય હોવાથી અતીવ શ્રેષ્ટ છે, પણ પ્રારબ્ધવશાત્ આ શરીર અસાધ્ય વ્યાધિથી ગ્રસ્ત, સ્મૃતિ ને ભાન (નિરંતર) નહિ એવી સ્થિતિમાં છે. પણ સ્મૃતિ અને મન શુદ્ધિમાં આવી સાવધ થાય ત્યારે એ વિદુષીબાઈના અલ્પકાળના પ્રસંગમાં પણ તેમના સ્વાભાવિક દૈવી સંપત્તિના ગુણો સર્વ જેવા ને તેવા લખી શકાય તેમ નથી. તથાપિ અમને અનુભવ થયો તે સંબંધી અહિં ભાગ્યાં તૂટ્યાં વાક્યો થોડાં સંક્ષેપમાં લખ્યાં છે.

તેમના કાગળો વિગેરે અમારાપર આવેલા, પણ તે વિસર્જન થવાથી આવ્યાની તારીખ નથી, પરંતુ સંવત્ ૧૯૬૮ ના દુષ્કાળમાં અત્રેની પડદેનશીન સ્ત્રીઓનાં દુઃખો નજરે જોઈ તેમને સહાય થવામાં તેમનું ધૈર્ય, હિમત, સહનશીલતા!

નડીયાદથી રાત્રે નીકળેલાં દુષ્કાળથી ભયંકર રાત્રિએ પોતાના મંડળને લઈને અનુભવ રહિત સાત ગાઉના માર્ગે આવવું વિકટ છે. રસ્તામાં રેતને લીધે ઘોડા ન ચાલવાથી બળદની ગાડી કરી, તેના બળદ પણ વચ્ચે વચ્ચે બેશી જાય. એવા સંકટમાં ભૂખ, તરસ, ઉજાગરાને તો કોણ પૂછે? એ રીતે રસ્તો કાપી રાતના આસરે બે વાગ્યાને વખતે અત્રે આવ્યાં. ત્યાં ઉતારાની જગામાં પડદેનશીન સ્ત્રીઓનાં દુઃખોની વાત સાંભળે છે અને તેમનું સાંત્વન કરે છે, તેટલામાં તો ગામની બીજી જાતની અનેક ભૂખ દુઃખથી મરતી સ્ત્રીઓથી જગા બધી ભરાઈ ગઈ. તેમને વસ્ત્ર આપી વિદાય કરવાનું ધાર્યું પણ ભીડ બહુ વધી જવાથી નિરૂપાય થયાં. પોતે ડબાઈ જવાનો વખત જોઈ ઉઠી ગયાં અને વસ્ત્રો ગરીબોએ પોતાની મેળે લઈ લીધાં અને પડદેનશીનને સવારે વ્હેલાં આવવાનું કહી રજા આપી. ખાવાનું કરાવેલું તો જ્યાંનું ત્યાં રહ્યું ને પોતે ૧ કલાક આરામ લઈ ઉઠતાં પહેલાં તો રાતના ચાર વાગતાં પડદેનશીન સ્ત્રીઓ આવી બેઠેલી તેમને બીજાં વસ્ત્ર અન્ન વિગેરે મોકલી આપવાનું તથા તેમના દુઃખની અરજી લખી આપે તો ગાયકવાડી રાજ્યના યોગ્ય અધિકારીને નજરે જોયાની ભલામણ સાથે મોકલી આપીશ એ રીતે આશ્વાસન કરી પ્રાતઃકાળમાં નડીયાદ જવાની તૈયારી કરી, કારણ, જમવા માટે નડીયાદ વર્ધી આપી આવેલાં હતાં.

ગામ બહાર જતાં રસ્તાને માથે અમારો નિવાસ હતો ત્યાં દર્શનાર્થે આવ્યાં. અમને તેમનું એક બીજું મહાન્ પરાક્રમ દક્ષ અને અતિ વીર પુરૂષોને શોભાવે તેવું લાગ્યું છે, તે એ કે એકલી મુંબાઈ ઈલાકાની સ્ત્રીઓના રક્ષણાર્થે નહિ, પણ આખા ભારત દેશની સ્ત્રીઓના ધર્મરક્ષણાર્થે–સનાતન વેદધર્મપાલક સર્વના રક્ષણાર્થે–પોતે કટિબદ્ધ થઈ, હિન્દી સરકારની ધારાસભાના ઓ. બાસુના વેદધર્મનું જડમૂળ કાઢનાર, વર્ણાશ્રમધર્મનું સત્યાનાશ વાળનાર અને સ્ત્રીજાતિને તો કેવળ વર્ણસંકર કરી અધોગતિએ પશુ ધર્મમાં લાવી મૂકનાર બિલના વિરૂદ્ધમાં અને તે બિલના હીમા-યતી ઓ. પારેખ, તથા સર ચંદાવરકર આદિ ઘણા સત્તા ને વગવાળાઓના વિરૂદ્ધમાં સ્ત્રીઓના સ્ત્રીત્વ (સ્ત્રીપણા)ના રક્ષણ માટે અતિ બળવાન હુંકારો સ્ત્રીઓની સભાઓ ભરી ચલાવવામાં, અને ઠેઠ હિંન્દી સરકાર (વાયસરૉય) અને ગવર્નર આદિ બીજા રાજ્યસત્તાના મહાન્ અધિકારીઓ સુધી પોતાના આગ્રહી બુલંદ અવાજનો પડઘો પાડી બિલને સુવરાવી દેનારમાં તેઓ મુખ્ય હતાં. તેમનું એ મહાન્ પરાક્રમ છે એવું અમે માનીએ છીએ. એથી જ અમારી તેમની

પ્રથમ ભેટ થવા વખતે અમે "વેદધર્મરક્ષક પધારો" એ ઉપનામથી બોલાવી કુશળતા પૂછી ત્યારે વિનયસહ નમન કરી તે કહેતાં, તથા પડદેનશીન સ્ત્રીઓ માટે બોલતાં જાણે દયાની પ્રત્યક્ષ મૂર્તિ જ હોય તેવું જણાતું હતું. વળી અમાનિત્વ આદિ શ્રીગીતામાં કહેલા સદ્‌ગુણો આચારમાં સ્પષ્ટ જોઈ અમને સંતોષ થયો. છેવટ વિદાય થતાં એમના કાર્યભારીને પડદેનશીનો માટે અન્ન સારૂ પૈસા મોકલવાને અને વસ્ત્રની ગાંસડી મોકલવા–તેની ગોઠવણ વ્યવસ્થા કરવા આજ્ઞા કરી, તથા તે સારૂ અમારા રસોયા બ્રાહ્મણ સાથે બંદોબસ્ત કરવા કહી તે વિદાય થયાં.

એવાં સ્ત્રીરત્નો ભારતભૂમિમાં ઘણાં થાઓ જેથી દેશ પૂર્વસ્થિતિએ વ્હેલો આવે એજ આશિર્વાદ છે. ઇતિ શિવમ્—

---

# સ્વર્ગસ્થ સાધ્વી જમનાબાઇ સક્કઇ ને નિવાપાં-જલિનાં બે નમ્ર વચનો.

## લેખકઃ—શંભુપ્રસાદ શિવપ્રસાદ મહેતા.

સ્રગ્ધરા વૃત્ત.

કાલિંદી કેમ કાળો કલિ કવલ કરે? કીર્તિને શાની હાનિ?
વિકાળો કાળ ઝાલે કલિમહિમ વડે કીર્તિને શુભ્ર જાણી?
કાળે રંગે વધારો–જનમ મરણનો–ટાળતાં તે ટળે ના,
કીર્તિ ધોળી અનંતા સતત જગતમાં "બાઈ સક્કાઈ જમ્ના" ૧.

યમસ્વસા–યમુના. એટલે સૂર્યનાં બે છોકરાં–યમ અને યમુના. રંગે કાળાં યમ તથા યમુના–ક્ષણભંગુર.

સૂર્ય—ધોળો—અનંત—કીર્તિ પણ શ્વેત માટે અનંત.

સેવાસદનના માહાત્મ્યનું સંવર્ધન કરનારાં, સ્ત્રીસમાજની સંપૂર્ણ ધૈર્યથી અને ખરા અંતઃકરણથી સેવા કરનારાં, આર્ય ભગિનીની ગણનામાં આગેવાની ભોગવનારાં, યુગ યુગના ધોરણોની ખરી સમજ ધરાવનારાં અને વિશુદ્ધ હૃદયથી જુના ધર્મ પાળીને બીજાંઓને પળાવવાનો પ્રમાણિક પ્રયાસ કરનારાં સ્વ. જમનાબાઈ સક્કઈ, જ્યારે અંગ્રેજી કેળવણીની ઉંચા પ્રકારની અસર વાતાવરણમાં પ્રસાર પામી હતી ત્યારે, સ્ત્રીસમાજની ઉન્નતિ માટે પોતે તન, મન અને ધનથી યથાર્થ રીતે મહેનત કરી રહ્યાં હતાં. અંગ્રેજી કેળવણીના સંસ્કાર સૂક્ષ્મતાથી સંપન્ન કરીને પોતે પ્રત્યેક પગલે આગળ વધતાં હોય તેમ, અને અંગ્રેજી શાલોપયોગી શિક્ષણ લેવા માટે પોતે મેટ્રીક—બી. એ. વગેરે પરીક્ષાઓને માટે તૈયારી નહિ કરેલ તે છતાં, મન અને હૃદયના ઉંચા સંસ્કારોના અનહદ વેગવડે બહારની સૃષ્ટિમાં શાંતિથી આગળ વધવાનું અને ફળની પ્રાપ્તિમાં લોલુપતા ધરાવવાની વૃત્તિ ધર્મ્ય ક્રિયા કરવામાં જ સમાયેલી હોય નહિ! તેમ સ્વ. જમનાબાઈ પોતાનાં કાર્યો અનેક વખતે કરી ગયાં છે.

મારો સંબંધ સાધ્વીબાઈ સાથે સેવાસદનથી શરૂ થયો. ગુજરાતમાં કેળવણી મોડી ફલદાતા થઈ, અને ગુજરાતીઓ પોતાની સ્ત્રીઓને બહાર પાડવામાં અટકાયત અમુક દરજ્જે ગૃહવ્યવહારની વ્યાપૃતિને લીધે કરે છે, એવી મારી મુંબઈ આવવાની આરંભદશામાં સમજણ હોવાથી, જ્યારે મેં સેવાસદનમાં સ્વ. જમનાબાઈને જોયાં ત્યારે મારો પરિચય તેમની સાથે

વધારવાનો મારો અભિલાષ તેમના ગુણકર્મને લીધે પુષ્ટ બન્યો. ગુજરાતમાં અને મુંબઈ ઇલાકામાં ગુજરાતી સ્ત્રીઓ માટે ખરા જીગરથી દરેક રીતે ઉન્નતિ કરવાનાં સાધન એકઠાં કરવાની કે તેવાં સાધનોને ઉપયોગમાં લાવવાની તથા અમલમાં મુકવાની પ્રમાણિક સેવા બજાવવામાં આગેવાની ધરાવનારાં પ્રથમ આ સાધ્વીબાઈનો અનુભવ મને થયો. ગુજરાતમાં "ગોખલે સોસાયટી" સ્થાપવામાં આવી, છતાં દક્ષિણમાં "ઝવેરીલાલ" કે નર્મદાશંકર–શાળા સ્થાપવામાં આવી નથી. ડેકન એજ્યુકેશનલ સોસાયટીમાં એકથી કેટલા વધારે ગુજરાતીઓની સંખ્યા છે? છતાં ગુજરાતી વ્યક્તિ અને સમાજ સરખી રીતે સમષ્ટિધર્મ બજાવે છે, તે વાત સુવિદિત છે. આ જાતના ઉદાર ધર્મનો પ્રધાનપણે સ્વ. જમનાબાઈમાં તે વખતે એટલે લગભગ પાંચ વર્ષ ઉપર સાક્ષાત્કાર કર્યો.

"બીચારા ગુર્જરો"–એ વાકયનો ઘોષ અને પ્રતિઘોષ કાનમાં થયા કરતો હતો, મુંબઈમાં ગુજરાતી હિંદુઓમાંના કેટલાક સંસ્કૃત લિપિ એટલે દેવનાગરી અક્ષરને ઓળખતા પણ ન હતા અને માત્ર બાળબોધ અક્ષર તે સર્વે એક સમાન રીતે મરાઠી ભાષાનું લખાણ છે એમ ઓઠવી બેસાડી અવગણનામાં તથા અજ્ઞાનમાં સંતોષ માની રહેલા હતા (અને હજીપણ છે,) વળી જેવામાં ગુજરાતી સાહિત્યસેવા કરવા તરફ અમુક વ્યક્તિઓનું જ વલણ થયું હતું, તેવા સમયમાં ઔદાર્યશક્તિવડે આખા સમાજની સેવા કરવાનું ખરૂં શૌર્ય બતાવનારાં, તથા એક અને અસહાય હોવા છતાં અનન્ય ભક્તિવડે આગળ વધનારાં બાઈ માત્ર જમનાબાઈ દૃઢ વિચારવાળાં મને માલમ પડ્યાં હતાં. મારી ભક્તિ અંતઃકરણથી તેમની તરફ વળી; અને તેમનો મારી તરફ ભગિની તરીકેનો પ્રેમ પણ મને ઉત્કર્ષિત કરવા લાગ્યો. ભાવનગરમાં સ્વ. નગીનદાસભાઈની સાથે પોતે અમુક મુદ્દત સુધી વસેલાં તે વગેરે સમાન શીલની ગણના કરી મને પણ પોતાના હૃદયબળવડે સમાજસેવા કરવામાં અમુક અંશે તેમણે પ્રોત્સાહિત કર્યો હતો.

ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળનું અસ્તિત્વ ન હતું; ગુજરાતી હિંદુ સ્ત્રીસમાજની જાગૃતિ જોઈએ તેવી થયેલી ન હતી, અને ગુજરાતી સ્ત્રીઓને સેવાસદનમાં જોઈએ તેટલે દરજ્જે ભાગ લેવાની સાધનસામગ્રી વગેરેની સગવડ ન થઈ શકે તેવા સંભ્રમ વિભ્રમના સમયમાં જમનાબાઈએ પોતે બહાર પડી, જોઈએ તેવી સહાય આપીને અમુક અમુક સ્ત્રીઓને ઉન્નતિને માર્ગે મૂકેલ છે, તે વાત વિસરી જવાય તેમ નથી. તે સ્વર્ગસ્થ સાધ્વી બાઈના જીવનચરિત્રમાં સુવર્ણના અક્ષરથી છપાયેલ છે, અને વાતાવરણમાં વાંચી શકાય તેમ છે.

પોતે જીવનનું સાફલ્ય સમાજસેવામાં માન્યું હતું, તેથી દૃઢ આસ્થાવડે પોતે જીવનના ઉપભોગમાં નહિ, પણ સેવાધર્મ અને ઉપયોગીપણામાં આનંદ માન્યો હતો. પોતે કાર્યપરાયણ બનવાનો ધર્મ માન્યો હતો, તેથી સ્વાત્માર્પણરૂપી પોતાનો આચાર કે ધર્મનો આચાર ધારણ કર્યો હતો. પોતે સ્ત્રીસમાજ તરફ સ્નેહભાવ પ્રસારી દીધો હતો, તેથી પોતાના હૃદયમાં ગુજરાતી સ્ત્રીઓના કલ્યાણ માટે બને તેટલા પ્રયાસો કરવાની તીવ્ર લાગણી રહ્યા કરતી હતી. ગૃહસ્થાશ્રમના ધર્મોનું પાલન કરવાના સમયની મર્યાદા જાણે થઈ ગઈ હોય તેમ પોતે પોતાના પૂજ્ય પતિની સાથે વાનપ્રસ્થની વીશમા શતકની શુદ્ધ સંસ્કારવાળી અને સુધરેલી ભાવનાવાળી ક્રિયાઓવડે સેવા કરવાની વૃત્તિ ધારણ કરીને વર્તતાં હતાં. તેના ફલ તરીકે ગુર્જર હિંદુ સ્ત્રીસમાજ આજ આટલે દરજ્જે ઉન્નતિને માર્ગે આગળ વધવા પામ્યો છે. સંસારમાં જાતિસેવા, જ્ઞાતિસેવા અને સમાજસેવા એ પોતાનો સ્વયંસેવક તરીકેનો પવિત્ર ધર્મ ગણીને તે મુજબ વર્તન કરનારાં ગુજરાતી હિંદુ સ્ત્રીઓમાં પહેલાં બાઈ જમનાબાઈ હતાં.

તેમનું વિશુદ્ધ શિક્ષણ એવું હોવાની મને સ્મૃતિ છે કે સ્ત્રીજાતિએ જમાનાને અનુકૂળ

પડે તેવી રીતિની સુધારાની પદ્ધતિ ગ્રહણ કરવી જોઇએ. અમુક દરજ્જે કેળવણીની અગત્ય સ્ત્રીઓને માટે તેમને વ્યવહારને યોગ્ય બનાવવામાં છે તે વાત તેઓ કાયમ બોધ તરીકે રજુ કરવા ચૂકતાં નહિ. સ્ત્રીજાતિએ અચૂક યાદ રાખવાનું છે કે સ્વયંસેવક તરીકે તેઓ યુગાંતરથી સમાજની સેવા એક અથવા બીજી રીતે બજાવ્યા કરે છે; બાળકને ઉછેરવાથી આરંભીને યુવતીસમુદાય કે વૃદ્ધ અને રૂગ્ણ સ્ત્રીઓની, દુઃખીની કે કોઈ રીતે ઓછપવાળીની વિપત્તિ ટાળવામાં સ્ત્રીઓ જેવી સફાઈથી હોંસ અને આસ્થાથી ભાગ લઈ શકે છે તથા સેવા બજાવવામાં તત્પર થાય છે, સફળ પ્રયાસવાળાં બને છે, તેવી રીતે પુરૂષો બનતા નથી. સ્ત્રીઓ જ્યારે જાણે છે કે તેઓને સેવા બજાવવી છે અને સ્વાત્માર્પણ તે એક મોટો માનવંતો ગુણ છે, ભક્તિને આધીન રહેવાને અને સમાજ તરફ અનન્ય આસ્થાવડે સમાજનું ભલું કરવાને તેઓ સમર્થ છે, ત્યારે સ્ત્રીઓને પોતાની મેળે અંકુર પેદા થાય છે, આલસ છૂટી જાય છે, ખોટી શરમને અવકાશ મળતો નથી, અને સીતા સાવિત્રી વગેરે સતી સાધ્વી સ્ત્રીઓના આદર્શ જીવનનું અનુકરણ કરવાનું વલણ થાય છે અને તે વલણ વ્યવહારમાં અનેક રીતે કામે લગાડવાનો વખત પણ આવે છે.

આદર્શરૂપ જીવન તે સ્વ. જમનાબાઈ સક્કઇનું મારા જોવામાં આવ્યું હતું. પોતાની પાછળની અવસ્થામાં ગૃહસ્થાશ્રમની અવધિ જાણે પૂરી થઈ હોય નહિ! તેમ વાનપ્રસ્થ અવસ્થાના ધર્મો પોતે પોતાના પતિની સાથે આ ચાલુ સુધરેલા જમાનામાં સેવા કરવાથી ફલીભૂત થાય છે તેમ સમજીને જાણે દરેક પગલું વ્યવહારમાં ભરતાં હોય નહિ! તેવું મને પ્રતીત થયું હતું. ખરૂં સ્ત્રીત્વ પોતે આગળ ધરતાં હતાં અને જેમ એક સ્થળે અંગ્રેજીમાં કહ્યું છે તેમઃ—"Woman should not try to be a second-rate man, but to be a first-rate woman, her field of work being different." સ્વ. સાધ્વીબાઈ જમનાબાઈ સક્કઈએ સ્ત્રીસમાજમાં પ્રથમ પદ વિભૂષિત કરવાનું માથે લઈ તે જાતિનું પણ વ્યવહારમાં સિદ્ધ કરવા તરફ કાર્યપ્રણાલિકા પાથરવામાં પોતાથી બને તેટલો પ્રયાસ કરી રહ્યાં હતાં. ટુંકામાં, સ્વ. સક્કઈને ગુજરાતી હિંદુ સ્ત્રીઓને માટે એટલું અભિમાન હતું કે તેઓને બીજી જાતિની સ્ત્રીઓના જેટલી ઉન્નતિ અને પ્રગતિના પદ ઉપર લાવી મૂકવાં, એ તેમણે પોતે વ્રત તરીકે કાં જાણે ધારણ કર્યું ન હોય તેમ વર્તન કરતાં હતાં. જો બાઈઓ ઉંચી રીતે કેળવાયેલાં થાય તો ભાઈઓ પણ ઉંચી રીતે કેળવાયેલા બને—એ વચન તેઓ સત્યપ્રાય છે તેમ વ્યવહારમાં વર્તન કરાવવા મથન કરી રહ્યાં હતાં. સ્ત્રીજાતિને અમુક હદમાં છૂટ લઈને સ્વતંત્ર હકો ભોગવવાનો અધિકાર છે. તે પોતે પોતાના દૃષ્ટાંતથી સિદ્ધ કરવા પ્રયત્ન કરતાં હતાં કે સ્ત્રીઓને સમાજમાં જે યોગ્ય સ્થાન છે તે તેમણે ધારણ કરવું જોઈએ, માટે તેનો બોધ કરવાનું પ્રસંગોપાત્ત ચૂકતાં નહિં. આવાં આવાં કારણોથી સેવાસદનમાં ભાગ લેતાં પારસી બાનૂઓ અને દક્ષિણી સ્ત્રીઓની મોટી સંખ્યા હોવાથી ગુજરાતી સ્ત્રીઓને તેમાં ભાગ લેવા માટે પોતાને મનમાં તીવ્ર લાગણી રહેતી, અને તેવી લાગણીને કોઈ કોઈ વખત બહાર આવવાનો અવકાશ પણ મળતો. પોતે સ્વતંત્ર મંડળો સ્થાપવામાટે કેવા પ્રયાસો કર્યા તથા કયું મંડળ ક્યાં તથા ક્યારે સ્થાપ્યું તે વિષે સમયને ઉદ્દેશીને બારીક વિગતોનું વૃત્તાંત તેમના શુદ્ધ જન્મચરિત્રનો મુખ્ય ભાગ બનવો જોઈએ, તેથી આ સ્થળમાં તે વિષે વધારે વિવેચન કરવાની અગત્ય નથી. પરંતુ સ્ત્રીજાતિની પ્રગતિ તથા ઉન્નતિ કરવામાં પ્રયાસ ખરા દીલથી કરીને દરેક પ્રકારની પોતાથી બની શકે તેટલી પ્રવૃત્તિ તેમણે કરી હતી, અને સંસ્થાઓને યથાશક્તિ સહાયભૂત વારંવાર પોતે થયાં કરતાં હતાં.—

---

# ભગવતી જમનાબાઈ નગીનદાસ સક્કઈપ્રતિ આકાશવાણી.

## લેખક—મણિલાલ મગનલાલ ત્રિવેદી.

**ॐ आप्यायन्तु ममाङ्गानि वाक् प्राणश्चक्षुः श्रोत्रमथो बलमिन्द्रियाणि च सर्वाणि सर्वं ब्रह्मौपनिषदं माऽहं ब्रह्म निराकुर्यां मा मा ब्रह्म निराकरोदनिराकरणमस्त्वनिराकरणं मेऽस्तु तदात्मनि निरते य उपनिषत्सु धर्मास्ते मयि सन्तु ते मयि सन्तु ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥**

**વિવેચન:**—હે પરમાત્મન્! મારા હાથ આદિ અવયવો પુષ્ટ વા વિષયાનુરાગ રહિત થાઓ. વાણી, ઘ્રાણ, નેત્ર, શ્રોત્ર, અંતઃકરણ, અને અત્ર નહિ કહેલી અન્ય સર્વ ઇંદ્રિયો પુષ્ટ વા તૃપ્ત થાઓ. હું સર્વ ઉપનિષદોનો અને ઉપનિષદોથી જણાય એવા બ્રહ્મનો ત્યાગ ન કરું, અર્થાત્ તેઓમાં મને શ્રદ્ધા રહે; તે બ્રહ્મ મારો ત્યાગ ન કરે, અર્થાત્ તે સર્વદા મારા આત્મારૂપેજ રહે; એમ પરસ્પરનો કલ્પિત ભેદ મટી બન્નેનો સર્વદા વાસ્તવિક અભેદ રહો, પણ ત્યાગ ન થાઓ. વિષયાનુરાગવડે મારા સ્વસ્વરૂપમાંથી મારો ત્યાગ ન થાઓ. તે બ્રહ્મરૂપ આત્મામાં પ્રીતિવાળો જે હું તે મારામાં ઉપનિષદોમાં જે શમદમાદિ ધર્મો કહેલા છે તે હો. તે ધર્મો મારામાં હો. ॐ શાંતિ થાઓ, શાંતિ થાઓ, શાંતિ થાઓ. * * *

ભગવતી જમનાબાઈ! તમને જે કાર્ય માટે મનુષ્યનો અવતાર આપવામાં આવ્યો હતો તે કાર્ય પૂર્ણ કરીને મારી આજ્ઞાથી મારી પાસે આવ્યાં છો. હવે તમારે મારા પવિત્ર ધામમાંથી મારા આશ્રયે રહેલી અઘટિતઘટનાપટીયસી માયાના એક દેશમાં રહેલા સાત લોકમાંથી કોઇપણ ચઢિયાતા લોકમાં પુનરાગમન કરવાની જરૂર નથી. તમે તમારા શુભ કાર્યથી માયાને તરી જઈ મારા દિવ્ય ધામમાં આવ્યાં છો તેથી હું તમારી ઉપર પ્રસન્ન થયો છું. * * *

જે જે પ્રાણીઓનાં જેવાં જેવાં કર્મો હોય છે તે પ્રમાણે તે તે યોનિઓમાં તેમને હું અવતાર આપું છું. જેમનાં અંતઃકરણો ઘન સુષુપ્તિ અવસ્થાવાળાં હોય છે તેમને હું ઝાડ આદિનો અવતાર આપું છું, જેમનાં અંતઃકરણો પ્રગાઢ સુષુપ્તિ અવસ્થાવાળાં હોય છે તેમને હું કીટ પતંગાદિનો અવતાર આપું છું, જેમનાં અંતઃકરણો સુષુપ્તિ અવસ્થાવાળાં હોય છે તેમને હું પક્ષીઓનો અવતાર આપું છું, જેમનાં અંતઃકરણો સ્વપ્નઅવસ્થાવાળાં હોય છે તેમને હું ગાય આદિ પશુઓનો અવતાર આપું છું અને જેમનાં અંતઃકરણો જાગૃત અવસ્થાવાળાં હોય છે તેમને હું મનુષ્યનો અવતાર આપું છું. * * *

હે સતી! જેમને હું મનુષ્યનો અવતાર આપું છું તેમને જગતમાં જનસેવાનાં ઘણાં કામો કરવાનાં હોય છે, અને જનસેવાનાં કાર્યો કરતાં છતાં મને પામવાનો પણ પ્રધાનપણે પ્રયત્ન કરવાનો હોય છે. પરંતુ મનુષ્યજન્મ ધારણ કરીને જેઓ પોતાના અંતઃકરણને જાગૃત નહીં રાખતાં બીજાં નિંદ્યકર્મો કરી પોતાના અંતઃકરણમાં રજો તમો ગુણનો સામટો કચરો ભેગો કરે છે, તેઓ જાગ્રદવસ્થામાંથી સ્વપ્નાવસ્થામાં, સુષુપ્તિઅવસ્થામાં અને ગાઢ સુષુપ્તિઅવસ્થામાં આવી જઈ, પોતાના ખરા કર્તવ્યનું વિસ્મરણ કરી, તેમના અંતઃકરણની યોગ્યતા પ્રમાણે ચઢતી ઉતરતી પશુ આદિ યોનિને પ્રાપ્ત થાય છે. * * *

પરમસાધ્વી બહેન! તમારો જન્મ થયા પછી તમે પ્રપંચી જગતનો ત્યાગ કરી મારા પવિત્રતમ ધામમાં આવ્યાં ત્યાં સુધીનાં તમારાં કર્મો તપાસતાં એક યોગીના કરતાં પણ જનસમૂહની સેવાનાં તમે વધારે કાર્ય કર્યાં છે, એટલે જે પરમધામમાં યોગીઓ, ભક્તો અને તત્ત્વજ્ઞાનીઓને સ્થિતિ કરવાનું મળે છે તે પરમધામમાં મેં તમારી સ્થિતિ કરાવી છે. કલ્યાણી!

તમે હવે મારા પરમ પવિત્ર અને મહાતેજસ્વી ધામમાં જ્યાં સુધી સૂર્યચંદ્ર પૃથ્વી ઉપર તપે છે ત્યાં સુધી રહો, અને નિત્ય અમૃતરસનું પાન કરીને પરમ આનંદમાં મસ્ત રહો.

ગુજરાતકાઠિયાવાડમાં પૂજ્ય થઈ પડેલાં ભગિની ! મારું રમ્ય અને પરમ પવિત્ર ધામ તમે જોયું? અંતરિક્ષલોક, સ્વર્ગલોક, મહર્લોક, જનલોક, તપોલોક, અને સત્યલોક કરતાં મારું આ સ્થળ મારા ભક્તો માટે નિર્માણ કરેલું હોવાથી મારા ભક્તો સિવાય બીજાં પ્રાણીઓ આ સ્થળમાં પ્રવેશ કરી શકતાં નથી, અને જેઓ મારા પવિત્ર ધામમાં આવે છે તેઓ પુનરાગમન પણ કરી શકતાં નથી. એટલે હવે તમે મારા પવિત્ર ધામમાં રહી ગુજરાતકાઠિયાવાડનાં સ્ત્રીપુરુષો કે જેઓ તમારી માફક જનસમૂહની સેવા કરી રહ્યાં છે તેમનાં હૃદયબળ વધે અને તેઓ સઘળા તમારી પેઠે નિઃસ્વાર્થ વૃત્તિથી જનસેવા કરે એવો આશિર્વાદ આપતાં રહો.

ઇશ્વરભાવને પામેલાં ઈશ્વરી ! તમારો અધિકાર દેવભાવને પામેલી દેવીઓ અને અપ્સરાઓ કરતાં વધારે હોવાથી જ મેં તમને મારા પરમ પવિત્ર ધામમાં ખેંચી લીધાં છે અને તમને ઈશ્વરી નામથી સંબોધું છું. કારણ કે દેવતાઓ અને અપ્સરાઓનાં અંતઃકરણો વિષયવાસનાવાળાં હોય છે, એટલે જ્યાં સુધી તેમનું પુણ્ય તપે છે ત્યાં સુધી સ્વર્ગાદિ સ્થળોમાં રહી તેઓ એક બીજા સાથે વિષયસુખ ભોગવે છે, અને પુણ્ય પૂરું થતાં તેઓ પાછાં મનુષ્યલોકમાં જન્મ ધારણ કરે છે. આ પ્રમાણે રેંટના ઘટમાળની પેઠે તેઓ પાછાં પુણ્યકર્મ કરી સ્વર્ગાદિ સ્થળોએ જાય છે અને તે પુણ્યકર્મ પૂરું થતાં પાછાં મૃત્યુલોકમાં આવે છે. પરંતુ ભગવતી જમનાબાઈ ! તમારી આખી જીંદગીમાં કરેલાં શુભ કર્મો સૂક્ષ્મ પરમાણુઓરૂપે તમારા હૃદયમાં સંચિત થઈને રહેલાં તે તરફ દૃષ્ટિ કરતાં મને એમ સમજાયું છે કે આખી જીંદગીમાં તમે કોઈ પણ પ્રકારનું નિષિદ્ધ કે અનુચિત કાર્ય કર્યું નથી. જનસમાજની સેવિકા તરીકે તમે જનસમૂહમાં જાહેર થયાં તે પહેલાં પણ તમે તમારા પતિને પરમાત્મારૂપે માની સેવા કરેલી છે, એ પુણ્ય ઓછું નથી.

નિર્મળ અંતઃકરણનાં પરોપકારી બહેન ! મેં તમને આગળ જણાવ્યું છે કે ભક્તો, યોગીઓ અને તત્ત્વજ્ઞાનીઓ જ મને પ્રાપ્ત કરી શકે છે તો તમે મારા ધામમાં કેવી રીતે આવ્યાં, એમ કોઈને શંકા થવી સ્વાભાવિક છે. તેમની શંકાને નિર્મૂળ કરવા તમે સ્વર્ગાદિ સ્થળે ન જતાં બારોબાર મારા પવિત્ર ધામમાં કયા ઉગ્ર તપવડે આવ્યાં એ ગુહ્ય વાત પછીથી જણાવીશ. પ્રથમ તો તમે જનસેવાનાં શાં શાં કાર્યો કર્યાં તે મારાથી શ્રવણ કરો.

શ્રીયુત મલબારીએ સ્થાપેલી "સેવાસદન" એ નામની સંસ્થામાં તમે હિંદુ કોમ તરફથી સેવાસદનની કૌન્સીલમાં એક ઉપપ્રમુખ તરીકે હતાં અને સેવાસદનના કામકાજનો વિસ્તાર ચારે તરફ ફેલાવવામાટે ભાષણો આપી આવી સંસ્થાઓને તમારાથી બનતી દરેક પ્રકારની યોગ્ય મદદ તમે આપી હતી એ તમારું પુણ્ય ઓછું નથી.

જનસમૂહના કલ્યાણ માટે, સ્ત્રીઓના પરમ હિત માટે તમે ધર્મ સંબંધી, શુદ્ધ વ્યવહાર સંબંધી અને લોકોની એક બીજા પ્રતિ દુઃખના વખતમાં પરસ્પર ફરજ સંબંધી જુદે જુદે સ્થળે ભાષણો આપીને જનસમૂહના અંતઃકરણ ઉપર તમે ફરીથી ન ભુંસાય એવી વજ્ર છાપ પાડી હતી. આવી રીતે તમે જનસમૂહની સેવા માટે આશરે ૧૧૫ ભાષણો આપી સ્ત્રીપુરુષોને કર્ત્તવ્યપરાયણ કર્યાં છે એ તમારા નિખાલસ હૃદયનું મનોબળ ઓછું ન કહેવાય.

ભારતવર્ષમાં જે જે વ્યક્તિઓએ ભારતવર્ષની યેન કેન પ્રકારેણ સેવા કરી છે, તેમાં શ્રીમાન્ દાદાભાઈ નવરોજી મુખ્ય છે, તેમની દરેક જયંતિ પ્રસંગે પણ ગુજરાતી હિંદુ

સ્ત્રીમંડળ તરફથી સ્ત્રીવર્ગનું એક ડેપ્યુટેશન્ લઈ તેમની જયંતિને દિવસે સવારના પહોરમાં હૃદયના પૂર્ણ ઉમળકાથી વેસાવા ખાતે જઈને મહાન્ દાદાને અભિનન્દન આપતાં હતાં. એ આર્યાવર્ત્તની સેવા કરનાર વીર પુરુષોને પોતાના ઉત્સાહમાં જાગ્રત્ રાખવાનો તમારો પ્રયત્ન ઓછો સ્તુતિપાત્ર નહોતો.

શ્રીમાન્ મોહનલાલ કરમચંદ ગાંધીએ દક્ષિણ આફ્રિકામાં ચલાવેલી સત્યાગ્રહની લડત વખતે મુંબઈની પ્રજામાં અપીલો બહાર પાડી, તેમ જ બ્રિટિશ સંસ્થાનોના હિંદીઓને પડતાં અસહ્ય દુઃખો માટે ઠેરઠેર સભાઓ ભરી, છટાદાર ભાષણો આપી, બબ્બે વખત ફંડો ઉઘરાવી, મુંબઈમાં નિવાસ કરતી તમારી આર્ય ભગિનીઓની મદદથી સારી રકમો એકઠી કરી દક્ષિણ-આફ્રિકામાં તમે મોકલી આપી હતી. એ તમારી તમારા જાતિબંધુઓ પ્રતિની ઊંડાણની દાઝ કંઈ ઓછી હતી?

ગુજરાતકાઠિયાવાડમાં ૧૯૬૮ ની સાલમાં જ્યારે ભયંકર દુષ્કાળ પડ્યો, ત્યારે જેમ એક ખરી ક્ષત્રાણી મ્લેચ્છોના હાથમાંથી પોતાના પવિત્ર દેશને છોડાવવા માટે કપાળમાં કંકુની આડ કરી, હાથમાં ચકચકિત સમશેર પકડી, છુટો ચોટલો મૂકી કેસરીઆં કરે તે જ પ્રમાણે તે દુષ્ટ દુષ્કાળના પંઝામાંથી લાખ્ખો જીવોને બચાવવા માટે ખાવાપીવાની, ઉંઘવાની, પોતાનું કામ કરવાની કે બીજી કોઈ પણ જાતની પોતાના શરીરની લગાર પણ દરકાર ન કરતાં એકદમ કેસરીઆં કરી તમે લાખ્ખો જીવોને બચાવીને મોટા રાજાઓથી, શ્રીમંતોથી કે બીજાઓથી ન થઈ શકે તેવો મહાયજ્ઞ કર્યો હતો. ચારે તરફ અપીલો બહાર પાડી સામા મનુષ્યોને દયા ઉત્પન્ન થાય તે પ્રમાણે ભાષણો આપી અવાચક પ્રાણીઓ અને નિરાધાર કુટુંબોને મદદ કરવાને લગભગ ૨૧ હજાર રૂપીઆનું ફંડ તમે એકઠું કર્યું હતું.

બહેન! આટલી સેવાથી સંતોષ ન પામતાં જાણે કે આખું જગત્ તમારૂં કુટુંબ ન હોય! અને આવા સમયે જગત્‌નાં નિરાધાર પ્રાણીઓનું પોષણ કરવાને તમને અવતાર આપવામાં આવ્યો ન હોય! તેમ તમે બીજી સેવિકાઓને પણ સાથે લેઈને પંચમહાલ, ગુજરાત અને કાઠિયાવાડ વગેરે દેશનાં આશરે પોણો સો દુષ્કાળપીડિત ગામડાંઓ અને શહેરોમાં સખ્ત ઉન્હાળાની ઋતુમાં લગભગ ત્રણ મહિના સુધી મુસાફરી કરી અવાચક ઢોરોને ઘાસચારાની અને સઘળી કોમનાં ગરીબ નિરાધાર કુટુંબ અને બારીક સ્થિતિમાં આવી પડેલાં ખાનદાન કુટુંબોને અનાજ કપડાં વગેરેની મદદ કરી હતી. આવી રીતે જુદાં જુદાં ગામોમાં મુસાફરી કરવાથી કોઈ સ્થળે તમને વાહન ન મળવાથી તમે એક લક્ષાધિપતિનાં પુત્રી હોવા છતાં ચાલવું પડ્યું હશે, પગમાં કાંટા વગેરે પણ વાગ્યા હશે, માથે તાપનું દુઃખ સહન કરવું પડ્યું હશે, નિયમિત રીતે ખોરાક પણ નહિ મળ્યો હોય છતાં પણ જનહિત માટે આટલો બધો તમે પરિશ્રમ વેઠીને જેમ શ્રીશંકરાચાર્યે આખા જગત્‌માં અદ્વૈતમત સ્થાપીને દિગ્વિજય કર્યો હતો તેમ તમે આખા જગત્‌ની સેવા કરીને અમર નામ કર્યું છે, અને તમારું અમર નામ સૂર્ય-ચંદ્ર તપશે ત્યાં સુધી આર્યાવર્ત્તમાંથી તો શું, પરંતુ આખી પૃથ્વીમાંથી ભુંસાવાનું નથી. તમે આ પ્રમાણે જનસમૂહની એકલાની સેવા કરી છે એમ નથી, પરંતુ રાજ્યકર્ત્તા કે જે મારા અંશરૂપ છે, તેમના કલ્યાણ માટે પણ તમે જે જે પ્રયત્નો કર્યા છે તેં બધા સ્તુતિપાત્ર છે. નામદાર બ્રિટિશ સરકારને મિત્ર રાજ્યો સાથે જર્મની સામે ચાલુ ભયંકર લડાઈમાં ઉતરવાની ફરજ પડેલી હોવાથી આવા બારીક સમયમાં લોકોમાં ખોટી અફવાઓથી ગભરાટ અને અશાંતિ ન ફેલાય અને લોકનો વ્યવહાર શાંતિપૂર્વક ચાલે તે માટે લખાણો અને ભાષણથી લોકોને

શાંત કર્યાં હતા. અને તમારા મંડળ તરફથી લડાઈ ફંડ ઉઘરાવ્યું તેમાં તમે પણ કટકે કટકે રૂ. ૫૦૦) ની મદદ કરી હતી, એ તમારી રાજ્યભક્તિ બહુ વખાણવા લાયક છે. કારણ કે જેઓ રાજ્યભક્ત છે તેઓ જ મારા ભક્ત બની શકે છે. રાજ્યદ્રોહીઓને તો હું પરમ પામર સમજું છું અને તેવા રાજ્યદ્રોહીઓ કોઈ પણ પ્રકારનો પુરુષાર્થ ન કરતાં આમ તેમ ભટકી પોતાનો જન્મારો વૃથા ગુમાવે છે.

ઘણાં ખરાં પરોપકારી કામોમાં, કેટલીક સાર્વજનિક સંસ્થાઓમાં, સ્ત્રીસંસ્થાઓમાં, વનિતા-વિશ્રામમાં, સેવાસદનમાં અને અન્ય મંડળો વગેરેમાં પુસ્તકો, માસિકો, વર્તમાનપત્રો અને નાણાં વગેરેની તમારી શક્તિ પ્રમાણે તમે મદદ આપતાં રહ્યાં હતાં, એટલુંજ નહિ, પરંતુ આવી મદદો જનહિતાર્થ મંડળોમાં અને સમાજોમાં કરવા તમારી બહેનોને વારંવાર વિનંતિ કરતાં રહ્યાં હતાં. એ તમામ તમારી આર્ય ભગિનીઓ અને ભ્રાતા પ્રતિની શુભ લાગણી બતાવી આપે છે.

પરોપકારી બહેન ! બીજાઓએ કદાચ આ પ્રમાણે સેવા કરી હશે. પરંતુ તમારી પેઠે તન, મન અને ધન ખર્ચીને સેવા નહિ કરી હોય. તમે જગત્‌ની જે સેવા તદ્દન નિઃસ્વાર્થ વૃત્તિથી પૂર્ણ પ્રેમ અને ઉત્સાહથી કરી છે, તેના પુણ્યથી તમારા હૃદયમાંના રજસ્તમો-ગુણ બળહીન થઈ જે હૃદયથી યોગીઓ, જ્ઞાનીઓ અને ભક્તો મને પામે છે, તેવું સ્વચ્છ હૃદય કર્યું, અને તેથી જ તમે તમારા મરણ પછી મારા દિવ્ય લોકને પામવાને ભાગ્ય-શાળી થયાં.

તમારા મરણ સમયે તમે લગભગ ૨૦૦૦૦ વીશ હજારની રકમ જુદી જુદી સંસ્થા-ઓમાં ધર્માદા તરિકે આપી છે. એ ઉપરથી એમ માલમ પડે છે કે તમે જન્મ્યા પછી સમ-જણાં થયાં ત્યારથી અંતકાળ સુધી દ્રવ્યનો લગાર પણ લોભ ન રાખતાં, તમારા દ્રવ્યનું સત્પાત્રે દાન થાય તો ઠીક, એ સૂત્રને હૃદયમાં ધારણ કરી બહોળે હાથે તમારા કહેવાતા દ્રવ્યનો સદ્-વ્યય કરી, મારા પવિત્ર ધામમાં આવનારને અટકાવનાર કામ, ક્રોધ અને લોભ એ ત્રણમાંથી ત્રીજો દુષ્મન જે લોભ તેને બળહીન કરી, જેમ પુત્રી લગાર પણ આંચકો ખાધા વિના કે કોઈના અટકાવ વિના પોતાના પિતાના ઘરમાં સુખપૂર્વક પ્રવેશ કરે તેમ તમારા મરણ પછી સ્વર્ગાદિ ભુવનોમાં કોઈ પણ સ્થળે ન અટકતાં તે ભુવનોની કીંમત ઓછી ગણી મારા પરમ પવિત્ર ધામમાં આવ્યાં છો અને જગત્‌માં તમારા મનુષ્યશરીરવડે દેશસેવારૂપ જાત્રા પૂર્ણ કરી છે. હવે ફરીથી તમારે જગત્‌ની જાત્રા કરવાનું રહ્યું નથી.

બહેન ! તમારા દરેક કાર્યથી હું બહુ જ પ્રસન્ન થયો છું. અને મેઘનાદ કરીને કહું છું કે જેમ મહાપુરુષની સેવામાં રહેનાર મુમુક્ષુઓ પણ બીજા મનુષ્યોથી પૂજાય છે તેમ તમારી સાથે જનસમૂહની સેવા કરનાર અન્ય આર્ય ભગિનીઓ હોય તેઓ પણ તમારી પેઠે પ્રજાવ-ર્ગમાં ઘણું માન પામજો, તેમના અંતઃકરણમાં જનસેવા કરવાનું અપૂર્વ બળ પ્રાપ્ત થજો, અને આર્યાવર્તમાં ઘેરે ઘેર તમારા જેવાં સ્ત્રીરત્નો ઉત્પન્ન થજો, જેથી કરીને આર્યાવર્ત થોડા સમયમાં દરેક રીતે સુખી, પોતાના પગ ઉપર ઝઝુમનાર સ્વાશ્રયી બને, અને આર્યાવર્તનો આધાર બીજા દેશવાળા લે. ઇતિ.

---

# સદ્દગત ગંગાસ્વરૂપ જમનાબાઇ નગીનદાસ સક્કઇ સાથનો ટુંક પરિચય.

લેખકઃ—રા. હિરાલાલ રણછોડદાસ મુનીમ.

મુંબઈના ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળનાં પ્રમુખ પરલોકવાસી ગં. સ્વ. જમનાબાઈ નગીનદાસ સક્કઈના સંબંધમાં "સ્ત્રીહિતોપદેશ"નો ખાસ સ્મારક અંક પ્રકટ કરવા સ્ત્રીમંડળની ઈચ્છા છે, અને તે અંક માટે સ્વર્ગવાસી મૈયાના જીવન અને કાર્ય વિષે મારે કાંઈ લખી મોકલવું એવી વિજ્ઞપ્તિ સ્ત્રીમંડળનાં માન્યાધિકારી મંત્રીબાઈઓ તરફથી થતાં મારે સ્વલ્પ પરિચય અને ટુંક સમાગમમાં મળેલો અનુભવ નીચે લખ્યા પ્રમાણે રજુ કરવાની હું રજા લઉં છું:–

સદ્દગત ગં. સ્વ. જમનાબાઈના કેટલાક અનુકરણીય ગુણોનું જેટલું વર્ણન કરીએ તેટલું થોડું છે. પ્રથમ તો એમના નિરભિમાન માટે સાનંદાશ્ચર્ય થાય છે. પોતે તવંગર કુટુંબમાં જન્મી, લક્ષ્મીની ગોદમાં ઉછરી, સદ્દગુણી પતિના પ્રેમમાં અને લોકકલ્યાણના માર્ગમાં દીવાદાંડીરૂપ બની, મહાન ઉચ્ચ સ્થાને ચઢ્યા પછી પણ અહંકારને વશ ન થયાં એ જેવી તેવી સંતોષની વાત નથી. **ઠાલી ચણો વાગે ઘણો,** એ કહેવત એમના સંબંધમાં ખરી પડી હતી. કેટલીક સ્ત્રીઓને પોતાના પીએરનો પૈસો હોવાથી મદ ચડે છે, જેનો લેશ પણ ગંધ સ્વર્ગવાસી જમનાબાઈમાં ન હતો. કોઈક બાઇઓ પોતાના સ્વામીના ઉંચા અધિકારથી છકી જાય છે, પણ પરલોકવાસી જમનાબાઇને તેનો નીશો ચઢ્યો હતો નહિ. ઘણી પ્રમદાઓ સાર્વજનિક કામમાં આગળ પડતો ભાગ લેતી થઈ, મારી સમાન કોણ છે, એમ સમજી હુંપદમાં આવી જાય છે, પરંતુ પુણ્યશાળી જમનાબાઈ ત્વંપદમાં જ રમી રહ્યાં હતાં. વળી એ બાઈ પોતાના મોટપણ તથા દરજ્જાને વિસરી જઈ ગમે તેટલી નાની વયની લલનાઓ સાથે કામ કરવામાં સામેલ થતાં એટલુંજ નહિ, પણ બીન અનુભવીઓને રસ્તે ચડાવવામાં પોતાથી બનતું કરતાં અને તેમને સારી શીખામણ આપી સુધારવાનો પ્રયત્ન કરતાં. હમણાંની કેટલીક ગર્વિષ્ટ બાઇઓની માફક પોતાથી નાની વયની બહેનોની સાથે કામ કરવામાં દેવલોક પામનાર કદી પણ હલકું સમજતાં નહિ. એથી ઉલટું તેમને કામ કરવામાં મદદ આપવા માટે અને સીધો માર્ગ દેખાડવા માટે પોતે પણ ઉત્સાહપૂર્વક કામે લાગતાં. ભરેલો ઘડો જેમ છલકાતો નથી, તેમ તેઓ સદ્દગુણસંપન્ન હોવાથી કદી છલકાતાં નહિ. અધૂરો ઘડો છલકાય છે, એ કહેવત ખરી છે. થોડો ઘણો પૈસો આવે, કે જરા રૂપવાન હોય, અથવા મોટા અમલદારને ત્યાં પરણેલી હોય, કિંવા એવાં બીજાં સાધનસંપન્ન હોય, તો ઓછું પાત્ર હોય છે તે તરત ચડી જાય છે. એટલે તે ઉંચી પાયરીએ ચડતી નથી, પણ કેફની સીડીએ ચડે છે. અને ચડે છે તે પડવાને માટે જ. ઘણા પ્રકારની સંપત્તિ છતાં ગં. સ્વ. જમનાબાઈ કોઈ પણ વખત ચડી ગએલાં સંભળાયાં નથી. ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળને પોતાના ઘરની સંસ્થા સમજી તેનું લાલન પાલન સદ્દગત જમનાબાઈએ રૂડી રીતે કર્યું હતું, અને તેને ઉછેરી, કેટલાંક સંકટમાંથી તારી, પાળી પોષી લાયક અને કામ કરી બતાવનાર સંસ્થા બનાવી હતી, અને ગુજરાતી સ્ત્રીઓ પણ સંસ્થા સારી રીતે ચલાવી શકે છે તથા જોખમદારીનું કામ પણ માથે લઈ શકે છે, એવી લોકોની ખાત્રી કરી આપી હતી. એમના હાથ અને આશીર્વાદ વગર મજકુર સ્ત્રીમંડળ આટલું પ્રસંશાપાત્ર કાર્ય આટલા ટુંક સમયમાં કરી શકયું હોત એ શક પડતું લાગે છે. ગુજરાતી સ્ત્રીમંડળને નિયત

માર્ગે ને ફળદાયક રસ્તે ચલાવવામાં તથા વધારવામાં સદ્દગત જમનાબાઈ કદી પાછી પાની કરતાં જણાયાં નથી. એટલું જ નહિ, પણ તેને દૃષ્ટાંતરૂપ બનાવવા માટે પોતાની શક્તિનો તે પૂરો ઉપયોગ કરતાં હતાં. આમ હોવાથી, એ તો ખરી જ વાત છે કે એ મંડળ એમનો જેટલો ઉપકાર માને તેટલો થોડો છે. ઉપરાંત ગં. સ્વ. જમનાબાઈ સેવાસદન આદિ સંસ્થાઓ તેમ જ બીજાં મંડળોને પોતાની હાજરી તથા શક્તિથી બનતી સહાય આપતાં અને તેમનાં કામ પાર પાડવામાં પરિશ્રમ લેતાં; તેઓ જાતે ગુજરાતી સનાતનધર્મી છતાં જૈન બહેનો તરફથી આમંત્રણ આવતાં તેમને ત્યાં અને દક્ષિણી સન્નારીઓનું કહેણ આવતાં તેમને ત્યાં હોંસ અને ખુશ મિજાજથી જતાં એટલું જ નહિ પણ હિંદુ છતાં વિધર્મીઓની સંસ્થાઓની ચાલકોને યોગ્ય સલાહ આપી તથા ખરો માર્ગ બતાવી તેમને બહાર પાડવાની તથા આગળ વધારવાની દરેક પ્રકારની તજવીજ કરી આપતાં હતાં. મુંબઈથી તે ગુજરાત અને કાઠીઆવાડના છેક ખૂણા સુધી એમનું નામ જગજાહેર છે. દુષ્કાળ જેવા આપત્કાળે પણ તેમણે જાતે કષ્ટ વેઠી ઘણી જગ્યાએ પ્રયાણ કરી, દુ:ખી લોકોને મદદ કરી, તેમનાં સંકટો દૂર કરવા સારૂ અથાક શ્રમ લીધો હતો. વિશેષ, પુરૂષોને પણ પોતાની ફરજમાં પાછળ પડતા રાખી દેશોદય માટે જીંદગી સમર્પણ કરનાર વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ દેશભક્ત રાજ શ્રીમાન્ દાદાભાઈ નવરોજીને તેમની જન્મગાંઠના દિવસે દીર્ઘાયુષ્ય અને સુખી જીંદગીની આશિષ આપવા જતાં અને તેમ કરી જનસમૂહને દેખાડી આપતાં કે દરેક ભલા કાર્યમાં એમની સામેલગીરી અને સહાનુભૂતિ હતી.

લાડ મંડળના પ્રદર્શન વખતે તેમને વિનંતિ કરવામાં આવતાં મોટી ખુશી અને ભારે ઉત્સાહ સાથે દેવલોકગામી જમનાબાઈએ દરેક પ્રકારની સહાય અને સૂચના આપી હતી, તથા નમૂનાની પરીક્ષા કરી લાયકને ચાંદ અને પ્રમાણપત્ર યોગ્યતાના પ્રમાણમાં આપવાની ભલામણ કરી હતી. કારીગીરીના નમૂના ગોઠવવાની સૂચના તેમણે કરી હતી અને ઉપરાંત પ્રદર્શન ખુલ્લું મૂકવાના દિવસે હાજરી આપી બધાને યોગ્ય બોધ આપી સ્ત્રીઉપયોગી કામોને બનતું ઉત્તેજન આપવાનો આગ્રહ દર્શાવી, મંડળને તેના કાર્યમાં ઉત્તરોત્તર ફત્તેહ ઇચ્છી હતી. જણાવવાને ખુશાલી ઉપજે છે કે મજકુર પ્રદર્શન લોકોના આદરને પાત્ર બન્યું હતું અને જનસમૂહે તેનો સારો સત્કાર કર્યો હતો, અને તેને યશ મળ્યો હતો તથા તેની સ્તુતિ ગવાઈ હતી. આ કામ કરવામાં તેમનાં પ્રસન્ન મુખ અને ઉત્સાહને જોઈને સર્વે કામ કરનારાઓને ઉત્તેજન મળતું હતું. કેટલાંક જણ કામ કરે છે પણ તે જાણે પરાણે કરતાં હોય, વેઠે પકડી આણેલા વહીતરાની માફક કરતાં હોય એમ નજરે આવે છે. એથી કામ સારૂં થતું નથી અને તેથી નથી મળતો કામ કરનારને જશ, કે નથી થતો જોનારને આનંદ. ઉમંગથી કરેલું કામ જોનારનું ચિત્ત આકર્ષે છે, એ વાત હમણાની ઉધરતી પ્રજાએ ખૂબ સમજવી જોઈએ છે, તેમ જ ઘરમાં વડીલો તેમનો પડ્યો બોલ ઝીલવાથી કેવા રાજી થાય છે તેનો પણ અનુભવ લેવો જોઈએ છે. રાજીખુશીથી અને સમયપર કામ નહિ થવાથી જ ઘણે ઘેર આનંદથી છવાએલાં મુખારવિંદનાં દર્શન થવાને બદલે ચડેલાં મ્હોડાંઓ દેખા દે છે, અને તેથી સુખને બદલે દુ:ખ જ ઉત્પન્ન થાય છે. સ્વર્ગવાસી જમનાબાઈનું મુખ સદા હસતું જ જોવામાં આવતું અને તેથી સામા માણસનું દિલ હંમેશાં રાજી રહેતું.

આ લખનારને પૂર્વે વર્ણવેલા ગુણિયલ બાઈના ગુણજ્ઞ પતિના મંદવાડ સમયે એમના બંગલે જવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો. તે વખતે પણ બાઈનું ધૈર્ય અનુકરણીય જોવામાં આવ્યું હતું. એમનો બંગલો છેક વાલકેશ્વરના એક ખૂણામાં હતો અને તેથી તે બહુ શાંતિવાળો હતો,

તથા તેની મુલાકાત શાંત પ્રકૃતિના સાધુ સંતો વારંવાર લેતાં અને જમના મૈયા એમનો યોગ્ય આદર સત્કાર કરતાં, તેમ જ તેમને પોતાના સદાના સાથી ગણતા. આવાં સત્સંગવાળાં બાઈ પૂર્ણ ધીરજવાળાં હોય એ સ્વાભાવિક છે.

સ્વર્ગવાસી જમનામૈયાનો સૌથી ઉત્તમ ગુણ તો મર્યાદા સહિત પહેરવામાં આવતાં એમનાં વસ્ત્રાલંકારોમાં દૃષ્ટિગોચર થતો. કેટલીક નિર્લજ્જ કાંતાઓની માફક એમનો પોશાક શરીરનાં કેટલાંક અંગો દેખાય તેવો જરાએ ન હતો, તેમ જ અંગો સંકોચે તેવો તંગ પણ ન હોતો. જુવાન રમણીઓએ એમનો દાખલો લઈ પોતાની મર્યાદામાં કેમ રહેવું તે શીખવું જોઈએ અને તેમ નહિ વર્તનારની તરફ સમજુઓ કેવા તિરસ્કારથી જુએ છે, તથા તેમની તરફ જોઈ દુષ્ટ નજરવાળા પાપી પુરૂષો કેવી ચેષ્ટા તથા મજાકમશ્કરી કરે છે તે વાત જાણી પોતાનું વર્ત્તન સુધારવું જોઈએ છે. સૌભાગ્યને છાજે તેવા અલંકારો તેઓ પહેરતાં એ વાત તરફ પણ હમણાની અબળાઓએ લક્ષ દેવાની જરૂર છે.

વિશેષ મહત્ત્વનો ગુણ તેમનામાં એ જોવામાં આવતો કે પોતાના પેટની પ્રજા હૈયાત નહિ છતાં એમનાં સગાંનાં બાળકો ઉપર એમને વાત્સલ્ય હતું. ઘરની સુંદરીઓએ આ ગુણ જરૂર સેવવો જોઇએ. પોતાને સંતાન ના હોય તો પોતાના ભાઈ ભાંડુનાં કે સગાનાં બાળકો ઉપર હેત રાખવું નહિ અથવા તેમના લાલન પાલનમાં બેદરકારી રાખવી એ ગૃહિણીનું લક્ષણ નથી. ગૃહિણી તો તેને જ જાણવી જે પોતાના કુટુંબના—પછી તે સાસરાના પક્ષના હોય અથવા પીએરના પક્ષના હોય તો યે—તમામ માણસો તરફ સમદૃષ્ટિ રાખી એમનું પાલણ પોષણ કરે. બાળકમાં સ્વાભાવિક પ્રેમ હોય છે અને તેને પોષવો જોઈએ છે.

ગં. સ્વ. જમના મૈયાની નમ્રતાનો આડો આંક હતો. ગમે તેવા નાની વયનાને પણ બે હાથ જોડી નમસ્કાર કરવામાં તેઓ આનંદ માનતાં. આવાં સદ્‌ગુણસંપન્ન શીળવાન સન્નારીના પરલોકગમનથી ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળને નહિ પૂરાય એવી મોટામાં મોટી અને બીજા મંડળોને તથા સંસ્થાઓને થોડી ઘણી ખોટ ગઈ છે એ નિર્વિવાદ વાત છે. પણ તેથી નિરાશ નહિ થતાં, તેમને વખાણનારી અબળા જાતિએ તેમને પગલે ચાલવાની, તથા પોતે એ પગલે ચાલી બીજી ભગિનીઓને પણ તે જ પગલે ચાલવા સમજાવવાની કોશેશ કરવી, પડેલી ખોટનો ખાડો પૂરાય તેટલો પૂરવાનો પ્રયત્ન કરવો અને શરૂઆતમાં મળનારી નિષ્ફળતાથી હઠી નહિ જતાં હીંમત અને ધૈર્યથી સતત આગળ પગલાં ભરવા તત્પર થવું; ભૂલ્યાં ત્યાંથી ફરીથી ગણવું; અને ભાવિ પ્રજાને સુદૃષ્ટાંત મળે તેમ વર્ત્તવું. ટુંકમાં કહેવાનું એટલું જ કે પોતાની સંપત્તિથી માની નહિ બનતાં ગં. સ્વ. જમનાબાઈની માફક નિરભિમાની રહી, મર્યાદાયુક્ત વસ્ત્રાલંકારો પહેરી, નમ્રતા ધરી, સૌ સાથે સમતાથી વર્તી, ઉમંગથી ગૃહકાર્ય તથા વ્યવહારકાર્ય કરી વડીલોની આશિષ મેળવી અખંડ સૌભાગ્યવતી રહી ગૃહિણીએ પોતાની જીંદગી પૂરી કરવી એ જ ઇચ્છવા જોગ છે.

પ્રભુ સદ્‌ગત ગંગાસ્વરૂપ જમનાબાઈના આત્માને શાંતિ આપો અને એમના જેવી સદ્‌ગુણસંપન્ન અનેક કુલવધૂઓ પેદા કરો એ પ્રાર્થના કરી આ લઘુ લેખ સમાપ્ત કરૂં છું.

---

# સ્વ. ગં. મા. જમનાબાઈ સક્કઇનો આદર્શરૂપ બોધ.

## લેખક—ધીમાન શંભુપ્રસાદ મહેતા.

જ્યાં સુધી ગુજરાતમાં હિંદુ સ્ત્રીમંડળ તથા સેવાસદન સંસ્થા અસ્તિત્વ ધરાવશે ત્યાં સુધી સ્ત્રી તેમ જ પુરૂષ જાતિમાં તે સાધ્વી સ્ત્રીનું નામ કદાપિ વિસ્મૃતિમાં જશે નહિ, કારણ કે, માત્ર મુંબઈમાં જ સ્ત્રીઓનું પ્રધાન કાર્યક્ષેત્ર માની, સંતોષ રાખી, વર્તુલ બાંધી સ્થિર થયાં નહિ, પરંતુ ગુજરાત કાઠિયાવાડમાં ઠેરઠેર ફરી, દરેક સ્થળે સ્ત્રીઓના સમૂહ સંમેલી, શિક્ષા સૂચનાં આપી, સન્માર્ગે જવા માટે જોઈતાં સાધનો, ઉપાયો દર્શાવી, તે સ્થળે અને તો શાખા સ્થાપી મુંબઇની વડી મંડળી તરફથી નીસરતાં દૃષ્ટિબિંદુઓનો સતત પ્રવાહ દરેક દિશામાં કાયમ રેડાય એજ ઉચ્ચાશયથી, પરમાર્થી વ્યક્તિએ મંડળોની શાખા ચાલુ કરી, સ્ત્રીસમાજ ઉપર અચળ ઉપકાર નીવાજેશ કરી.

કેળવણીનો વિપુલ પ્રકારથી અર્થ કરી શાળોપયોગી શિક્ષણ અગર ઉપાધિ ગ્રહણ કર્યાથી કેળવણીનો હેતુ બર આવ્યો એવી નેમ ધ્યાનમાં લઈ મીસીસ સક્કઈએ Home classes ઉઘાડ્યા ન હતા, પરંતુ ખરૂં ગૃહશિક્ષણ કોને કહેવું, શા ઉપાયથી વ્યવહારકુશળ ગૃહિણી બનાવી શકાય, કેવી રીતે કરકસરથી પતિને મદદકર્તા થાય, મનરંજન કરે અને ગૃહિણી નામને દીપાવે, એ સૌ મુદ્દાને ઉત્કટ ઈચ્છાથી મનન કરી, મીસીસ સક્કઈએ જનસમાજમાં પ્રચારમાં મુક્યા. સમાજ, સેવા, દેશ અને કેળવણી આ ચાર પ્રશ્નો આધુનિક કાળમાં મહત્વનો ભાગ ભજવે છે અને દરેક દેશ આ ચાર પ્રશ્નો ઉપર વિજ્ઞાન, કળા, વેપાર, ઉદ્યોગમાં અગાડી ભાગ ભજવે છે, એથી જ જમનાબાઇએ સ્ત્રીઓને પણ આ ઉચ્ચ સંસ્કારોમાં ભાગીદાર બનાવી.

સરકારપાસે યાદિ દ્વારા નોંધ લેવડાવવાની તક આપનાર બેશક સ્વ. જમનાબાઈ છે, નહિં તો સ્ત્રી કેળવણીનો વિસ્તાર ગુજરાતમાં બલ્કે હિંદમાં કેટલો છે તે ભાન કદી હિંદમાં થાત નહિ. પુરૂષ સ્વાર્થી છે અને સ્ત્રી સાથે સહકાર કરે નહિ, તો બે ચક્ર સિવાય જેમ ગાડુ ચાલે નહિ તેમ, પુરૂષની બુદ્ધિ સાથે સ્ત્રીઓની વ્યવહારૂ સૂઝ હોય તો જ સમાજ સુધરશે. જ્યાં સુધી કેળવણીનાં બીજ વાવી શકાય નહિ, વિસ્તૃત થાય નહિ, મૂળ ઉંડાં બાઝે નહિ ત્યાં સુધી કેળવણીની પ્રગતિ અને હિંદની ઉન્નતિ અશકય છે એ ઉદ્દેશ ધ્યાનમાં લઈ, સ્ત્રીઓનો ઉત્કર્ષ કરવાની પહેલ કરી સ્ત્રીઓ સુધરે, સમજણી થાય, પુરૂષ સાથે સંકલિત રહેવા ઉચ્ચાદર્શ, વિચાર અને આચાર ધરાવે એ ખાસ આવશ્યક છે. લગ્નનો ગંભીર ઉત્સવ બાલિશ ગણી કાઢતાં યુવાન સ્ત્રીપુરૂષ શી પ્રતિજ્ઞા લે છે તેનું ભાન રાખતાં નથી. નીતિમન ઉભયની મલિનતા ટાળવા, કુથલી, પરનિંદા, રૂઢિનો દુરાગ્રહ દૂર કરવા સુજ્ઞ બનવું સ્ત્રીઓ માટે જરૂરતું છે. આ માટે સેવાસદન અને ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ ઉભયે શ્રેણિથી સેવા કરી, આત્મત્યાગ, સ્વાર્થત્યાગ આ દયાળુ બાઈએ કર્યો. હિંદમાં પ્રથમ આર્યોના સુવર્ણી યુગમાં ઉદય કાળ, પછીનો મધ્યકાળ અને મુસલમાની સલનતમાં અસ્તકાળ, આ ત્રણ પ્રણાલિકા વટી જાય પછી પાછો ઉદયનો આરંભ થાય. એ વાસ્તવિક નિયમ પ્રમાણે સ્ત્રીઓ માટે અંધાર પછી પ્રકાશ આવશે, એ ભાવિ આશા આગાહિ કરી, સ્ત્રીઓના ઉદય માટે ઝુંડો ઉઠાવ્યો. કન્યાકેળવણીથી ભવિષ્યની પ્રજા બળવાન, સુજ્ઞ અને સંસ્કારી થશે, માટે તેને વ્યવહારૂ અને શાળોપયોગી ઉભય જ્ઞાન આપવા, નિશાળ સાથો સાથ Home classes શરૂ કર્યાથી ઘરગથુ સંગીન જ્ઞાન

મળે છે અને તાદૃશ સ્થિતિ હમણાના સેવાસદન તથા ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળની છે. પુરૂષ સુખી કે દુઃખી અર્ધાંગનાથી જણાય છે. માટે ઘર દૃષ્ટાંતજનક બનાવવા શિક્ષણવારીની આવશ્યકતા હોવી જોઈએ. વ્યવહારની આંટીઘુંટી દૂર કરવા, પ્રતિષ્ઠા સ્થાપવા, સેવા કરવા, ઉત્તમ ગૃહિણી શી રીતે થઈ શકાય તે આદર્શ સ્વ. જમનાબાઇએ પોતાના દાખલાથી તથા મંડળના શિક્ષણથી દેખાડ્યો. સ્ત્રીપુરૂષ આરોગ્યહીન, દેશ દુર્બળ, બાળકોનું મરણપ્રમાણ જાસ્તી, એવી આપણી દશાનું કારણ શું છે, તે જાણવા, સમજવા પ્રયાસ કરી, અંતે સ્ત્રીઓને શિક્ષણ આપી ડાહી બનાવવી, જેથી ભાવિ પ્રજા શિક્ષિત, આરોગ્યવાન, અને સબળ બનશે, આ સૌ સૂત્રો શીખવનાર, પ્રચારમાં મૂકનાર સ્વ. જમનાબાઈ સક્કઈ હતાં. માત્ર તનમનથી નહિ, પરંતુ ધનથી સ્વાર્પણ કરનાર પરમાર્થી વ્યક્તિ માત્ર એ એક જ હતાં. ન જોયું સ્થળ, ન જોયું ઘર, દેશે દેશ, ગામે ગામ ભટકી, ભૂખતરસ કે થાકથી જરા પણ હિંમત નહિ હારતાં અડગ ધૈર્યથી જે કામ હાથમાં ધર્યું તે પૂર્ણ કરી જયવંત કીર્તિ મેળવી, અને સમસ્ત ગુજરાતમાં કેળવણીનો વિકાસ કરી, સ્ત્રીઓને સુજ્ઞ, વ્યવહારૂ અને સમાજસેવક બનાવી. એટલી હદ સુધી હિંદી સમાજનો ઉદ્ધાર કરનાર સ્વ. જમનાબાઈ અચળ કીર્તિ પ્રતિષ્ઠા કાઠિયાવાડ ગુજરાતમાં અદ્યાપિ પર્યંતની જાજવલ્યમાન જગાવે છે, કે તેની હુંફે મંડળ ધીકતું ચાલે છે અને સ્ત્રીઓની એ જ પ્રમાણે સેવા કરે છે.

---

# ગંગાસ્વરૂપ જમનાબાઇનાં પરમાર્થી કાર્યો.

### લેખક—લલ્લુભાઈ નાનાભાઈ ભટ.

સંવત ૧૯૬૮ ના દુષ્કાળ વખ્તે ગંગાસ્વરૂપ જમનાબાઈ સાહેબાએ કાઠીયાવાડના લોકો અને ઢોરો માટે જે શ્રમ લીધો છે તેથી ભાગ્યે જ આ તરફનું કોઈ વતની અજાણ્યું હશે, તેમ તેઓની ગરીબોને માટેની કાળજી અને લાગણીનું પરિણામ પણ અહીંના કે મુંબાઈ ઈલાકાના લોકોથી અજાણ્યું ભાગ્યે જ હશે, કેમ કે તેમણે અતિ શ્રમ ઉઠાવી ઘણા ભાગોની જાતે મુલકાત લઇને પોતાને સોંપાયલા કામને યથાશક્તિ તન, મન અને ધનથી ન્યાય આપ્યો છે એમ કહ્યા વિના ચાલે તેમ નથી. તેઓનાં સદ્‌ગુણો અને વિવેકબુદ્ધિ ખરેખર, સ્તુતિપાત્ર હતાં. તેઓનું ઉદાર દીલ લોકોના ઉપર મમતા અને માયાના શબ્દો, દરેક વખત સંભળાવ્યા વગર રહેતું નહી.

તેઓની આ તરફની મુલાકાત વખ્તે પેપરથી મારા જાણવામાં આવતાં બોટાદની અંદર મુગાં પ્રાણી અને નિરાધાર લોકોની મદદને માટે ફંડ એકઠું કરીને જે કમિટી મારા પ્રમુખપણા હેઠળ ચલાવવામાં આવતી હતી તે કમિટીના લક્ષ ઉપર એઓની આ તરફની (કાઠીયાવાડની) પધરામણીની વાત આણવામાં આવી તે વખતે સૌના મનમાં એવી જ લાગણી થઈ આવી કે પોતે વયોવૃદ્ધ અને શ્રીમંત છતાં દેશદાઝને લીધે લોકોનાં અને મુગાં જાનવરોનાં દુઃખ ટાળવાને સારૂ આવો શ્રમ ઉઠાવેછે, તો પછી આપણે પુરૂષ વર્ગ છતાં કાંઈ ન કરીએ તો તે શરમાવા જેવું છે; અને તે જ લાગણીએ કમિટીના શ્રમે સારૂં ભંડોળ કર્યું કહું તો પણ ખોટું ગણાય તેમ નથી; અને તેથી તેવાં પૂજ્ય સ્ત્રીરત્નની મુલાકાત લઈ દર્શનનો લાભ મેળવવો જ એવા ઠરાવ ઉપર આવતાં, એક ડેપ્યુટેશન તેઓશ્રીની મુલાકાતે મોકલવું ઠર્યું; અને તેથી તેઓના ફરવાના પ્રોગ્રામની તજવીજમાં કમિટી તો શું પણ બોટાદનું આખું મહાજન રહ્યું, અને સૌએ સૌના લાગતા વળગતા માણસો ઉપર પત્રો લખી તે બાબતના સમાચાર મંગાવવાને

પ્રયત્ન કરવા માંડ્યો. છેવટ તેમને ભાવનગરથી ખબર મળી કે મજકુર પરોપકારી બાઇસાહેબા ત્યાં આવ્યાં હતાં; અને જુદા જુદા ગામોની મુલાકાતનાં આમંત્રણ આવ્યાં હતાં, તેથી ઝાઝો વખત ત્યાં રોકાઇ શકે તેમ ન હતું. તે ઉપરથી તે ખબર મળી તે જ દિવસે સાંઝની મેલમાં બોટાદથી પાંચ ગૃહસ્થોનું ડેપ્યુટેશન તેઓને બોટાદ પધારવાનું આમંત્રણ કરવાને સારૂ ગયું. તેઓએ પોતાના હમેશના શાન્ત અને માયાળુ સ્વભાવે કેટલીક અડચણો બતાવી ત્યાં સુધીની તકલીફ ન આપવાને માટે મંડળને સમજાવ્યું, પરંતુ તેઓએ પોતાનો આગ્રહ જારી રાખી ગમે તે અડચણે પણ બોટાદની પ્રજાને તેમના દર્શનનો લાભ આપ્યા વિના ચાલશે નહિ જ એમ આગ્રહ પકડયો જેથી તેઓને નારાજ ન કરતાં પોતે મુંબાઇ પધારતાં એક દિવસ બોટાદ ઉતરવાનું કબુલ કર્યું અને જણાવ્યું કે તે બાબે હું તારથી ખબર આપીશ. મારાથી વધારે રોકાઇ શકાય તેમ નથી તેથી હું જે કાર્ય માટે નીકળી છું તે કાર્ય સારૂ જેમને મદદ કરવાની ખાસ જરૂર હોય તેમને મેહેરબાની કરીને બોટાદ મુકામે જ હાજર રાખવાની ગોઠવણ કરશો તો ઉપકાર થશે, કારણ બ્હારગામ ફરીને તેવા દુઃખી જનો કે ઢોરોની મુલાકાત લેવા જેટલો મને વખત નથી.

આથી ડેપ્યુટેશન બીજે દિવસે સવારે પાછું આવતાં ને વાર તેઓશ્રીની આજ્ઞાનુસાર તમામ ગોઠવણ કમિટીએ કરી રાખી હતી, અને તાર મળતાં સંભાવિત ગૃહસ્થો તેમ જ બોટાદના અધિકારી વર્ગે સ્ટેશન ઉપર જઈ તેઓશ્રીને આવકાર આપી શહેરમાં પ્રવેશ કરાવ્યો. તેમના ઉતારાને માટે તો તમામ સગવડતા નામદાર ભાવનગરના મહારાજાશ્રી તરફથી દરબારી ઉતારામાં જ થઈ હતી, એટલે ત્યાં સુધી તેઓને તેડી જવામાં આવ્યાં અને થોડી વારે વિશ્રાન્તિ લીધા બાદ અનાથાશ્રમ, કેટલકેમ્પ અને મહાજનની ધર્મશાળા વગેરેની ગોઠવણો બતાવવામાં આવ્યાં જે જોઇને પોતે અત્યંત રાજી થયાં હતાં. તે વ્યવસ્થાથી તેમનું મન એટલું તો પીગળી ગયું કે પોતે અશ્રુપાત અટકાવી શક્યાં નહિ, અને એવા ઉદ્ગાર કાઢ્યા કે "આ મારા દેશ બંધુઓ અને ઢોરોની હવે પ્રભુ કાંઈ દયા ખાય તો સારૂં. આપણે માણસ એની કૃપા વના કેટલી મદદ કરી શકીશું? ખરી કૃપા તો પ્રભુ કરે ત્યારે જ સૌનો બચાવ થાય તેમ છે. છતાં મુંબાઈના સખી ગૃહસ્થોએ કરેલા ફંડમાંથી જે કાંઈ બની શકે તે મદદ જાતે ફરીને ખાતરી કરીને આપવા મેં માથે લીધું છે તેમાંથી યથાશક્તિ મદદ આપવા અને તેમના દુઃખમાં ભાગ લેવા હું માગું છું. માટે થોડા દાણાના વ્યાપારી અને કાપડના વ્યાપારી વર્ગની મારી પાસે દરબારમાં બોલાવવાની ગોઠવણ કરો કે જેથી આ તરફની વસ્તીને બરનાં કપડાં હું ખરીદી તેમને આપી શકું, કારણ, મારી પાસે જે કપડાં છે તે વખતે આ તરફનાં માંટીડા અને સ્રીઓને પસંદ ન આવે."

આ પરથી તેવી ગોઠવણ કરવામાં આવી, અને પોતે જાતે ભાવતાલ ઠરાવીને જેને જે રૂચે તેવાં કપડાં અને જેને જે ખાવા યોગ્ય હોય તે દાણા લઇને સ્વહસ્તે અપાવી દીધાં અને ઢોરોને માટે ખડ મોકલવાને તાર કરવાનું પોતે જણાવ્યું, પરંતુ ખડની મદદ તો અમોને મુંબાઈ તરફથી મેહેરબાન રેવાશંકર જગજીવનદાસ ઝવેરીની ફરમાશથી હાલના આપણા લોકપ્રિય ઓનરેબલ પુરસોતમદાસ ઠાકોરદાસથી જેમ જેમ મંગાવતા તેમ તેમ મોકલવામાં આવતી હોવાથી ઉપકાર સાથે તે તાર ન કરવાને જણાવ્યું અને તેથી તેઓ ઘણા જ પ્રસન્ન વદને બોલ્યાં કે આ અહિંના મહાજનની અને વ્યવસ્થાપક કમિટીની ઉદારતા જોઇને હું રાજી થઉં છું, કેમ કે તેઓ લોભી પ્રકૃતિના નથી એમ મને સાબીત કરી આપે છે અને તે માટે હું મારો સંતોષ મુંબાઈની કમિટીને પણ જાહેર કરીશ. એ બાદ બોટાદનાં જોવા લાયક સ્થળો જોઇને તેઓશ્રી રવાના થયાં હતાં.

આ તેમની મમતા અને લાગણીને સારૂ તેમની જેટલી તારીફ કરીએ તેટલી ઓછી છે, અને તેમના મરણથી, વ્યાજબી પૂછાવો તો, મુંબાઈ ઈલાકાએ એક એવી ખોટ ખમી છે કે જે સહેજમાં પૂરાઈ શકે તેમ નથી.

તેઓએ માથે ઉઠાવેલા સાહસમાં તેમના પ્રાણપ્રિય પતિ શેઠ નગીનદાસ સક્કઈએ પણ પોતાને તેમની ગેરહાજરીથી પડતી બધી અગવડો ઉઠાવીને પણ જનસમૂહનું શુભ ઈચ્છી ઉપાડી લેવામાં આવેલું કાર્ય કરવાને સારૂ સંમતિ આપી, અને તેને અંગે થતું ખર્ચ પોતાથી જ કરવાને સારૂ તેઓને સૂચવ્યું એ પણ સ્તુતિપાત્ર કાર્ય છે એમ આ તરફ સૌ જાણે છે અને તે બેઉનાં (દંપતીનાં) બબે મોંઢે વખાણ કરે છે ને આશા રાખે છે કે એવાં જોડાં અનેક થશે. પ્રભુ તેમને સદા શાન્તિ જ આપશે.

---

## સાધ્વી જમનાબાઇનો દેહાંતઃ તેના કાર્યપરથી આર્યદેવીઓએ લેવો જોઇતો ધડો.

(લખનારઃ—આર. એમ. વકીલ.)

આપણી નજર આગળ જે અહર્નિશ ખડો થયલો ભાસે છે તે આ સઘળો સંસાર એક જાતનું મુસાફરખાનું છે એમ કહીએ તો તેમાં જરા પણ ખોટું નથી, કારણ, એમાં હજારો તો શું, પણ લાખો અને કરોડો જીવો દરરોજ જન્મતા જાય છે, અમુક મુદ્દત જે વિધિથી તેને માટે આ ફાની દુનિયાની હવા ખાવાને નિર્માણ થઈ હોય, ત્યાંસુધી એક ટુંક વખતનું આશ્રય-સ્થાન કરી તેઓ નાનાં પ્રકારનાં શુભ વા અશુભ કર્મોમાં મચ્યા રહે છે અને આખરે પોતાનો પ્યારામાં પ્યારો જાન ફિરસ્તારને અર્પણ કરી ચાલતી પકડે છે. આ કુદરતનો નિયમ આજ-કાલનો નથી, પણ પરંપરાએ કંઈ લાખો તો શું, બલ્કે કરોડો વર્ષથી ચાલી આવેલો છે કે જેની ગણત્રી કરતાં આરો આવે તેમ નથી, તેમ જ સૃષ્ટિની ઉત્પત્તિ કેમ થઈ? વગેરે પ્રશ્નો આ ભૂલો-કમાં વસી પ્રયાણ કરી ગયલા સંખ્યાબંધ સત્યશોધક જીજ્ઞાસુ મહાત્માઓના મનમાં સ્ફુરેલો અને કંઈ કેટલાઓએ તો તત્વશોધન કરવામાં પોતાની આખી જીંદગી ગાળી હતી, પણ અદ્યાપિ પર્યંત પરમાત્માની લીલાઓ જણાવવાને કોઈ પણ સમર્થ થયું નથી; જો કે અગાધ જ્ઞાનના પરિણામે તેવા મહાત્માઓને ઈશ્વરનો સાક્ષાત્કાર થયલો, પણ તે ચમત્કાર માત્ર તેઓ જ અનુભવી શક્યા હતા—અન્ય જનોને પ્રત્યક્ષ દર્શાવી શક્યા નથી. અર્થાત્ આ સઘળી ગૂઢ બાબત સાધારણ માનવીના મનના તબક્કાની બહાર છે. દેહાંત થયે મનુષ્યનો આત્મા ક્યાં ઉડી જાય છે તે કોઈ કળી શકતું નથી. અલબત દરેક ધર્મશાસ્ત્રમાં મૃત્યુ બાદ જીવની સ્થિતિ વિષે કંઈ ને કંઈ વર્ણન આપવામાં આવ્યું છે, પણ એ સઘળું પોથીમાં લખેલું પોથીમાં જ રહે છે. કારણ, મુવા પછી કોના કાગળ આવે છે? એટલે એમાં આપણે વધુ વિચાર કરી શકતા નથી, પણ સારાની સારી વાત અને નરસાની નરસી. દુનિયામાં રહી જીવે ભલાં કામ કર્યાં હોય તો કહીએ છીએ કે "સ્નેહી જન અરે! ગુજરી ગયું! પરમેશ્વરનું માણસ હતું—એમના આત્માને પ્રભુ શાંતિ આપે, એ પ્રાર્થના" આ ઉદ્દ્ગાર નીકળે છે. આવા ઉદ્દ્ગાર દરેકના મુખમાંથી નીકળવા એ કાંઈ સહેલી વાત નથી. દુનિયા દોરંગી છે. એક જીવે પોતાની હયાતિમાં ઘણાનું ભલું કીધું હોય, પણ મત મતાંતરથી કંઈ કેટલાઓને નાસીપાસી મળી તેમનું કામ પાર પાડવાને બનતી મદદ તેનાથી અપાઈ નહિ હોય તો તેઓ તેને આખરે વખોડતા જણાય છે.

એટલે અમુક જનસમૂહ તેને વખાણનારો હોય છે અને અમુક તેના તરફ અપ્રીતિ ધરાવનારો નીવડે છે. માટે દુનિયા તો બે રીતે બોલે પણ જેણે સંબંધમાં આવતાં સઉ કોઈ જનોની સાથે પ્રીતિથી વર્તી નિઃસ્વાર્થપણે લોકોપયોગી કાર્યો કરી જીવન ગાળ્યું હોય અને જેને તેને પોતાથી બનતી મદદ આપી હોય તેને તો સઉ કોઈ એકે અવાજે અંતે વખાણ્યા વિના રહેશે નહિ. ભલાં માણસની ભલાઈના ગુણો દેહાંતે જ ગવાય છે. તેમ જ આપણને ખાસ કરીને આખી ગુજરાતી આલમમાં નામ ઝળકાવનારી પરોપકારી બાનુ **જમનાબાઈ સક્કઈના** વિયોગના આ અતિ દુઃખદાયક પ્રસંગે જો કે આપણી મજબુત કલમ તેના ગુણાનુવાદ ગાતાં રૂદન કરાવે છે, છતાં પણ તેમ કરી માથે આવી પડેલી દુઃખદાયક ફરજ અદા કરી સ્નેહાંજલિ દેવી એ આપણું છેલ્લામાં છેલ્લું કર્તવ્ય રહેલું છે. એ કર્તવ્યમાં પાછી પાની કરવી જોઈતી નથી.

પ્રથમમાં જ જણાવવાની જરૂર છે કે જમનાબાઈને આ સંસારમાં ઈશ્વર તરફથી એક સ્ત્રી તરીકેની પદવી આપવામાં આવી હતી, પણ એનાં સુકાર્યો તરફ દૃષ્ટિબિંદુ ફેંકતાં કોઈ પણ સાધારણ સ્ત્રી યા પુરૂષને માલૂમ પડ્યા વિના રહેશે નહિ કે એમનું આદરેલું સાહસ એક સાધારણ પુરૂષના કરતાં ઘણું હતું. એનું મન અને વિચારો પૂરતો વિકાસ પામેલાં હતાં તેમ જ સાહસ ખેડવામાં ગુજરાતની તમામ સ્ત્રીઓમાં એ પ્રથમ પંક્તિએ મૂકાય છે; પણ સાથે સાથે ભૂલી જવું જોઈતું નથી કે એમના જેવું જ સાહસ ઉઠાવનાર વનિતાવિશ્રામની જાણીતી બે બાનુઓ હજી લોકોપયોગી કાર્યોમાં મચી રહી છે. આ શિવાય આધુનિક સમયમાં ઉંચું શિક્ષણ પામેલી સ્ત્રીઓ કંઈ કેટલી નજરે પડે છે, પણ એવું સાહસ ઉઠાવી ખંતથી કાર્ય કરવામાં અન્ય કોઈ દીસતું નથી, એ ગુજરાતનું કમ ભાગ્ય છે.

જમનાબાઈનું વિકસેલું મનઃ જાતે શ્રીમંત સ્થિતિમાં ઉછરેલાં છતાં એના પર કેળવણીની સંગીન છાપ, જે આપણી સ્ત્રીઓમાં પડવાની જરૂર છે તે, ખરી રીતે પડી હતી. સાધારણ રીતે જેણે શ્રીમંતાઈ જ દીઠી હોય તેને દરેક રીતની વ્યાવહારિક, ધાર્મિક, સર્વ કેળવણી હોતી નથી. ગરીબોની સ્થિતિનો તેઓને લેશ માત્ર ખ્યાલ હોતો નથી. ભોગવિલાસ, સુખચહેન આદિથી તેમનું જીવન રોકાયલું રહે છે. કદાચ માબાપ કેળવાયલાં હોય અને પુત્રીને ગૃહ-કેળવણી ઉપરાંત બહારનું ઉંચું શિક્ષણ પણ આપવામાં કચાસ રાખવામાં આવી નહિ હોય છતાં કેળવણીની સંગીન છાપ પડી તે પુત્રીનું મન પૂરતો વિકાસ પામતું નથી અને શરમાળ-પણું રહે છે જેથી તેણી મનના વેગથી જાહેર રીતે કંઈ પણ સુકાર્ય કરી શકવાને હિમ્મત ધરતી નથી. આ શરમાળપણાનો જે ગુણ આપણી સ્ત્રીઓમાં વંશપરંપરાથી ચાલતો આવેલો છે એ જો કે એક રીતે સારૂં છે, કેમકે સ્ત્રીઓએ મર્યાદામાં રહી વડીલો તરફ માનની નજરે જોવું એ આપણા અસલના ઘરડા વડવાઓનું ફરમાન છે અને તેમ થતું આવે છે. પણ સંગીન કેળવણી લીધા પછી પણ શરમાળપણું જો કાયમ રહે તો એક રીતે આંતર ગુણનો વિકાસ નહિ થતાં ઉલટું તે ઉન્નતિને અટકાવ કરતા થઈ પડે છે. આમ આપણી ઘણી ભણેલી સ્ત્રીઓમાં જણાય છે અને તેથી તેઓની ઉન્નતિ થઈ શકતી નથી. આંતર ગુણનો વિકાસ **જમનાબાઇના**માં ખરી રીતે થયો હતો. વાક્ચાતુર્ય તો એમનામાં અસલથી જ હોવું જોઇએ અને આંતર શક્તિ ખીલ્યાથી એમનું હૃદય વધારે પ્રફુલ્લિત થયું અને ત્યાર પછીથી એમનાં જાહેરમાં ભાષણો એ એમને મળેલી કેળવણીનું પરિણામ. એના વિચારો દરેક જાહેર બાબતમાં ઘણા મજબુત હતા અને તેથી જ કરીને જ્યાં ત્યાં મીટીંગોમાં ઝંપલાવતાં હતાં. જાહેર મીટીંગોમાં ભાગ લેતાં એટલું જ નહિ પણ ખંતથી સ્ત્રીઓની સભા ભરી તેઓને વખતો વખત જ્ઞાનનો લાભ આપતાં રહેતાં.

બાઈની જાહેર સેવાઃ 'સ્ત્રીમંડળ' સંસ્થા આજે જે સારા પાયાપર ચાલે છે તે ખાસ કરી એમની ખંતનું પરિણામ છે. જાહેર ભાષણો આપવાં એ ફરજ તરીકે સમજી જાતિભોગ આપવા ચૂકતાં નહિ. હિંદના મહાન્ નર દાદાભાઇ નવરોજીની જયંતિ ઉજવવામાં પ્રતિ વર્ષે અદ્યાપિ પર્યંત તેમણે હોંસથી આગેવાની લીધી હતી. એમણે સ્ત્રીઓને બોધ આપવામાં તનતોડ મહેનત કરી હતી અને તેઓની ઉન્નતિ અર્થે અનેક પ્રકારે જેહમત ઉઠાવી જાણીતા ગુજરાતના સાક્ષરો, નવા નવા પંડિતો તેમ જ શાસ્ત્રીઓને બોલાવી બોધ આપવામાં ઘણી ઉલટ લીધી હતી. દરેક રીતે જોતાં એમનો જાતિભોગ વિશેષ હતો. પોતે શ્રીમંત છતાં આશ્ચર્ય એ હતું કે આળસાઇને ઉત્તેજન નહિ આપતાં હરહમેશ જાહેર સેવાનું ચિંતવન કરતાં અને પછીથી કાર્ય પાર પાડવામાં ગમે તેટલી મુશ્કેલી ઉભી થાય તો પણ તે સહન કરી કાર્ય ફતેહમંદીથી પાર ઉતારતાં.

થોડા વખત પર ગુજરાતમાં દુષ્કાળ પડ્યો તે વેળા એની મદદ કંઈ થોડી ઘણી નહિ હતી. જાતે ખૂણા ખોચરાના ગામમાં રઝળી ગરીબ દુકાળીઆંઓને લુઘડાં લત્તાં વગેરે ખાવાપીવાની જોગવાઈ કરી આપી હતી અને ફંડ ઉભું કીધું હતું એટલું જ નહિ પણ ઘણું કરી પાછળથી સત્યપણે દુકાળનો રીપોર્ટ પણ બહાર પાડયો હતો.

દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહની લડતવેળા પણ સભા ભરી એણે સખત પોકાર ઉઠાવ્યો હતો.

છેવટે વૉર રીલીફ ફંડ ઉઘરાવવાનું પણ માથે લીધું હતું તથા મોટી રકમ ઉત્પન્ન કરી હતી, અને રૂદન કરતાં કરતાં કહેવું પડે છે કે પોતાની આખરી થતાં પોતાથી બનતો ફાળો જનકલ્યાણ અર્થે કાઢી ગયાં છે. હા! શું બાઈની જાહેર સેવા કરવામાં નિઃસ્વાર્થી ખંત! સ્ત્રીમંડળની સંસ્થાપર એમનું લક્ષ વિશેષ હતું પણ સાથે નાનીબેન ગજ્જર તથા બાજીગૌરી મુનશીના મહા પ્રયાસે ઉભા થયલા વનિતાવિશ્રામમાં પણ અવાર નવાર સર અવસરે જઈ પોતાથી બનતું કરવામાં પાછાં હઠતાં નહિ. આ ઉપરાંત બાઈની જાહેર સેવા વિશેષ હતી. ગુજરાતમાં ખરેખર એક રત્ન હતું તે આજ અતિ ખેદ સાથે ગુમ થયલું આપણે જોઈએ છીએ.

પતિ તરફની છૂટઃ આપણા હિંદુશાસ્ત્રમાં વર કન્યા બેઉ લગ્નની પવિત્ર ગાંઠથી જોડાયા બાદ સ્ત્રીએ પતિના કહ્યાસર દરેક બાબતમાં ચાલવાનું કહેલું છે. આ યોગ્ય છે, અને એ જ રીતિ સઉ કોઈ જાતિમાં જોવામાં આવે છે. સૃષ્ટિ રચનારે સ્ત્રીને અબળા બનાવી એટલે તેના દેહની રચનામાં અમુક નરમાસ, કોમળપણું વગેરે ગુણો મુક્યા, જેથી તેણી ગૃહવ્યવસ્થા વગેરે અંદરનું કામ ચાલાકીથી કરી શકે, અને પુરૂષને બળ અધિક આપ્યું, જેથી તે બાહ્ય કાર્ય કરી સંસાર નિભાવે. આથી સ્ત્રી એ પુરૂષની અર્ધાંગી કહેવાય છે. પાછળથી પંડિતોએ કેટલેક ઠેકાણે પુરૂષ જાતિની જ ફકત તારીફ કરી કહેલું છે કે પતિ ગમે તેવો નશીબે મળ્યો હોય તો પણ સ્ત્રીએ પતિના કહેવામાં જ રહેવું. આ ખરેખર ભૂલ ભરેલું છે. એમ પણ બને છે કે સ્ત્રી ભણેલી ગણેલી હોય અને દૈવયોગે ખરાબ અજ્ઞાન પતિની સાથ લગ્નની ગાંઠથી જોડાય છે. આવે પ્રસંગે સ્ત્રીએ પતિને સુધારવાનો પ્રયત્ન કરવાની જરૂર છે. સ્ત્રી પોતે હુશિયાર હોય, સાહિત્યની શોખીન હોય, અને લોકોપયોગી કાર્ય કરવાની ઉલટ ધરાવતી હોય, પણ જો તેના પતિના વિચાર બિલકુલ મળતા નહિ હોય તો તે બાપડીની શક્તિ અંદર સમાઈ રહે છે, અને પોતાના જ્ઞાનનો લાભ તે કોઈને પણ આપી શકતી નથી. જ્યાં પતિને જ ગમતું નહિ હોય ત્યાં તે બાપડીનું શું ચલણ? આ બાબતમાં પણ જમનાબાઈ પૂરેપૂરાં ભાગ્યશાળી

હતાં. એમના પતિ શેઠ નગીનદાસ એક મોટા ઓધ્ધેદાર, ઉદાર વિચારવાળા અને જાહેર સેવા કરવામાં એમને ઉત્તેજન આપનારા હતા. એ આપણને તેમણે મૃત્યુ સમયે દીધેલા બોધ ઉપરથી જણાઈ આવે છે. કમ ભાગ્યે જો તેમના વિચાર એવા નહિ હતે તો આટલું બધું જાહેર કાર્ય **જમનાબાઇ** કરી શકતે નહિ.

પતિના દેહાંત પછી બાઈનું જીવન ખરેખર એક સાધ્વી તરીકે હતું. સ્નેહીનો વિયોગ, તેમાં પણ ખાસ અંગના સ્નેહીનો વિરહ, માણસ માત્રને દુઃખ તથા શોક ઉત્પન્ન કરે છે. તેમ એમને પણ કુદરતી રીતે લાગ્યું એમાં કંઈ આશ્ચર્ય નહોતું. એ શોકમાંને શોકમાં તબીયત ઠીક ચાલતી નહિ હોવાને લીધે એ ટુંક સમય જાહેરમાં ભાગ લઈ શક્યાં નહોતાં, પણ પછીથી તુર્ત સમાજનું કામ ખંતથી ચલાવવાનું શરૂ કીધું હતું. એ એમના માનસિક બળની શ્રેષ્ટતા દર્શાવે છે.

નિષ્કામ વૃત્તિ અને ઔદાર્યઃ ખુબીની વાત તો એ છે કે બાઇએ જે જે રકમ ધર્માદા જુદાં જુદાં ખાતાંઓને અર્પણ કરી છે, તેમાં ગુજરાતની ઘણી ખરી નાની યા મોટી સંસ્થા સમાઈ જાય છે. શ્રીમંત તો આજે ઘણા નજરે પડે છે પણ સર્વથી કંઈ પોતાના દ્રવ્યનો સદુપયોગ થતો નથી. દ્રવ્ય ઘણું હોય પણ મન સાંકડું હોય, તો એક પાઈ પણ ધર્માદામાં આપી શકાતી નથી. અરે! એટલુંજ નહિ પણ એવાઓ **પોતાને કાજે** પણ કાંઈ વાવરી શકતા નથી; અર્થાત્, તેઓ ધન કમાઈ તેની સાચવટ કરવાને જ પ્રભુ તરફથી સરજાયા હોય છે. આ સાધુ જીવન ગાળનારી બાઈના અંતઃકરણમાં તેમ નહોતું એ ચોક્કસપણે જાહેર રીતે જણાયું છે. કારણ તે જે કંઈ કરતાં તે નિષ્કામ વૃત્તિથી ફરજ તરીકે કરતાં.

ટુંક બે બોલઃ છેવટમાં માત્ર બે કિમતી શબ્દ આપણી આર્ય મહિલાઓને કહેવાના છે, તે એ છે કે **સાધ્વી જમનાબાઇ**એ અંતકાળ સુધી અથાગ શ્રમ લઈ જે અમૂલ્ય બોધ દીધો છે તેનું સૌએ સ્મરણ, મનન ને નિદિધ્યાસન કરી તેને જ પગલે ચાલી અને તે પ્રમાણે સુકાર્યમાં હરહમેશ પ્રવૃત્ત રહેવાને પ્રયત્ન કરવો, અને રંક હો વા શ્રીમંત હો, પણ કેવળ નિરુદ્યમી જીવન નહિ ગાળતાં તેમણે કંઈ ને કંઈ શુભ કાર્યમાં પરોવાઈ રહેવું જેથી ધીરે ધીરે ઉન્નતિના માર્ગમાં જવાશે. **જમનાબાઇ**એ સ્ત્રીમંડળ જેવી સંસ્થા સ્થાપી એક રીતે ઉન્નતિનો માર્ગ ઘણો સરળ કરી આપ્યો છે. બારીકીથી જો અવલોકન કરવામાં આવે તો જણાય છે કે જ્યારે સ્ત્રીમંડળ જેવી સંસ્થા હસ્તિ ધરાવતી નહિ હતી ત્યારે આપણી ગુજરાતી સ્ત્રીઓ કેળવણીમાં ઘણી પછાત હતી પણ અંતે એમણે પ્રત્યક્ષ દેખાડી આપ્યું છે કે એમના પછી પણ સમાજનું કાર્ય ખંતથી ચાલુ રાખવાને કેટલીક આર્ય દેવીઓ હાલ સુશિક્ષિત બનેલી છે જેઓમાં મુખ્યત્વે કરી **કળાવતી ભવાનીદાસ મોતીવાળા** અગ્રસ્થાન લે છે.

અફસોસ! અફસોસ! જમનાબાઈ! કોઈને સ્વપ્ને પણ ખ્યાલ નહિ હતો કે કાળ રાક્ષસ એકાએક આવી તમારાપર ગલબો કરશે! ખેર! તેણે તમારા દેહનો અંત આણ્યો છે, પણ તમારો જે **અમર આત્મા** તેને તે પકડી શક્યો નથી. તે તો દેહથી છુટો પડી તમારી અહિંની અતિ શુભ કરણીને લીધે ભૂ, ભુવર્ અને સ્વર્ગલોક કરતાં પણ ઉંચો જે **મહર્લોક** યા **તપોલોક** તેમાં ક્યારનો એ વાસો કરી બેઠો હશે. હજાર હાથના ધણીની અકલ આગળ માનવ જાતની શું બુદ્ધિ! પ્રભુ એમના આત્માને શાંતિ આપો, એ જ છેવટની પ્રાર્થના.

---

# ગં. જમનાબહેન.

લેખક:—શા. મદનલાલ જેકિસનદાસ ગજ્જર, એમ એ.

ગં. સ્વ. જમનાબહેન નગીનદાસ સક્કઈ મુંબઈ ગુજરાતી હીંદુ સ્ત્રીમંડળ કે જેનાં એ મૂળ સ્થાપક હતાં, તેની તરફથી બહાર પડતા એમના સ્મારક અંકમાં મને લખવાનું કહેવામાં આવ્યું છે. મારી ફરજ છે કે એમના મારી સાથના પરિચય તથા સંબંધ તથા મમતાને લીધે મને કહ્યા પહેલાં લેખ મોકલી આપવો જોઈતો હતો, પણ કેટલાક દૂર ન કરી શકાય તેવા વ્યવસાયોને લીધે તેમ કરી શક્યો નથી, પણ આ માત્ર ટુંકમાં નીચે પ્રમાણે મારો ઉદ્‌ગાર લખી જણાવું છું:—

ગં. સ્વ. જમનાબહેનની સાથનો પરિચય મારાં માતુશ્રીરૂપ સ્વર્ગસ્થ કાકી કાશીગૌરી મારફતે લગભગ ૧૨ થી ૧૫ વર્ષ ઉપર થયેલો ને તેની મારફતે એમના પુણ્યાત્મા પતિ સ્વર્ગસ્થ નગીનદાસ સક્કઈ સાથે પણ ઘણો સંબંધ થયો હતો. મારે કહેવું અગત્યનું છે કે ભાઈ નગીનદાસ તેમ જ ગં. સ્વ. જમનાબહેન મારી પ્રત્યે ઘણીજ સારી લાગણી ધરાવતાં હતાં, ને મારા શ્રેયમાં એટલી તો ચિંતા ધરાવતાં કે મારે તેમને એક વડીલ તરીકે માન્યા વગર છુટકો નથી જ.

ગં. સ્વ. જમનાબહેન સક્કઈના લાંબા મદવાડ પછીના એમના મૃત્યુથી ગુજરાતી મંડળને તેમ જ મુંબઈ બલકે મુંબઈ ઈલાકાની આખી ગુજરાતી કોમને (તેમાં મુખ્યત્વે કરીને સ્ત્રી વર્ગને) એક મોટી ખોટ પડી છે. તેમની કેળવણી, જો આપણે નિરાળા કેળવણીના બિંદુએ જોઇએ તો, કાંઈ વિશેષ નહોતી પણ તેમની ખાનદાની, તેમનો દુનીઆનો અનુભવ, અને દરેકમાં સારરૂપ સારૂં ગ્રહણ કરવાની વૃત્તિ, તથા સઘળા ઉપરાંત, નાના મોટાને ભેગા કરવાની ઈચ્છા, નવા જૂના સાથે ચલાવી લેવાની વૃત્તિ, તેમ જ નવું કરવાનો અથાગ ઉમંગ એટલાં બધાં હ હતાં કે તેમના સઘળા કાર્યનો આધાર તેમની આ પ્રકૃતિઓ ગણી શકાય કે જેને લીધે સઘળાં કાર્યો ઘણી જ સારી રીતે ફળીભૂત થયાં છે. તેમનામાં દરેકને સાંભળવાનો તથા વાળવાનો ગુણ એટલો હતો ને તે પ્રમાણે તેનું કામ કરી છુટવાનો ગુણ એટલો બધો હતો કે મારાથી કેટલીક વખતે તેમને કહી જવાતું કે તમે ગુજરાતી હીંદુ સ્ત્રીમંડળને પકડીને સ્થાયી પાયા પર મેલીને પછી બીજું કાંઈ આદરો, પણ આજ ગુજરાતી હીંદુ સ્ત્રીમંડળમાં જે ઉત્સાહ તથા શક્તિ આવ્યાં છે તે તેમના સ્વભાવને લીધેછે ને તે જ સ્વભાવથી આજ ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ આગળ પગલાં ભરી રહ્યું છે. મને આશા છે કે એમનો સઘળાની જોડે હળીમળીને ચાલવાનો ગુણ ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળના પાયારૂપ થશે ને ગુજરાતી હીંદુ સ્ત્રીમંડળ દરેક સ્ત્રીકાર્યોને તથા સંસ્થાઓને ઉપાડી લઇને ઘટતી મદદ કરશે.

ગં. સ્વ. જમના બહેનનું જીવન એકમય નહોતું દ્વિમય હતું. એનાથી જ આપણે ભાઈ નગીનદાસ સક્કઈના સ્વર્ગવાસ પછીનો એમનો કાર્યાગ્રહ મંદ સમજી શકીએ છીએ તથા ઈશ્વરે એમનું જોડું આજ દશ વર્ષ જીવાડ્યું હોત તો–ગુજરાતીઓમાં કાંઇ નવીન જીવન પણ આવતે. પણ આ ખેદ કરવાનો સમય નથી, હવે માત્ર એમના એ ગુણોની કદર કરી એમનું આદરેલું કામ વધારે ને વધારે આગળ આવે અને એના સંબંધમાં એમના કામની યાદગીરી રહે એમ જ મારી ઈચ્છા છે. એમના ગુણોનું કથન કરવાનું મારાથી બનતું નથી તેથી ક્ષમા માગું છું.

---

# ગં. જમનાબાઇ સક્કઇ.

લેખકઃ—રા. અંબાશંકર હરિશંકર યાજ્ઞિક.

હાલ થોડા દિવસ થયાં મેં સાંભળ્યું અને વાંચ્યું કે સ્વર્ગવાસી જમનાબાઈની છબી એક સભાના હોલમાં મુંબઈમાં ખુલ્લી મુકાઈ અને હવે સાંભળું છું કે તેમના સ્મારકમાં એક ખાસ લેખનું પુસ્તક પણ પ્રકટ થવાનું છે. ધન્યવાદ છે અન્ને પ્રયત્નકર્તાઓને કે ગુજરાતના આદર્શ સ્ત્રીજીવનરૂપ જમનામૈયાના આ દેશપર ચઢેલા અનેક ઉપકારમાંથી યત્કિંચિત્ છોડાવવાનું કાર્ય કરે છે અને તે ઉપરથી મને પણ એમ ધારણા થઈ આવી કે હું પણ મારી કલમનો રંગ તે સ્મારકમાં પૂરૂં જેથી દેશસેવાનાં ઉમેદવાર ગુર્જર સ્ત્રીબ્હેનો કાંઇક ઉપયોગી તત્વ મેળવી શકે.

માતા જમનાબાઈના જીવનનું છેક આદિથી અંત સુધીનું ચરિત્ર લખી શકું તેટલો તો પરિચય નહોતો, પણ જેટલું જોયું, જાણ્યું અને અનુભવ્યું તેટલું પણ અમારા સંસારને ઉંચા આદર્શ પર લઈ જવાને માટે બસ હતું, તેથી સંભવ રહે છે કે અલ્પ સહવાસનું લખવું પણ તેના અધિકારીઓને ઉપયોગી થશે.

ન્હાના કે મ્હોટા ગણાતા હરકોઈ મનુષ્યના અંતર ભાગમાં ખરૂં રહસ્ય અને રૂપ શું છે તે ત્યારે જ જાણી શકાય છે કે જ્યારે તે તે વ્યક્તિઓને અચાનક મળવાનો પ્રસંગ મળે છે. માતા જમનાબાઈના પ્રસંગમાં પણ અમારે એમ જ બન્યું હતું.

મોજમજા અને આનંદમાં ડોલતી મુંબઈ નગરીમાં સંવત્ ૧૯૬૮ ની સાલની એક રૂતુમાં અમારો એક દિવસ એવો દુઃખમય હતો કે જેવો અમે ચાહીએ છીએ કે અમારા વિરોધીને સ્વપ્નમાં પણ ઈશ્વર ન બતાવો જ્યારે નિરાધાર માણસો દુઃખી બની જાય ત્યારે, સુખી અને નામાંકિત ગણાતા માણસોનો આશ્રય લેવાનું તે વધારે ચાહે એ સ્વાભાવિક છે. તે મુજબ અમે પણ એવા સુખી શ્રીમંત નામાંકિત મનુષ્યોની એક નામાવલિ તૈયાર કરી મળવા જવાનું શરૂ કર્યું. હંમેશ એ ધારણા રહેતી હતી કે અમુકને મળીશું તો આપણું દારિદ્ર ભંગાશે. અમો બન્ને માણસ એવા પ્રકારની યોગ્યતામાં હતા કે કોઈ પણ સારા માણસનો માત્ર થોડોક આધાર મળ્યા પછી લેશ પણ તેને બોજા રૂપ થયા વિના સુખેથી પોતાની ગાડી આગળ ચલાવી મદદગારને યશ અપાવી શકીએ, પણ ખેદ એ હતો કે અમારો પોશાક અને ઢબ કાઠીઆવાડી ગામઠી, અને અનુભવ પણ લગભગ તેવો જ, તેથી પ્રથમ તો મુંબઈના રહેવાના ઘરોમાં પેસાય કેમ એ પણ એક મુશીબત હતી. ત્યારે જોવાનું પણ એ જ છે કે એવા સમયમાં એવા મનુષ્યોને એ ઢંગમાં જાણીને જ ખાસ આધાર આપવામાં, સ્નેહ બાંધવામાં જે પોતાનું સૌજન્ય, પોતાની શ્રીમંતાઈ અને નામનાનો ઉપયોગ કરે છે તે જ વિરલા કહેવાય છે.

આ ગુણ જમનામૈયામાં હતા કે જે પ્રસંગ અત્યારે યાદ આવતાં સદ્દગતના સ્વભાવને માટે પરમ પૂજ્યભાવ ઉત્પન્ન થઈ હૃદય ભરાઈ આવે છે. ખરૂં છે કે—

રણમાંહે શૂરા તથા ગુણીઅલના ગુણજાણ,
સ્નેહી નિર્ધનના થતા—એ તો વિરલા પ્રાણ.

આ વાક્યનો અનુભવ અમોને ઉપરને સમયે બરાબર થયો. ઘણા નામાંકિત શ્રીમંતોને દ્વારે હાલે જોઇએ છીએ, અને જાતે પણ અનુભવ લેવાયો છે, કે જેને મળવામાં લાભ વિશેષ

ધારીએ (અને મળે પણ ખરો, કદાચ) પરંતુ શેઠ અથવા બાઈ બેચાર માસે મહા મુસીબતે જ મળે કે જ્યારે મળવા ચહાનારની દરકાર યા તો દેહ લગભગ છુટી જવાનો પ્રસંગ પણ નજદીક હોય અને તેટલી વિટંબણાને અંતે જવાબમાં એ જ હોય કે "**જોઇશું**", "**વિચારીશું**", અગર તો બહુ ત્યારે, "**ફરી કોઇ વારે મળજો**" બસ ખલાસ, આમ જ હોય છે. જ્યારે જગત્પાલિની માતા જમનામાં પ્રથમ દર્શનીય ઉત્તમતા તે જ હતી અને પહેલે જ પગલે અમોને સાફ બતાવી આપ્યું કે તેમના નામના પ્રમાણમાં તેમને મળી શકવાનું અમે જેટલું દુષ્કર ધાર્યું હતું તેટલું જ સહેલું થયું હતું. કહો, તે વખતે અમારા અંતઃકરણમાં કેવો આહ્લાદ અને આશીર્વાદ ઉત્પન્ન થયો હશે! ગરીબોને મળવાને માટે તેમનાં દ્વાર સદા ખુલ્લાં જ હતાં. ગરીબો સાથે વાતો કરી તેમનાં દુઃખ જાણવા માટે તેમનાં કાન તથા મુખ અહોનિશ તત્પર જ રહેતાં હતાં. ગરીબોનાં તેમાં પણ સ્ત્રીઓનાં દુઃખ દૂર કરવા માટે, સ્ત્રીઓની લજ્જાના રક્ષણ અર્થે અને સ્ત્રીસંસારની ઉન્નતિ અર્થે તેઓનાં હૃદય, ધન તથા ભંડાર હંમેશાં ખુલ્લા જ રહેતા હતા. મને લાગ્યું કે એમનો હંમેશનો નિત્ય નિયમ જ એવો હશે કે અચાનક આવેલા ગરીબ અતિથિની ખબર થતાંજ હજારો કામ મુકી પ્રથમ તેને મળવું, તે એટલે સુધી કે દેવપૂજન સહિત પણ ગરીબ અતિથિના સત્કારની પછીને સ્થાને મનાતું હોય. એમ, અમે મળ્યા તે સમય પ્રાતઃકાળનો હતો, અને પોતે પોતાના બંગલાના કંપાઉન્ડમાં બિરાજમાન કરેલા શિવાલયમાં શિવપૂજનમાં હતાં છતાં તેમના એક બાળક તરફથી અતિથિ આગમનના ખબર થયા કે તરત **નવરા નથી** એમ ન કહેતાં હાથમાં ચંદન સહિત ઉઠી સામાં લેવા આવ્યાં. કેટલો બધો સત્કાર, કેટલો બધો અતિથિ–આગમન–પ્રેમ! હસીને આવકાર આપ્યો. "**આવો, જરા બેસજો હો, ભાઇ. હું શિવપૂજન કરી હમણાં આવું છું, ભાઇ.**" કેવી ખુશીની વાત! અમોને આજ સુધીમાં अतिथिदेवो भव એ શાસ્ત્રીય સૂત્રનું યથાર્થ પરિપાલન જો ક્યાંય પણ જોવામાં આવ્યું હોય તો તે અહિંજ.

મને લાગે છે કે તે માતા મ્હને જોવાથી ખુશી થયાં હતાં તેના કરતાં પણ અધિક તો મારી સાથેનાં મારાં પત્ની અને બાળકને જોવાથી થયાં હશે, કારણ કે તેમની પહેલી નજર તેઓના વસ્ત્રાચ્છાદન તરફ દોડી, જેને પરિણામે બીજી બધી વાતો કરતાં પહેલાં જ તેઓના કપડાં સંબંધી ગોઠવણ પ્રથમ કરી.

ધર્મ વિષયમાં ઘણા લોકને મુખેથી અમે સાંભળ્યું હતું કે તેઓ તો ચુસ્ત સનાતની છે, અને કેવળ પૌરાણિક વાતોને માનવા ઉપરાંત પોતાના સિવાય સામાજીક મંડળો કે એવી બીજી કોઈ પણ તત્વદર્શી સંસ્થાઓમાં ભાગ ન લેવો એવાં એકમતી અને આગ્રહી છે, પણ અમને તો આ કહેનારના વચનોમાં બહુ સત્ય ન લાગ્યું. કારણ કે અમારા મેળાપ સમયે એવું ઉત્તમ ધર્મપાલન જોવામાં આવ્યું કે બીજી કોઈ પણ ધાર્મિક સંસ્થા કે ધાર્મિક ભેદભાવ તેમના અંતરમાં હતું નહિ કારણ કે અમે ગયા ત્યારે તેઓ બરાબર શિવપૂજનમાં તલ્લીન હતાં. આંગણે આવેલા દુઃખી અતિથિ કે જે ચૈતન્ય શિવ છે તેની અપ્રસન્નતાની આગળ સ્વયંસ્થાપિત શિવની અપ્રસન્નતાનો લેશ પણ વિચાર ન કર્યો પરંતુ વિશેષ કલ્યાણનો વિચાર કરી યોગીઓને પણ અગમ્ય એવો સેવાધર્મ જ પાળું છું એમ બતાવી આપ્યું અને सेवा धर्मः परमगहनो योगिनामप्यगम्यः એ વાક્યનું મને બરાબર ભાન કરાવ્યું.

જીવનચરિત્રો લખવા યોગ્ય અને અનુકરણ કરવા યોગ્ય હોય એવા જગતના ખરેખરા ઉપકારી અને નિઃસ્વાર્થ સેવા કરનાર પવિત્ર આત્માઓની સાબીતી ત્યાં જ થાય છે કે

જ્યાં બીન વસીલદાર, વટેમાર્ગુ, દુઃખી, નિરાધાર મનુષ્યોનો મેળાપ થાય છે, અને પોતાનો પ્રેમ બતાવાય છે. હવે અમે મળ્યાં અને ત્યાંથી ઉઠી મુકામ તરફ પ્રયાણ કર્યું અને છેવટ જ્યાં સુધી મુંબઈમાં રહ્યાં ત્યાં સુધીના વાર્તાલાપનું પ્રકરણ ઘણું જ લાંબું છે તેનો સમાવેશ થવા અત્ર સંભવ નથી. તેથી તે ભાગ છોડી દેતાં પણ ટુંકમાં એટલું જ કે એ માતાએ અમારા ઉપર જે ઉપકારો ચઢાવ્યા અને અમારા પ્રત્યે જે મમતા ટકાવી રાખી તે કૃત્ય એટલું તો ઉત્તમ હતું કે જેનું વર્ણન શાસ્ત્રકારોએ કર્યું છે તેવું જ. જેમાંનાં થોડાંક દૃષ્ટાંતો નીચે ટાંકી તેને ઉપસંહાર તરીકે ગણી હું મારો લેખ સમાપ્ત કરીશ.

प्रदानं प्रच्छन्नं गृहमुपगते संभ्रमविधिः
प्रियं कृत्वा मौनं सदसि कथनं नाप्युपकृतेः
अनुत्सेको लक्ष्म्यां निरभिभवसाराः परकथाः
सतां केनोद्दिष्टं विषममसिधाराव्रतमिदम् ॥

ગુપ્ત દાન દેવું, ઘેર આવેલાની સંભ્રમથી આગતા સ્વાગતા કરવી, હિત કરીને પણ મૌન રાખવું, પોતે કરેલા ઉપકારને સભામાં પ્રકટ કરવો નહિ અને કોઈના પણ પરાભવના સારાંશ વગરની (એટલે કોઈની નિંદા રહિત) વાતો કરવી, એવું જ ખડ્ગની ધારા જેવું તીક્ષ્ણ વ્રત સજ્જનોમાં હોય છે. તે સ્વર્ગવાસી જમનામાતામાં હતું.

मनसि वचसि काये पुण्यपीयूषपूर्णा-
स्त्रिभुवनमुपकारश्रेणिभिः प्रीणयन्तः
परगुणपरमाणून्पर्वतीकृत्य नित्यं
निजहृदि विकसन्तः सन्ति सन्तः कियन्तः ॥

મન, વચન ને શરીરથી જે પુણ્ય જ કરનારા છે, જે ઉપકારથી ત્રણે જગતને પ્રસન્ન કરે છે અને બીજાના થોડા ગુણને પર્વત જેવડા મોટા કરી નિરંતર પોતાના મનમાં પ્રસન્ન થાય છે, એવા સત્પુરૂષો થોડાક જ છે. તેમાંનાં એક એ સ્ત્રીરૂપ અને પુરૂષને પણ ઢાંકી આપે તેવાં સજ્જનતાપરાયણ સ્વર્ગવાસી માતા જમનાબાઈ હતાં.

दाता न दापयति दापयिता न दत्ते
यो दानदापनपरो मधुरं न वक्ति
दानं च दापनमथो मधुरा च वाणी
त्रीण्यप्यमूनि खलु सत्पुरुषे वसन्ति ॥

જે દાતાર છે તે અપાવતા નથી, જે અપાવે છે તે પોતે આપતા નથી, અને જે પોતે આપે છે તથા અપાવે છે તે મધુર વાણી બોલતા નથી. પણ સજ્જનોમાં તો આપવું, અપાવવું અને મધુર વાણી બોલવી એ ત્રણે વાનાં હોય છે. આવું સંપૂર્ણ સૌજન્ય માતા જમનાબાઈમાં હતું. અને એટલા માટે જ એમણે અમારા ઉપર કરેલાં ઉપકાર તથા મદદગારીનું આ જગોએ વર્ણન આપી શકતાં નથી. એમની સાફ આજ્ઞા હતી કે મારો કરેલો કાંઈ પણ ઉપકાર તમે ગણતા હો તે હું ઉપકાર ગણતી નથી પણ ફરજ સમજું છું, મનુષ્ય કર્તવ્ય સમજું છું. માટે મારી હાજરી કે ગેરહાજરીમાં તેને તમે ક્યાંઈ પણ કદી પ્રકાશ કરશો નહિ. વળી,

शूराः सन्ति सहस्रशः प्रतिपदं विद्याविदोऽनेकशः
सन्ति श्रीपतयो निरस्तधनदास्तेऽपि क्षितौ भूरिशः।
ये कर्मण्यनिरीक्ष्य वान्यमनुजं दुःखार्दितं यन्मन-
स्ताद्रूप्यं प्रतिपद्यते जगति ते सत्पूरुषाः पंचषाः ॥

ઠેકાણે ઠેકાણે હજારો શૂરવીર પુરૂષો છે, વિદ્યાને જાણનારા અનેક છે અને કુબેરનો પણ પરાભવ કરનારા એવા ધનાઢ્ય મનુષ્યો પણ પૃથ્વીમાં ઘણા છે. પણ બીજા મનુષ્યને દુઃખી જોઇને જેઓનું મન તદ્રૂપપણું પામે છે તેવા સજ્જન મનુષ્યો તો જગત્‌માં કોઈ જ પાંચ છ હશે.

એ કોઈક પાંચ છ માંહેના બેનો અમને અનુભવ થયો હતો, જેમાંના એક પુરૂષ વર્ગના સદ્‌ગત પિતા મહર્ષિ દાદાભાઈ નવરોજી (ઈશ્વર એમના આત્માને શાન્તિ આપો), અને બીજાં એક સ્ત્રીરત્ન આ સ્વર્ગસ્થ માતા જમનામૈયા હતાં, કે જેમણે ગુર્જરીને માટે જીવનપર્યન્ત તન, મન અને ધન એમ ત્રણેવડે સેવા કરી હતી. અમો કુટુમ્બનો અને માતા જમનાબાઈનો સહવાસ મુંબઈમાં ઘણી વખત રહ્યો હતો. તે વખતનો તેમનો એકેએક બોલ અમોને યાદ છે. તેમાં પણ પ્રથમ મેળાપના જે બોલ નીકળ્યા હતા તે હૃદયમાં કોતરાયલા છે. તે વાચકના ઉપયોગ અર્થે અત્ર પ્રકાશ કરીએ છીએ.

જમનાબાઈએ મારાં પત્નીને પૂછ્યું, તમારૂં નામ શું?

જવાબ—મણિ.

જમનાબાઈ—તમે કાંઈ ભણ્યાં છો?

જવાબ—જી હાં બા, મેં ગુજરાતી છ ધોરણનો અભ્યાસ પૂરો કર્યો છે.

જમાનાબાઈ—ઓહ, વાહ! ત્યારે તો ઘણી ખુશીની વાત. તમે તમારો સંસાર સુધારી શકો અને દેશને ઘણો ફાયદો કરી શકો, હો!

જવાબ—માતાજી, અમારાથી શું થાય? સંસાર તો આપે સુધાર્યો છે, અને દેશને ફાયદો પણ તમારા જેવાં સમર્થ વિદ્વાન માતાજી જ કરી શકે.

જમનાબાઈ—અરે! બાઈ! તમે કાંઈ ન કરી શકો એ શું બોલોછો? તમે જાણોછો કે જે કંઈ થશે તે તમારા જેવી ઉછરતી ભવિષ્યની માતાઓથી જ થશે? તમો જે કંઈ કરવા ધારશો તે કરી શકશો. કરવા ધારો તો તમારા હાથથી દેશનું એટલું બધું કલ્યાણ થાય કે જેટલું કોઈ પણ મહાન સત્તાધીશો ન કરી શકે. આપણા દેશનું કલ્યાણ તે તમારા જેવી ઉછરતી દેવીઓથી જ થયું છે. તમે કોણછો તે તમે જાણો છો? તમો એક સાધારણ સ્ત્રી નથી, પણ વિચારો તો આ દેશની દેવી છો.

દેશનું હિત-સેવા-કલ્યાણ જે કંઈ બનવાનું છે તે તમારાથી જ બનશે, બીજાઓથી કશું બનવાનું નથી. આ દેશનું ગૌરવ અને મહત્તા હવે ઉછરતી દેવીઓના હાથમાં જ છે. આજ સુધીમાં આ દેશ જે કંઈ આબાદીમાં અને સુશોભિત દેખાતો આવ્યો છે, તે પૂર્વની પવિત્ર દેવીઓના જ પ્રતાપ છે; દેશભક્તિવાન, વિદ્વાન સ્ત્રીઓના પરિશ્રમનું જ ફળ છે. એકલા પુરૂષોથી કંઈ જ પણ બન્યું નથી, ધાર્મિક કે આર્થિક દરેક કાર્યને માટે ઇતિહાસમાં જુઓ તો પરાપૂર્વથી સ્ત્રીઓનો સરખો હિસ્સો જ લખેલો વંચાતો આવે છે. જો સ્ત્રીઓની મદદગારી નહોત તો પુરૂ-

ષોનાં વર્ણવેલાં પરાક્રમોનું એક પણ કામ બનત નહિ, એ તમે જાણો છો? માટે આપણા આ દેશના પુરૂષોની સાથે જ્યારે તમે સ્ત્રીઓ મંદિરરૂપ સંસારની સેવામાં સાચી ભાગીદાર થશો, ત્યારે જ દેશનું કલ્યાણ બનશે. તે સિવાય તો બનવું સઘળું મુશ્કેલ છે. દેશની આબાદી જ્ઞાની, બ્રહ્મચારી, વિદ્વાન, બુદ્ધિમાન અને સુદૃઢ બાળકોથી છે. બાળકોને સુદૃઢ અને આરોગ્યવાળાં તથા સારા ઉત્તમ વિચારનાં, વ્હેમ વગરનાં અને ગુણવાન, વિદ્વાન બનાવવાં તે તેમની માતાઓના હાથમાં છે, અને વિદ્વાન, ગુણવાન અને હુંશીઆર તથા સંસારકાર્યમાં કુશળ માતાઓ બનાવવી તે કુમારીકાઓમાંથી બની શકે છે. ત્યારે તેવી કુમારી, કે ઉત્તમ અને પવિત્ર, ગૃહકાર્યમાં અને ગૃહસંસારમાં કુશળ ગૃહિણીઓ બનાવવી તે તમો હવેની વર્તમાન કાળની એટલે ચાલતા સમયની સ્ત્રીઓના હાથમાં છે. કેમકે તમે પોતે ભણેલીઓ છો, તો હવે કોલેજોમાં અને સ્કુલોમાં દાખલ થઈ સારી સતી સ્ત્રીઓના ઈતિહાસ વાંચો તથા ગામે ગામ સારાં સારાં મંડળો સ્થાપન કરો. તમારી બાળાઓને સારી રીતે કેળવો. દર મહિને એકેક સભા બોલાવો તેમાં ઉત્તમ બોધક વ્યાખ્યાન આપો. જુના વ્હેમો અને રૂઢિનાં બંધનોને તોડો. બાળકોને ઉછેરવા જેટલું પૂરતું ઘરવૈદું શીખો. બાળલગ્ન ન થાય તેની સર્વને સમજ આપો. કન્યાવિક્રય ન થાય તેની નાની મોટી બેનો દિકરીઓને શિખામણ આપો. જ્યાં જ્યાં મંડળ સ્થાપો, કે બે બ્હેનપણીઓ મળો ત્યાં શાક ભાજીની કુથલી મૂકી સદુપયોગની વાતો કરો. થોડું ભણેલી બ્હેનોને કોલેજમાં જવાની, આગળ વધવાની સલાહ આપો અને બીલકુલ અભણને માટે ઘરને ખાનગી નિશાળો બનાવી તેમાં ભણાવો. નવરાશને વખતે જ્યાં અત્યારે સાધારણ વર્ગમાં ગંજીપા પાનાં અને કોડીઓ કુટાય છે ત્યાં ભરત ગુંથણનો પ્રેમ ઉત્પન્ન કરો. આ તમારી દેશસેવા છે, સમજ્યાં? સત્યના સ્તંભ હરિશ્ચંદ્ર જેવાને સ્ત્રીઓએ જ ઉત્પન્ન કર્યા છે. રામ અને કૃષ્ણ જેવા યોગેશ્વરોને પણ યોગ અને નીતિની મૂર્તિઓ પણ સ્ત્રીઓએ જ બનાવ્યા છે. વિશ્વામિત્ર, વશિષ્ટ વગેરે રૂષિઓ આ આપણા જ દેશમાં ઉત્પન્ન થયા છે અને તેઓને સ્ત્રીઓએ જ બનાવ્યા છે. યાદ છે કે એક દિવસ આ આપણા દેશમાં મદાલસા જેવી માતાઓ હતી, કે જેણે પોતાના બધા પુત્રોને એવી કેળવણી આપી કે જેને લીધે તેઓ ધર્મધુરંધર મહાન યોગીઓ જ બન્યા અને દેશસેવા જ કરી રહ્યા. એ મદાલસાની દેશસેવા નહિ, તો બીજું શું? જો આ વાત તમે ન જાણતાં હો, તો મદાલસા—આખ્યાનની ચોપડી શોધી વાંચજો અને તે સિવાય બીજી પણ એવી ઘણી ચોપડીઓ છે કે જેમાંથી આ દેશના ભલામાં સ્ત્રીઓએ શું સેવા કરી છે, સંસારમાં સ્ત્રીનો કેટલો હિસ્સો છે તે જાણવામાં આવશે. પણ અફસોસ છે કે આપણા દેશની સ્ત્રીઓ ભણેલી છતાં નિશાળ છોડ્યા પછી પુસ્તકોનું વાંચન બીલકુલ છોડી દે છે. ઘણી જગોએ જોઈએ છીએ કે તેથી ભણવાની કેળવણીને તે દીપાવવાને બદલે વખોડાવે છે. માટે હવે તમે સ્ત્રીપણું છોડી, કાર્યમાં—સંસારની સેવાના કામમાં દૃઢ, ઉદ્યોગી અને હિંમતવાન થાઓ. નિંદાખોર અને અણસમજુ બિચારા ગામડીઆઓની ચેષ્ટાનો ભય છોડો, અને મેં ઉપર કહ્યું તે મુજબ કરો તો તમોને જાણવામાં પણ નહિ આવે તેમ ઉત્તમ દેશસેવાનું કામ તમારા હાથથી જ બની જશે. દેશસેવાનો ધર્મ શીખવાને માટે કંઈ શાળા કે ધોરણ હોતાં નથી. ભણેલી બાઈઓએ પોતાના જ્ઞાનનો ફેલાવો કરવો તેનું નામ દેશસેવા. માટે સમજો કે તમારા જેવી આ દેશની ઉગતી વયની સ્ત્રીઓ જ સારી દેશસેવા કરી શકશે. અને એમાં એક ફક્ત દેશનું જ નહિ પણ સાથે તમારૂં પણ કલ્યાણ છે. તમારા બાળકોને તમો સુધારશો તો તેથી તમારા પતિને તમો તુરત વ્હાલાં લાગશો, કેમ કે પુરૂષોને પોતાના બાળકોને નીરોગી અને હુશિઆર બનાવવાની ઘણી હોંસ હોય છે.

"જો એમ કહેતાં હો, કે 'દેશસેવા શું છે? એ વાક્યનો અર્થ અમારાથી સમજાતો નથી,' તો તે વાક્યનો અર્થ હું સમજાવું. તમારા સગા કુટુમ્બમાં, તમારી શાળામાં, તમારા હાથમાં કે નજરમાં જ્યાં જાઓ ત્યાં તમારા પ્રસંગમાં જે કોઈ પુત્રપુત્રીઓ આવે તેને સારૂં બોલતાં શીખવો, તેના મનમાંથી આજ કાલ ચાલતા વ્હેમ ટાળો, ભૂત પ્રેતની વ્હેમી વાતોનો નાશ કરો; તેઓનાં તન, મન ઉત્સાહી અને બળવાન બનાવો, ખૂબ સ્વચ્છ અને સુઘડ બનાવો; તેમને સદા હસમુખાં અને પ્રસન્ન મનથી રહેતાં શીખવો. એ તમારૂં યુવાન સ્ત્રીઓનું કામ છે. બાળકોને માતાઓ બચપણથી જો આવાં ઉત્તમ બનાવે તો તે બચ્ચાંઓ બુદ્ધિમાન થઇને દેશનાં અનેક પ્રકારનાં વિદ્યા, હુન્નર તથા કળાને કેળવે અને આરોગ્યવાન થઈ લાંબું આયુષ્ય ભોગવે જેથી ધાર્મિક અને પરોપકારી કાર્યમાં આગળ વધે, અને એથી પછી સંસારના દરેક પ્રકારના સુખસાધનમાં આગળ વધી શકાય છે. એ તમામ સારાં કામ થવાનું મૂળ કારણ ફક્ત એક માતા જ છે. માની જ માવજત, કેળવણી અને સેવાનું એ શુભ પરિણામ છે. તેનું નામ તે દેશસેવા છે માટે તેમાંથી તમારાથી જેટલું બને તેટલું બનાવશો તો બાઈઓ! તમે પણ સમર્થ અને વિદ્વાન જ છો. મનુષ્યના સામર્થ્ય અને વિદ્વાનપણાની, ઉપર કહ્યાં તે કામ શિવાય, બીજી કાંઇ નિશાની હોતી નથી, માટે તમારાથી કશું બને નહિ એમ કહી તમારા ખરા ધર્મથી છુટી જશો નહિ."

બસ, આ એમનાં અમારી પ્રથમ મુલાકાતનાં અંતિમ વાક્યો હતાં, અને મારા જોવામાં આવ્યું છે કે જ્યારથી એ વાક્યો સાંભળ્યાં ત્યારથી અમારા ઘરમાં એક પ્રકારનું નવીન ચૈતન્ય આવ્યું છે. આવા તમામ પ્રસંગો ઉપરથી હું તો એવી માન્યતા પર હતો અને છું કે સ્વર્ગસ્થ માતા જમનાબાઈ તે કોઈ અલૌકિક ઐશ્વર ધામથી કોઈ કારણસર ઉતરી આવેલ દિવ્ય શક્તિ હોવી જોઇએ કે જે ગુજરાતી સ્ત્રીઓનાં જીવન સુધારવામાં જ છેલો શ્વાસ પૂરો કરી પોતાના અસલ સ્થાનપર ચાલ્યાં ગયાં. હવે તેમનો શોક કરવો તે નકામો છે, પરંતુ આપણી તેમના પ્રત્યેની ખરી પૂજ્ય ભાવના અને લાગણી તો તેમાં જ રહેલી ગણાય કે તેમણે કહેલાં વચનોનું અનુકરણ કરી તેમના અમર આત્માને જ્યાં હોય ત્યાં શાન્તિ આપીએ. એ આ દેશની સ્ત્રીઓનું અને તેને સ્થાને બીરાજનાર માતાનું કર્તવ્ય છે. ઇતિ ઓમ્ શાંતિઃ.

---

## સદ્ગત ગં. જમનાબ્હેન.

### લેખક—ડૉ. નગીનદાસ માણેકલાલ.

હિંદુ સ્ત્રીમંડળનું આ કામ સ્તુતિપાત્ર છે, કારણ કે મરહુમ મોટા માનને લાયક હતાં. લાયકની લાયક કદર કરવી એ સામાન્ય ફરજ છે. અને એવી પવિત્ર ફરજ બજાવવામાં આપણે પછાત પડીએ તો આપણું કર્તવ્ય ઘટિત લેખાય નહિ.

ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળનાં સેક્રેટરીઓ તરફથી તા૦ ૨ જી જુનને દિવસે એક પત્ર મળ્યો છે, જેમાં મરહુમ ગં. સ્વ. જમનાબાઈ નગીનદાસ સક્કઈના સંબંધમાં એક લેખ લખીને મોકલવાનું કહેવામાં આવ્યું છે.

જમનાબ્હેન વિષે કાંઈ પણ જાહેરાતમાં લખવું એ મ્હારે મનથી ભાગ્ય સમજું છું. કારણ કે મ્હારો તેની સાથનો ઘાડો સંબંધ લગભગ ૨૧ વરસનો હતો, અને તેની સાથે

હમારો નાતો કેવળ ભાઈ બ્હેન જેવો હતો. જો હું ભૂલતો ન હોઉં તો મરનારના વારંવારના ઉદ્ગાર હતા કે મ્હારે બે ભાઈ છે, એક ડાહ્યાભાઈ, ને બીજા નગીનદાસ. તેઓની વર્તણુક પણ તેવી જ હતી. તેઓને મળવાથી દીલને ઘણો જ આનંદ પ્રાપ્ત થતો હતો. મ્હારા પ્રત્યે તો તેઓનો ચાહા હતો, પરંતુ મ્હારા આખા કુટુંબ તરફ પણ તેઓનો પ્રેમ અલૌકિક હતો. હવે જમનાબ્હેન તરફથી મેં શું સાંભળ્યું છે, જોયલું છે, અને અનુભવેલું છે તે ટુંકમાં નીચે પ્રમાણે જણાવીશ, અને આશા રાખીશ કે તેની વર્તણુક ઉપરથી આપણી હાલની આર્યભગિનીઓ ઉદાહરણ લેઈ વર્તશે તો તેઓનો સંસાર સુખી નીવડશે.

એમનો જન્મ સંવત ૧૯૧૮ માં શ્રાવણ શુદી પુનમને દિવસે શેઠ તુળસીદાસ વ્રજદાસને ત્યાં થયો હતો. તેઓનાં માતુશ્રીનું નામ મણિબાઈ હતું. મણિબાઇને હું સારી રીતે ઓળખતો હતો. તેઓ મોટા દીલનાં ને ઉદાર વૃત્તિનાં હતાં. તેઓના મરણ વખતની છેલી સારવાર મ્હેં જ કીધી હતી. શેઠ તુળસીદાસ મોટા વેપારી હતા, અને આ પુત્રીના જન્મ પછી આબરૂ અને ધનમાં મોટો વધારો થયો હતો. એના જન્મ પછી કન્યાકેળવણીની જાગૃતિ–શરૂઆત થતી હતી. એવા સમયમાં એનાં માબાપે ઘણી મોટી હોંસથી વિદ્યાભ્યાસ કરાવ્યો. સ્કુલમાં પાંચ છ ધોરણ લગણ શીખ્યા બાદ અંગ્રેજી બે ધોરણ લગણનો અભ્યાસ કીધો હતો.

એઓ વારંવાર કહેતાં હતાં કે સાંજના સ્કુલમાંથી પાછાં ફરતી વેળાએ એની સાથે પાંચ સાત સાહેલીઓ આવતી હતી. મણિબા જેમ જમનાબ્હેનનો આદરસત્કાર કરતાં તેમ બીજી સાહેલીઓનો પણ કરતાં હતાં. ટુંકમાં તેઓ જેમ ખુશી થાય તેમ વર્તતાં હતાં. જમનાબ્હેનનો જેવો સાહેલીપર પ્રેમ તેવો જ માતાજીનો પ્રેમ એટલે તે જ વખતથી જમનાબ્હેન મોટા દીલનાં હતાં તે માલમ પડતું હતું.

૧૩ વરસની વયે એઓનાં લગ્ન સુરતનિવાસી શેઠ નગીનદાસ ભક્તિદાસ સક્કઈ સાથે થયાં હતાં. એઓ પોતે શરૂઆતમાં ગરીબ અવસ્થામાં હતા. તેઓએ પ્રીવીઅસ સુધી અભ્યાસ કીધો. પછી ધીમે ધીમે નાને દરજ્જેથી ચઢી મુંબાઈ બેંકમાં હેડ શ્રોફ તરીકે રૂ. ૮૦૦ ના પગારે નીમાયા હતા, આ નવો ઓધો લગભગ બે વરસ ભોગવી સ્વર્ગવાસી થયા હતા. શરૂઆતમાં તેની ગરીબ અવસ્થામાં જમનાબ્હેન જે લક્ષાધિપતિની છોકરી હોવાથી પૂરા લાડમાં ઉછરેલી હતી તેણે ખૂબી ભરેલી રીતે ગૃહસ્થાશ્રમની શરૂઆત કરી અને એવી રીતે ચલાવ્યો કે ભવિષ્યની બીજી સ્ત્રીઓ તેનું અનુકરણ કરે તો તેઓ જરૂર સુખી થાય.

આ દંપતી ઘણાં સાદાં, દયાળુ, પરગજુ, આનંદી અને મલતાવડા સ્વભાવનાં હોવાથી તેઓ દરેક કોમને પ્રિય થઈ પડ્યાં હતાં.

એઓના પતિની આજ્ઞાથી જાહેર કામમાં આગળ પડતો ભાગ લેવો જમનાબ્હેને શરૂ કીધો. ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળની ૧૯૦૩ માં સ્થાપના થઇ ત્યારથી પ્રમુખની નીમણુક થઇ તે મરણ પર્યંત તે ઓધો ભોગવ્યો હતો.

સેવા સદન જે મી. મલબારીએ સ્થાપ્યું હતું તેમાં તેમણે ઉપપ્રમુખ તરીકે કામ કીધું હતું વળી તેઓનો ઉચ્ચ હેતુ એ હતો કે સ્ત્રીઓ કેળવણી લેતી થાય, અને પોતાનો ગૃહસ્થાશ્રમ ઉચ્ચ સ્થિતિમાં ચલાવે એવી તેની તીવ્ર ઇચ્છા હતી. તે ઈચ્છા બર લાવવામાં ગુજરાતમાં મોટો યજ્ઞ શરૂ કીધો. આ યજ્ઞ શરૂ કરવાનું બળ હમેશાં તેઓ ઈશ્વર પાસે માંગતાં હતાં. છેવટે ઈશ્વરે બળ આપ્યું અને ગુજરાતને દીપાવે એવું રૂડું અને ઉત્તમ કાર્ય ઊપાડી લીધું.

ગૃહસ્થાશ્રમમાં, કોમમાં, દેશમાં, અને જગતમાં જો સ્ત્રીઓ અજ્ઞાન રહે તો સંસાર દુઃખી જ છે, એમ મરહુમ બાઇનું અંતઃકરણ કહેતું હતું. સ્ત્રીપુરુષનું જોડું સુખી કયારે કે જ્યારે રીતિ, નીતિ, ધર્મ, આચાર, વિચાર અને વિવેક—અદબમાં બરાબર ઘડાય તો જ. નહિ તો ગૃહસ્થાશ્રમ દુઃખી જ છે.

ધીમે ધીમે જમનાબ્હેનના અંતઃકરણમાં ઉચ્ચ સંસ્કાર શરૂ થયા અને આખા દેશને જો યોગ્ય કેળવણી મળે તો દેશ સુખી થાય એ ભાવના ચારે તરફ વ્યાખ્યાનો અને ભાષણો આપી પ્રજામાં ઉત્પન્ન કીધી. મરહુમે તેની આખી જીંદગીમાં લગભગ ૧૧૫ ભાષણો આપ્યાં હતાં.

પોતાને જો કે ઘણાં બાળકો થયાં, પરંતુ કોઈ પણ જીવી શકયું નહિ. એની નાની બ્હેન રૂખી કરીને હતાં. તે ગુજરી ગયાં ત્યારે એક સુંદર કરીને છોકરો જે પાંચ સાત વરસનો હતો તેને એ દંપતીએ પાળી પોષી મોટો કીધો. પોતાના જ ઘરમાં રાખ્યો, ભણતર શરૂ કરાવ્યું અને મરહુમનો એ છોકરા પ્રત્યે એટલો બધો પ્યાર હતો, કે જે વચન એની બ્હેનને આપેલું તે પાર પાડવા ધર્માદા કરતાં જે શેષ રહ્યું તે આ બાળકને આપી પોતાના આત્માને સંતોષ આપ્યો છે. આ તો ઘરની બાબત થઈ, પરંતુ દેશનાં બાળકોને પણ પોતાનાં જ બાળકો ગણ્યાં હતાં.

પતિપત્નીનું ઉમદા સૂત્ર એ હતું કે પરદુઃખભંજન એ જ જીંદગીનું ઉત્તમ સાર્થક્ય છે.

સદ્ગત જમનાબ્હેનનું હૃદય અલૌકિક પ્રતિભાશાળી હતું. ખરે, દયાળુ, પરોપકારી અને પરદુઃખભંજન એક આદર્શ સ્ત્રીરત્ન આપણા ગુજરાતે ગુમાવ્યું છે.

દેશમાં અને લોકોમાં પથરાતી આફતો કેમ દૂર થાય અને કેમ સુખ મળે તેને માટે આ મરહુમ બાઇએ અનેક રીતે ઉત્સાહપૂર્વક સતત પ્રયાસ કીધા હતા.

મુંબાઈમાં ગરીબોની ચાળોમાં જઈ તેઓનાં દુઃખ સાંભળતાં હતાં, અને તેનો ઉપાય પણ કરતાં હતાં. દવાખાનામાં જઈ દરદીની મુલાકાત લેતાં અને તેઓને ફ્રુટ, સુંદર ભોજન વિગેરે આપી દીલાસો આપતાં હતાં.

એક વખતે જમનાબ્હેને કહેલું કે હું સેવાસદનમાં ગઈ ને એક ગરીબ બાઇએ એવીજ હઠ લીધી કે જમનાબ્હેન મને કાંઈ પણ રસોઇ કરીને હાલ જમાડે. આ ભલી ને ઉમદા બાઇએ તેની તૃષ્ણા તૃપ્ત કરવા પોતે સુંદર કપડાં પેહેરેલાં હોવા છતાં રસોડામાં જઈ બાઈની ઇચ્છા પ્રમાણે રસોઈ કરી તેને જમાડી, ને પછી જ ઘેર સીધાવ્યાં. એવી આર્ય બ્હેનને ધન્ય છે.

જયારે ગુજરાતમાં ૧૯૧૧ માં દુષ્કાળ પડ્યો ત્યારે મરહુમે ઉત્તમ સેવા બજાવી હતી. ચારે તરફ ભાષણો આપી અવાચક પ્રાણીઓ અને નિરાધાર કુટુંબોને મદદ કરવાને રૂ. ૨૧૦૦૦ નું ફંડ એકઠું કીધું હતું. એમાંથી રૂ. ૪૦૦૦ બોમ્બે સેન્ટ્રલ ફૅમિન્ રીલીફ ફંડમાં આપ્યા હતા, ને બાકીના રૂપીઆ બીજી સાહેલીઓને લઇને ભર ઉનાળાના દિવસમાં પંચમહાલ, ગુજરાત, કાઠિઆવાડ વગેરેનાં પોણોસો દુષ્કાળ પીડિત ગામડાંઓમાં ફરી ગરીબ અનાથોને મદદ કરી હાતી. આ મુસાફરીમાં પોતાના ખરચ બદલ રૂ. ૨૦૦૦ પોતાની ગાંઠથી ખરચ્યા હતા. ઉપલા ઇલાકાઓમાં ભયંકર દુષ્કાળ જાહેર થયો, ત્યારે મુંબઈના શેહેરીઓની એક ગંજાવર સભા નામદાર ગવરનર લૉર્ડ સીડનહેમના પ્રમુખપણા નીચે ટાઉન હૉલમાં

બોલાવવામાં આવી હતી. તે વખતે જમનાબ્હેને દુષ્કાળની ભયંકર આફતો વિષે અસરકારક ભાષણ આપ્યું હતું અને લોકોને મદદ કરવા સમજુતી આપી હતી અને પરિણામ ઘણું જ સારૂં આવ્યું હતું.

મરહુમ તરફ પ્રજાનો ચાહા હતો તેમ જ સરકારનો પણ પ્રેમ હતો. મને એક વાર લેડી વીલીંગડનનો આવેલો પત્ર બતાવ્યો હતો.

ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળની સ્થાપના ૧૯૦૩ માં થઈ ત્યારથી તે અત્યાર સુધી પોતે જીવ્યાં ત્યાં સુધી પોતાનું જીવન પરમાર્થી કાર્યમાં જ ગુજાર્યું.

ઘણાં સ્ત્રીપુરુષોના ઘરસંસાર એમણે સુધાર્યાં છે. પતિપત્નીના કલેશો દૂર કરી સલાહ સંપથી તેઓને રસ્તે પાડ્યાં છે. દુઃખીઆરી સ્ત્રીઓને દીલાસાવડે કે કાંઈ મદદવડે જ્યાં ત્યાં ગુપ્ત રીતે પોતે જઈ ચઢી ઉત્તમ સેવા બજાવતાં હતાં.

બાઈના જીવનનું અદ્ભુત વર્તન ઘણું જ અલૌકિક, પ્રજાને શીક્ષણ લેવા લાયક અને સ્ત્રીઓને અનુકરણ કરવા લાયક એટલું બધું છે કે તેનો વિસ્તાર ઘણો છે અને તે દેશની સાથે દરેક કોમને ઘણું ઉપયોગી છે.

હિંદુ સંસારમાં વિધવા સ્ત્રીઓની દુઃખદાયક સ્થિતિ સુધરે તે માટે મરહુમ બાઈનું અંતઃકરણ ઘણા પ્રકારની યોજનાના વિચાર કરતું હતું.

વિધવા સ્ત્રીઓનું જીવન પરમાર્થી કાર્યોમાં વાપરવામાં આવે, તેઓને નીતિબોધ આપી જન સેવાનાં કાર્ય કરાવવામાં આવે અને સમાજની કન્યાઓને કેળવવામાં ઉપયોગી નીવડે એ જમનાબાઈની તીવ્ર ઇચ્છા હતી અને તે માટે મી૦ મલબારીએ જે સેવાસદનની સંસ્થા સ્થાપી હતી તેમાં પોતે ઉપપ્રમુખ હતાં. આ સંસ્થામાં પોતે ઉત્તમ કાર્ય બજાવી આખા ગુજરાતમાં દેશસેવા અને સમાજસેવા કરવાનો જુસ્સો વધાર્યો હતો.

પ્રો૦ ગજ્જરના કુટુંબ સાથે મરહુમનો ઘાડો સંબંધ હતો, અને વનિતાવિશ્રામ જે નાનીબાઈ ગજ્જરની દેખરેખ તળે ચાલે છે તેમાં જમનાબેન તેમનો જમણો હાથ હતાં. એટલે તેને પણ મદદ આપવામાં પોતે દીલોજાનથી મેહેનત કરતાં હતાં.

મી૦ ગાંધીએ દક્ષિણ આફ્રિકામાં ચલાવેલા સત્યાગ્રહની લડત વખતે પ્રજામાં અપીલ બહાર પડી ત્યારે મરહુમે ભાષણો આપી, એક ફંડ એકઠું કીધું ને મદદ મોકલી. તેમ જ દક્ષિણ આફ્રિકામાં ઇંડીઅન વિમેન્સ એસોસીએશને સત્યાગ્રહની મદદ માટે ભરેલા જુદી જુદી કારીગરીના પ્રદર્શન વખતે મરહુમે સેક્રટરી તરીકે કામ બજાવી ૧૦૦૦ નમુના ત્યાં મોકલી આપ્યા હતા. અને તેની જે ઉપજ ઉપજી તે ઉપલી એસોસીએશનને ભેટ કરવામાં આવી હતી.

હિંદના મહર્ષિ દાદાભાઈ નવરોજીની દરેક જયંતી પ્રસંગે ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ તરફથી સ્ત્રીવર્ગનું એક ડેપ્યુટેશન લેઈ તે દિવસે સવારના પોહોરમાં વેસાવા ખાતે જઈ પોતે તે મહાન દાદાને અભિનંદન આપતાં હતાં.

જ્યારે એની ગેરહાજરી માલમ પડતી ત્યારે દાદા ઘણો ખેદ દર્શાવતા હતા. એટલે મરહુમ ઉપર તેઓનો બેહદ પ્રેમ હતો.

ટ્રાન્સવાલમાં મદદ કરવા વળી મરહુમે મોરબી નાટક મંડળનો સતી અનસૂયાનો ખેલ લીધો હતો. અને તે મારફતે રૂ. ૨૪૦૦ ભેગા કીધા હતા.

બાઇ ગુપ્તદાન પણ ઘણું કરતાં હતાં. જમણો હાથ શું કરે છે તે ડાબો હાથ જાણતો નહોતો.

બાઇનો અવાજ બુલંદ હતો, જાણે ઇશ્વરી બક્ષીસ ન હોય! ભાષણ કરે તો તેની છાપ શ્રોતા જનો ઉપર વિશેષ થતી હતી. એનું છેલું ભાષણ માધવબાગમાં કન્યાવિક્રય સંબંધી મેલાવડો થયો હતો તે વખતે થયું હતું.

આ સઘળાં કાર્યો પતિ-આજ્ઞાથી થતાં હતાં. સક્કઈએ કોઈ પણ કાર્યમાં વિરૂદ્ધતા બતાવી નથી. તેઓ પણ મોટા દીલના પુરુષ હતા.

જેઓ જમનાબ્હેનના સંબંધમાં આવ્યાં હશે, યાતો જેઓ તેને ઓળખતા હશે, તેઓ આખી જીંદગી એને ભુલે તેમ નથી.

એઓ ઘણી જ સાદી લાંબી બ્હાંયની ચોળી અને અસલ જમાનામાં ભરાયલી રેશમની સાડી પહેરતાં, કપાલે કંકુનો મોટો ચાંદલો કરતાં અને નાકે વાળી ઘાલતાં, તેથી જાણે પાર્વતીનો અવતાર હોયને તેવાં લાગતાં.

કોઇ કહેશે કે જમનાબ્હેન સૌભાગ્યપણામાં વાળી નહોતાં પહેરતાં—

મરદની સભા હોય ને જમનાબ્હેનને બોલવા કહ્યું હોય તો ઘણાજ ઉમંગથી બુલંદ અવાજે સભાને ધ્રુજાવતાં હતાં.

પ્રભાતમાં વહેલાં ઉઠી, ઘરસંસારી કામકાજ તપાસી, નાહી ધોઈ રામાયણનો રોજ પાઠ કરતાં. તે તથા તેના પતિ શંકરનાં ભક્ત પણ હતાં. રાતે તંબુરાના સુર સાથે ભજન સઘળાં બેશીને કરતાં હતાં. અને આનંદમાં દિન ગુજારતાં હતાં. ઘેર આવતા પરોણાની યા તો કોઈ સાધારણ રીતે મળવા આવે તેની આગતાસ્વાગતા કેમ કરવી તે જેવું એ સમજતાં હતાં એવું ભાગ્યે જ બીજે ઠેકાણે જોવામાં આવતું હતું. પૂછો મી૦ ભવાનીદાસ નારણદાસ મોતીવાલા તથા એની સ્ત્રી કળાવંતી બાઇને. રતનબ્હેનને પણ મરહુમનો કાંઈ ઓછો અનુભવ નહોતો.

સઘળાઓ સાથે જનકલ્યાણની જ વાતો કરતાં. કોઈની કુથળી સાંભળવી એને પસંદ પડતી નહિ.

પતિ ગુજરી જવા બાદ પડેલું દુઃખ અસહ્ય હતું પણ ધીરજથી સહન કરતાં હતાં. તેઓની પૂજા કીધા બાદ ભોજન લેતાં હતાં. પોતાને હાથ લીધેલાં કામો કરવા જલદીથી ટટાર થયાં હતાં. એક વાર પાછાં ભાવનગર કાઠિઆવાડ જઈ આવ્યાં. હિંદુ સ્ત્રીમંડળો સ્થાપ્યાં, ને જનસમાજનું ભલું થાય તેવા ઉપાયો યોજવા માંડ્યા.

કમનસીબે તેઓની તબીએત ઠીક રહેવા માંડી નહિ. ભૂખ લાગે નહિ ને શરીર ધીમે ધીમે તવાતું ગયું. મારો તેની સાથે ૨૧ વરસનો સંબંધ હતો, એ દરમીઆન દવા મારી જ કરતાં હતાં. બીજાઓ ગમે તેમ સમજાવે પણ બાઈ પોતાના વિચાર બદલે નહિ. મરણની પહેલાં છ માસ મારી લાગટ સારવારમાં હતાં. એમને બચાવવા ઘણા ઉપાયો કીધા, કારણ કે તેઓનું જીવન ભવિષ્યની પ્રજાને ઘણું ઉપયોગી હતું. એક વાર ડા૦ રાવ ને સર ભાલચંદ્રને કનસલ્ટેશનમાં બોલાવ્યા હતા. તેઓ સમક્ષ પણ બાઈએ એમ જ કહ્યું હતું કે મારૂં જીવન ફક્ત એક જ ડાકટરપર છે (મી૦ ભવાનીદાશ મોતીવાલા સમક્ષ તો આ ઉદ્‌ગારો ઘણીવાર કાઢ્યા હતા). આ સાંભળી તેઓ ઘણા ખુશી થયા હતા.

જમનાબ્હેન જ્યારે સીક હતાં ત્યારે એક બાબતનો વિલાપ કરતાં હતાં. તે એ કે જેમ મંડળો સ્થાપી સ્ત્રીઓને બીજી કેળવણી આપવામાં આવે છે, તેમ ઘર ચલાવવામાં બરોબર કેળવણી અપાતી નથી. તે જો હું સારી થાઉં તો આ ખામી પણ સુધારૂં, કારણ કે આવી ખામીથી તેઓનું દીલ દુઃખાતું હતું. ઈશ્વરે જમનાબ્હેનની આ મુરાદ પાર પાડી નહિ.

મારા ઉપર તેની પૂરેપૂરી આસ્થા હતી. કદાચ લાંબો સમય ન મળાયું હોય તો જમનાબ્હેન આજે સીક છે ને તમોને વાલકેશ્વર બોલાવે છે, એવું કહેવરાવે. ત્યાં જઈ જોઉં ને પૂછું કે, બ્હેન કેમ છે? તો કહે, ભાઈ કાંઈ નહિ. જરા પેટમાં દુઃખે છે, તે દવા આપજો. આ તો એ બહાને તમારી સાથે મળાયું. આ ભલી ને દયાળુ બ્હેનનો પ્રેમ મને હરદમ યાદ આવે છે. હું કહીશ કે ડાકટરને દરદી હોય, તો જમનાબ્હેન જેવાં હજો, ને ભાઈને બ્હેન હોય, તો આવી જ હેતાળ બ્હેન ભવેભવ હોજો. જમનાબ્હેન વિષે કાંઈ પણ વિશેષ લખતાં અશ્રુપાત થાય છે, કારણ કે તેનું હેત ઘણું હતું. વાલકેશ્વરમાં બાણગંગા આગળ મારૂં વિશ્રાંતિનું સ્થાન હતું, જ્યાં સઘળાં દુઃખ મટી જઈ આનંદ પ્રાપ્ત થતો હતો. ત્યાં ભાઈની વાટ જોનાર એક પવિત્ર બ્હેન હતી. આવું પવિત્ર સ્થાનક દૃષ્ટિ બહાર જવાથી મારૂં દીલ ઘણું જ દુઃખાય એ સ્વાભાવિક છે. ઈશ્વર પાસે એટલું જ માંગુ છું કે જમનાબ્હેનનો આત્મા જ્યાં પણ હોય ત્યાં પ્રભુ એને શાંતિ આપે. આમીન.

---

## સાધ્વી જમનામૈયા.

### લેખક—શ. હરખલાલ ભગવાનજી ભગત.

સ્વર્ગવાસી ગંગાસ્વરૂપ જગતમૈયા જમનાબાઈના નામથી કોઈ અજાણ્યુ નથી. તે સાધ્વી બાઇનું જન્મથી જ પરમાર્થ તરફ લક્ષ હતું. તેમના જીવનચરિત્રની બહાર આવેલી છુટી છુટી વીગતો સાથે વિદ્વાન સમાગમીઓના ઉદ્ગારો એ બાબતની સાક્ષી પૂરે છે. તેમનું આટલું ઉંચું મન સ. ૧૯૦૩ ના દુષ્કાળના સમયમાં તેમણે સ્વાત્મભોગે દેશની જે અનુપમ સેવા બજાવી હતી તે વખતે જગદ્દૃષ્ટિગત થયું હતું. તેઓ એ વેળાના દુઃખદ પ્રસંગે અંગત ખરચે દેશ દેશાવર ફરી ગરીબ આબરૂદાર કુટુંબોની પ્રતિષ્ઠા જાળવી સંગીન મદદ કરી હતી, તે મદદ પણ એવા ઉંચા પ્રકારની હતી કે તે જ સમયમાં તેમનું રક્ષણ થવા ઉપરાંત, ભવિષ્યમાં પણ તેમને ઉપયોગી થઈ શકે તેવું શિક્ષણ પણ સાથે સાથે આપતાં હોય તેમ તેમના કૃત્યથી જણાઈ આવે છે. એ પ્રસંગે જે જે દેશ કે શહેરની મુલાકાત લીધી હતી, તે તે સ્થળે "સ્ત્રીમંડળ"ના ઉદ્દેશો સમજાવી પોતાં સરખાં અન્ય સ્ત્રીઓને બનાવવા પ્રયત્ન કર્યો હતો, જે ઘણે દરજ્જે સફળ થયો છે. ભાવનગર, રાજકોટ વિગેરે સ્થળોએ તેવી સ્ત્રીસંસ્થાઓ આજ હસ્તી ધરાવતી થઈ છે, એ સઘળું આ સાધ્વી બાઈનું અનુકરણ કહી શકાય. આવી પરોપકારી સંસ્થાઓ એ જ આ સાધ્વી મૈયાનું સ્મારક છે. આ કાર્યમાં જેમ તેમને વધુ ફતેહ મળતી ગઈ તેમ તેમ તેઓ ઉત્સાહમાં અને દેશસેવામાં વધુ આગેવાન ભાગ લેતાં થયાં. ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળની સ્થાપનાથી, તેમના હસ્તક દર વરસ પ્રગટ થતા "શ્રી હિતોપદેશ,"— "નવા વર્ષના બે બોલ"—વિગેરે સાહિત્યથી, તેમ જ સ્ત્રીશિક્ષણવર્ગો ખોલી સભાસદો તેમ જ અન્ય સ્ત્રીઓની સુધારણાર્થે જે ઉપદેશ દેવાય છે તે અતિ ઉત્તમ છે. તેમનો અનુભવ બહોળો હતો. તેમની બુદ્ધિ ઘણી વિશાળ હતી. જે કાર્ય અશક્ય કહી શકાય, તે કાર્ય કરવાનું જો તેઓ મનપર લેતાં, તો તે શક્ય જ થતું. દુષ્કાળ કમિટીની બાનુ શાખામાં તેઓએ જે સેવા બજાવી નાદર રકમ એકઠી કરી હતી તે, તેમ જ આફ્રીકાની સ્ત્રીઓને મદદ માટે જે કંઈ કાર્ય થયું હતું, તે સર્વ આ જગતમાં મૈયાનું નામ ધારણ કરવાની યોગ્યતા પ્રાપ્ત કરાવનારૂં હતું.

તેમના જીવન દરમ્યાન એવાં અનેક કાર્યો થયાં છે કે જે તેમના જેવી બીજી સાધ્વીઓને અનુકરણ યોગ્ય છે. કોઈ સ્ત્રીહિતેચ્છુ લેખકદ્વારા તેમની જીંદગીનો ક્રમ, એક પુસ્તકદ્વારા પ્રગટ કરાવવાની અગત્ય છે, કે જે બીજી સાધ્વીઓને તેમને પગલે ચાલી આદર્શને અનુરૂપ થવામાં માર્ગદર્શક થઈ શકે. આ સૂચના સ્ત્રીમંડળ ઉચકી લેશે એવી ઉમેદ રાખું છું. તેઓ આપણી ચર્મચક્ષુની દૃષ્ટિએ સદ્દગત થયાં છે, પણ દીર્ઘ દિવ્ય ચક્ષુએ જોતાં તેઓ સદા અમર છે, અને આવી સ્ત્રીસંસ્થાઓ તથા સ્ત્રીહિત–શિક્ષાસાહિત્યમાં તેમનો આત્મા સદા રમણ કરતો રહેશે. છેવટે ઈશ્વર પાસે યાચના કરૂં છું કે તેમના સર્વ સદ્દગુણો હાલની સાધ્વી સ્ત્રીઓના હૃદયમાં ઉતરી તેમનું સ્મારક સદા અચળ રાખો, અને સદ્દગત મૈયાનો આત્મા શ્રીચરણમાં સદા શાંતિ ભોગવો અસ્તુ.

---

## ગંગાસ્વરૂપ પરમપૂજ્ય માતુશ્રી જમનાબાઈ સાથે મારા પરિચયની સંક્ષિપ્તા.

લેખક—રા. મેઘજી હીરજી.

જે વખતે પ્રસિદ્ધ જૈન વક્તા રા. શિવજી દેવશીએ મુંબાઈમાં માંડવી લતા ઉપર શ્રી કચ્છી જૈન મહિલાસમાજ સ્થાપ્યું, અને તેનું ઑનરરી કાર્ય મને સોંપવામાં આવ્યું, તે વખતે મેં એમ નહિ ધાર્યું હતું કે આ મહિલાસમાજને કોઈ અપૂર્વ ઉત્સાહી પવિત્ર આત્માની અણચિંતવી સહાનુભૂતિ મળશે. પરંતુ પરમાત્માની કૃપાથી સમાજની સ્થાપનાની શરૂઆતમાં જ ગંગાસ્વરૂપ માતુશ્રી જમનાબાઈ સક્કઈનો પરિચય થયો. અને આ સમાજની ઉન્નતિનો પાયો રોપાયો. માતુશ્રી જમનાબાઇનું જીવન ઘણી ઘણી રીતે અનેક સંસ્થાઓની અને ખાનગી ગૃહકુટુંબોની સેવામાં રોકાયલું હોવા છતાં અમારી જૈન મહિલાઓનો સમાજ, જેના માત્ર બીજનું જ રોપણ થયું હતું, તેને વિવિધ પ્રકારે કર્ત્તવ્યનું ભાન કરાવી તેના અજ્ઞાનતિમિરને જ્ઞાનરૂપી સુધા અર્પી–પાણી પાઈ ઉન્નત કરેલ છે. અમારી સમાજ બાલ્યાવસ્થાના કટાકટીના સમયે બીનઅનુભવી અને નીરસ વ્યક્તિઓની વચ્ચે અથડાતી હતી. એ વાતનું માતુશ્રીને સંપૂર્ણ ભાન થતાં, જ્યારે જ્યારે અમારા હિતનો કોઇપણ પ્રશ્ન ઉપસ્થિત થતો, ત્યારે ત્યારે અન્ય કામોને અળગાં કરી તેઓશ્રીએ પોતાની શક્તિઓનો, પોતાના સમયનો, અરે, પોતાના સ્વાર્થનો પણ ભોગ આપવામાં કચાશ રાખી નથી. અમારી કચ્છી મહિલાઓ બહુ ભણેલી ગણેલી હોતી નથી, ને તેને કામ કરવાની આવડત કે વખતનો સદ્દુપયોગ કરવાનું કે પોતાનું કર્ત્તવ્ય કરવાનું કે સહવાસમાં આવનારને કોઈ રીતે ઉપયોગી થઈ તેનો પ્રેમ સંપાદન કરી લેવાનું જ્ઞાન ન હોય એ સ્વાભાવિક છે. તથાપિ માતુશ્રી જમનાબાઇએ એવા અનઆવડતવાળા સમૂહમાં કામ કરવાનું કઠિન છે એમ સારી પેઠે જાણતાં હતાં છતાં તેઓએ અણગમો કે કંટાળો કદિ બતાવ્યો નથી, એ તો એક કોરે રહ્યું પરંતુ ઉલટાં પ્રસન્ન ચિત્તે એ સ્થળમાં બીજાં સ્થળો કરતાં પ્રથમ અને વિશેષ કામ કરવાની આવશ્યકતા છે એમ વિચારી કામ કર્યું હતું. તેમનાં કાર્યદક્ષતા, આદર્શ પતિપરાયણતા, લોકસેવા–ભાવના, સાદું ધાર્મિક જીવન, દયાર્દ્ર હૃદય અને વાક્ચાતુર્ય અપ્રતિમ હતાં. એવા ઉન્નત આત્માના ગુણોનો અને પરોપકારપરાયણતાનો તાદૃશ ચિતાર આપવો એ મારી શક્તિની બહાર છે. લોકો કહે છે કે પ્રભુને ભવ્ય આત્માઓની બહુ જરૂર રહે છે. ખરેખર ! માતુશ્રી જમનાબાઈના માટે એમ જ બન્યું છે. પ્રભુએ અમારી વચ્ચેથી ખેંચી લઈ તેમને પોતાની પાસે મોક્ષમંદિરમાં બોલાવી લીધા છે. ૐ શાન્તિ:

---

## સદ્‌ગત ગ. જમનાબાઈ સક્કઈ.

### લેખક—રા. વજેરામ કાલીદાસ.

અમને વઢવાણ કેમ્પ વાસીઓને આ ઉલ્લેખ લખતાં અને સાંભળતાં હર્ષ અને ખેદ એમ બન્ને લાગણીઓ ઉત્પન્ન થાય. છે એક જ વિષયમાં વિરોધ ભાવવાળી બે લાગણીનો ઉદ્‌ભવ સંભવિત ન ગણાય અથવા માની ન શકાય પરંતુ અમે આ વિષયમાં ઉપરોક્ત બન્ને લાગણીઓના ભોક્તા એવી રીતે થઈ પડીએ છીએ કે ધર્માત્મા બેન જમનાબેન સક્કઈ કે જેઓ મુલકની અંદર એક સખી સાધ્વી સ્ત્રી તરીકે પ્રખ્યાત હતાં અને જેમણે પોતાના ઉદાર અંતઃકરણથી પોતામાં રહેલ ઉત્તમ જીવદયા અને લક્ષ્મીનો ખરો સદુપયોગ કરી પોતાના નામને ઉભય લોકમાં વિરાજીત કરી મુકયું છે તેમના મહાન સુપ્રદ સ્વર્ગવાસથી અમોને હર્ષ અને ખેદ બન્ને પ્રાપ્ત થાય છે. પોતાના ઉંચા ગુણોએ કરીને આ ધર્માત્મા બ્હેન રૂડાં કર્મે કરીને ઉંચી ગતિને પામ્યાં છે, જેથી અમો સૌ એમનાં પરિચિત વઢવાણ કેમ્પનાં માણસો તેમના આત્માની વિશેષ ઉન્નતિના શાસ્ત્રસતપ્રમાણ ન્યાયથી આનંદ પામીએ છીએ. પરંતુ સ્વાર્થ દૃષ્ટિથી અમને સ્વાભાવિક ખેદની અથવા દીલગીરીની લાગણી ઉદ્‌ભવે છે અને તે એટલા માટે કે સ્વર્ગસ્થ ધર્મશીલ બેન જમનાબેને સવંત ૧૯૬૭ ના કાઠિઆવાડના મહાન દુકાળ વખતે આ અમારા વઢવાણ કેમ્પમાં પધારી અનાથ અને ગરીબ માણુસોને દાણા, કપડાં વિગેરેની જે મદદ કરી હતી તે અમોને અમારા અંતઃકરણમાં અહર્નિશ સ્મરણીય વાત છે, એટલું જ નહિ પરંતુ એ દુષ્કાળ વખતે મુંગાં પ્રાણી પશુઓ કે જે બહુ દુઃખમય સ્થિતિમાં જીવન ગાળતાં હતાં તેમના બચાવ માટે અહીંના નામદાર પોલીટીકલ એજન્ટ સાહેબે જાતે શ્રમ લઈને જે કેટલ કેમ્પ બનાવ્યો હતો અને એ કેટલ કેમ્પમાં બનતી તકલીફે જે ઉત્તમ રક્ષણ થતું હતું તે કેટલ કેમ્પની ધર્માત્મા બ્હેને વીઝીટ લીધી હતી. એટલેથી બસ નહોતું પરંતુ પોતાના દયાર્દ્ર અંતઃકરણથી તીવ્ર લાગણી પ્રદર્શિત કરી ગાયોના સંકટનિવારણને માટે સારી મદદ આપી હતી, એ બીના અમારા કેમ્પ વાસસ્થના હૃદયમાં લેખ રૂપે કોતરાયલી રહી છે, અને એ વિદુષીબાઈના આવા ઉમદા સ્વભાવ અને ધર્મભાવનાના પરિણામમાં ઈશ્વર એમને અખંડ શાન્તિનાં ભાગી બનાવો, એટલું જ નહિ પણ પરમ કૃપાળુ પરમાત્મા અમારાં ભગિની જમનાબેન જેવી પરોપકારવૃત્તિથી ભરેલી ભરતમાતાઓ ઉત્પન્ન કરો કે જેથી એવી માતાના ઉદાર ભાવથી બહોળા વિસ્તારમાં હિંદના બાળકો અને હિંદના મુંગા જીવો અમૂલ્ય લાભ પામી હૃદયની શુદ્ધ આશિષોની વૃષ્ટિ કરતા થાય. इति शिवम् ।

---

## સ્ત્રીઓનો દરજ્જો.

### લેખક—રા. ભવાનીશંકર નરસિંહરામ.

સ્ત્રી એ લક્ષ્મી છે. સ્ત્રી દેવી છે અને સ્ત્રી એ ઘરની રાણી છે, તેથી જ આર્ય ધર્મશાસ્ત્રમાં સ્ત્રીને ગૃહિણી કહે છે, સ્ત્રી એ ઘરનો શણગાર છે, ઘરની શોભાસંપત્તિ છે. સ્ત્રી વગર ઘર સૂનું લાગે છે, સંસાર સૂનો લાગે છે. આવી સ્ત્રીઓને સ્વામી એ માથાનો મુકુટ છે, હૈયાનો હાર છે, પ્રાણ છે, આત્મા છે, જે કહો તે સ્ત્રીઓના મનથી સ્વામી જ છે. સ્વામી અને સ્ત્રી ઘરવ્યવહાર ચલાવનાર બે બળદ છે. સંસાર એ રથ છે અને રથને ચલાવનાર પતિ અને પત્ની છે. જ્યાં જ્યાં પત્ની અને પતિમાં ઐક્ય છે ત્યાં ત્યાં ઘરવ્યવહારનો રથ બરાબર

ચાલશે, ઘર એ વૈકુંઠ બનશે અને સંસાર એ સ્વર્ગ બનશે અને તેથી જ આર્ય શાસ્ત્રમાં સ્ત્રીને સન્માન આપવાની પગલે પગલે આજ્ઞા કરી છે ને સ્ત્રીને પોતાના પતિની સેવા બજાવવાની આજ્ઞા કરી છે.

સ્ત્રી એ દયાની મૂર્તિ છે, માયા ને મોહબત એ સ્ત્રીના ખાસ સ્વાભાવિક સદ્‌ગુણો છે. દયા ને સરળતા વગર સ્ત્રી શોભતી નથી. આવી સ્ત્રીઓ આર્યાવર્તમાં બહુ થઈ ગઈ છે ને થાય છે.

હિંદુસ્તાનમાં અનેક ગુણ ધર્મ દર્શાવનારી નામાંકિત સ્ત્રીઓ થઈ છે ને થાય છે. ગૂજ-રાતમાં બીજા દેશો કરતાં કાંઈક ઓછી સંખ્યા હશે. સ્ત્રીનું મન કેળવણીથી ને સત્સંગથી ખીલવ્યું હોય તો પોતાના સદ્‌ગુણની સુગંધિ પ્રસરાવ્યા વગર રહે જ નહિ, પણ અંધાધુંધીના જમાનામાં સ્ત્રીકેળવણી બંધ પડી અને પુરૂષોએ તેમના ભણી બેદરકારી બતાવવા માંડી તેથી સ્ત્રીઓનાં મન વિકાસ પામવાનો વખત ન મળ્યો અને તેને લીધે સ્ત્રીઓનો દરજ્જો ઉતરી ગયો, પણ વખત જે કાંઈ કરે છે તે મનુષ્યોથી બની શકતું નથી. ચઢતી પછી પડતી ને પડતી પછી ચઢતી આવે છે. ઈંગ્રેજોનો અમલ સારે નશિબે ભરતખંડમાં જામ્યો ને તેની સાથે હિંદુ સ્ત્રીઓને કેળવણી આપવાનો પ્રચાર વધતો ગયો. ઘણા વર્ષોનો વ્હેમ ઘટી ગયો ને આજ હિંદુ કન્યાઓને કેળવણી આપવાની શુભ શરૂઆત થઈ છે. આ પ્રતાપ બ્રિટિશ રાજ્યના અમલનો છે.

(દોહેરો)

ભણી ગણીને ભામિની, સુંદરી થાય સજાત;
આવત જો ન અંગ્રેજ તો, તે ક્યમ વ્હેમ તજાત?

સ્ત્રીઓ માયાની મૂર્તિ છે, સ્ત્રીજાતિને જો ઉત્તમ પ્રકારનું શિક્ષણ મળ્યું હોય તો "સોનું ને વળી સુગંધ" એવી કીર્તિ મેળવી શકે છે. પૃથ્વીપર જે કંઈ પરોપકારનાં અને દયાનાં કાર્યો થાય છે તેમાં સ્ત્રીઓનો જ ઘણું કરીને મુખ્ય ભાગ હોય છે, સ્ત્રી એ માતા છે અને માતા એ નિઃસ્વાર્થી માયાની મૂર્તિ છે, દયાની બ્હેન છે ને દયાની બ્હેનો તરીકે યુરોપ અમેરિકાની સ્ત્રીઓ આજ કાલ કેવું કામ કરે છે તે આપણે જાણીએ છીએ-સાંભળીએ છીએ.

આપણા દેશમાં આવી દયાની બ્હેનો પ્રકટ થાય એવી આપણી ઈચ્છા છે. સ્વર્ગવાસી બ્હેનશ્રી જમનાબાઈ સક્કઈના સ્વર્ગવાસથી આપણને ઘણી જ ખોટ પડી છે. ગુજરાતમાં બ્હેન જમનાબાઈ સ્ત્રીજાતિનો નમુનો હતાં. તેઓએ પોતાની જીંદગીનો ઉત્તમ ભાગ સ્ત્રીસુધારણા પાછળ અને જનકલ્યાણના અર્થે ગુજાર્યો છે. સ્વર્ગવાસી બ્હેન સક્કઈને મેં પહેલ વહેલાં એક મ્હોટી સ્ત્રીસમાજમાં જોયાં હતાં. શ્રીમંત ગાયકવાડ સરકાર સયાજી-રાવ સહકુટુંબ યુરોપના પ્રવાસોથી આ દેશમાં ક્ષેમકુશળ પધાર્યા તેની મુબારકબાદી આપવાને મુંબાઈની સ્ત્રીસમાજે યુનીવરસીટી હોલમાં એક ગંજાવર મિલાવડો કર્યો હતો. આ મિલાવડામાં મુંબાઈની તમામ જ્ઞાતિના જાણીતા ને માનીતા ગૃહસ્થો હાજર થયા હતા, તથા મુંબાઈની શીખેલી અને સમજુતદાર જુદી જુદી જાતની સ્ત્રીઓ હાજર થઈ હતી; તે વખતે ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળની આનુઓ સાથે સ્વર્ગવાસી બ્હેન સક્કઈ પણ હતાં. બ્હેન સક્કઈ સોહાસણાં સ્ત્રીના વેષમાં હતા. નાકમાં નથ અથવા વાળીથી તેઓ ઘણી સ્ત્રીઓની વચમાંથી જણાઈ આવતાં હતાં. હાથમાં ચામડાની એક ન્હાની બેગ રાખતાં ને દમામદાર દેખાવથી ને હિમ્મતવાન હાવભાવથી તેમને જોઈને માન આપવાનું મન થતું હતું.

દક્ષિણી સ્ત્રીઓ ગુજરાતી સ્ત્રીઓ કરતાં હિમ્મતવાન ને આગળ પડતો ભાગ બજાવનારી દીસે છે. ગુજરાતી સ્ત્રીઓ બ્હીકણ ને શરમાળ સ્વભાવની જણાય છે ને તેથી તેઓ આવા ભવ્ય મેલાવડામાં આગેવાની ભરેલો ભાગ બજાવી શકવાની હાલતમાં હોતી નથી; પણ બ્હેન જમનાબાઈ સક્કઈની આંયધરી હેઠળ ઘણી ગુજરાતી સ્ત્રીઓ જાહેરમાં ભાગ લેવાને તથા ભાષણ કરવાને શક્તિવાન થઈ છે. આ ઉપકાર સ્વર્ગવાસી બ્હેન સક્કઈનો જ ગણાશે.

બીજીવાર બ્હેન સક્કઈને મળવાનો લાભ મને સ્ત્રી શિક્ષણના હિમાયતી શેઠ ભવાનીદાસ નારણદાસ મોતીવાળા અને તેમનાં કેળવાયલાં ને દયાળુ સુશીલ પત્ની શ્રીમતી કળાવંતીની કૃપાથી તેમના મકાનમાં મળ્યો હતો. હું મોસુફ શેઠને મળવાને ગયો હતો તે વખતે મને જમવાનું આગ્રહપૂર્વક આમંત્રણ કીધું હતું ને તરત જ ટેલીફોનથી બ્હેન સક્કઈને ખબર આપ્યા હતા કે કવિ ભવાનીશંકર રાત્રિએ જમવા આવવાને કબુલ થયા છે માટે તમારે પણ આમંત્રણ સ્વીકારવું. બ્હેન સક્કઈએ શેઠ મોતીવાળાનું જમવાનું આમંત્રણ સ્વીકાર્યું હતું ને રાતના શેઠ મોસુફના બંગલામાં અમારે મળવાનો ને વાતો કરવાનો લાભ મળ્યો હતો. બ્હેન સક્કઈ માયાળુ સ્વભાવનાં અને નરમ દીલનાં હતા. પોતાની બ્હેનપણીઓ વિદ્યાભ્યાસ કરીને આગળ વધે અને ગુજરાતી સ્ત્રીઓમાં કેળવણીનો પ્રચાર વધુ થાય એવી ઈચ્છા સ્વર્ગવાસી બ્હેનના મનમાં વિશેષ હતી. મ્હારા મિત્ર શેઠ ભવાનીદાસ અને તેમના કુટુંબ સાથે બ્હેન સક્કઈને બહુ સંબંધ હતો. જો બ્હેન સક્કઈ ઘણા વર્ષ હૈયાત રહ્યાં હોત તો તેઓ પોતાને હાથે ઘણું કરી શકત, પણ કમનશીબ ગુજરાતનાં કે તેઓ લાંબી આવરદા ભોગવી શકયાં નથી.

ગુજરાતમાં સ્વર્ગવાસી બ્હેનના સરખી હિમ્મતવાન અને દૃષ્ટાંત આપવા લાયક સ્ત્રીઓની બહુ જ અછત છે. ગુજરાતી સ્ત્રીઓ ગરીબ દશામાં કેવી ડૂબેલી છે, તે અનુભવીઓ જ જાણે છે. આવી સ્ત્રીઓનો ઉદ્ધાર કરવાને સ્વર્ગવાસી બ્હેન સક્કઈના સરખી જ બીજી અનેક દયાની બ્હેનો પ્રગટ થાઓ એવી મ્હારી પ્રભુપ્રાર્થના છે. સ્ત્રીઓનો દરજ્જો આજકાલ ઘણો નીચો ઉતરી ગયો છે તે વધારવાને અને સ્ત્રીજાતિને શોભા આપવાને પ્રભુ કરૂણા કરો એવું હું ઈચ્છું છું. દેવી શ્રી જમનાબાઈના આત્માને પ્રભુ શાન્તિ આપો. ઓમ્! શાંતિ! શાંતિ! શાંતિ!

---

## ગં. સ્વ. જમનાબાઇનો પતિમાં પ્રેમ.

### લેખક—રા. મૂલશંકર રામજી વ્યાસ.

મરહુમ શેઠ તાપીદાસ વ્રજદાસના શ્રીમંત અને પ્રતિષ્ઠિત કુટુંબમાં ગં. સ્વ. જમનાબાઈ જન્મ્યાં હતાં. તેમના પિતાનું તુલસીદાસ વ્રજદાસ નામ હતું. ગં. સ્વ. જમનાબાઈ પોતાના માતાપિતાનાં તથા કુટુંબીઓનાં લાડકવાયાં અને અતિશય વહાલાં હતાં. તેમનાં લગ્ન સ્વ. નગીનદાસ ભક્તિદાસ સક્કઈ સાથે થયાં. સક્કઈનું કુટુંબ બહુ પૈસાદાર તો નહિ પણ ધર્મ અને સદ્‌ગુણની સંપત્તિવાળું હતું. લગ્ન થયા પછી સ્વ. જમનાબાઈ પતિનો પ્રેમ મેળવવામાં સફળ થયાં હતાં. નિરભિમાનપણાથી, નિર્લોભપણાથી, સરલતાથી, સ્વચ્છતાથી, ઘરકામની ચતુરાઈથી, પ્રિય ભાષણથી, સંપીલા સ્વભાવથી, સૌભાગ્ય શૃંગારથી અને સ્વાભાવિક રીતની સ્વરૂપસુંદરતાથી પોતાના પતિને રીઝવી શક્યાં હતાં. પત્નીનો પતિમાં અને પતિનો પત્નીમાં પ્રેમભાવ બંધાયો અને તે આખી જીંદગી સુધી તેવો ને તેવો ટકી રહ્યો. ગં. સ્વ.

જમનાબાઇને સગા સંબંધીના વિયોગનાં સંકટો વારંવાર આવી પડેલાં, પરંતુ પોતાના પ્રિય પતિના સહવાસથી અને તેમના સદુપદેશથી ધૈર્ય રાખી તેઓ સંકટને સહી શકતાં. છેવટે પતિવિયોગનું અસહ્ય અને અનિવાર્ય સંકટ તેમનાથી સહેવાયું નહિ. પતિવિના રહેવાયું નહિ. અંતઃકરણનું દુઃખ કોઈને કહેવાયું નહિ અને પતિનું ચિંતવન કરતાં કરતાં તેઓ પતિલોકને પામ્યાં. અર્થાત્ સતી થઈ પતિને જાણે ભેટવા જતાં હોય તેમ ગયાં.

## દયાલુતા અને પરોપકાર બુદ્ધિ.

ગં. સ્વ. જમનાબાઈ પારકે દુઃખે દુઃખી અને પારકે સુખે સુખી રહેતાં હતાં. કોઈ ગરીબ માણસનું સંકટ સાંભળતાં ત્યારે તેમના નેત્રમાંથી અશ્રુની ધારા વહેતી હતી. પોતાથી અને પોતાના લાગવગથી બની શકે તેટલી સહાયતા આપી દુઃખી માણસનું દુઃખ દૂર કરતાં હતાં. અન્ન અને વસ્ત્ર તો એટલાં બધાં આપ્યાં હશે કે તેની ગણના કરવી અશક્ય છે. તેઓ એકલાં કદી પણ જમ્યાં નહિ હોય. જમવામાં સગા સંબંધી, મિત્રમંડળ અને કોઈ અતિથિ હમેશ હોય જ.

## ધર્મ સંબંધી વિચારો.

કોઈ પણ ધર્મની નિંદા ગં. સ્વ. જમનાબાઈ કરતાં ન હતાં. તેમની દૃઢ શ્રદ્ધા વેદોક્ત સનાતન ધર્મમાં હતી. શિવ–વિષ્ણુની મૂર્તિને મ્હોટું માન આપતાં. મૂર્તિમાં પથ્થર અથવા ધાતુની બુદ્ધિ ન રાખતાં પરમેશ્વરની ભાવના રાખી વંદન કરતાં હતાં. શ્રીમદ્‌ભાગવત અને ભગવદ્‌ગીતાનો થોડો ઘણો પાઠ કીધા સિવાય તેઓ ભોજન લેતાં નહિ. ધર્મને અનુસરતા સાચા સુધારાનાં તેઓ સાથી હતાં. દર વરસ ગોકુલાષ્ટમીને દિવસે કૃષ્ણાવતારની કથા તેઓ સાંભળતાં હતાં અને તે સંભળાવવાનું કામ હું પોતે જ કરતો હતો. પરમાત્માના અવતારો માટે તેમને કોઈ જાતની શંકા રહી ન હતી. ગં. સ્વ. જમનાબાઈ તથા સ્વ. નગીનદાસ એ બંનેએ એક વાર એવો પ્રશ્ન પૂછયો કે શ્રીકૃષ્ણની રાણીઓ પોતાના પતિ પ્રત્યે કેવી વર્તણુક રાખતી હતી તે કહો. મેં તરત શ્રીમદ્‌ભાગવતના દશમસ્કંધના ૬૧ મા અધ્યાયનો નીચે લખેલો એક જ શ્લોક કહ્યો અને તેથી સ્ત્રીપુરુષ બંને બહુ રાજી થયાં. સ્ત્રીધર્મને લગતો તે શ્લોક હોવાથી ગં. સ્વ. જમનાબાઈએ પોતાની નોટમાં લખી લીધેલો છે.

प्रत्युद्गमासनवरार्हणपादशौच–
ताम्बूलविश्रमणवीजनगंधमाल्यैः ।
केशप्रसारशयनस्नपनोपहार्यै–
र्दासीशता अपिविभोर्विदधुःस्म दास्यम् ॥

"શ્રીકૃષ્ણના મહેલમાં સેંકડો દાસીઓ હતી તો પણ શ્રીકૃષ્ણપતિનું કામકાજ રાણીઓ જાતે જ કરતી હતી. બહારથી આવતા હોય ત્યારે સામી જાય, બેસવાનું આસન આપે, ઉત્તમ રીતે પૂજન કરે, પગ ધુએ, નાગરવેલના પાનની બીડી કરી આપે, પગ ચંપી કરે, પંખાથી પવન નાખે, ચંદન ચર્ચે, પુષ્પ અર્પે, કેશ સાફ કરે, સુવાડવાની સ[illegible] કરે, નવરાવે અને જમાડવાનું કામ પણ પોતે કરે." આ પરથી એમ સિદ્ધ થાય છે કે પાતસેવાનું કામ દાસ-દાસીને ન સોંપતાં કુલીન સ્ત્રીએ પોતે જ કરવું જોઈએ. સ્વર્ગસ્થ પતિપત્ની ગુજરાતમાં એક અલૌકિક દમ્પતી હતું.

---

# જમનાબ્હેન જન્મ્યાં ન હોત તો—

## લેખકઃ—રા ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલએલ. બી.

મનુષ્યના જીવનની સફલતાનું પ્રમાણ આંકવાની કૈં કૈં કસોટીઓ હોઈ શકે. જમનાબ્હેનના જીવન પ્રતિ અનેક દૃષ્ટિઓથી જોવાયું છે, જોવાય છે અને જોવાશે, કારણ કે ગુજરાતી હિંદુ સ્ત્રીઓમાં ત્હેમનું સ્થાન એવું તો અદ્વિતીય હતું કે ઉપકારવશ ગુજરાત ત્હેમના જીવનને સર્વદા સ્મરણમાં રાખશે. તો એક આ દૃષ્ટિથી પણ જોવા જેવું છે કે જમનાબ્હેન જન્મ્યાં ન્હોતાં ત્યારે ગુજરાતી હિંદુ સ્ત્રીઓની સ્થિતિ શી હતી, તેઓ જન્મ્યાં અને જાહેરમાં કામકાજ કરતાં થયાં ત્યારે શો શો ફેરફાર થયો અને તેઓનું અવસાન થયું ત્યાર પછી કામ કેમ ચાલે છે? ટૂંકામાં, એ ન્હોતાં, હતાં અને નથી એ ત્રણે સ્થિતિઓને સરખાવવાથી ત્હેમને લીધે શું શું થઈ શક્યું છે ત્હેનો યથાર્થ ખ્યાલ કાંઈક આવી શકશે.

આ કસોટીનો ઉપયોગ કરવા બે બાબત પ્રથમ લક્ષમાં રાખવા જેવી છે. એક તો એ કે કાલબલ જેવું કાંઈક અગમ્ય બલ છે અને એ કાલબલની નિમિત્ત અમુક વ્યક્તિઓ થાય છે. એ વ્યક્તિને લીધે જ અમુક બનાવો બન્યા અને એ ન હોત તો બનત જ નહિ એવો આગ્રહ કરવો એ ગેરવ્યાજબી છે, છતાં કાલબલ ઉપર જ સર્વ ભાર મૂકી દેવો અને નિમિત્તરૂપ બનનાર વ્યક્તિનું મહત્વ સમૂળગું ન જ આંકવું એ પણ ગેરઇન્સાફ છે. હાલના કાલમાં પૂર્વ અને પશ્ચિમ, નવું અને જુનું, ગૃહજીવન અને સાર્વજનિક જીવન વગેરેનો જેવો સમન્વય–જેવી મીલાવટ–જેવું Co-ordination–આવશ્યક છે તેવા સમન્વયની દિશામાં એક દૃષ્ટાંતરૂપ બનવાનું સદ્‌ભાગ્ય જમનાબ્હેનનું હતું. એક બાજુથી વર્તમાનકાલનાં તેઓ પરિણામ હતાં અને બીજી બાજુથી વર્તમાનકાલ ત્હેમના જીવનના કેટલેક અંશે પરિણામરૂપ છે. સંક્ષેપમાં કાલબલ અને વ્યક્તિબલની પરસ્પર અસર થાય છે એ કોઈ પણ વ્યક્તિનું જીવન તપાસતાં સ્મરણમાં રાખવા જેવું છે, જેથી ન કાલ ઉપર કે ન વ્યક્તિ ઉપર વધારે પડતો ભાર મૂકી દેવાય. બીજી બાબત લક્ષમાં રાખવા જેવી એ છે કે જમનાબ્હેનના કાર્યનું મૂલ્ય આંકતાં બીજી જે વ્યક્તિઓ ત્હેમને સહાયરૂપ થઈ હતી ત્હેમને અન્યાય ન થાય એ પણ જોવા જેવું છે. દાખલા તરિકે નગીનદાસભાઈ જેવા ઉદાર અને સ્વાર્થત્યાગી પતિની નિરન્તર પ્રેરણા વિના જમનાબ્હેન શું કરી શક્યાં હોત? તેમ જ ભાઈ મોતીવાળા તથા ભાઈ કેશવલાલ જેવા કામ કરનાર પુરુષ સહાયકો જમનાબ્હેનની સાથે ન હોત તો જમનાબ્હેન એકલાં શું કરી શક્યાં હોત? એથી પણ આગળ વધીએ તો મુંબાઈના ગુજરાતી હિન્દુ સ્ત્રીવર્ગે જમનાબ્હેનના પ્રયાસોને હોંસથી વધાવી ન લીધા હોત અને ત્હેમની સાથે સ્ત્રીજાતિના ઉદ્ધારના કાર્યમાં જોડાવાનું પસંદ ન કર્યું હોત તો જમનાબ્હેનનું કાર્ય કેટલું બધું મુશ્કેલ બન્યું હોત? ટૂંકામાં, જમનાબ્હેનને ઘટતું માન આપવાની સાથે ત્હેમને અનુકૂલ થનાર મનુષ્યોને અન્યાય ન થાય એ પણ ધ્યાનમાં રાખવા જેવું છે.

ઉપરની બન્ને સાવચેતીઓ પૂરેપૂરી લક્ષમાં રાખીને અને ગુજરાતનાં અન્ય ઉજ્વલ સ્ત્રીરત્નોને લેશ પણ અન્યાય કર્યા વિના મ્હારે કહેવું જોઈએ કે મ્હારા નમ્ર મત પ્રમાણે સ્ત્રીઓની ઉન્નતિની દૃષ્ટિથી અને સાર્વજનિક સેવાની દૃષ્ટિથી જમનાબ્હેનની સમાન ગણી શકાય એવી કોઈ પણ ગુજરાતી હિન્દુ સ્ત્રી મ્હારા જાણવા જોવામાં નથી. જમનાબ્હેન તે જમનાબ્હેન

જ—એમના સમાન બીજું કોઈ નહિ. શ્રી કૃષ્ણ પરમાત્માના સંબંધમાં ગોપીઓએ ગાયું હતું કે "जयति तेऽधिकं जन्मना व्रजः અર્થાત્, ત્હારા જન્મથી વ્રજ વધારે જય પામે છે;" તેમ જો કોઈ પણ સ્ત્રીને માટે એમ કહી શકાય તેવું હોય કે "તમ્હારા જન્મથી ગુજરાતનું સ્ત્રીત્વ વધારે ગૌરવ પામ્યું છે" તો તે સ્ત્રી જમનાબ્હેન જ છે. જમનાબ્હેનના જન્મ્યા પછી ત્હેમના જીવનથી પૂર્વેના કરતાં ગુજરાતનું સ્ત્રીત્વ વિશેષ ઉંચી ભૂમિકાએ મૂકાયું છે એ કયું નિષ્પક્ષપાતી હૃદય નહિ સ્વીકારે ? શ્રીયુત ગોખલેના સંબંધમાં બોલતાં એક અંગ્રેજે કહ્યું હતું કે "In him Indian manhood reached its highest water-mark, અર્થાત્ શ્રીયુત ગોખલેના જીવનથી હિન્દી પુરુષત્વનો પ્રવાહ ઉંચામાં ઉંચા જલાંકે મ્હોંચ્યો;" તેવું ગુજરાતના હિંદુ સ્ત્રીત્વના સંબંધમાં જમનાબ્હેનને ઉદ્દેશીને કહી શકાય તેમ છે. એક પ્રાન્તના સ્ત્રીત્વને પોતાના જીવનથી ઉંચામાં ઉચી કક્ષાએ મ્હોંચવાની શક્તિનું દૃષ્ટાન્ત આપવું એ એ પ્રાન્તની જેવી તેવી સેવા નથી, અને જમનાબ્હેને એ સેવા બજાવી છે એ નિર્વિવાદ હોવું જોઈએ. તેઓ ન્હોતાં ત્યારે સ્ત્રી જીવનનો પ્રવાહ જેટલે જલાંકે મ્હોંચેલો હતો ત્હેના કરતાં ઘણે વધારે ઉંચા જલાંકે જીવનના પૂરે સ્ત્રીજીવનના પ્રવાહને મ્હોંચાડ્યો; જમનાબ્હેનના જન્મ્યા પૂર્વે સ્ત્રીજીવનના સ્વરૂપનો જે ખ્યાલ હતો તે ખ્યાલ જમનાબ્હેનના જીવનથી ઘણો વધારે વિસ્તૃત અને ઉન્નત બન્યો. ત્હેમના અવસાન પછી ત્હેમના જેટલા ઉંચે જલાંકે મ્હોંચનાર કઈ સ્ત્રી અત્યારે ગુજરાતમાં છે ? જમનાબ્હેન જન્મ્યાં તો ગુજરાતને ગૃહજીવનના અને સાર્વજનિક જીવનના એક ઉંચા પ્રકારના સમન્વયનું સજીવ દૃષ્ટાન્ત મળ્યું. જમનાબ્હેનના જીવનના આ સ્વરૂપના સંબંધમાં બોલતાં નામદાર લેડી વિલિંગ્ડને કહ્યું હતું કે "એક બાજુથી સ્ત્રી તરિકેના ત્હેમના પ્રથમ ધર્મોમાં ત્હેમની સામાજિક પ્રવૃત્તિઓને ત્હેમણે વિક્ષેપરૂપ બનવા દીધી ન્હોતી અને બીજી બાજુથી અન્ય સ્ત્રીઓ તરફનાં તથા સમાજ તરફનાં પોતાનાં કર્તવ્યો બજાવવામાં ગૃહધર્મોને બ્હાને તેઓ બેદરકાર રહ્યાં ન્હોતાં. સાર્વજનિક જીવનમાં ભાગ લેવામાં સ્ત્રીઓને—અને ખાસ કરીને હિન્દી સ્ત્રીઓને જે મ્હોટામાં મ્હોટી મુશ્કેલી નડે છે તે કદાચિત્ને આ જ છે, અને મિસિસ સક્કઈએ બતાવ્યું છે કે એ મુશ્કેલીનું નિરાકરણ ગૃહધર્મો તથા સમાજધર્મોને હાનિ કર્યા વિના થઈ શકે છે એટલું જ નહિ, પરંતુ બન્ને પ્રકારના ધર્મોને ઘણો લાભ થાય એવી રીતે થઈ શકે છે." આ શબ્દોમાં લેડી વિલિંગ્ડને જીવનને તપાસવાનું એક અતિશય ઉચ્ચ દૃષ્ટિબિન્દુ અતિશય ઉચ્ચ પ્રકારની યોગ્ય ભાષામાં રજુ કર્યું છે. જમનાબ્હેન જન્મ્યાં ન હોત તો ગુજરાતના સ્ત્રીવર્ગ પાસે ગૃહજીવન અને સાર્વજનિક જીવનના એક સુન્દર સમન્વયનું ઉન્નત દૃષ્ટાંત જે મૂકાયું છે તે મૂકાયું ન હોત.

જમનાબ્હેન જન્મ્યાં ન હોત તો બીજા એક સમન્વયનો લાભ પણ ગુજરાતનું સ્ત્રીત્વ ગુમાવત. જમનાબ્હેન એકંદરે જૂના વાતાવરણમાં ઉછર્યાં હતાં અને ત્હેમના આચારવિચારનો ઝોક જૂની બાજુ તરફ વિશેષ હતો, છતાં તેવા જીવનપ્રવાહની મુખ્ય દિશા બદલ્યા વગર નવીન સંસ્કારોનો જેટલો સમાવેશ પોતાના જીવનમાં કરી શકાય તેટલો કરવા તેઓ હમેશ તત્પર રહેતાં. જૂના પ્રકારની ધાર્મિક વિધિઓનું પાલન કરવા છતાં નવા પ્રકારના ધર્મજીવનના આત્મારૂપ સમાજસેવાનો પન્થ ત્હેમણે કોઈ નવી સ્ત્રીને શરમાવે તેટલે બધે અંશે પોતાનો કરી લીધો હતો. જૂના પ્રકારનાં સામાજિક બન્ધનો સ્વીકારવા છતાં નવામાં નવા સુધારકને શરમાવે તેવા વિશાલ ચેતનથી તેઓ સર્વ કોમોનાં માણસોની સાથે છુટથી હળતાં મળતાં. જૂના પ્રકારની સ્ત્રીજીવનની મર્યાદાઓને અનુસરવા છતાં કોઈ નવામાં નવી સ્ત્રીને શર-

માવે એવી છુટથી અને એવી એકાગ્રતાથી તેઓએ સાર્વજનિક જીવનમાં ઝંપલાવ્યું હતું. અવિવેકીની દૃષ્ટિએ આવાં વિરોધી ગણાતાં તત્ત્વોની એકત્રતા અસંબદ્ધતા–inconsistency–ને રૂપે દેખાય છે; વિવેકીની દૃષ્ટિએ એવી એકત્રતા સર્વદેશીયતા–Comprehensiveness–ને રૂપે દેખાય છે. જ્યાં વાસ્તવિક વિશાળ દૃષ્ટિનાં અંજન નયનોમાં અંજાયાં હોય છે અને જ્યાં પ્રામાણિક વિશ્વચેતન (cosmopolitanism) હૃદયમાં સ્ફુરી રહ્યું હોય છે ત્યાં બાહ્ય અને સ્થૂલ કાર્યસંકોચોમાં પણ આન્તર અને સૂક્ષ્મ ચેતન વિસ્તાર અગોચર નથી રહેતો. જમનાબ્હેન ન જન્મ્યાં હોત તો નવા જૂનાનો–પૂર્વ પશ્ચિમનો–સ્વાતંત્ર્યસંયમનો–જે સમન્વય અત્યારે ગુજરાતના સ્ત્રીવર્ગને સુગમ છે તે અગમ્ય હોત. સંક્ષેપમાં, જમનાબ્હેન જન્મ્યાં ન હોત તો ગુજરાતના સ્ત્રીવર્ગની સમક્ષ ભાવનાઓ તથા કાર્યોની જે સામગ્રી જમનાબ્હેનના જીવને રજુ કરી છે તે રજુ ન થઈ હોત અને ગુજરાત એક ઉન્નત જીવનના પવિત્ર પ્રભાવથી વિહોણું રહ્યું હોત.

---



સને ૧૯૦૫ માં મહર્ષિ દાદાભાઈ નવરોજીને અભિનંદન આપવા વેસાવા ગયેલું ડેપ્યુટેશન.

# ગં. જમનાબેન.

## લેખકઃ—લેડી લક્ષ્મીબાઈ જગમોહનદાસ.

સદ્‌ગત ગંગાસ્વરૂપ જમનાબાઈ નગીનદાસ સક્કઈ ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળનાં પ્રમુખ થોડા વખત પર સ્વર્ગવાસી થયાં, તેના આ સ્મારક અંકમાં કાંઈ લખી મોકલવાને મને મંડળનાં સેક્રેટરીઓએ વિનંતિ કરેલી, પણ હું મ્હારી નબળી તબીયતને લીધે હાલ મુંબાઇની બહાર રહેતી હોવાથી અને જમનાબેન સંબંધી મારા વિચારો મંડળ તરફથી બોલાવવામાં આવેલી દિલગીરી જાહેર કરનારી સભામાં પ્રમુખપદેથી મેં જાહેર કર્યા હતા, તેથી આ વખતે મને આ ફરજમાંથી મુક્ત કરવા મેં તેઓને જણાવ્યું. પણ ત્યાર પછી મંડળની કમિટીએ મરનાર જમનાબેનની જગ્યાએ મને મંડળનાં પ્રમુખ તરીકે ચુંટી કહાડી જે માન આપ્યું હતું તે મેં જમનાબેનની પોતાની તથા મંડળની કમિટીની બધી બેનોની ઈચ્છાને માન આપી સ્વીકાર્યું હતું. હવે આ સ્મારક અંકમાં મંડળનાં પ્રમુખ તરીકે મારે કાંઈક લખવું એવો પાછો તે બેનો તરફથી પ્રેમપૂર્વક આગ્રહ થયો, ત્યારે મારે તેમની મરજીને માન આપી બે બોલ લખવા એમ વાજબી ધારી હું મરનારની જીંદગીનું ટુંક વર્ણન લખી મોકલું છું.

ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ સ્થપાયા પછી થોડા વર્ષ વીત્યાબાદ મંડળની ઉપયોગિતા તેમ જ તેની હસ્તીથી મુંબાઈમાં ગુજરાતી સ્ત્રીઓ આવી સંસ્થાને અંગે સ્ત્રીઉપયોગી ઘણું કામ કરી શકવાને સામર્થ્યવાન થશે, એમ માલમ પડવાથી હું આ મંડળમાં જોડાઈ અને મેં પ્રત્યક્ષ જમનાબેનનાં કામો જોયાં. તે સમયથી મારા મનમાં ખાત્રીપૂર્વક માન્યતા ઉત્પન્ન થઈ કે ખરે જ જમનાબેન ગુજરાતી સ્ત્રીઓમાં મુંબાઈ તેમ જ ગુજરાતના સ્ત્રીવર્ગમાં એક પરમાર્થી અગ્રગણ્ય સ્ત્રી હતાં. અને ઉપલા મંડળે તેમની જ ખંત, ઉત્સાહ, અને ધીરજથી જે ઉપયોગી કામ કરી બતાવ્યું હતું તેથી મારી જમનાબેન તરફની લાગણીમાં વધારો થતો ગયો. આજથી થોડા વરસ પહેલાં મેં મંડળના એક હિતચિંતક ભાઈ ભવાનીદાસ નારણદાસને ખાનગી કાગળ લખી જમનાબેનની યાદગીરી કાયમ રાખવા મંડળની કમિટી આગળ મારી દરખાસ્ત લાવવાની લેખિત ઈચ્છા જણાવી હતી, તે વખતે તેમણે જણાવ્યું કે જમનાબેન ફરીથી સ્ત્રીકેળવણીના ફેલાવા સારૂ મુસાફરીએ જવા વિચાર રાખે છે, માટે હાલ તુરત તે બાબત મુલતવી રાખવી, અને તે મને પણ યોગ્ય લાગવાથી તે બાબત પડતી મૂકવામાં આવી હતી. જ્યારથી હું જમનાબેનની સાથે મંડળના કામમાં જોડાઈ ત્યારથી જ તેમનાં લોકોપયોગી જીવનમાંથી મને ઘણુંક જાણવાનું મળ્યું હતું.

જમનાબેને પોતાનું જીવન ગુજરાતી હિંદુ સ્ત્રીઓની ઉન્નતિના માર્ગમાં આરંભ્યું અને તે દેશસેવાના મહાન વિસ્તારવાળા પ્રદેશમાં ફેલાવ્યું. તેમ જ આખરે દેશસેવા કરતાં કરતાં જ તેમનું મૃત્યુ થયું. તે આપણ સર્વેને માટે એક દૃષ્ટાંતરૂપે લેખાવું જોઇએ.

તેઓ બેને પોતાના મંદવાડ પહેલાં મંડળે આરંભેલા કાર્યોને સ્થાયી બનાવવા પોતાની નબળી તબીયત છતાં મારી સાથે જે શ્રમ લીધો હતો તે પરથી મંડળનું હિત તેમને હૈડે કેટલું હતું તે બતાવી આપી હમોને હમારી ફરજ બજાવવાને પ્રેર્યાં હતાં.

તેમના લાંબા મંદવાડ વખતે જ્યારે જ્યારે હું તેમની પાસે જતી ત્યારે ત્યારે તેઓ મંડળ સંબંધી કાર્ય ઉપાડી લેવાને યોગ્ય સલાહ આપતાં હતાં. આવી રીતે છેક છેલ્લી ઘડી

સુધી પોતાની સંસ્થા તરફ પ્રેમભાવ રાખી પોતાના વસીયત નામામાં મંડળ માટે રૂ. ૫૦૦૦) પાંચ હજારની સુંદર રકમ ભેટ આપી ગયાં છે, તે જ દેખાડવાને પૂરતું છે કે મંડળ પ્રત્યેની તેમની લાગણી છેવટ સુધી તેમની તેમ જ રહી હતી.

અત્રે હું ખાત્રીપૂર્વક જણાવીશ કે મુંબાઈમાં સ્ત્રી-ઉન્નતિ માટે કાઢવામાં આવેલી દરેક સંસ્થામાં નવું ચેતન રેડનાર તથા સ્ત્રી-ઉન્નતિના સવાલોમાં પોતાથી બનતી તન, મન અને ધનની સહાયતા કરનાર અને નિઃસ્વાર્થી પ્રેમમયી જીંદગી ગાળનાર, એક જ ગુજરાતી સ્ત્રી સૌભાગ્ય સ્થિતિમાં રહી બહોળા વિસ્તારમાં પરમાર્થી કામો કરનાર દેખાતી હતી. તે સ્ત્રી જમનાબેન હતાં. હાલમાં તેવી સ્ત્રી કોઈ દેખાતી નથી. એ જ બતાવી આપે છે કે જમનાબેનની જીંદગી કેવી ઉપયોગી હતી. હવે તે સંબંધી વધુ શોક ન કરતાં આપણી સર્વેની ફરજ એ છે કે તેમણે આરંભેલાં કાર્યો ચાલુ રાખી તે કાર્યોની દિનપ્રતિદિન વધુ ઉન્નતિ જેવી રીતે થાય, તેવાં પગલાં ભરવાં.

આ શુભ કામ જે હેતુથી આરંભાયું છે તે શુભ હેતુ પાર પાડવા, જેવી રીતે જમનાબેન મંડળની બેનોની સહાય લઈ ફતેહથી કામ કરતાં હતાં, તેવી જ રીતે હું પણ તેમને પગલે ચાલવાને માટે શક્તિવાન થાઉં એવી પ્રભુ પ્રત્યે મારી પ્રાર્થના છે.

જમનાબેનનો આ સ્મારક અંક કાઢી સમાપ્ત કરવાનું નથી. પણ તેમનું સ્મારક તો તેમનું પરમાર્થી આદર્શરૂપ જીવન સદાને માટે આપણા હૃદયમાં રહે, તેમાં જ છે, તેમ છતાં પણ આપણા હૃદયની ઉંચી ભાવનાઓ અમલમાં મુકાય તે માટે મુંબાઈ શહેરમાં સ્થપાયેલી ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળની સંસ્થાએ મંડળ માટે જે સ્મારક ફંડ ઉઘાડ્યું છે તેમાં આપણી તરફથી યોગ્ય મદદ આપી તથા બીજાઓ પાસેથી યોગ્ય રકમો એકઠી કરાવવામાં સહાયભૂત થઈ જમનાબેનની છેલ્લી ઈચ્છા મુજબ મંડળનું મકાન બંધાવી તેમની યાદગીરી કાયમ રાખવી, એ આપણા મંડળનાં સભાસદોની જ નહિ, પણ આપણી ગરવી ગુજરાતનાં સમસ્ત ગુણીયલ સ્ત્રીપુરુષોની ફરજ છે.

છેવટે આ સ્ત્રીઉપયોગી સંસ્થાની ખોટ પૂરી પાડવાના હમારા કાર્યને વાચકવર્ગ ઉત્તેજીત કરશે એવી મને સંપૂર્ણ આશા છે.

---

## ગં. જમનાબેન.

### લેખકઃ—ગં. બાજીગૌરી મુનશી.

શ્રીમતી પરમ પવિત્ર જમનાબેન સક્કઈ વિષે મારે લખવાનું હોવાથી હું જે જે એમના દિવ્ય ગુણોનું વર્ણન કરીશ તે અપૂર્ણ જ રહેવાનું. કારણ તેના હૃદયના ભાવ અતિ વિસ્તીર્ણ અને સમાન હોવાથી અન્ય વ્યક્તિ તે દિવ્ય ગુણોનું કથન કરી શકે નહિ. માટે યથામતિ યત્કિંચિત્ જે લખાય તેમાંથી ભારત ભગિની સાર ગ્રહણ કરી તેવાં બનવાને પ્રોત્સાહ ધરશે એ આંતર ઈચ્છા છે.

સંવત ૧૯૬૪ના વૈશાખની અક્ષય તૃતીયાએ એમનાં પુણ્ય દર્શન આ વ્યક્તિને વિશેષ પરિચય રૂપે થયાં હતાં. તે દિવસે વનિતા-વિશ્રામનો પ્રથમ વાર્ષિક મેળાવડો હતો અને તેમાં એઓના પવિત્ર હસ્તે બાળાઓને ઈનામ વહેંચાયાં હતાં. ત્યાર પછી ઉત્તરોત્તર વિશેષ પરિચયમાં આવવાથી હૃદયની વિશેષ એકતા થઈ. સં. ૧૯૬૫ માં સુરત વનિતા-વિશ્રામમાં વનિતા-

પુસ્તકાલયની સ્થાપના કરી અને તેમાં એમણે પુસ્તકો ભેટ આપ્યા હતાં. એ જ અરસામાં "સ્ત્રીમંડળ"ની સ્થાપના પણ કરી હતી. સ્ત્રી મંડળની મીટિંગો મહિનામાં એકવાર ભરાતી હતી, અને તેમાં વ્યાખ્યાન તથા કીર્તન વિગેરે થતાં હતાં. પણ ઉત્સાહી સ્ત્રીઓના અભાવે મીટિંગમાં સ્ત્રીઓની પૂરતી હાજરી નહિ આવવાથી એ કામ બંધ કરવું પડ્યું હતું.

ગર્ભથી તે શરીરના અંત લગી શ્રીમંતમાં ગણાતાં છતાં જેને શ્રીમંતમાં વસતા દુર્ગુણોની લેશ પણ અસર નહિ એવાં પવિત્ર જમનાબેન સારૂ આજે તેમના પરિચયમાં આવનાર સર્વ ભારત ભગિની અશ્રુ પાડે છે. નાનાં સાથે નાનાં, મોટાં સાથે મોટાં, સુખી સાથે સુખી, દુઃખી સાથે દુઃખી, એમ સર્વની સાથે સર્વને અનુકૂળ થઈ રહેનાર જમનાબેન! તમારા શા શા ગુણ ગાઈએ? ભારત સ્ત્રીઓ નિર્માલ્ય અને ઉત્સાહ વિનાની થઈ ગઈ હતી. તેમાં નવું જીવન રેડનાર એક તમે હતાં. તમે મોટી વયે પહોંચ્યા છતાં અજ્ઞાન વિચારોને તિલાંજલિ આપીને સ્ત્રી–ઉન્નતિના કાર્યનો ઝુંડો સ્વીકારી કાર્ય કરવા ઉદ્યુક્ત થયાં. જે કાર્ય પ્રતિષ્ઠિત વ્યક્તિઓ તરફથી આરંભાય છે તે કાર્ય વિણવિલંબે આગળ વધે છે, એ નિઃસંશય છે અને તે પ્રમાણે સ્ત્રીઓને આગળ પાડવાનાં અને તેમાં જ્ઞાન અને વિદ્યા ભરવાનાં તમોએ જે પગલાં ભર્યાં તે પગલાંથી આજે અનેક સ્ત્રીઓ અંધકારમાંથી નીકળી પ્રકાશમાં આવી છે અને આવે છે. એ બધો યશ અને આશીર્વાદ એક તમોને જ છે.

દુઃખી જીવોની લાગણી અધિક હોવાથી એમણે અનેક પ્રયાસ કર્યાં હતા. પોતે જાતે ફરી ટ્રાન્સવાલને સારૂ ફંડ ઉઘરાવી મદદ કરી હતી. દુષ્કાળથી પીડિત પશુ તથા પ્રાણીને માટે તેવો જ પ્રયાસ કર્યો હતો. અસહ્ય તાપના વખતમાં ગુજરાત, પંચમહાલ, કાઠિઆવાડ આદિ દેશોમાં ફરી એમણે જોઈતી મદદો આપી હતી. આજે શ્રીમંત અને દરેક વાતે સુખી કઈ સ્ત્રી એવાં પરદુઃખ હણનારા કાર્યમાં ભાગ લેવા જશે? સ્ત્રી જતી નથી તેમ તેમના પતિ પણ અનુમતિ આપતા નથી. અરે! એતો પરોપકારી અને ન્યાયથી વર્તનાર એક રા. રા. નગીનદાસ સક્કઈ તમે જ હતા. આજે તો ભોગજોગે અને કંઈક સુસંગથી કોઈ સ્ત્રીની ઈચ્છા થાય તો તેમના પતિ તરફથી આજ્ઞા મળે જ નહિ. પ્રથમ તેમની પ્રકૃતિમાં બગાડ થાય એ કારણ આગળ આવ્યા વિના રહે નહિ. પણ સક્કઈને તેમાંનું લેશ પણ ન હતું. એ અનુકૂળ જોડું વર્તન અને વિચારમાં ઐક્યભાવે રહેતું હતું. સંસાર ઘણાંના જોયા છે અને જોઇએ છીએ, પણ તેમાં દોષ દેખાયા વિના રહેતો નથી, તો પણ એમના જોડામાં દોષ કાઢવા જેવું જણાયું નથી.

ભોગ અને મોક્ષ ઉભય સાધવાને માટે મનુષ્યજન્મ મનાય છે. ભિન્ન ભિન્ન કર્મનાં પ્રાણીઓ ભિન્ન ભિન્ન ફળોને ભોગવે છે, તેથી દરેક વ્યક્તિથી ભોગ અને મોક્ષ સાધી શકાતા નથી. કોઈ મહા પુણ્યાત્મા જીવો જ એવા જન્મે છે કે જેને ઉભય પ્રાપ્ત થાય. બેન જમનાબેન ભોગ અને મોક્ષ ઉભયનાં અધિકારી હતાં. એઓ જન્મથી જ રિદ્ધિ સિદ્ધિમાં ઉછર્યાં હતાં, અને યોગ્ય પતિ પ્રાપ્ત થવાથી એ જ સ્થિતિમાં કાયમ રહ્યાં હતાં.

**શુચીનાં શ્રીમતાં ગેહે યોગભ્રષ્ટોऽભિજાયતે । ગીતા.**

એ ભગવદ્‌વાક્યાનુસાર યોગભ્રષ્ટ થયલા જીવો એવે સ્થળે અવતરે છે. જમનાબેન સારૂ આપણે એ નિયમ લાગુ પાડી એમને એ કોટિમાં ગણીશું તો શાસ્ત્રનું સંમત ગણી શકાશે. ભોગ ભોગવી જાણવા, ભક્તિ કરી જાણવી અને જ્ઞાન અનુભવી જાણવું, એ ત્રણેમાં એઓ પ્રવીણ હતાં. કેટલાક જીવોને દ્રવ્યસંપત્તિ હોય છે, પણ તે કેવળ પોતાને માટે જ વાપરે છે.

એમનું તેમ ન હતું. આપવાને ઉદાર, ખવાડવાને ઉદાર, એટલે તન, મન અને ધન એમ ત્રણે વાતની ઉદારતા એમનામાં હતી. ઇ. સ. ૧૯૦૩ માં સ્ત્રીમંડળની સ્થાપના થઈ ત્યારથી તેઓ જાહેર જીવનમાં આવ્યાં. એમના ત્યાર પહેલાંના કાર્યની મને માહીતી નથી, એટલે તે વિષે મારે કંઈ પણ લખવું તે યોગ્ય ગણાય નહિ; અને ત્યાર પછી પણ પાંચ વર્ષ મારે પરિચય ન હતો.

મારે એક દશકથી પરિચય થયો હતો. એટલે એમના મહાન્ કાર્ય તથા પુણ્ય જીવન વિષે જે જે લખું તે અપૂર્ણ ગણાય. તો પણ જે પરિચય થયો તે હૃદયના એકભાવથી થયો હતો. એટલે એમની ઉચ્ચ ભાવનાઓ તથા ઉદાર મનોભાવનું સ્મરણ કરી આજે હૃદય દ્રવે છે.

---

## ગં. જમનાબાઇ સક્કઇ.

### લેખકઃ—ગં. મગનબ્હેન માણેકચંદ.

ગંગાસ્વરૂપ બેન જમનાબાઈ સક્કઈ! વિદ્વાન, સ્વાર્થત્યાગી, પરમાર્થશાલી, સમસ્ત ગુર્જર પ્રજાને અને આર્ય દેશને ભૂષણરૂપ દેવી! આપનો સ્વર્ગવાસ થયો! અહો!! સર્વ ગુર્જર સ્ત્રીઓના સમક્ષ, તેમના મનમાં અને હૃદયમાં અપ્રતિમ શૌર્યના, અથાગ ત્યાગના, મહાનુભાવ અને મહાતપોમય જીવનના ઉત્સાહ અને ઓજસથી ભરપૂર આપની જે મૂર્તિ નિરંતર પળે પળે વિહાર કરી રહી હતી–તે અદૃશ્ય થઈ ગઈ–અનંત કાળાબ્ધિમાં લુપ્ત થઈ ગઈ!! ગરવી ગુજરાતની અધોગતિ પામેલી ગૃહદેવીઓનું આશાનું સ્થાન, તેમની ઉન્નતિના નાવનું સમર્થ સુકાન વિનાશ પામ્યું! ગુર્જર સ્ત્રીઓની મહાન ઉપદેશિકા, માર્ગદર્શિકા કુલદેવી! દેશોન્નતિનું મૂળ સ્ત્રીકેળવણી એ આપનું જીવનસૂત્ર હતું. સ્ત્રીકેળવણી દ્વારા દેશની ઉન્નતિ એ આપનું જીવનવ્રત હતું. અજ્ઞાનના અંધકારમાં અફળાતી કૂટાતી, અગણિત દુઃખો અને વ્હેમોની ભોગ થઈ પડેલી, કેવળ પશુવત્ અને ચેતનહીન જીવન ગાળતી, આધિ, ઉપાધિ, અને વ્યાધિના ત્રિવિધ તાપોથી પીડાતી ગુજરાતની સ્ત્રીઓનું શ્રેય સાધવા–તેમનો કલ્યાણમાર્ગ ખુલ્લો કરવાના પવિત્ર ઉદ્દેશથી આપના મનોરાજ્યમાં ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળની ઉત્કૃષ્ટ યોજના જન્મ પામી. અને આપના અથાગ માનસિક બળે અને શારીરિક પરિશ્રમે તેણે પ્રત્યક્ષ સૃષ્ટિમાં પ્રવેશ કીધો. તેની ઉગતી, ડગમગતી સ્થિતિમાં તમારા પરોપકારી અને માયાળુ આશ્રયની છાયામાં રહી તમારા પ્રેમનું અને શૌર્યનું, તમારી દૃઢતા અને શુદ્ધતાનું પયપાન કરી, પુષ્ટિ પામી તે બાર વર્ષનું હૃષ્ટપુષ્ટ બાળક બન્યું. પરંતુ પરમાત્માને ત્યાં આપના સદ્‌ગુણી અને સત્કર્મી જીવનની ખોટ પડી અને નિરાધાર બાળકને અનાથ અવસ્થામાં મૂકી, હરિની આજ્ઞાને શરણ થઈ આપ સ્વર્ગમાર્ગે સીધાવ્યાં. ખરે! હવે આપની પ્રેમી અને શાંતિ દેતી છાયાના અભાવે, તેનું સંરક્ષણ કરનાર અનેક સાવકી માઓ હોવા છતાં તેની સ્થિતિ તો નમાયી તે નમાયી જ રહેવાની.

ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળમાં આપનાં વિશાળ અનુભવથી, અપ્રતિમ વિદ્વત્તાથી અને વિરલ વકતૃત્વથી ઉભરાઈ જતાં ભાષણો દ્વારા કુંભકર્ણી નિદ્રામાંથી ગુજરાતી સ્ત્રીઓ અને પુરુષોને આપે જાગૃત કીધાં. તેમને તેમના દેશ પ્રતિનાં, સમાજ પ્રતિનાં, કુટુંબ પ્રતિનાં અને સ્વપ્રતિનાં કર્તવ્યના માર્ગ તરફ પ્રગતિમાન કીધાં. તેઓનાં જીવનમાં નવો રસ અને નવું ચેતન રેડ્યાં. તેમના સમક્ષ અનેરી આશાઓ અને વંદનીય આદર્શો ખડાં કર્યાં. એ સર્વ વિશાળ કૃતજ્ઞતાના ઋણમાંથી ગુર્જર પ્રજા કદી મુક્ત થઈ શકે એમ નથી.

આપના અકાળ અવસાનથી માત્ર ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ જ શરણહીન સ્થિતિમાં આવી પડ્યું છે એમ નથી. વનિતાવિશ્રામ, સેવાસદન, ઈત્યાદિ આ શહેરની અને સમગ્ર ગુજરાતની સ્ત્રીસુધારક અને સ્ત્રીહિતેચ્છુ સંસ્થાઓએ આપનામાં એક સહૃદયી, આવશ્યક અને આધારભૂત સહાયિકા ગુમાવ્યાં છે. આપના જેવી નિઃસ્વાર્થી, પરોપકારી, ખંતીલી અને ઉદ્યમી દેશસેવિકા વર્તમાનમાં તો વિદ્યમાન નથી અને પાસેના ભવિષ્યમાં દૃષ્ટિગોચર થવાનો સંભવ પણ શૂન્ય જેવો છે. આપના સ્વર્ગવાસથી પડેલી ગુર્જર પ્રજાની મહાન ખોટ ત્વરાથી પૂરી પાડો એવી હૃદયપૂર્વક પ્રાર્થના છે. પરંતુ આપે દેશસેવાના, સમાજ-સેવાના, સ્ત્રીસેવાના, કેવળ નિષ્કામ કર્તવ્યબુદ્ધિપૂર્વક અનેકદેશીય સેવા કરવાના જે મંત્રો ગુર્જર પ્રજાના કાનમાં મૂક્યા છે, 'સ્ત્રીઉન્નતિએ દેશોન્નતિનો જે અનુપમ પાઠ પઢાવ્યો છે, તથા ગુજરાતની સ્ત્રીઓ અને પુરૂષોનાં હૃદયો જે ઉપદેશોથી સુસંસ્કૃત બનાવ્યાં છે, તે તો સદાને માટે તેવાં જ રહેશે. તેના પ્રભાવે તેઓ પોતાના જીવનની સાર્થકતા યથાશક્તિ સાધી આપના સ્વર્ગસ્થ અમર આત્મા પર પુનઃ પુનઃ આશીર્વાદની વૃષ્ટિ કર્યા કરશે.

માત્ર ગુજરાતી પ્રજાની કલ્યાણસિદ્ધિના સંકુચિત પ્રદેશમાં જ આપની દેશસેવાની પ્રવૃત્તિઓ પર્યાપ્ત થઈ રહી નહોતી. સમસ્ત હિંદી પ્રજાનાં દુઃખો અને વિટંબનાઓ આપના રાષ્ટ્રીય હૃદયમાં આવીને અથડાતાં, તેને હલમલાવી નાંખતાં, અને પરિણામે હિંદમાં વસતા તેમ જ હિંદની બહાર વસતા સર્વ હિંદીવાનોના સુખને માટે આપ સતત પ્રયત્નો કરી રહ્યાં હતાં. મહર્ષિ ગાંધીએ આફ્રીકામાં ચલાવેલી દેશબંધુઓ માટેની સત્યાગ્રહની લડતમાં આપે તન, મન અને ધન સહિત ઝંપલાવ્યું હતું. તે મહાવીરે દક્ષિણ આફ્રીકામાં કરેલી વીરહાકની ગર્જના આપે અત્રેથી ઉઠાવી લીધી હતી અને ત્યાં વસતા હિંદીવાનોનાં અસંખ્ય, અસહ્ય દુઃખોનું નિવારણ કરવા સર્વ ગુર્જર પ્રજાને ગતિમાન કીધી હતી. અનેક સભાઓ બોલાવી આપનાં ભાષણોના બુલંદ અવાજથી તેઓની દૃષ્ટિ તે દિશામાં ફેરવી હતી. વળી અથાગ પરિશ્રમ લઈ, ફંડો ભેગાં કરી દક્ષિણ આફ્રીકાના હિંદીવાનોને કીંમતી મદદ કીધી હતી. ત્યાર બાદ ગુજરાત કાઠિયાવાડમાં પડેલા ભયંકર દુકાળના સમયે યથાશક્તિ મદદ કરવા આપે કમ્મર કસી હતી અને કોઈ મહાન નરવીરને છાજે એવી હિંમતથી, એવા અડગ ધૈર્ય અને ઉદ્યમથી, સ્ત્રીઓની એક મંડળી ઉભી કરી આપ દુકાળને સ્થાને પ્રત્યક્ષ થયાં હતાં. અન્ન વિના ક્ષુધાથી રીબાતાં, વસ્ત્ર વિના ટાઢતડકાથી પીડાતાં અનેક કંગાલ અને નિરાધાર સ્ત્રીપુરુ-ષોને તેમ જ તવંગર છતાં તંગીમાં ફસાઈ પડેલાં આબરૂદાર કુટુંબોને મોતના પંજામાંથી બચાવી લીધાં હતાં, અને પ્રાણદાન કરી તેઓની અંતરાત્મામાંથી ઉભરાતી અસંખ્ય આશિષોનાં અધિકારી થયાં હતાં. વળી ઘાસચારા વગર અશક્ત થઈ પડેલાં, મૃત્યુની વિનાશક બેડીમાં ફસાયલાં, અવાચક, અશરણ પશુઓને પણ જીવનદાન અર્પ્યું હતું અને તેમના આત્મા-ઓને ઠાર્યા હતા. અહોહો! તે સમયની મનુષ્ય અને પ્રાણીઓ પ્રત્યેની આપની દયા અને અનુકંપા પરમાર્થની પરાકાષ્ટાએ પહોંચી હતી, અને ગુર્જર સ્ત્રીઓ રાષ્ટ્રીય વ્યવસ્થામાં કેવા પ્રકારની અને કેવી કીંમતી મદદ કરી શકે તેનું પ્રત્યક્ષ દૃષ્ટાંત રજુ કર્યું હતું.

આપનું સાર્વજનિક જીવન જેટલું સ્વાર્થત્યાગી અને કર્તવ્યશીલ હતું, તેના સિદ્ધાંતો અને નિયમો જેટલા વિવેકી અને અનુકરણીય હતા, તેટલું જ શુદ્ધ અને ધર્મપરાયણ આપનું સાંસારિક જીવન હતું, અને તેટલા જ ઉદાર અને વિવેકયુક્ત તેના સિદ્ધાંતો પણ હતા. એક વ્યક્તિરૂપે આપના જીવનની સરળતા અને સાદાઈ, સંસારવ્યવસ્થામાં આપે ગૃહિણીરૂપે બતાવેલી પ્રવીણતા, સગાં સંબંધીઓ અને મિત્રસાહેલીઓ પ્રત્યેની આપની સ્નેહશીલતા

અને મમતા ગુર્જર સ્ત્રીઓને એક શ્રેષ્ઠ અને અનુકરણીય આદર્શ તરીકેની ગરજ હમ્મેશને માટે સારશે. આપનો સ્થૂળ દેહ આ માયાવી જગત્‌માંથી અદૃશ્ય થયો છે પરંતુ આપનો સદ્‌વૃત્તિ અને સત્‌ચારિત્ર્યનો બનેલો સૂક્ષ્મદેહ નિરંતર તેમની સમક્ષ રમ્યાં કરશે અને તેમને આપના જેવું સાધ્વીજીવન યથાશક્તિ યથામતિ ગાળવા સર્વદા પ્રેરણા કરશે.

ગુર્જર દેશની અને આર્યાવર્તની મહાન સતીઓની કોટિમાં આપનું સ્થાન નિર્વિવાદિત છે અને તે અતિ ઉચ્ચ છે એમાં લેશ પણ શક નથી. આપના જીવનની સાધુતા, શુદ્ધતા, અને તપોમયતા, તેની સરળતા અને સ્નેહશીલતાનું આપની સહકારિણી સમાજસેવિકાઓને ભાન થતાં તેઓનાં હૃદયો ધૈર્ય ધારી શકતાં નથી અને આપના યશસ્વી અમર આત્માને અશ્રુઓની સ્નેહાંજલિ ફરી ફરીને અર્પણ કરે છે. તેમના ઉપર કરેલા અગણિત ઉપકારોને માટે, તેમને આપેલા અનુપમ ઉપદેશોને માટે, તેમના આત્માઓને દેશસેવા અને ગૃહસેવાના શિષ્ટ માર્ગે ચઢાવવા માટે, તેઓ વારંવાર આપને ચરણે પડી આપને હજારો આશીર્વાદ અર્પણ કરે છે. આપનાં સદ્‌ગુણો અને સત્કૃત્યો ગુર્જર સ્ત્રીઓના જીવનકાર્યમાં પ્રવેશ કરો અને આપે આદરેલી મહાન અભિલાષાઓ ફળીભૂત કરવા અમારા આત્મામાં મહાન શક્તિ ઉદ્ભવો એવી પ્રભુ પાસે પ્રાર્થના છે.

---

## ગં. જમનાબાઈ સક્કઈ.

### લેખકઃ—સૌ. રતનબાઈ લક્ષ્મીદાસ હરિલાલ.

ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળની મેનેજીંગ કમિટીએ "જમનાબાઈ સ્મારક" અંક કાઢી, મંડળનાં આત્મસ્વરૂપ ગં. સ્વ. જમનાબાઈના જીવનની ખરી ખુબીઓ સમસ્ત ગુજરાતની સ્ત્રીઓ પાસે મૂકવાનું જે શુભ પગલું ભર્યું છે તે પ્રશંસનીય છે. આ અંક ભવિષ્યમાં જમનાબાઈનું સંપૂર્ણ જન્મચરિત્ર લખનારને ખચ્ચીત ઘણો ઉપયોગી થઈ પડશે, એમાં કાંઈ સંદેહ નથી. આ અંકમાં લખાણ કરવા સારૂ મંડળનાં સેક્રેટરીઓ તરફથી ઘણાં સ્ત્રીપુરૂષોને આમંત્રણ થયું હતું, અને તેને પરિણામે અમો આ સ્મારક અંકમાં સારા લેખોનો યોગ્ય સંગ્રહ ભેગો કરી શક્યાં છીએ. તે સર્વ લેખકોનો અમે મંડળ તરફથી અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. આ પ્રત્યે મારી પવિત્ર ફરજ સમજી હું આ લેખ લખવાની હિમ્મત કરૂંછું.

ગં. સ્વ. જમનાબેનને હું મારાં માતુશ્રી તરીકે જ માનતી આવીછું. મ્હારા પૂજ્ય પિતાશ્રી મોતીલાલ દલપતરામ દેસાઈ તથા મ્હારી માતુશ્રી સૌ. ઝીણીબાઈ સ્વર્ગસ્થ શેઠ નગીનદાસ ભક્તિદાસ સક્કઈ તથા ગં. સ્વ. જમનાબાઈ સક્કઈના પરમપ્રિય મિત્રો હતાં. આ ઉપરાંત મ્હને મ્હારા માબાપે સ્કુલનો અભ્યાસ છોડ્યા પછી ગૃહકેળવણીનું સારૂં જ્ઞાન મેળવવાને અર્થે જમનાબેનને ઘેર, મ્હારી દશ વર્ષની વયે રાખી હતી. આવા ગાઢ પરિચયને લીધે મને જમનાબેનના ગૃહજીવનનું બારીકીથી અવલોકન કરવાની તક મળી હતી. મોટી ઉમ્મરે પણ હર હમેશ જમનાબેન સાથે ફરતી હતી. સને ૧૯૦૩ માં ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળની મુંબાઈમાં સ્થાપના થઈ ત્યારથી તેમની સાથે જાહેર કામકાજોમાં પણ હું તેઓની સાથે જતી આવતી હતી. તેમની છેલ્લી માંદગી તથા મૃત્યુ વખતે પણ હું તેમની પાસે જ હતી. આવા ખાસ સંજોગોમાં મને મરનારના ખાનગી તેમ જ જાહેર જીવનનો જે પ્રત્યક્ષ અનુભવ થયો હતો, તે જ હું આ લેખમાં સંક્ષેપમાં દર્શાવવા ઇચ્છું છું.

# જમનાબ્હેનનું ખાનગી જીવન.

બાલ્યાવસ્થા:—જમનાબ્હેન જન્મથી જ ભાગ્યશાળી અવતર્યાં હતાં. સંવત્ ૧૯૧૮ ની નારિયેલી પૂર્ણિમાને દિવસે જ તેમનો જન્મ શેઠ તુળસીદાસ વરજદાસના ખાનદાની મોઢ ગૌભૂજા વણિક્ કુટુંબમાં થયો હતો. "પુત્રનાં લક્ષણ પારણામાં જ જણાય," તેમ જ આ પુણ્યશાળી બાઇએ ન્હાનપણથી જ પોતાના કીર્ત્તિવંત ભવિષ્યની ઝાંખી આપણને કરાવી હતી. પૂર્ણિમાનો ચંદ્ર જેમ પોતાના તેજસ્વી પણ મધુર પ્રકાશથી પૃથ્વીની સુંદરતામાં અવર્ણનીય વધારો કરે છે, તેવી જ રીતે જમનાબ્હેનનો જન્મ થયાથી તેમના કુટુંબમાં વિશેષ સુખોનાં કિરણો ફેલાવાં શરૂ થયાં. જમનાબ્હેન જન્મ્યાં ત્યારે એમના પિતાશ્રી શેઠ તુળસીદાસની સ્થિતિ સાધારણ હતી; પણ જ્યારથી શુભ પગલાવાળી છોકરી તેમને ઘેર અવતરી ત્યારથી નસીબ દેવી તેમના પિતાશ્રી ઉપર આશીર્વાદ વરસાવવા લાગી. કુટુંબની સ્થિતિ દિન પ્રતિદિન સુધરતી ગઈ અને જમનાબ્હેનના પિતાશ્રીનું કુટુંબ પૈસે ટકે સુખી થઈ આનંદમાં દહાડા કહાડવા લાગ્યું.

જમનાબ્હેનની માતુશ્રીનું નામ મણિકોર હતું. જમનાબ્હેનને રૂખા કરીને એક ન્હાની બ્હેન પણ હતાં. જમનાબ્હેનના કાકાશ્રી શેઠ તાપીદાસ વરજદાસ તથા તેમના પિતાશ્રી શેઠ તુળસીદાસ બન્ને સાથે જ રહેતા હતા. શેઠ તાપીદાસને શેઠ દામાભાઈ તથા શેઠ ડાહ્યાભાઈ નામે બે પુત્રો તથા બે છોકરીઓ હતાં. આ ઉપરાંત આ એકત્ર કુટુંબમાં નાનીજી નામે જમનાબ્હેનનાં ફોઈ પણ રહેતાં હતાં. આ પ્રમાણે જમનાબ્હેનનું કુટુંબ મોટા વિસ્તારવાળું હતું. તેમના બાપ તથા કાકા બન્ને ઘણા સંપથી ઘરમાં રહેતા હતા.

જમનાબ્હેનનાં માતુશ્રી ઘણી ઉદાર વૃત્તિવાળાં હતાં; અને જમનાબ્હેનમાં જે ઉદારતા તથા વિશાળ દૃષ્ટિ તથા સમભાવના દેખાતી હતી, તે તેમને પોતાનાં માતુશ્રી તરફથી જ મળેલો સદ્ગુણનો વારસો હતો. જમનાબ્હેન જ્યારે જન્મ્યાં ત્યારે તેમના બાપકાકાના ઘરમાં કોઈ બાળક ન હોવાને લીધે ઘરમાંનાં બધાંની પ્રીતિ તેમના પર હતી. આથી જમનાબ્હેન ન્હાનપણમાંથીજ લાડમાં ઉછર્યાં હતાં. જમનાબ્હેનનો સ્વભાવ ન્હાનપણથી જ માયાળુ અને મળતાવડો હતો. પોતાના આનંદી ચ્હેરા અને બોલકણા રમુજી સ્વભાવથી, તથા કાલા કાલા મીઠા શબ્દોથી સર્વનો ચાહ જીતી લેતાં હતાં. દરેક જણનો પ્રેમ જમનાબ્હેન ઉપર ઉછળતો હતો એમ કહું તો પણ ખોટું ન કહેવાય. જમનાબ્હેનનાં ન્હાનાં બ્હેન રૂખાબ્હેન પણ તેમની માફક દેખાવડાં તથા સદ્ગુણી હતાં.

જમનાબ્હેન અસલી વિચાર ધરાવનાર કુટુંબમાં ઉછર્યાં હતાં. એમના પિતાશ્રીના ઘરનો સર્વ કાર્યભાર જમનાબ્હેનનાં ફોઇ નાનીજી ચલાવતાં હતાં. તેઓ ગૃહવ્યવસ્થામાં ઘણાં કુશળ હતાં, અને કન્યાઓને વિદ્યાભ્યાસ કરતાં ગૃહકેળવણી યોગ્ય મળે તે ઉપર વધારે લક્ષ આપતાં. નાનીજીને હસ્તક ઘરનો કાર્યભાર ચાલે એટલે સ્વાભાવિક રીતે સઉ કોઈ નાનીજી તરફ માનની દૃષ્ટિએ જોતાં હતાં. આવાં ફોઈ તથા ઉત્તમ માતુશ્રીના હાથ નીચે ગૃહશિક્ષણ મેળવી જમનાબ્હેન ઉત્તમ ગૃહિણી બનવા ભવિષ્યમાં ભાગ્યશાળી થયાં, અને તેમની ભવિષ્યની જીંદગીનો પાયો બાલ્યાવસ્થામાં ઉત્તમ પ્રકારે રચાયો.

અસલના વખતમાં સ્ત્રીકેળવણીનો પ્રચાર ઘણો જ ઓછો હતો, તે છતાં પણ જમનાબ્હેને ટુંક સમયમાં ગુજરાતી અભ્યાસ ઘણો સારો કર્યો હતો. તે વખતમાં શીખવાતી છ ગુજરાતી ચોપડી તેઓએ પૂરી કરી હતી, અને પિતાશ્રીથી છાનાં ઈંગ્રેજી શીખવાનું ઘણું મન થવાને લીધે બે ચોપડી ઈંગ્રેજીની પણ કરી હતી. નિશાળમાં ઘણાં ઈનામો મેળવ્યાં હતાં.

આ વખતે કેળવણી સંપાદન કરવામાં તેઓ કેટલાં બુદ્ધિશાળી હતાં તે તેમણે પોતાના કુટુંબીઓને પ્રત્યક્ષ બતાવી આપ્યું હતું.

ન્હાની વયમાં જ અસલી રીવાજ મુજબ જમનાબ્હેનનો વિવાહ સુરતના સક્કઈ ખાનદાની કુટુંબના છોકરા ભાઈ નગીનદાસ ભક્તિદાસ સક્કઈ જોડે થયો હતો. આ પછી બન્ને વચ્ચે સારો સ્નેહ બંધાયો હતો. વિવાહ પછી જમનાબ્હેનનાં લગ્ન થોડા વખત પછી ઘણી ધામધુમથી કરવામાં આવ્યાં; ને કુટુંબી રીવાજ પ્રમાણે જમનાબ્હેનનું કન્યાદાન ઘણા સારા શણગાર સજાવી સુટાંકણે દેવામાં આવ્યું હતું. આ મુજબ જમનાબ્હેન બાલ્યાવસ્થામાં સુખ સમૃદ્ધિવાળા કુટુંબમાં લાડમાં ઉછરી સારૂં ગૃહશિક્ષણ તથા વખતને અનુસરતી કેળવણી લઈ કન્યા મટી ગૃહિણી બન્યાં.

## જમનાબ્હેનનો ગૃહસ્થાશ્રમ.

सानंदं सदनं सुताश्च सुधियः कान्ता न दुर्भाषिणी
सन्मित्रं सुधनं स्वयोषितिरतिश्चाज्ञापराः सेवकाः ।
आतिथ्यं शिवपूजनं प्रतिदिनं मिष्टान्नपानं गृहे
साधोः संगमुपासते हि सततं धन्यो गृहस्थाश्रमः ॥

તે જ ગૃહસ્થાશ્રમને ધન્ય છે કે જ્યાં નીચેની સ્થિતિ હોય છેઃ—

"આનંદદાયક ઘર, બુદ્ધિશાળી પુત્રો, ખરાબ વચન ન બોલનારી ગૃહિણી, સારા મિત્રો, ઘણું દ્રવ્ય, પતિનો પોતાની પત્ની પ્રતિ પ્રેમ, આજ્ઞાપાલક સેવકો, અતિથિનો સત્કાર, હમેશાં શિવનું (ઇષ્ટ દેવનું) પૂજન, ઉત્તમ પ્રકારનું ખાવાપીવાનું અને સાધુ પુરૂષનો હરહમેશ સમાગમ."

આ મુજબનો ગૃહસ્થાશ્રમ જમનાબ્હેનનો હતો કે કેમ તે હવે આપણે તપાસીશું. જમનાબ્હેન પરણી સુરત રહેવા ગયાં હતાં. સાસરીઆની સ્થિતિ તે વખતે ઘણી સાધારણ હતી. સાસરે માણસ ચાકર નહોતા તેથી ઘરનું સઘળું કામ સ્ત્રીઓ જાતે કરતી હતી. જમનાબ્હેન પોતે શ્રીમંતની છોકરી હોવા છતાં પણ સાસરે દરેક કામ, જેવું કે કૂવામાંથી પાણી કાઢવું, વાસણ માંજવાં, ચુલા અબોટ વિગેરે સર્વ–ઘણી જ હોંસથી મન દઇને કરતાં અને કંટાળો કે આળસ ન કરતાં. વિશેષ તેમને કામ જલદી કરવાની ટેવ પડી હતી એટલું જ નહિ, પણ તે કરવામાં સ્વચ્છતા જાળવતાં.

જમનાબ્હેન સાસરે ગયાં, ત્યારે, તેમને સાવકાં સાસુ હતાં, છતાંએ સગાં કે સાવકાનો ભેદ કદી પણ માલમ પડ્યો ન હતો, અને સાસરીયાનું કોઈ પણ દિવસે ઓછું જણાવ્યું નથી.

થોડાક દિવસ પછી જમનાબ્હેનનાં સાસરીઆં સુરતથી મુંબઈ રહેવા આવ્યાં. જમનાબ્હેનના પીયરમાં છોકરીઓને ન્હાનપણમાં સાસરે જમવાનો રીવાજ ન હતો, તેથી દરરોજ સવારે ઘરનું કામ આટોપી, પતિ કોલેજમાં જાય પછી જ પીયર જમવા જતાં. ઘણી વાર એમના પિતાશ્રીને જમવા સારૂ ઘણું ખોટી થવું પડતું, પણ નિયમ પ્રમાણે પતિની બધી તજવીજ સાચવીને જ પીયર જતાં. કેટલીક વાર પ્રેમાળ પિતા જમનાબ્હેનને સાસરે જવાને અટકાવતા તો તે ન માનતાં મધુર વાણીથી યુક્તિ વાપરી સાસરે ચાલી જતાં. પિતાશ્રીનો મલ્હાજો અને ધાક ઘણો હતો છતાં પણ એવા પ્રેમથી તેમનું મન રંજન કરતાં કે પિતાજી તેમની મરજીને જ અધીન થતા.

નગીનદાસ સક્કઈ આ વખતે કોલેજમાં અભ્યાસ કરતા હતા. એમની સાધારણ સ્થિતિ હોવાથી ઘરમાં માણુસ ચાકર રાખ્યા નહોતા; માટે રસોઈનું સઘળું કામ જમનાબ્હેનને હાથે જ કરવું પડતું. પાકશાસ્ત્રમાં પોતે પીયરમાં ઘણી સારી કેળવણી લીધેલી એટલે રસોઈ ભાવતી કરતાં. સક્કઈ સારૂ બધી ખાવાની ચીજો ગરમ કરતાં. પોતે અસલના સુરતી રીવાજ પ્રમાણે સવારની રોટલી ખાતાં. રસોઈ કરવામાં ઘણી ખુબી વાપરતાં, અને સારી રસોઈ કરવાનો ઉલ્લાસ રાખતાં. જાતે સારી રસોઈ કરી જમાડવામાં ઘણો આનંદ માનતાં. એમને રસોઈનું રસાયન બ્રાહ્મણ પાસે કરાવવાનું ગમતું નહિ. રસોઈ વખતસર તૈયાર કરી, પતિને આનંદથી જમાડી, રસોઈનું કામ થોડીવાર મૂકી દઈ, પતિને પહેરવાનાં કપડાં વિગેરે તૈયાર કરતાં. જમ્યા બાદ તેમને પાન ખાવા આપતાં.

"**સ્વચ્છતા એ દિવ્યતા છે**" એ નિયમ મુજબ ઘરનું બધું કામ સારી રીતે કરી, સ્વચ્છતા જાળવતાં, અને તે પ્રમાણે તેઓ રસોઈ કામમાં વર્તતાં હતાં. પોતે ન્હાનપણથી જ ધર્મિષ્ઠ અને ઈશ્વરભક્તિવાળાં હતાં, એટલે પોતાને સાસરે પણ ઠાકોરની સેવા રાખી હતી. મુંબાઈ આવ્યા બાદ નગીનદાસ સક્કઈએ થોડોક કોલેજમાં અભ્યાસ કરી તે છોડી દીધો અને ઈન્કમ ટેકસ ઓફીસમાં શરૂઆતમાં માસિક રૂપીઆ ચાલીસના પગારની નોકરી મળી, તે તેમણે લીધી. ચાકરી જવાનો વખત જાળવવા સારૂ જમનાબ્હેનને રસોઈ વ્હેલી કરવી પડતી હતી, તે તેઓ વ્હેલાં ઉઠી, નાહી ધોઈ, શાક ભાજી સમારી, વેળાસર રસોઈનું કામ આરંભતાં અને નિયમ પ્રમાણે રસોઈ એકલે હાથે જ તૈયાર કરી, ઘરની ઠાકોરસેવાનું કામ આરંભી સક્કઈને જમાડી, તેમના ઑફીસ ગયા પછી નિરાંતે નિયમ પ્રમાણે પાઠ પૂજા કરતાં. કાલબાદેવી ઉપર ગોરા રામજીનું મંદિર છે, ત્યાં તેમને શ્રીરામજીનાં દર્શન કરવાનો ન્હાનપણમાં નિયમ હતો; ત્યાં દરરોજ દર્શન કરવા જતાં. અને દર્શન કરી આવ્યા પછી જમવા બેસતાં. રસોઈની કળા ન્હાનપણમાં શીખેલાં એટલે રસોઈ કરતાં તેમને વાર લાગતી ન હતી એટલું જ નહિ, પણ રસોઈ ઘણી જ સારી કરવાની ટેવ પડી ગઈ હતી. સક્કઈ જ્યારે કોલેજમાં અભ્યાસ કરતા હતા ત્યારે તેઓ પોતાના ત્રણ ચાર અંગત મિત્રો સાથે પોતાને ત્યાં વાંચતા હતા. જમનાબ્હેન, આ તેમના મિત્રોને સારૂ ખાવા પીવાનું તથા મોડી રાત સુધી વાંચવાનું થાય તો ચહા કાફી વિગેરે તૈયાર કરી આપતાં હતાં. રજાના દિવસે અથવા શનિવાર રવિવારે ઘણુંખરૂં સક્કઈના મિત્રો એકઠા મળી સાથે જ જમતા અને ઘણીક વાર જમનાબ્હેન તેઓને સારૂ ઘણાં સ્વાદિષ્ઠ ભોજન બનાવતાં. સક્કઈના મિત્રો જમનાબ્હેનની રસોઈનાં ઘણાં જ વખાણ કરતા અને કોઈ કોઈ વાર ખાસ તેમના હાથની જ રસોઈ ખાવાને સારૂ જમવાનું સક્કઈને ત્યાં જ રાખતા. સક્કઈના એક નાગર બ્રાહ્મણ મિત્ર હતા; તેમને એઠી રસોઈ ન ચાલે માટે તેમને વાસ્તે બધી ચોખામાં દૂધની રસોઈ કરી જમાડતાં હતાં. આવી રીતે યુવાન અવસ્થામાં ઘરમાં આવનારાઓનું સન્માન કરી, લોકચાહના કેમ સંપાદન કરવી તે ગુણ તેમનામાં ઘણી સારી રીતે હતો. પતિના મિત્રોને સગા ભાઈ જેવા ગણતાં અને તેમની તેટલી જ કાળજી રાખતાં હતાં. કોઈ સાથે ભેદદૃષ્ટિ નહોતી. (આ વિષય હજુ આગળ આવશે.)

મને રસોઈ કરવાનો હુન્નર પણ જમનાબ્હેને જ શીખવ્યો હતો. હું ઉપર જણાવી ગઈ તેમ ઉત્તમ ગૃહકેળવણી લેવા દશ વર્ષની વયથી જ જમનાબ્હેનને ત્યાં જ રહેતી હતી. આ વખતે મારી સાથે શેઠ તાપીદાસની દીકરી કીકીબ્હેન પણ ત્યાં જ રહેતી હતી. અમે સમોવયનાં હતાં, અને તેની મા ગુજરી જવાથી અને ન્હાની બ્હેનના સગપણને લીધે જમનાબ્હેન એને ઘણાં ચાહતાં હતાં. હું તથા કીકીબ્હેન સવારના વ્હેલાં ઉઠી, નાહી ધોઈ રસોઈ કરવાનું કામ

આરંભતાં, અને અમે બેઉજણ હળીમળીને રસોઈ તૈયાર કરતાં. જમનાબ્હેનને સારૂં સ્વાદિષ્ટ ખાવાનો શોખ તેથી અમારી બનાવેલી રસોઈમાં કોઈ ચીજ બગડતી, અથવા તીખી મોળી થતી તો તેઓ અમારા ઉપર ઘણાં ગુસ્સે થતાં, પણ નગીનદાસકાકા અમારૂં ઉપરાણું તાણી અમારો બચાવ કરતા અને રસોઈના ખોટાં વખાણ પણ કરતા. જે ચીજ બગડેલી હોય તે તેઓ પોતે ખાતા અને અમને ઉત્તેજન આપવા સારૂ તથા અમને નાસીપાસી ન થાય તેની કાળજી રાખી અમારામાં ઉત્સાહ ઉત્પન્ન કરતા. અમારા બન્ને વચ્ચે કેટલીક વાર ચીજો બનાવવામાં હરીફાઈ કરાવતાં.

બપોરનો વખત જમનાબ્હેન વાચન અને ભરવા શીવવામાં કાઢતાં. વાચનનો શોખ તેમને ન્હાનપણથી જ હતો. ન્હાની વયમાં પણ વાર્તાઓ કરતાં ધર્મ સંબંધી પુસ્તકો, મહાભારત, તથા કથાઓ વિગેરે વાંચવાને તેમને ઘણાં ગમતાં. મને તથા ફીફીબ્હેનને આ વખતે તેઓ ભામિનીભૂષણ અને રત્નમાળાની ચોપડીમાંથી શિક્ષણ આપતાં હતાં. વાચન ઉપરાંત તેમને ગાયન તથા ભજનનો શોખ વિશેષ હતો. સક્કુઈને પણ તે જ શોખ હતો. વર્ષો જતાં આ શોખ વધતો ગયો. તેઓ ફુરસદની વખતે પોતાના મધુર કંઠથી ભજન વિગેરે એકતારા સાથે ગાતાં. મીરાંબાઈનાં ભજનો તેમને ઘણાં આવડતાં તથા એકતારો વગાડવાનો મહાવરો સારો થયો હતો. જ્યાં લગી એમનાથી બોલાયું ત્યાં લગી મરણ પથારી ઉપરથી પણ ભજન ગાઈ તબીયત પૂછવા આવનાર સર્વને પોતાની નિર્મળ જીંદગીનું ભાન કરાવતાં. જમનાબ્હેન ભરત કામ ઘણું જ સારૂં જાણતાં હતાં. અમને ભરવા ગુંથવાનું કામ પણ બપોરે જમનાબ્હેન જ શીખવતાં. ભરતકામ બરાબર ન કર્યું હોય તે વખત ગુસ્સે થઈ અમારી પાસે બધું ખોલાવી પાછું ફરીથી ભરાવતાં અને કોઈવાર અમે કંટાળતાં તો પણ તેમના ધાકને લીધે અમારા બન્નેમાંથી તેમની મરજી વિરૂદ્ધ કોઈ પણ બોલી શકતું નહિ. અમે જાણતાં હતાં કે આ ગુસ્સો અમારા ફાયદા સારૂ જ હતો. અમોને સારૂં શીખવવાનો જમનાબ્હેનને ભારી ઉમંગ હતો. પાછળની જીંદગીમાં અમારી સાથે આ વિષયની જ્યારે વાતો નીકળતી ત્યારે આગલી વાતો સંભારી પોતે રાજી થઈ કહેતાં કે "આગલા દિવસો યાદ આવે છે કે?"

બપોરનો વખત ઘણી વાર અથાણાં કરવામાં, તથા તેને તપાસી સંભાળી રાખવામાં જતો હતો. તેઓ ઘણા પ્રકારનાં અથાણાં ભરતાં. પાપડ વડી ખીજીઆ વિગેરે હરહમેશ તાજાં કરતાં. અથાણાં તથા પાપડ વિગેરે પોતાના મિત્રોને ત્યાં તથા સગા વહાલામાં વારેઘડીએ મોકલતાં. આ શોખ તેમને છેવટ સુધી રહ્યો હતો. દરેક ચીજ ઘણું કરીને પોતે જાતે કરતાં અને કોઈ પાસે કરાવે તો પોતે બરાબર દેખરેખ રાખતાં હતાં.

આ વખતે જમનાબ્હેનને પીયેરથી દર મહિને એક મોટી રકમ વાપરવા સારૂ મળતી હતી; જેનો ખર્ચ તેઓ ઘણી કાળજીથી કરતાં હતાં. ઘરનો વ્યવહાર ચલાવવાની એમની ખુબી નિરાળી જ હતી. વગર કારણનો કોઈ પણ ખરચ માથે ઓરતાં નહિ તથા મોજ શોખ તરફ વધારે લક્ષ પણ આપતાં નહિ. નિયમિતપણે બધો કાર્યભાર ચલાવવાની એમની ટેવ હતી.

ન્હાનપણથી જ સ્વચ્છ રહેવાની અને બધી ચીજો સાફ રાખી ઠેકાણે ગોઠવવાની સારી ટેવ પડી હતી. કોઈ ઠેકાણે કચરો કે ધૂળ રહેવા દેતાં નહિ. દરરોજ વાપરવાનાં વાસણ એટલાં સાફ અને ઉજળાં રાખતાં કે બહારના આવનાર દરેક જણનું તે તરફ ધ્યાન ખેંચાયા વગર રહેતું નહિ. અસલથી જ પ્રભુપ્રાર્થના કરવાની તથા બ્હારથી તમામ ચીજો સ્વચ્છ રાખી બરાબર જગાએ ગોઠવી રાખવાની ટેવ પડી હતી, અને આ સંભાળ રાખવાની ટેવ તેમના જાહેર જીવનમાં તેમને આગળ જતાં ઘણી ઉપયોગી થઈ પડી.

જમનાબ્હેન એક લક્ષાધિપતિનાં કન્યા હતાં, પણ પોતાનો ગરીબ સાસરાનો કાર્યભાર ઘણી ઉલટથી અને પ્રેમાળ વૃત્તિથી ચલાવતાં હતાં. જમનાબ્હેનના મનમાં પોતે ગરીબ ઘેર પરણ્યાં હતાં તેથી કોઈ પણ દિવસ જરા પણ દુઃખ લાગ્યું નથી.

આ મુજબ શ્રીમંત કુટુંબમાં સુશીલ અનુભવી માબાપને તથા ફોઈને હાથે ઉછરી તેઓએ પોતાના ગરીબ સાસરામાં, સાવકી સાસુના હાથ હેઠળ જાતે મહેનત કરી પતિ તથા સાસુને રીઝવી જે ઉત્તમ ગૃહિણી તરિકે ગૃહવ્યવસ્થા જાળવી હતી તે જ બતાવી આપે છે કે જમનાબ્હેન ન્હાનપણથી જ અલૌકિક ગુણો સાથે જ આ પૃથ્વીમાં જન્મ્યાં હતાં. આ ઉપરથી દરેક શ્રીમંત માબાપે ખાસ ધડો લેવાનો છે કે તેમણે પોતાની છોકરીને એવી કેળવણી આપવી કે તેઓ જો ગરીબ સાસરે જાય તો પણ કુટુંબની આબરૂ સાસરે સદ્‌વર્તન રાખી જાળવે.

આ પ્રમાણે જમનાબ્હેનની જાહેર જીંદગીની શરૂઆત પૂર્વેનો કાર્યક્રમ હતો.

જમનાબ્હેન પોતાની પાછળ કંઈ પણ સંતતિ મૂકી ગયાં નથી. એમને જુવાન અવસ્થામાં દશબાર છોકરાંઓ થયાં હતાં, જેઓ જન્મી તત્કાળ મરણ પામ્યાં હતાં. આટલી બધી સુવાવડોનું કષ્ટ સહન કર્યા છતાં દૈવેચ્છાએ પોતાને સંતતિ નહિ હોવાનો ખેદ, તથા તે પ્રત્યે દુઃખના ઉદ્‌ગારો જમનાબ્હેન કોઈ પણ પ્રસંગે ઉચર્યાં હોય એવું બન્યું નથી. ઈશ્વર ઈચ્છા બળવાન છે એ માર્ગે પોતાનું રટન કરી હમેશાં મગ્ન અને આનંદમાં જ રહેતાં. તેમ જ તેમના પતિને પુત્ર નહિ હોવાનું દુઃખ કદિ પણ ભાસ્યું ન હતું. સક્કઈને જો કે છોકરાં ન હતાં પણ તેમનું સ્થાન હર હમેશ ગાજતું વાજતું જ રહેતું. અજાણ્યા આદમીને કદિ પણ એમ ભાસે નહિ, કે જમનાબ્હેનને કંઈ પણ વસ્તાર નથી. સક્કઈના મામાના છોકરા પોતાની ધણીઆણી સાથે સક્કઈ સાથે જ રહેતા, તેમ જ સક્કઈનાં બ્હેન તથા ભાણેજો પણ મુંબાઈમાં સક્કઈની સાથે જ રહેતાં. સક્કઈનો વાલકેશ્વરનો બંગલો જે રામનિવાસના નામે ઓળખાય છે, તે તેના નામ પ્રમાણે નિવાસસ્થાન જ હતું. સક્કઈના ઘણા મિત્રો હરહમેશ રજાના દિવસે સક્કઈને ત્યાં જ દિવસ આનંદમાં તથા પૂર્ણ શાન્તિમાં ગાળવાનું પસંદ કરતા. સક્કઈના કુટુંબની પ્રેમની લાગણી એટલી બધી હતી કે રામનિવાસ ઘણાઓને આકર્ષતો અને ત્યાં ઘણાઓનું આગમન થતું, અને ઘણાઓના મનની શાન્તિનું એ સ્થાન હતું. જમનાબ્હેનની ન્હાની બ્હેન ચાર પુત્રો અને એક પુત્રીને ન્હાની વયનાં મૂકી ગુજરી જવાથી પોતાનાં ભાણેજોને પોતાની જ પાસે રાખી તેમને ધાવતા ઉછેરી મ્હોટા કરી, વિદ્યાભ્યાસ કરાવી મ્હોટાં કર્યાં છે, અને ભાણેજો પણ જમનાબ્હેનને પોતાનાં ખરા માતુશ્રી તરિકે ન્હાનપણથી જ ઓળખતાં આવ્યાં છે. જમનાબ્હેન મોટાં કુટુંબવત્સલ હતાં. તે એટલા ઉપરથી જ માન્ય થશે કે સક્કઈના અંગત સગા સિવાય સક્કઈ પોતાના મિત્રના સગાને પણ પોતાની સાથે જ રાખતા; અને તેમના ગુજરી જવા બાદ તેમની વિધવાનાં તથા તેમનાં છોકરાંની સંભાળ લઈ અંગત સેવા બજાવતા સક્કઈના મિત્રના ભાઈ રા. રેવાલાલના ન્હાની ઉમરના છોકરાને પણ પોતાની પાસે જ રાખ્યો હતો, અને હજુએ તેમને ત્યાં જ રહે છે. પોતાનાં ભાણેજો અને મિત્રના ભત્રિજા વચ્ચે એટલી સમાન દૃષ્ટિ હતી કે કંઈ પણ ભેદભાવ માલૂમ નહિ પડે, એટલે ઉંચે દરજ્જે તેમની કુટુંબપાલકની વૃત્તિ હતી. જમનાબ્હેનની જીંદગીના હેવાલની નોંધ લઈએ ત્યારે આપણી દૃષ્ટિ સમક્ષ મોટો વિચાર એ આવે છે કે જમનાબ્હેને માતા તરિકે કેટલાઓ પ્રત્યે પોતાની ફરજ બજાવી છે! આ ઉપરાંત તેઓ ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળનાં તમામ સભાસદોને પોતાના કુટુંબની માફક જ ચાહતાં. દરેક સ્ત્રીને પોતાની બ્હેન ગણતાં. આથી તેઓ

"જમનામૈયાના" માનવંતા ખેતાબથી આખા ગુજરાત કચ્છ કાઠિયાવાડમાં જાણીતાં થયાં હતાં. આવી રીતે એક ઉત્તમ માતા તરિકે પોતાના કુટુંબમાં નહિ પણ સર્વે તરફ માતૃવાત્સલ્ય ધારણ કરી સાધારણ રીતે નહિ પણ પ્રેમથી, ઘણી જ કાળજીથી, અંગત જાતિ મહેનતથી, અને અંતઃકરણની લાગણીથી તેઓ વર્ત્યાં હતાં. માતુશ્રી તરિકે તેઓ કેવી રીતે વર્તતાં હતાં; તે મેં જમનાબ્હેનની મારા તરફની વર્તણુક ઉપરથી ખાસ અનુભવ્યું છે. તેમનો મારા તરફનો પ્રેમ ઉભરાઈ જતો હતો. મારી માતુશ્રીનો વિયોગ મારી જમના માતુશ્રીને લીધે મને મુદ્દલ લાગ્યો નથી, અને મેં આ વિયોગનું દુઃખ કદાપિ કલ્પ્યું યે નથી. ધન્ય છે એવી ધર્મની માતાને! આને જ લીધે જમનાબ્હેન ગુજરાતનાં માતા થવાને લાયક સ્ત્રી ગણાતાં હતાં.

જમનાબ્હેનનો ગૃહસ્થાશ્રમ ઉત્તમ નીવડ્યો તેનાં ઘણાં કારણોમાંનું એક મ્હોટું કારણ તેમની સાધુસંતોની સેવા હતી. તેઓ હરહમેશ સત્સંગ રાખતાં. તેમને ન્હાનપણથી વેદાંતનાં પુસ્તકો વાંચવાનો તથા તેનું શ્રવણ કરવાનો શોખ હતો. ઘરમાં સાધુસંતો વારંવાર આવે, તેનો આદર સત્કાર સારી રીતે કરી, તેમની પાસેથી કંઈ પણ સારો બોધ લેતાં હતાં. સાધુસેવા ઉત્તમ પ્રકારની ભક્તિ છે એમ તેઓ માનતાં, અને સાધુઓની સેવા કરવામાં કંઈ પણ ન્યૂનતા રાખતાં નહિ. પ્રસિદ્ધ સ્વામી રાજકોટ નિવાસી શ્રી બ્રહ્માનંદજીનો સમાગમ તેમને થયો હતો. તેઓશ્રી પાસેથી તેઓએ ઘણો સારો બોધ સંપાદન કર્યો અને ગુરૂ ભક્તિ ઉપર તેમની દૃઢતા વધતી ગઈ. બ્રહ્માનંદજીએ બનાવેલાં ભજનો તેઓ હરહમેશ ગાતાં, અને વારંવાર તેના ઉપર મનન કરતાં. ત્યાર બાદ સાધુશ્રી શીયારામદાસજી જેઓ જેનરસિંહના નામથી ઓળખાય છે તેમની સાથે તેમનો સમાગમ થયો. જેનરસિંહમહારાજપર તેમની ઘણી શ્રદ્ધા હતી. એમના પતિ સક્કુઈ પણ જેનરસિંહજીના પરમ ભક્ત હતા. યોગાભ્યાસની કેટલીક ક્રિયાઓ ધોતી, નેતી, પ્રાણાયામ વિગેરે મહારાજ પાસેથી તેઓ શીખ્યા. અને તેમની પાસેથી મળેલા બોધનો સદુપયોગ કરી મરણ પર્યંત તેમની આજ્ઞા પ્રમાણે પોતાનું વર્તન રાખી પોતાની જીંદગીનું ખરૂં સાર્થક કર્યું. હરહમેશ "શ્રી નરસિંહજીકી જે"ના ઉદ્દગારો સક્કુઈ કાકાના મુખમાંથી નીકળતા હતા, અને પાછલા સમાગમની વાતો યાદ આવે ત્યારે તેમનું મન ઘણું જ પ્રફુલ્લિત થતું. ખરૂં કહીએ તો જમનાબ્હેનમાં સાધુઓને લીધે જ પરોપકારના સદ્દગુણો સ્ફુર્યા હતા, અને પાછલી જીંદગીમાં જનસમાજના હિતના કાર્યમાં પોતે તત્પર રહેતાં. ઘણી ઉચ્ચ સ્થિતિના સંન્યાસીઓ સાથે તેઓનો સમાગમ થવાથી, તેઓ પણ ઉંચી સ્થિતિને પામ્યાં. જેમના ઘરમાં સાધુભક્તિનો પ્રચાર હોય છે તેમને આ જીંદગીમાં કલ્યાણ જ થાય છે. એ ઉચ્ચ સ્થિતિના પુરૂષો ગૃહસ્થોના ઘરમાં અતિથિ તરિકે જ રહે છે. એવા ઉત્તમ સંન્યાસીઓને આપણા ગૃહસ્થોની સાથે કાંઈ જ પ્રયોજન હોતું નથી, પરંતુ એ આપણું શ્રેય જ કરવા આપણે ઘેર પધારી, આપણને પવિત્ર કરેછે. અશુદ્ધ અંતઃકરણને ભજનરૂપી અમૃત શુદ્ધ વાણીથી અર્પે છે. મનને શુદ્ધ અને સ્વચ્છ કરી, રાગદ્વેષને બાળી નાંખી શાન્ત કરે છે. એ જ એ સંત પુરૂષોની મહત્તા હોય છે.

આવી ઉત્તમ રીતિએ જમનાબ્હેને છેક છેવટ સુધી પોતાનો ગૃહસ્થાશ્રમ ચલાવ્યો હતો.

ન્હાનપણથી તે પોતાની આખી સૌભાગ્ય અવસ્થામાં જેમ ઘરમાં સુઘડતા ને સ્વચ્છતા જાળવતાં તે જ મુજબ પોતે પોતાનું શરીર તથા પોશાક પણ સાફ, સ્વચ્છ રાખતાં. તેમનો પોશાક સાદો તેમ જ શરીરને શોભાવે તેવો હતો. ઘરમાં ઘણાં સ્વચ્છ કપડાં પહેરવાની તેમની ટેવ હતી. બહાર જાય આવે ત્યારે સાધારણ સારાં કપડાં પહેરતાં, અને દાગીના પણ પ્રસંગને અનુસરીને પહેરતાં. પવિત્ર તહેવારને દિવસે સારાં કપડાં પહેરી સગાંવહાલાં સાથે

દેવદર્શન જવાનું તેમને ગમતું. એમને વાળીનો શોખ હતો, જે હાલમાં ઘટતો જોવામાં આવે છે. રાત દિવસ ઘરમાં પણ વાળી પહેરી રાખતાં. વાળી સ્ત્રી જાતિને સૌભાગ્યનું ભૂષણ છે, અને સ્ત્રીનો શણગાર છે એમ હમેશ કહેતાં. પોતાનો પોશાક જેમ સાદો હતો તેમ ઘરમાં પણ બધી રહેવાની રીતભાત સાદી હતી. જમનાબ્હેનને ઘણા સદ્‌ગુણનો વારસો મળેલો હતો પણ તે સદ્‌ગુણોનો તો તેમણે પોતાની આખી જીંદગીમાં એવી સરસ રીતે વિકાસ કર્યો હતો કે જ્યારે તેઓએ જાહેર જીંદગીમાં ભાગ લેવા માંડ્યો ત્યારે આનો લાભ તેમને પૂરતો મળ્યો અને એ સદ્‌ગુણોને લીધે તેઓ જે કામ હાથ ધરતાં તેમાં બધામાં ફતેહમંદ નીવડતાં, અને જેઓના પ્રસંગમાં આવતાં તેઓનો ચાહ જીતી શકતાં હતાં.

ઘણાઓ એમ ધારતા હશે કે જમનાબ્હેન જાહેર જીંદગીમાં પડ્યાં એટલે ધર્મની વાત કોરાણે મૂકી હશે, પરંતુ તેઓ ઘણાં ધર્મિષ્ઠ હતાં, મૂર્તિપૂજક હતાં. દેવદર્શન કરતાં, પ્રાર્થના કરતાં, અને ભજનો ગાતાં; પણ આ બધું કાર્ય દરરોજ સવારના નિયમસર વખતમાં આટોપતાં. આમ કરવાથી ઉત્તમ સ્થિતિએ પહોંચાશે એવી તેમની ધારણા નહોતી. કુટુંબની સેવા ઉત્તમ રીતિએ કરતાં, અને તેમાં ખાસ કરીને પતિની સેવા કરી ઈશ્વરને રીઝવતાં. પતિને પરમેશ્વર માનતાં. તેમનું હૃદયે ઈષ્ટ ઈચ્છી, પતિના સુખે સુખી અને પતિના દુઃખે દુઃખી થતાં. પાશ્ચાત્ય સમાજમાં ઘણાં કુટુંબોમાં પતિપત્નીમાં ઘણો પ્રેમ દેખાઈ આવે છે, પણ એમનો પરસ્પર ભાવ ઘણોખરો સરખાપણાનો હોય છે; પણ એ પ્રકારનો પ્રેમ બન્ને જણમાં જ્યારે હોય, ત્યારે પત્નીએ પતિની સેવામાં પોતાને અર્પણ કરી, તેમાં ધન્યતા માનવી એ પૂર્વમાંની સ્ત્રીઓનો અને વિશેષે કરીને હિંદુસ્થાનની સ્ત્રીઓનો મનોધર્મ છે. આ મનોધર્મ હજારો વર્ષના સંસ્કારોનું અને પરંપરાથી ચાલતી આવેલી રૂઢિનું ફળ છે, અને તેનું અત્યંત મોહક સ્વરૂપ જમનાબ્હેનની જીંદગીનું દૃષ્ટાંત છે.

ન્હાનપણથી જ જમનાબ્હેનને પોતાનાં બધાં છોકરાંઓના મૃત્યુ પછી પારકાનું ભલું કરવાની તીવ્ર વૃત્તિ થઈ હતી. આ રીતે પરોપકારની વૃત્તિ અને ઉદારતા તેમનામાં આખી જીંદગી સુધી ઉત્તમ રીતે પ્રદીપ્ત થએલી માલૂમ પડતી હતી. ન્હાનપણથી જ પોતાના કુટુંબીઓ તથા પતિના મિત્રોને ખુશ રાખવા પોતાથી બનતું કરતાં; તેથી છેવટ સુધી કોઈ પણ દિવસે તેઓએ એકલાપણાનો ખ્યાલ પણ કર્યો નથી. આ સદ્‌ગુણને લીધે તેમને ત્યાં ઘણા અતિથિઓ પોષાતા, અને તેમનો આદરસત્કાર થતો હતો. તેમના મોટા મનને લીધે તેઓ ખાનગી જીંદગીમાં તથા જાહેર જીંદગીમાં ઈર્ષા રહિત કામ કરી શકતાં, અને પોતાનું ઉંચું વર્તન ટેકવી શકતાં. સમાન ભાવના હમેશ જાળવતાં, અને પોતાનો મોજીલો ખુશ આનંદી આત્મા કોઈ પણ પ્રસંગે ખિન્ન થવા દેતાં નહિ.

જમનાબ્હેન અનુભવી હતાં અને તેથી પોતાના કુટુંબની કન્યાઓ સારી રીતે કેળવાય અને આગળ પડે તે જોવા ઘણાં ઉત્સુક હતાં. હરહમેશ મ્હને કામકાજ કરવામાં આગળ પાડતાં, અને અમે આગળ પડીએ તેમાં પોતાને જ શોભા છે એમ સમજતાં. તેમનામાં અભિમાન તથા મ્હોટાઈ પણ મુદ્દલ ન હતાં. આ કુટેવ પોતાનામાં પગપેસારો ન કરે તેની સંભાળ પણ લેતાં. કોઈપણ કામ હાથે ધરતાં તો તે પાછળ મંડી રહેતાં ને કામ પૂરું કર્યેથી જ આનંદ મેળવતાં. વિશેષ એમને નિયમસર કામ કરવાની સારી ટેવ હતી. નિયમસર ઉઠવું, નિમેલે વખતે જમવા બેસવું અને તે પ્રમાણે રાત્રે સુવું તેની સંભાળ લેતાં. ખોરાક પણ નિયમસર સાદો ખાતાં તેથી તેમની આરોગ્યતા સારી રીતે જળવાઈ રહી હતી. ઘરનું કામ દરેકને વહેંચી આપેલું હતું, અને પોતાનું કામ પોતે સારી રીતે બજાવી બધા કામની

જાતે દેખરેખ રાખતાં. વાલકેશ્વરમાં રહેતાં ત્યારે એમને ત્યાં રસોઈ સારૂ બ્રાહ્મણ તથા ચાકરો હતા. તેઓને ઘણી સારી રીતે કેળવી તેઓની પાસેથી સમજુતીથી કામ લેતાં. તેમની ભૂલ થાય ત્યારે વિવેકથી ઠપકો આપી તેમની ભૂલ સુધારે. માણસ ચાકરો ઉપર પ્રીતિ રાખતાં, અને ભેદદૃષ્ટિ રાખતાં નહિ તેથી તેઓ પણ ઘરના આદમીની માફક હમેશ એક જ ઠેકાણે ચાકરીએ રહેતા. જમનાબ્હેનમાં સઘળા આદમીનું મન પારખી કાઢવાનો સારો ગુણ હતો; તેટલા માટે તેઓ કોઈને કડવું લાગે, દુઃખ લાગે તેવું માઠું વચન ઉચ્ચારતાં પણ નહિ; અને જો તેવો પ્રસંગ આવે તો સુભાષામાં ઠપકો આપી, સામાના મનને ઉલટું હરી લેતાં. પોતાના સદ્વર્તનથી તથા ગંભીરતાથી આસપાસનાં માણસોને સુધારતાં. દયાનાં તેઓ દેવી હતાં, અને ગુપ્ત દાન ઉત્તમ પ્રકારે હમેશાં કરતાં.

આવી રીતે સદાચરણ ગ્રહણ કરી, શીયળ જાળવી, એકનિષ્ઠાથી રહેનારી પતિવ્રતા શ્રી જમનાબ્હેન જ હતાં. તેથી જ આ લોકમાં તેઓ કીર્તિ મેળવી પરલોકમાં પરમ પદવી તથા સુખ મેળવવા સ્વર્ગમાં સીધાવ્યાં છે.

એઓના ગૃહસ્થાશ્રમના છેવટના ભાગની આપણે નોંધ લઈશું. સને ૧૯૬૯ માં એમના પતિને ભારે માંદગી આવી પડી. તેઓ મુંબઈ બેંકમાં રૂ. ૮૦૦ ના માસિક પગારવાળા હેડ-શ્રોફના મોટા હોદ્દા ઉપર હતા, અને ત્યાં મોટી જોખમદારીનું કામ તેમને સંભાળવાનું હતું. દરરોજ સવારના દસ વાગ્યે બંગલેથી નીકળી તેઓ રાત્રિએ આઠ વાગ્યે પાછા આવે. તેમના પતિનું શરીર ઘણું તંદુરસ્ત હતું, અને કોઈ પણ વખતે એમને માંદગી આવી ન હતી. તેઓ પણ ઘણા નિયમિત રીતે કામ કરતા હતા, અને અંગની કસરત ઉપર પણ ઘણું ધ્યાન આપતા હતા. રાત્રિએ વાંચવા કરવાનો તેમને ઘણો શોખ હતો. વર્તમાનપત્રો તથા ચોપાનીઆંઓ સિવાય ધાર્મિક પુસ્તકો તેઓ વાંચતા, અને ગુજરાતી તેમ જ અંગ્રેજી વાર્તાઓ તથા તત્વજ્ઞાનની ચોપડીઓ વાંચવાનું તેઓએ છેવટ સુધી જારી રાખ્યું હતું. તેઓનું મન પણ ઉત્તમ કાર્યોમાં પરોવાતું પણ વખતની તાણને લીધે તેઓનાથી જાહેર બાબતોમાં ભાગ લેવાને બની શકતું નહિ. પોતાની માંદગી પહેલાં થોડાક મહિનાની રજા લઇને હવા ફેર સારૂ જવાનો તેમનો વિચાર હતો, પણ કામના બોજાને લીધે તથા રજા મળવાનું મુશ્કેલ હોવાને લીધે, તેમનાથી તેમ બની શકયું નહિ.

પોતાને, એક દિવસ અસહ્ય વેદના એકાએક થઈ આવી અને પોતે ચીઠી લખીને મહિના દિવસની રજા મંગાવી. દાકટરોની સલાહ તરત લીધી, જેઓએ આ વખતની માંદગી સખત છે, અને બનતા ઉપચારો કરવા જોઈએ એવો અભિપ્રાય આપ્યો. આવા સંજોગોમાં અને આવી ગંભીર માંદગીની વાત સાંભળી જમનાબ્હેનનું મન ઘણું મુઝાયું, પણ પોતે જાણ્યું કે મારી મુઝવણથી કંઈ કામ સુધરશે નહિ અને સઠ્ઠઈને તેવા નબલા વિચારો આવેથી ઘણું દુઃખ થશે માટે પોતે અત્યંત ધીરજ ધરી પોતાથી બને તેટલો સઠ્ઠઈને માનસિક આનંદ આપવામાં તથા તેમના ચિત્તની વૃત્તિ શાન્ત રાખવાને પ્રયત્ન કરતાં. સઠ્ઠઈનો રોગ સાધારણ નહિ હતો. ગળામાં Cancer એટલે ભગંદરનો વ્યાધિ થયો હતો. દૂધ પાણી લેવાને પણ ઘણી મુશ્કેલી પડતી. દાકટરો તથા વૈદના ઉપચારો ચાલુ રહ્યા પણ તેમની માંદગીએ ધીમે ધીમે વધારે પગપેસારો કર્યો, અને સારા થવાની આશા દિવસે દિવસે નષ્ટ થતી ગઈ. એમની માંદગી ચાર પાંચ મહિના ચાલી; તે દરમિયાન ઉજાગરાથી, અતિ શ્રમથી, તથા મોટી ચિંતાને લીધે જમનાબ્હેનનું શરીર ઘણું કથળી ગયું હતું. તેમને અતિ દુઃખ તથા ગમગીની થાય તે સ્વાભાવિક હતું; પરંતુ આવા મહાભારત દુઃખમાં પણ સાન્ત્વન

જાળવી, પોતાને ભવિષ્યમાં સક્કઈની માંદગીને લીધે દુઃખ થશે તેનો વિચાર પણ ઉદ્ભવવા દેતાં નહિ, તેમની સેવા ચાકરીમાં પ્રફુલ્લિત મ્હોંએ હાજર રહેતાં. બીછાના આગળ સંસારી વિષયોની વાતો કોરાણે મૂકી ધર્મની વાતો, ઈશ્વરભજન તથા ભક્તિમાં જ તલ્લીન થઈ જતાં, અને પોતાના પતિને વેદના તથા દુઃખ નહિ થાય તેવી પ્રભુ પાસે પ્રાર્થના કરતાં. સક્કઈ પોતે પણ બીછાનામાં પડ્યા પડ્યા તેમને ધીરજ આપતા અને આનન્દની જ વાતો ચલાવતા. સાધુસંગતિને લીધે સક્કઈને દુઃખપ્રસંગે વેદનાનું સ્મરણ નહિ થતું. આનન્દમાં જ તથા મોજમાં રહેવાનો સ્વભાવ થઈ ગયો હતો, અને તેથી બધાને ધીરજ રહેતી હતી. આવી માંદગીમાં જમનાબ્હેનને "કન્યાવિક્રય" નાટક જે પરોપકારાર્થે હતું, તેમાં હાજર રહી પ્રમુખસ્થાન લેવાને આમંત્રણ આવ્યું હતું, જે તેમણે સ્વીકારવાની ના પાડી. સક્કઈને આ વાતની ખબર પડતાં તેમને ઠપકો આપ્યો અને કહ્યું કે તમારે કન્યાવિક્રય કાર્યમાં નાપસંદગી બતલાવવા ખાતર અવશ્ય ભાગ લેવો જોઈએ અને તમારે પ્રમુખસ્થાન લેવું જ જોઇએ, અને પોતે ઘણો આગ્રહ કરી તેમને નાટક વખતે મોકલ્યાં અને તેમના તેમ કર્યાથી ઘણા ખુશ થયા. ત્યાર બાદ સક્કઈએ તેમને એક દિવસ પાસે બેસાડી ઘણા આગ્રહ-પૂર્વક કહ્યું કે આ શરીરનો સંબંધ એક દિવસ તૂટશે જ, પણ તેના વિયોગનો સંતાપ કરવો નહિ. ઈશ્વરે તમને આનન્દમય સ્થિતિમાં રાખ્યાં છે તે જ આનંદમય સ્થિતિમાં રહેવું. તમે પરોપકારના કાર્યમાં મચ્યાં રહેજો. તેમાં જ આપણા ઉભયનું કલ્યાણ છે. જમનાબ્હેને જે છેલ્લાં દશ વર્ષ થયાં જનસમાજનાં કાર્યોમાં ભાગ લેવા માંડ્યો હતો, અને પાછળથી પોતાની સર્વ જીંદગી તેમાં જ અર્પી હતી, તે નગીનદાસ સક્કઈની પ્રેરણાને લીધે જ હતું. જો તેઓએ તેમને ઉત્તેજન આપ્યું નહોત અને પોતે સરળતા ન કરી આપી હત, તથા આગ્રહપૂર્વક કામમાં ઉલટ દર્શાવી ન હત, તો જમનાબ્હેન ઉચ્ચ આદર્શો પ્રાપ્ત કરવા પ્રયત્નશીળ થાત કે નહિ એ શંકાશીળ વાત છે. આ બધો ધન્યવાદ તેમના પતિ નગીનદાસ સક્કઈને જ ઘટે છે. પુરૂષોએ હિંદુ સંસારમાં સ્ત્રીઓની ઉન્નતિસારૂ કેવી રીતે કામ લીધું છે તે આ ઠેકાણે પ્રસંગોચિત હોવાથી પ્રોફેસર કાન્તિલાલ છગનલાલ પંડ્યા સ્વર્ગસ્થ ગોવર્ધન-રામ માધવરામ ત્રિપાઠીના જીવનચરિત્રમાં ગોવર્ધનરામના આ સંબંધમાં શું વિચાર હતા તે નીચે મુજબ જણાવે છેઃ—

"શરીર, બુદ્ધિ, નીતિ તથા ધર્મ—એ ચારે વિષયમાં સ્ત્રીઓ જેટલી ઉન્નતિ મેળવી શકે તે મેળવવા સામે આપણી હાલની સંસ્થાઓએ જે ભીંત ચણી દીધી છે, તે સ્ત્રીઓને એક ઘાતકી અન્યાય છે, જ્યારે આપણને પુરૂષોને તે મ્હોટી હાનિ છે." જમનાબ્હેનનું પોતાનું માનવું પણ આ મુજબનું હતું, અને તેમણે પોતાના ભાષણોમાં ઘણી વાર ખુલ્લે ખુલ્લી રીતે કહી બતલાવ્યું છે.

દૈવેચ્છા પ્રબળ છે–મનુષ્યોપચાર કંઈ ચાલી શકતા નથી–અને આયુષ્યની દોરી જ્યારે તૂટવાને નિર્માણ હોય ત્યારે અટકી શકતી નથી. તા. ૧૪ મી જુન સને ૧૯૧૪ ને દિવસે મધ્યાહ્ન કાળે જમનાબ્હેનના પતિ શ્રીયુત નગીનદાસ સક્કઈ પરલોક થયા. આવા દુઃખમય સમયમાં જે બાઇએ કોઈ પણ દિવસ દુઃખ કલ્પ્યું ન હતું તેને અતિ દુઃખ થયું, પણ સુબોધનો ખરો ઉપયોગ, સાધુવાણી, સાધુભક્તિ તેમને કામે આવી, અને લોકાચારને શરણાગત ન થતાં, ઘણું જ ધૈર્ય રાખી મનને સાન્ત્વન કર્યું. ગત વસ્તુનો શોક તથા કલ્પાંત નહિ કરી પોતાના દિવસો ઈશ્વરભક્તિમાં તથા પોતાના સ્વર્ગવાસી પતિની છબી પૂજ્યત્વ-

યુક્ત દૃષ્ટિથી નિહાળી, પ્રેમથી ઉછળતા ભાવે તેની સેવા કરી તેના સ્મરણમાં તલ્લીન થઈ ગાળતાં હતાં. પતિના મૃત્યુનો કારી ઘા લાગ્યો હતો તેથી તેમનું તમામ બળ, તમામ તેજ, તમામ શૌર્ય, તમામ જુસ્સો, તમામ પ્રતાપ અને તમામ દબદબો હવે ઉડી ગયાં હતાં. એમનું શરીર પણ હવે એકદમ નબળું અને ઢીલું ઢબ થઈ ગયું. કામ કરવાનું જોમ જતું રહ્યું. ખોરાક પણ લઈ શકતાં નહિ, અને સંસારના ભોગમાંથી પ્રીતિ ઉઠી ગઈ હતી. આ કારણોથી શરીરમાંથી લોહી પણ ઉડી ગયું હતું, અને દિવસે દિવસે અશક્તિ વિશેષ થવા લાગી. પતિની છેવટની આજ્ઞાનું ઉત્થાપન ન થાય તેના સૂક્ષ્મ વિચારો તેમના મનમાં ચલવિચલ થતા હતા. એવી સ્થિતિમાં એમણે છ આઠ મહિના કહાડ્યા. પોતાથી પગથીઆં ન ચ્હડાય તો પણ પરોપકારવૃત્તિ દાબી ન શકવાથી પગથીઆં ચ્હડી, જનસમાજની સેવા સારૂ બહાર નિકળ્યાં. જ્યાં સુધી શરીરમાં ઉઠી બહાર જઈ શકવાની શક્તિ હતી ત્યાં સુધી જનસેવા કરીને જ પોતાનું જીવન ખતમ કીધું. એમના શરીરમાં કંઈ પણ વ્યાધિ ન હતો પણ કોઈ વખતે નહિ કલ્પેલું આવું ભયંકર દુઃખ આવી પડ્યું, તેનો જ મનોવિકાર હતો. એમનો ઘણા વર્ષથી દૃઢ સંકલ્પ હતો કે મારા જીવનનું સૌભાગ્ય સદાકાળ રહેશે, પણ પૂર્વનાં કર્મોના સંસ્કારે એમની આ ઈચ્છા પાર પડવા દીધી નહિ. આ જ તેમની અસહ્ય વેદના હતી. ભલાભલા સત્પુરુષોને પૂર્વના પાપ પુણ્યના સંસ્કારનું સુખ દુઃખ ભોગવવું પડે છે, તો આ જગતમાં મનુષ્ય પ્રાણીનું શું ગજું ?

પોતાની જીંદગીનું ચક્ર વિલક્ષણ ગતિથી ફેરવ્યું. ભરતી ઉતરવા માંડી અને ઓટ થવા લાગ્યો. તેમની તમામ સંપત્તિ કપૂરની પેઠે ઉડી જવા લાગી. તેમના જીવનનું ઐશ્વર્ય તથા તેજ, તેમનું સૌભાગ્ય, તેમના શરીરનો આત્મા સક્કઈ હતા, અને તે જવાથી હવે નિર્જીવ જણાતાં. આ મુજબ ધર્મિષ્ટ તથા પતિવ્રતા જમનાબાઈએ પોતાના પતિની પાછળ, પોતાના સ્વામીના વિયોગના શોકથી પીડાતા હૃદયને જ્વાળાથી નષ્ટ કર્યું. પેટમાં ભૂખ ઘણી રહેતી હતી, અને હરહમેશ ખાવાનું મન થયા કરતું, પણ જિહ્વામાં બીલકુલ મીઠાશ નહિ હતી. ઘણા પ્રકારની ચીજો તેમના મ્હોં આગળ કરી મૂકતા પણ તેમને કોઈ પણ ચીજ પસંદ પડે નહિ. જે કાંઈ ખાય તે સર્વે માટી જેવું લાગતું.

આનું ખરૂં કારણ તેમની જિહ્વામાંથી રસેન્દ્રિયોના દેવતા ઉઠી ગયા હતા. શરીરની ઈંદ્રિયો દિવસે દિવસે શિથિલ થવા માંડી. હવે શરીરને કોઈ પણ પ્રકારનું પોષણ નહિ હોવાથી તદન નબળું થઈ ગયું. જેમ લીલા ખુશબોદાર ઝાડને પાણી તથા પોષણ ન મળવાથી છોડ શુષ્ક થઈ જાય છે, અને તેનું નામ નિશાન છોડી માટી સાથે માટીમાં મળી જાય છે તેવી રીતે હૃષ્ટ પુષ્ટ થએલા ઉજ્જવલ શરીરને કાષ્ટની પ્રતિમા જેવું બનાવી આખરે આ ક્ષણભંગુર સંસાર છોડી સ્વધામે પહોંચી ગયાં.

પોતે પોતાના બોલેલા શબ્દોનું ઉલ્લંઘન ન કરી, પારમાર્થિક કામોમાં જ ઘણાંખરાં જાહેર જીવન ગાળનારા સ્ત્રીપુરુષો જ્યારે સ્વર્ગવાસી થાય છે, ત્યારે જાહેર છાપામાં તથા માસિકોમાં આપણને તેઓના જાહેર જીવન સંબંધી જ ઘણી માહિતી મળે છે; પરંતુ તેઓના ગૃહજીવન વિષે આપણે ઘણી રીતે અજ્ઞાનજ રહીએ છીએ. આવી વસ્તુસ્થિતિ હોવાને લીધે તેઓ જાહેર જીંદગીમાં ફતેહમંદ કેવી રીતે નીવડ્યાં તે જાણવાની આપણને તક મળતી નથી અને તેને લીધે આપણે બીનમાહીતગાર રહીએ છીએ. ઘણીવાર કેટલાંક સ્ત્રીપુરુષોનાં જાહેર જીવન ઘણાં જ ઉજ્જવળ નીવડ્યાં છે, પણ તેઓનાં ખાનગી જીવન ખોડખામીવાળાં માલમ

પડ્યાં છે. આવાં દૃષ્ટાંતો અપવાદ રૂપે જ ગણાય. મુખ્યત્વે કરીને જો ખાનગી જીવન નિર્મળ અને શુદ્ધ હોય તો જાહેર જીવન કીર્તિવંત નીવડી શકે. જાહેર જીવનનો મજબુત પાયો ખાનગી જીવનમાં જ રચાય છે. જાહેરમાં એક મનુષ્યનાં કર્તવ્યો જોયાથી આપણે ઘણીવાર ઠગાઈએ છીએ; પણ જ્યારે આપણે તે મનુષ્યનું ગૃહવર્તન નીહાળીએ છીએ ત્યારે આપણે તેના જીવનનો ખરો ખ્યાલ બાંધી શકીએ છીએ. માટે જ આ લેખમાં જમનાબ્હેનના ખાનગી જીવનની વાત લખું છું. તે ઉપરથી માલમ પડશે કે જમનાબ્હેનની જાહેર જીંદગીનો પાયો તેમની ખાનગી જીંદગીમાં જ ઘણી જ મજબુતાઈથી ચણાયો હતો, એ સત્ય જ હતું. તેમના ઉત્તમ જાહેર ચારિત્ર્યનાં મૂળ તેમના ખાનગી ગૃહજીવનમાંથી સ્ફુર્યાં હતાં, અને તે ઉત્કૃષ્ટ હતું.

જમનાબ્હેન એમની ટુંકી જીંદગી ગુજારી, આ અલૌકિક સુંદર ભૂંમિમાં પોતાનું કીર્તિવંત જીવન એમની પાછળ અમર કરી ગયાં છે. આધુનિક સ્થિતિમાં આવી પતિવ્રતા, સહધર્મ-ચારિણી, સદ્ગુણી, અને સહનશીલ સ્વભાવવાળી સ્ત્રી આપણી નજરે જવલ્લે જ માલમ પડે છે.

"પર ઉપકાર ઉદધિમાં કેવળ નિત્ય વહન કરનારી,
દેશી વિદેશી જનને સરખો, લાભ અતિ દેનારી,
ભરત ભૂમિની તીર્થરૂપ ને, સરિતા સ્નેહપ્રદાત,
મહિલામધુવન માંહે વિચરતી, જંગમ જગ પ્રખ્યાત,
ધર્મનીતિ ત્રટયુક્ત શીયળ રૂપ, ભરપુર જેમાં વારિ,
સાવ અદૃશ્ય કરી તેં અમથી યમુના અઘ હરનારી."

સોની ભગવાનદાસ વિશ્રામ કૃત. સ્વ. જમનાબાઈ માટે શોકજનક વિલાપ.

"એક પતિવ્રતાને શોભે તેવી રીતે, અને એક સતીના સમાન વિચારવંત વિવેકી ગૃહિણી થઈ, તમારા તન, મન અને ધનને પરોપકાર અર્થે ખર્ચી તમારી કીર્તિ અમર કરજો."

"બ્હેનો! દયા, પ્રેમ, પવિત્રતા, અને સત્યતા, એ કદાપિ પણ ત્યજવાં નહિ. કાયા, વાણી, ને કૃત્યે કરીને ઉચ્ચ પરોપકારમય જીવન ગાળો. મનથી દયા ધરીને નિરંતર સર્વનું શુભ ઇચ્છવું, વાણીએ કરીને હમેશાં દુઃખી હૃદયને શાન્ત કરવું, કૃત્યોથી અને શરીરથી બીજાને સહાય તથા સુખ આપવાં, નિર્બળની ચાકરી કરવી, અને ધનથી અનેક રંક જીવોને સુખ આપવું, એ આપણું શ્રેષ્ઠ કર્ત્તવ્ય છે. તે આ લોક ને પરલોકનું સુખ સ્વર્ગ છે." સ્વર્ગસ્થ સૌ૦ વિજયાલક્ષ્મી ત્રિવેદી.

"હીમ્મત, મીઠાસ, અને આત્મભોગ એ હિન્દી સ્ત્રીત્વના સદ્ગુણોની મૂર્ત્તિરૂપ જમના-બાઈનું જીવન હતું." શ્રીમતી સરોજિની નૈડુ.

## જમનાબ્હેનનું જાહેર જીવન.

જમનાબ્હેનના જાહેર જીવનનો પાયો તેમના ખાનગી ગૃહજીવનમાં કેવા ઉત્તમ પ્રકારે નંખાયો હતો તેનું આપણે અવલોકન કર્યું. ખાનગી ગૃહજીવન ઉત્તમ પ્રકારનું હોવાને લીધે જ જમનાબ્હેન જાહેર જીવનમાં સફળતા મેળવી શક્યાં હતાં.

જમનાબ્હેનનું જાહેર જીવન સને ૧૯૦૩ માં જ્યારથી મુંબાઈમાં ગુજરાતી હિન્દુ સ્ત્રી-મંડળ સ્થપાયું ને તેનાં પ્રથમ પ્રમુખ તરીકે નીમણુક કરવામાં આવી ત્યારથી જ શરૂ થયું હતું, અને તે ધીમે ધીમે મુંબઈ શહેરમાં સારી રીતે વિકાસ્યું એટલું જ નહિ, પણ સુરત, ભાવનગર,

શીહોર વિગેરે જુદાં જુદાં સ્થળોમાં ફેલાવા પામ્યું. આ સ્મારક અંકમાં ઘણા ખરા લેખો જમનાબ્હેનના જાહેર જીવન સંબંધી આવ્યા છે તો તે સંબંધી મારે ફરીથી લખવું જરૂરનું નથી. પરંતુ મંડળ જે દિનથી ભાઈ ભવાનીદાસ નારણદાસ મોતીવાલાના ઘરમાં સ્થપાયું ત્યારથી તે આજ સુધી મંડળના મ્હારા ઘાડા પરિચયને લીધે આ લેખમાં ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ ને તે પરત્વે જમનાબ્હેનનો સંબંધ એ વિષે થોડું વિવેચન કરવું અત્રે જરૂરનું છે.

ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળની સ્થાપના:—આજથી તેર વર્ષ પૂર્વે આખ્ખા હિન્દુસ્થાનમાં ગુજરાતી વર્ગની સ્ત્રીઓ સારૂ કોઈ એવું અમુક સ્થાન ન હતું કે જ્યાં દરેક ગુજરાતી કોમની સ્ત્રીઓ નિયમસર ભેગી મળી સ્ત્રીઉન્નતિ સારૂ પરસ્પર પોતાના વિચારો દર્શાવે, તન અને મનની કેળવણી સારૂ સાધનો યોજે, પરસ્પર પ્રેમભાવની વૃદ્ધિ કરે. એક સામાન્ય હેતુથી ઘણા માણસો એકઠા થઈ જે કામ કરી શકે તે વ્યક્તિ અગર છુટા છુટા કામ કરનાર કરી શકે નહિ. પરસ્પરના ઉત્તેજનથી મોટા વિસ્તારમાં કામ કરી શકાય છે, કામ કરવાની દિશાઓ સૂઝે છે, અને કામ કરવાનું પણ સહેલ પડે છે. ગુજરાતી હિન્દુ સ્ત્રી વર્ગના લાભાર્થે આવા સ્થાનની ઘણી જ જરૂર હતી. આવું સાધન પૂરૂં પાડવાને ભાઈ ભવાનીદાસ નારણદાસ મોતીવાલા અને બીજા કેટલાકોને દૈવેચ્છાથી પ્રેરણા થઈ, અને તેઓએ આ નાજુક કામ ઘણી સંભાળથી આરંભ્યું, અને હજી સુધી દિન પર દિન સારી સ્થિતિએ લાવવાનો બનતો પ્રયાસ કરે છે. આવું કામ આરંભવામાં અનેક અણધારી મુશ્કેલીનો ખ્યાલ આવી શકશે નહિ. ગુજરાતી હિન્દુ સ્ત્રીવર્ગ સારૂ આ એક નવીન યોજના હતી; જે તે વખતે જાહેરમાં પુષ્કળ ચર્ચાવા પામી હતી, અને જો તેના નેતા કાર્યાગ્રહી નહોત તો તત્કાળ પડી ભાગી હોત. પણ સારા નસીબે આપણા ગુજરાતી કેળવાયલા તથા પ્રતિષ્ઠિત વર્ગ તરફથી તેને યોગ્ય સહાયતા ધીમે ધીમે મળતી ગઈ અને જે સંસ્થા આજ સુધી કદી પણ ઉભી થવા ન પામતે તે સને ૧૯૦૩ ના સપ્ટેંબર માસમાં જન્મ પામી. આ સંસ્થાનો આરંભ કરવાનો ધન્યવાદ ભાઈ ભવાનીદાસને તેમ જ આપણા મુંબઈના આગેવાન શહેરીઓ સ્વર્ગવાસી શેઠ શ્રીજભુખણદાસ આત્મારામ, શેઠ નારણદાસ પરસોતમદાસ, શેઠ ગોકલદાસ કહાનદાસ પારેખ, શેઠ લલ્લુભાઈ શામળદાસ, તથા ગુજરાતી હિન્દુ સોશીયલ યુનીયનના કેટલાક સભાસદોને ઘટે છે. આ સંયુક્ત સહાયતા નહિ હતે તો આ નાજુક કામ કદી પણ હારે પડતે નહિ. આ મંડળનો પ્રથમ મેળાવડો ભાઈ ભવાનીદાસના ભૂલેશ્વરના એમના રહેવાના મકાનમાં જ કરવામાં આવ્યો હતો, જે વખતે જમનાબાઈ સક્કઈ, માળવી, જડાવભાભી, મારાં માતુશ્રી જીણીબાઈ વિગેરે હાજર હતાં; અને જેમની આગળ આવું મંડળ સ્થાપવાની આવશ્યકતા, તથા તેના અનુપમ લાભો વિષે વિવેચન કરી, હાજર રહેલી બ્હેનોને તેનો ઉદ્દેશ સમજાવવામાં આવ્યો હતો. નવા મંડળ સારૂ કોઈ આગેવાન ઉત્સાહી સ્ત્રીની ઘણી જ જરૂર હતી. જ્યાં સુધી લોકોમાં મંડળ વિશ્વાસ ઉત્પન્ન કરી શકે નહિ ત્યાં સુધી આરંભેલું કામ આગળ વધે નહિ. આ સારૂ અમોને ગુજરાતનું છુપાયલું રત્ન શોધી આપનાર ગૃહસ્થ અને મંડળના હિતચિંતક જાણીતા વકીલ મી. મંછાશંકર જીવણરામ હતા, જેમણે પોતાના પરમ મિત્ર મી. સક્કઈને આ કામમાં જમનાબ્હેનને આગેવાની લેવાનું તથા ઉત્સાહથી કામ કરવાને સારૂ પ્રેરણા કરી. મંડળના સુભાગ્યે જમનાબ્હેન મંડળનાં પહેલાં પ્રમુખ નિમાયાં, જે માનવંત ઓદ્ધો આજ મંડળની તેર વર્ષની હસ્તી સુધી તેમણે છેવટ પર્યંત ભોગવ્યો. આ તેર વર્ષમાં પોતાની નજર હેઠળ જે કામ પોતે જ આરંભેલું—જેમાં ઘણાં વિઘ્નો નડ્યાં છતાં પોતાના તનમન

અને ધનની સહાયતાથી, પોતાના શરીરની તંદુરસ્તીની દરકાર કર્યાં વિના, કેવળ સ્ત્રીઉન્નતિનો મુખ્ય ઉદ્દેશ લક્ષમાં રાખી, પોતાના બુદ્ધિબળવડે આરંભેલા કામને ઉચ્ચ સ્થાને લઈ આવ્યાં છે. જે સંસ્થામાં પ્રથમ ઘઉંના કાંકરા જેટલા સભાસદો હતા, તેની જગ્યાએ તેમાં આજે છસો સભાસદો છે; જ્યાં શું કામ કરવું તેની સુઝ પડતી ન હતી, તેને બદલે હાલમાં કામને પહોંચી વળાતું નથી; જેની હસ્તીની મુંબઈમાં ભૂલેશ્વર જીલ્લામાં ખબર ન હતી, તે સંસ્થા હાલમાં આખખા ગુજરાતમાં સુપ્રસિદ્ધિને પામી છે. મંડળને પ્રથમ ઘરનો એક નાનો ઓરડો મોટો થઈ પડતો હતો, ત્યાં હવે જગ્યાનો ભારે સંકોચ થઈ ગયો છે અને જાથુકના સ્થાનની ઘણી જ જરૂર પડવા માંડી છે. જ્યારે પોતપોતામાં ઉઘરાણું કરી ખરચ ચલાવી લેવાયો હતો, ત્યાં હવે શિક્ષકોના પગાર–મોટું ભાડું–અને બીજા ખરચને સારૂ નાણાની અડચણો નડે છે. જે મંડળમાં પહેલાં બે બોલ છુટથી બોલવાની કોઈ પણ બ્હેન હિંમત કરતી નહિ, ત્યાં હવે જાહેર સભાઓમાં ભાગ લેવાને કેળવાયલી સ્ત્રીઓ બહાર પડી છે. જ્યારે મંડળની હસ્તીની પ્રથમ ચિંતા રાખવામાં આવતી હતી, તેને બદલે હવે મંડળની ગુજરાતમાં અનેક શાખાઓ સ્થપાઈ છે—એટલી ઉચ્ચ સ્થિતિએ હાલમાં ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ પહોંચવા પામ્યું છે. એ મંડળને હાલની સ્થિતિએ લાવનાર–દોરવનાર–પાળનાર–પોષનાર આપણી ગર્વી ગુજરાતનું સ્ત્રીરત્ન જમનાબાઈ સક્કઈ જ હતાં, જેઓએ પોતાનું સર્વસ્વ છેવટ સુધી સ્ત્રીમંડળની ઉન્નતિ સારૂ અર્પ્યું હતું. ગોંડળનાં યુવરાણી સૌ. રાજકુંવરબાઇએ પ્રમુખસ્થાનથી જે યાદગાર શબ્દો મંડળના પ્રમુખની સેવા બદલ કહ્યા હતા તેની હવે તેના સ્વર્ગવાસ પછી તુલના કરવા યોગ્ય જ થઈ પડ્યા છે. "બ્હેનો! તમારૂં મંડળ આપણી આશાનું ક્ષેત્ર છે અને તે આશાની અમૃતઝરણી ચંદ્રિકા તમારા મંડળની પ્રમુખ સરળ અને વિશાળ હૈયાની જમના-મૈયા છે. પુત્ર વિનાની તે બાઈએ, મંડળને પુત્ર ગણ્યું છે, ને તમને પેટની દીકરીઓ ગણી છે. હમેશાં હસવું, હૈયામાં સઉનો સમાવેશ કરવો, પરોપકારમાં પછાત ન રહેવું ને મીઠી મીઠી દવાઓ પાઈ આનંદ ઔષધ આપવાં, એવી રીતે કામ કરવાની ટેવ છે. જે મંડળનો નાવિક આવો સર્વદેશીય છે તે મંડળ માટે સારી આશા જ રાખી શકાય."

જમનાબ્હેને મંડળ સારૂ અનેક આશાઓ ભવિષ્યમાં રાખી હતી; પણ તેઓ બાઈ તેનાં બી વાવી સ્વર્ગસ્થ થયાં છે. તે આશાઓ ફળીભૂત કરવાનું કામ મંડળના હિતચિંતકો ઉપર આવી પડ્યું છે. આ સંસ્થાની તેર વર્ષની કારકીર્દીમાં અત્યાર સુધીમાં મંડળે જે જે કામ કર્યું છે, તેથી સ્પષ્ટ રીતે પુરવાર થયું છે કે મંડળને સ્ત્રીવર્ગની ઉન્નતિ સારૂ હજી અનેક કામો બાકી રહ્યાં છે. આજ પંદર વર્ષ પૂર્વે જે સંસ્થા ઉભી કરવી એક કલ્પિત વાત હતી, જે સંસ્થા પ્રત્યે શંકા ઉત્પન્ન થતી હતી, જેના અનેક લાભોની વાત ગર્ભમાં જ રહી હતી, તે સંસ્થા આજ આપણી ગુજરાતી કોમમાં એક આશિર્વાદ રૂપ થઈ પડી છે. આ સંસ્થાએ વિશેષમાં નિઃસંદેહ પુરવાર કરી આપ્યું છે કે પુરુષવર્ગની સહાયતાથી ગુજરાતી સ્ત્રીવર્ગ કેટલે દરજ્જે સંસાર સુધારાનું કામ આદરવાને શક્તિવાન છે. ઈશ્વરે ગુજરાતી સ્ત્રીવર્ગને પણ બુદ્ધિ કર્માનુસાર આપેલી છે, પણ તે બુદ્ધિને ખીલવવી, તેને પ્રકાશમાન કરવી, તે પુરુષની સતત સહાયતા વિના થવાની નથી. પુરૂષોની સહાયતાની અવશ્ય જરૂર છે, અને આશા છે જે આપણો ગુજરાતી વર્ગ જનસમાજના લાભાર્થે આવી સંસ્થાને મદદ કરવાને અને તેને વધારે પ્રિય કરીને તેનો લાભ લેવાને તન, મન, અને ધનની સહાયતા કરવાને તત્પર થશે.

આ સંસ્થાએ કયાં કયાં ઉપયોગી કામો કર્યાં છે, તે મંડળના તરફથી છપાવવામાં આવેલા

રીપોર્ટ ઉપરથી માલમ પડે છે. તેમાં જમનાબ્હેને કેટલો ઉપયોગી ભાગ ભજવી આ સંસ્થાની ઉન્નતિ કરી છે, તેનું આ અંકમાં ભાઈ ભવાનીદાસના લેખમાં વિસ્તારથી વર્ણન કરવામાં આવ્યું છે તેથી અત્રે વધુ લખવાની જરૂર નથી. ટુંકમાં જે મંડળની કમિટીએ પોતે છપાવેલા ઈંગ્રેજી બાર વર્ષના રીપોર્ટમાં આખરીમાં બતાવ્યું છે કે મંડળની આટલી ઉન્નતિ જમનાબ્હેનથી જ થઈ હતી તે વાસ્તવિક જ છે.

જમનાબ્હેને આ મંડળને પોતાનું વ્હાલું બાળક પ્રથમથી જ ગણ્યું હતું; અને તેટલા માટે જ પોતે તન, મન અને ધનથી તેને ઉછેરવા સારૂ જીવતોડ મહેનત છેવટ પર્યંત કરી હતી. મંડળ તરફથી ભરવામાં આવતી બધી સભાઓ જમનાબ્હેનની હાજરીથી જ અને તેમની મીઠી મધુર વાણીથી સુશોભિત થઈ રહેતી હતી. મંડળના દરેક સભાસદને તેઓ ઉત્સાહ આપતાં હતાં, અને તેને પોતાની બ્હેન બરોબર ગણી પૈસાદાર અને ગરીબ વચ્ચે મુદ્દલ અંતર ન રાખી સમાન ભાવથી તેઓ તરફ વર્તતાં હતાં. બધી બ્હેનની ઉન્નતિ થાય તે જોવા ઘણાં જ ઈંતેજાર રહેતાં. મંડળના કામકાજમાં ઉમંગી ભાગ લેવા અમને હરહમેશ પોતાની ઉમદા વર્તણુકથી પ્રેરતાં ને વખતો વખત અમને કામ ઉપાડી લેવાની અમૂલ્ય સલાહ આપતાં. આ મંડળ નીકળ્યાથી અને તેના નેતા તરીકે સુભાગ્યે અમને માતુશ્રી જમનાબ્હેન જેવાં પ્રમુખ મળ્યાથી, અમે ગુજરાતી બ્હેનો આજે જાહેર જીવનમાં આટલો આગળ પડતો ભાગ લેવા ભાગ્યશાળી નીવડ્યાં છિએ. ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળની સંસ્થા મુંબાઈમાં ગુજરાતીસ્ત્રીઓ સારૂ એક મહાન સંસ્થા રહી લત્તે લત્તે તેના તરફથી કામ આરંભાય તથા પરાંઓમાં તે પોતાનું કામ વધારે ને દેશ દેશાવર તેની શાખા કહાડે ને અવરનવર મંડળની બ્હેનો સ્ત્રીકેળવણીના ફેલાવા સારૂ ગુજરાત, કચ્છ, કાઠિઆવાડ મુસાફરી નીકળી પોતાના જ્ઞાનનો લાભ બીન કેળવાયલી સ્ત્રીઓને આપે તે જોવા ઘણાં ઉત્સુક હતાં. મંડળ તરફથી અવરનવર કેટલાંક પરોપકારી કાર્યો તેઓએ આરંભેલાં હતાં. તેમાં સાઉથ આફ્રીકાની જગજાહેર હિંદીવાનોની લડતને હિન્દી બ્હેનો તરફથી યોગ્ય ટેકો આપવાનું કામ તથા સને ૧૯૧૧-૧૨ માં દુષ્કાળ વખતેનું કામ એ એમની જીંદગીનાં મહાન કાર્યો હતાં.

ગુજરાતનો દુષ્કાળઃ—સને ૧૯૧૧-૧૨ માં ગુજરાતમાં ભારે દુષ્કાળ પડ્યો હતો. ઘાસ ચારાની તંગીને લીધે ઢોરો હજારોની સંખ્યામાં નાશ પામતાં હતાં. ખેડુત લોકો અન્ન પાણી વિનાના થઈ જઈ ગભરાઈ ગયા હતા. દુષ્કાળને લીધે ઢોરોને કેમ જાળવી રાખવાં, કેવી રીતે સંભાળ લેવી ઘાસ ચારો ક્યાંથી પૂરો પાડવો, અને ખેડુત વર્ગને દુષ્કાળની ભયંકર આફતમાંથી કેમ બચાવવા તે સવાલ જાહેર રીતે ચર્ચાતો હતો, અને તેને સારૂ તાત્કાલિક યોગ્ય ઉપાયો યોજવાનું કામ ઘણું મુશ્કેલ હતું. સરકાર તરફથી મદદની વ્યવસ્થા થઈ હતી પણ આ મોટી આફતને પહોંચી વળવાનું કામ ઘણું કઠિણ હતું. આવી દૈવી આફતોના પ્રસંગોપર દૈવી પ્રકૃતિ વાળાનાં મન ઘણાં જ ઉશ્કેરાય, પરોપકારની તીવ્ર વેદના થાય. તેમ જ સંન્યાસીના સત્સંગ અને તેમના સદુપદેશને લીધે જમનાબ્હેનની પરોપકારી વૃત્તિ ઘણી ઉશ્કેરાઈ—અને પોતાના દેશી બાંધવોના દુઃખમાં પોતાથી બને તેટલો ગરીબોના દુઃખનિવારણાર્થે આત્મભોગ આપવાનો દૃઢ સંકલ્પ કર્યો. તેમનું આ મોટું સાહસ હતું; કારણ કે આ વખતે તેમની તબીયત બરાબર ચાલતી ન હતી, તેમ જ ચૈત્ર વૈશાખ માસનો સખ્ત તડકો ગુજરાતમાં સહન કરવાની તેમની શક્તિ પણ ન હતી. પરંતુ વચમાંની અડચણોનો કંઇ પણ વિચાર કર્યા વગર પોતે કામ માથે લીધું, અને તેને કેમ પાર પાડવું તેની સતત ચિંતા લાગી. આ વખતે દુષ્કાળનિવારણાર્થે

ઘણાં ફંડો નીકળ્યાં હતાં, છતાં સ્ત્રીઓની તરફથી પોતે પણ એક ફંડ ઉભું કર્યું, અને પોતાની ધારણા કરતાં પણ વિશેષ પૈસા તેમાં એકઠા કરવાને તેઓ શક્તિમાન થયાં,–એટલા પૂર્ણ વિશ્વાસને તેઓ પાત્ર હતાં. પોતાના તરફથી પૈસાનો ફાળો આપીને તેઓ કંઈ બેસી રહ્યાં નહિ; પણ એકઠા કરેલા પૈસાનો સારી રીતે કેમ વ્યય કરવો, તથા સંકટમાં કેવી રીતે બહોળા વિસ્તારમાં કામ બજાવી દુઃખીઓના દુઃખમાં અંગત ભાગ લેવો, એનો દૃઢ નિશ્ચય કર્યો. મરહુમ નગીનદાસ સક્કઈને પણ આ કામમાં તેમને સહાયતા કરવાનો ઘણો જ ધન્યવાદ ઘટે છે. દુષ્કાળવાળા ભાગોમાં જાતે ફરીને તપાસ કરવાને મોટે ખરચે જમનાબ્હેનને મોકલવાનો બંદોબસ્ત કર્યો. જમનાબ્હેને ત્રણ મહિના સુધી શહેરો તથા ગામડાંઓમાં ફરીને દુષ્કાળમાં પીડાતા ગરીબ આદમીઓની તથા મૂગાં પ્રાણીઓની સ્થિતિની જાતે તપાસ કરી. દુષ્કાળમાં ગામડાંઓમાં મુસાફરીએ હતાં, તે વખતે તેમના મારા ઉપર કોઈ કોઈ વાર પત્રો આવતા હતા, તેમાં ગરીબ માણસોનો તથા મૂગાં ઢોરોના દુઃખનો ચીતાર તેમના દેખવામાં આવતો તે લખતાં તે ઘણો જ કરૂણાજનક હતો. એક શ્રીમંત બાઈને આવા કામોમાં નિર્ભયપણે વર્તી પોતાના સુખના ઉપભોગને કોરાણે મૂકી દુઃખીયારાની વ્હારે ધાવું એ કાંઈ સહેલ તથા સાધારણ વાત નથી. ઈશ્વરી પ્રેરણા થયાથી જ આવાં કામો કરવાને મન દૃઢ નિશ્ચય કરે છે અને આ બાઇએ તે પ્રમાણે પોતે આત્મભોગે કરી બતલાવ્યું, અને હજારોના આશિર્વાદ લીધા. એ જ એમની જીંદગીનું ખરૂં સાર્થક્ય! ગામે ગામ ફરી ગરીબ બીચારા લાચારોને અન્ન પાણીનો બંદોબસ્ત કરી આપતાં–ઓઢવાને વસ્ત્રો પૂરાં પાડતાં–અને તેમને એકઠા કરી તેમના ભયભીત બનેલા મનને શાંત કરતાં; તેમનાં દુઃખોની વાતો સાંભળી તેમને યોગ્ય સલાહ આપતાં, અને તેમના દુઃખના નિસાસા દૂર કરતાં, તથા તેમનાં આંસુ અટકાવતાં. હિન્દુ શાસ્ત્રમાં અતિથિને દાન આપવાનો ઉત્તમ ધર્મ ગણ્યો છે. તેનું પુણ્ય પણ ઘણું ઉત્તમ છે; અને જમનાબ્હેને દુઃખીઆરાની વારે ધાઈ જે તેમની ખરા અંતઃકરણની આશિષ્ મેળવી છે તે જાણીને ગુજરાતી પ્રજાને કેટલું ગૌરવ આવશે તે કહેવાની અત્રે જરૂર નથી!

દુષ્કાલની મુસાફરી કરી આવ્યા પછી જમનાબ્હેનની તબીયત ઘણી જ લથડી ગઈ હતી. પણ ગયે વર્ષે ડા. દાદાભાઈની જયંતી વખતે દેશભક્ત દાદાભાઈ શેઠની ઇચ્છાનુસાર તેમની ખાસ ભેટ લેવા સારૂ વેસાવે ડેપ્યુટેશન સાથે આવ્યાં હતાં; અને તે દિવસે સાંજના મંડળની વાર્ષિક મીટિંગમાં પણ હાજરી આપી, પોતાની પવિત્ર ફરજ બજાવવા ચૂક્યાં ન હતાં. ત્યાર બાદ તેમની તબીયત વિશેષ બગડતી ગઈ, પરંતુ નાહિમત નહિ થતાં પોતે ભારે શ્રમ વેઠી મંડળને લગભગ રૂ. ૮૦૦૦ થી ૯૦૦૦ ભેગા કરી આપવામાં સહાયભૂત થયાં હતાં. પોતાથી મંડળમાં હાજરી અપાતી ન હતી, તેથી તેમને મનમાં ઘણું દુઃખ લાગતું હતું, છતાં મંડળના કાર્યની ઘેર બેઠાં બેઠાં કાળજી રાખતાં હતાં, અને માંદગીને લીધે પણ એમનો મંડળ પ્રત્યેનો ઉત્સાહ ગયો ન હતો. છેવટે આસો સુદ પાંચમને દિવસે ગયે વર્ષે પોતાની ઘણી જ નાદુરસ્ત તબીયત હતી, અને સક્કઈના દેવલોક થયાને ઘણો સમય થયો ન હોવા છતાં, મંડળમાં શ્રી નવરાત્રના ગરબાની ગોઠવણ કરવાને અને તેની પૂર્ણ વ્યવસ્થા કરવાને વાળકેશ્વરની સીડી અથાગ મહેનતે ચ્હડી, મંડળમાં ગરબા પાર્ટિ વખતે પધાર્યાં હતાં, અને બધા સભાસદો સાથે મળીને ઘણા જ આનંદમાં ભાગ લીધો હતો. આ જ મંડળના પ્રમુખની મંડળની બ્હેનો જોડેની છેલ્લી મુલાકાત હતી. અહીંઆં કહેવું જરૂરનું છે કે જમનાબ્હેનનો કંઠ ઘણો મધુર હતો, અને ગરબા ગાવામાં તેઓ ઘણા જ ઉત્સાહથી આગેવાન ભાગ લેતાં હતાં. એમનાં નાની બ્હેન રૂખાબ્હેનને પણ ગરબાનો શોખ હોવાને લીધે બન્ને બ્હેનો ઘણા પ્રસંગે સાથે જ ગરબા

ગાતાં, અને તે એટલા મધુર લાગતા અને એટલો બધો રસ ઉત્પન્ન કરતાં કે એ બન્ને બ્હેનોને લોકો કાલાવાલા કરી ગરબા ગવડાવવા બોલાવે. આ શોખ તેમને છેવટની જીંદગી સુધી રહ્યો હતો. સ્ત્રીમંડળમાં દર વર્ષે નવરાત્રમાં ગરબાનો મેળાવડો કરાવી પોતે બધાની સાથે ગરબા ગાય, અને જેમને બરાબર ગાતાં નહિ આવડે તેમને ગાવાનું ઉત્તેજન આપતાં, તથા ગાવાનો ઉત્સાહ સ્ફુરાવતાં.

આ પ્રમાણે છેવટ પર્યંત જમનાબ્હેને ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળની સેવા ઉઠાવી હતી. મંડળને નમૂનેદાર સંસ્થા બનાવવા, અને તેના વિશાળ ઉદ્દેશોને ફળીભૂત કરવા તેઓ ઘણાં જ ઉત્સુક હતાં. જ્યાં લગી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ હસ્તીમાં રહેશે, ત્યાં સુધી જમનાબ્હેનનું શુભ નામ આપણી ગુજરાતી બ્હેનોના નિર્મળ હૃદયમાંથી ભૂલાવાનું નથી. જમનાબ્હેને પોતાના સદ્‌વિચારો તથા સદુપદેશથી, સદ્‌વર્તનથી, અમૃતમય પ્રેમથી, શરીરાદિ સર્વસ્વના નિઃસ્વાર્થ ભોગથી, આપણી કોમને આટલે ઉચ્ચ દરજ્જે ચઢાવી છે—અને તેટલા સારૂ આપણે તે ભલી બાઈનાં સદાકાળ આભારી જ રહીશું. જમનાબ્હેન પોતાના વીલમાં મંડળને રૂ. ૫૦૦૦ ની મોટી રકમ પોતાનું મકાન બંધાવવા સારૂ આપી ગયાં છે, પણ આ રકમ મકાન સારૂ કાંઈ પૂરતી નથી, માટે તેમાં યોગ્ય વધારો કરી આપણાં માતુશ્રી જમનાબ્હેનનું નામ તથા કામ આપણી પોતાની જ ઉન્નતિને અર્થે કાયમ રાખવું એ આપણી પવિત્ર ફરજ છે. જે ભલી બાઈએ આપણી ગુજરાતી સ્ત્રીઓનું ગૌરવ વધારી આપણને આગળ પાડ્યાં તેમને વાસ્તે આપણે જેટલું કરીશું તેટલું ઓછું જ થશે. કોઈ પણ રીતે તેનો પૂરતો બદલો વાળી શકવાનાં નથી; તેટલા માટે આપણે ભારે પ્રયાસ કરવાનો છે તે કર્યાથી આપણને થોડે અંશે પણ આપણું કર્તવ્ય કરવાનો સંતોષ મળશે. મુંબાઈની દરેક કોમની સ્ત્રીઓની જે મોટી સભા માધવબાગમાં નામદાર લેડી વિલિંગ્ડનના પ્રમુખપણા હેઠળ મળી હતી, અને જેમાં ગં. સ્વ. જમનાબ્હેનનું સ્મારક ફંડ ઉઘાડવામાં આવ્યું હતું, તે ફંડમાં મંડળની એકે એક બ્હેને યથાશક્તિ રકમ ભરી, તથા બીજી પરોપકારી બ્હેનોની પાસેથી ભરાવવાની કોશેશ કરી જમનાબ્હેનનું સ્મારક થાય તે ફરજ બજાવવામાં પાછી પાની કરવી નહિ. જો આપણે તેમ નહિ કરીશું તો આપણે નગુણાં કહેવાઈશું, અને મોટું કલંક માથે ઓરશું. પણ અનેક પ્રસંગોએ આપણે સિદ્ધ કરી આપ્યું છે કે આવા કામમાં આપણે પાછળ પડનાર નથી, અને આ આપણા પોતાના શ્રેય અર્થેના કામમાં પાછળ પડીએ એ વાત અસંભવિત છે. ઈશ્વર આપણા આ શુભ કામમાં સહાય થશે જ.

જમનાબ્હેનનો મંડળ સાથનો સંબંધ છેવટ સુધી હતો; પણ જ્યારથી મર્હૂમ મી. મલબારી, અને રા. દયારામ ગીદુમલ, તથા પ્રોફેસર ત્રીભોવનદાસ ગજ્જર જેવા સદ્‌ગૃહસ્થોની પ્રેરણાથી ‘સેવાસદન’ની સ્થાપના મુંબાઈમાં ઇ. સ. ૧૯૦૮ માં થઈ, ત્યારથી જમનાબ્હેને તે સંસ્થામાં પણ જોડાઈ તેનાં સેક્રેટરી થઈ, તથા છેવટે એક ઉપપ્રમુખ થઈ તે સંસ્થાની સેવા ઉત્તમ રીતે બજાવી હતી. સૌ. કાશીગૌરી ગજ્જર, નાનીબ્હેન ગજ્જર તથા જમનાબાઈ સક્કઈએ ગુજરાતી વિભાગ સારૂ પ્રથમ ઘણી મહેનત લીધી હતી. પણ કાશીગૌરીના સ્વર્ગવાસ પછી તે બધું કામ એકલાં જમનાબાઈ સક્કઈ ઉપર જ આવી પડ્યું હતું. જ્યારે ગીરગામ બેકરોડ ઉપરથી સેવાસદનનું મકાન ગ્રાન્ટરોડ તરફ લઈ જવામાં આવ્યું ત્યારે હિન્દુ વિભાગની કોઈ પણ સંભાળ લેશે નહિ એવી ધાસ્તી રાખવામાં આવતી હતી. પણ જમનાબ્હેને આ પરોપકારી કામમાં જેમ જેમ તેમની સેવાની જરૂર વધારે લાગી તેમ તેમ પોતાનું તન અને મન તેમાં જ વધારે પરોવ્યાં, અને સહાયતા મેળવવાના કામમાં હરહમેશ મચ્યાં જ રહ્યાં. જમનાબ્હેને

સેવાસદનમાં નિત્ય પોતાની હાજરી આપી, ત્યાં કામ કરનારી બાઈઓ ઉપર જાતે દેખરેખ રાખતાં હતાં, એટલું જ નહિ પણ દરેક ખાતાની બારીક તપાસ કરતાં. જાત મહેનત સિવાય પોતે પૈસાની પણ ઘણી સારી મદદ કરતાં, અને પોતાની પાછળ આ ખાતાના નીભાવ સારૂ મોટી રકમ આપી છે. જમનાબ્હેનના સ્વર્ગવાસથી સેવાસદનને એક અનુભવી બાઈની સહાયતાની મોટી ખોટ પડી છે. સેવાસદનની સંસ્થાની જે અમૂલ્ય સેવાઓ ગૃહસ્થાશ્રમમાં રહી તન, મન અને ધનથી દયાની દેવી તરિકે તેમણે બજાવી છે, તે ગુજરાતના ઇતિહાસમાં સોનેરી દસ્કતે કોતરાઈ જળવાઈ રહેશે. તેમના કામોની કદર જાણી સેવાસદને સર્વાનુમતે તેમની પ્રશંસા કરનારો જે ઉત્તમ ઠરાવ પસાર કર્યો છે તે ખરેખર આપણને મગરૂર બનાવે છે. આવી દયાની દેવીઓ આપણા ગુજરાતીઓમાં અનેક થાઓ અને દયાની લાગણીઓ પ્રસારો.

આ બે સંસ્થાઓમાં જ જમનાબ્હેનનું જાહેર જીવન સમાપ્ત થઈ ગયું હતું એમ માનવાનું નથી. આ સિવાય જૈન મહિલાસમાજ, શ્રાવિકાશ્રમ, મુંબઈ, સુરત અને અમદાવાદના વનિતાવિશ્રામો, ભાવનગર ખાતેની સ્ત્રીસંસ્થાઓ, કન્યાવિક્રય-નિષેધક મંડળ, જુગાર નિષેધક મંડળ વિગેરેને પોતાનાથી બનતી જાતિમદદ આપતાં હતાં. તેઓએ પોતાના છેલ્લા વીલમાં જે ઉદારતાથી જુદી જુદી બધી સંસ્થાઓને યાદ કરી મદદ આપીછે તે જોઈને આપણી ખાત્રી થાયછે કે જમનાબ્હેન ખરેખર એક અલૌકિક સ્ત્રી હતાં. આવા સ્ત્રીરત્નને પગલે ચાલી આપણે આપણા જીવનની સફળતા કરી લેવી એવી મ્હારી દરેક ગુજરાતી બ્હેનને ખરા અંતઃકરણની વિનંતિ છે.

---

## ગં. જમનાબાઈ સક્કઈ.

**લેખકઃ—નામદાર ગંગાસ્વરૂપ રાજ્યમાતુશ્રી બામાસાહેબ**
**શ્રી જામબાસાહેબ, વાંકાનેર.**

જેમણે પોતાનું વિશુદ્ધ અને સાદું જીવન કેવળ આત્મસાક્ષાત્કારની રમણીયતાના ભવ્ય પ્રદેશમાં વિહારવામાં ગુજારેલું છે તે વિદુષી સદ્ગત જમનાબાઈના ધર્મજીવન સંબંધી મારી તરફથી બે બોલ લખવાનું હું ઉચિત ધારૂં છું.

વિદુષી જમનાબાઈનું ગૃહજીવન, સમાજજીવન, નિત્ય જીવન અને ધર્મજીવન એટલું તો ઉચ્ચ અને સંસ્કારી હતું કે તેમના સહવાસમાં આવનારને કે તેમના જીવનની કથા સાંભળનારને એમને માટે પૂજ્યભાવ પ્રકટ થયા વિના રહે નહિ.

**ગૃહજીવન:**—પોતાના ગૃહજીવનમાં પતિપત્નીનો યથાર્થ શુદ્ધ પ્રેમ આ જગત્માં શું શું કરવા સમર્થ છે; પોતાના શરીર તથા અંતઃકરણની કેવા પ્રકારની કેળવણી ઉત્તમ ગુણવાળી પ્રજાને પ્રકટાવી શકે છે; પોતાના ગૃહનું વાતાવરણ આરોગ્યને આપનારૂં, મનની પ્રસન્નતા વધારનારૂં, મનમાં ઉત્તમ વિચારો સ્ફુરાવનારૂં તથા સદ્ગુણોમાં જ સ્થિર રાખનારૂં શી રીતે કરી શકાય છે; એ સઘળું તેઓ સારી રીતે સમજતાં હતાં, અને એ નિયમાનુસાર પોતાનો ગૃહસંસાર એવી તો સરળ રીતે ચલાવેલ હતો કે તેનું બારીકીથી દિગ્દર્શન કરનારને ઘણું શીખવાનું મળેછે.

**સમાજજીવન:**—સ્ત્રીઓની ઉન્નતિ માટે વિદુષી શ્રી જમનાબાઈએ અથાગ શ્રમ વેઠી હિંદુ સ્ત્રીમંડળો સ્થાપવામાં, ગરીબોને ઘેર ઘેર ફરી એમનાં દુઃખો જાણી શાન્તિ કરવામાં, દરેક સંસ્થાઓને તન, મન અને ધનથી મદદ આપવામાં તિરસ્કાર તેમ જ અભાવનો

ત્યાગ કરી ધૈર્ય ધારીને જમનાબાઈએ જે કર્યું છે તે એમ જ બતાવે છે કે સ્ત્રીઓની પ્રગતિના કાર્યમાટે જે સદ્‌ગુણોથી જોઈએ તે સદ્‌ગુણોથી ભૂષિત હિંદુ સ્ત્રી કોઈ હોય તો જમનાબાઈ સફ્ફઈ જ હતાં.

**નિત્ય જીવન:—**આત્મવત્ સર્વભૂતેષુ એ નિયમાનુસાર તેમનો પ્રેમ સર્વ પ્રાણી પ્રત્યે એકસરખો હતો. તત્ત્વવિચાર અને સદનુષ્ઠાનવડે તેમનું હૃદય એવા રૂપે કેળવાયું હતું કે પ્રત્યેક પદાર્થની સાથે તેમનો આત્મીય સંબંધ ઘડાયો હતો. જનસેવા એ જ જીવનનો મુખ્ય ઉદ્દેશ છે, એમ સમજી ધીમે ધીમે બહાર પડી ધર્મભેદ, જ્ઞાતિભેદ, સ્થિતિભેદ ભૂલી જઈ સેવા બજાવવામાં અને સ્ત્રીઓની ઉન્નતિ માટે નિશદિન જમનાબાઈએ જે મહેનત ઉઠાવી છે તે સર્વગુણસંપન્ન જમનાબાઈનું કાર્ય આકર્ષક પ્રેમમાં આંજે તેવું છે.

**ધર્મ જીવન:—**જમનાબાઈનું અંતઃકરણ ઘણું જ દયાળુ અને પરોપકારી વૃત્તિવાળું હતું. દુષ્કાળ સમયે ગુજરાતમાં જાતે ફરી મનુષ્ય અને ઢોરનાં દુઃખ પોતાને હાથથી ટાળવા માટે તન, મન અને ધનથી મદદ કરી છે.

ખુશામત શો પદાર્થ છે? હું પણ શું કાચી છે? વૈર, દ્વેષ, ઈર્ષા આદિ ક્ષુદ્ર ભાવો શી વસ્તુ છે, એ એમના હૃદયે કદી જાણ્યું નથી. આ સદ્‌ગુણસંપન્ન જમનાબાઈના અવસાનથી આપણને એક મોટી ખોટ પડી છે અને મુંબાઈ ઈલાકામાં સર્વત્ર ગ્લાનિ પ્રસરી રહી છે.

જમનાબાઈના જે જીવનથી મુંબાઈ ઈલાકાને લાભ અને શિક્ષણ મળ્યાં છે, તે જીવન આપણી સ્થૂલ દષ્ટિએ મરણથી પરમાત્માની વધારે નિકટમાં ગયું છે તે ત્યાં નિત્ય સુખમાં વસો અને તેમનાવાવેલા સદ્‌ગુણો બીજી આર્ય મહિલાઓમાં પ્રકટ થઈ અનેક જમનામૈયા ઉત્પન્ન થાઓ એમ પરમકૃપાળુ પરમાત્મા શ્રી જગન્નિયંતા પ્રત્યે પ્રેમપૂર્વક પ્રાર્થના. ॐ શાન્તિ શાન્તિ શાન્તિ.

---

## જમનાબ્હેન કેવાં હતાં?

લેખકઃ—**સૌ. રમીબાઈ મોરારજી કામદાર.**

મેં જમનાબાઈને પહેલી જ વખત ૧૯૦૮માં જોયાં. જોતાં જ એ હસતા મ્હોડાની મારાપર જે છાપ પડી તે હજી પણ જેવી ને તેવી જ છે. તેમનામાં શા ગુણો છે, તેઓ શું ઉપયોગી કામો કરે છે, તે વિષે જો કે તે વખતે હું કશું જાણતી ન હતી; છતાં પણ સ્વાભાવિક રીતે મને એમને માટે માનની લાગણી ઉત્પન્ન થઈ.

શા માટે આપણને બધાને એમને માટે માન હતું? શા માટે આપણે ગુજરાતી બ્હેનો એમને માટે અત્યારે મગરૂર છીએ? શું તેઓ જાહેર કામોમાં ભાગ લેતાં હતાં તેથી? તેમનામાં અસરકારક ભાષણો કરવાની શક્તિ હતી તેથી? અને અંતે, બધા સારા વિદ્વાન પુરુષોને એમને માટે માન છે માટે આપણે પણ રાખવું જોઈએ, એ વિચારથી આપણે એમના તરફ માનની નજરથી જોતાં હતાં? ના, ના, માત્ર એથી જ નહિ.

આપણે બધાં જાણીએ છીએ તેમ હાલ જેને આપણે કેળવણી કહીએ છીએ, એવી કેળવણી એમને મળી ન હતી. તેમનું હૃદય દંભવિનાનું, નિખાલસ હતું. તેમના હૃદયના જરા જેટલા ભાગમાં પણ બીજાઓના અજ્ઞાન માટે તેમને તિરસ્કાર ન હતો. પોતે ઉચ્ચ વિચારો ધરાવતાં, છતાં તે માટે લેશમાત્ર દુરાગ્રહ કે અહંકાર હતો નહિ. દેશોન્નતિ માટે પોતાથી બને એટલા પ્રયાસો

કરવાની પ્રબલ ઇચ્છાઓ છતાં આજકાલ આપણે જેવું જાહેરજીવન જોઈએ છીએ તેવા જાહેર જીવનનો યત્કિંચિત્ પણ લોભ ન હતો. ઉલટું, ઉછરતી છોકરીઓ સામે અનુકરણ કરવા લાયક દષ્ટાંતો કેવી રીતે મૂકી શકાય, ચાલુ જમાનાની યુવાન સ્ત્રીઓ જીંદગીનું રહસ્ય સમજી શકે અને નામથી જ દેવીઓ નહિ, પણ ખરેખરી દેવીઓ કેવી રીતે થાય, પુખ્ત ઉમરની સ્ત્રીઓ પોતાના જીવનનો પાછલો વખત કેવા પ્રયત્નો કરવાથી શાંતિમાં ગાળી શકે, એવા એવા વિચારોને જ એમના હૃદયમાં સ્થાન હતું.

વળી એમને માત્ર પોતાની જન્મભૂમિ માટે જ નહિ, પરંતુ આખા ભારત દેશ માટે તીવ્ર પ્રેમ હતો. સ્ત્રીઓની ઉન્નતિમાં જ દેશની ઉન્નતિ છે એ સૂત્રનું રહસ્ય તેઓ બરાબર સમજ્યાં હતાં, અને તેથી જ ખાસ કરીને આપણી ગુજરાતી બ્હેનોનું અજ્ઞાન જોઈ તેમના હૃદયને અતિશય દુઃખ થતું હતું. આપણી બ્હેનોને અંધકારમાંથી પ્રકાશમાં લાવવાને તેઓએ પોતાનામાં વિચારબળ, તેમ જ ચારિત્ર્યબળ ખીલવ્યું, અને તેથી તેઓ આપણી સ્થિતિ સુધારવાને આટલા પ્રયાસો કરવાને શક્તિવાન થયાં.

આવા ઉત્તમ ચારિત્ર્યબળવાળાં, સ્વદેશવત્સલ, વિશુદ્ધ, નિખાલસ હૃદયવાળાં બ્હેનને આપણામાંનું કયું હૃદય માનની લાગણીથી નહિ પૂજે ? એ મહાન ગુણોને લીધે જ જમનાબ્હેન આપણા માનને અને પૂજ્યભાવને પાત્ર હતાં, અને તેથી જ તેઓ એક ગુજરાતી સ્ત્રીરત્ન હતાં એ વિચારથી આજે આપણે મગરૂર છીએ.

ઈશ્વર એવા આત્માને શાંતિ આપો.

---

## ગંગાસ્વરૂપ જમનાબાઈ વિશે કંઈક.

### લેખકઃ—બાલુબા સાંગણવાળા.

સુજ્ઞ બ્હેનો,

આપણાં હિન્દુ સ્ત્રીઓના આભૂષણરૂપ જમનાબાઈ સક્કઈનો સ્વર્ગવાસ થયો; ઈશ્વરે મહાન રત્નને ન રહેવા દીધું ! ઈશ્વર ઇચ્છા બળવાન છે, મનુષ્ય શું કરી શકશે ? આપણી એવી અંતઃકરણની પ્રાર્થના છે કે ઈશ્વર દેવીજીના આત્માને શાન્તિ અર્પે.

પણ બ્હેનો ! જમનાબાઈને હું હવેથી દેવી જ સંબોધીને લખીશ. દેવીનાં પરોપકારનાં કામો મોટાં મોટાંને પણ એમ કહેવરાવતાં કે ધન્ય છે. આપણાં જીગર શું નથી કહેતાં કે દેવીએ મહાન કાર્યો કરી કીર્તિ ઉજ્જવળ કરી છે. નામ અમર રાખી સ્વર્ગે સીધાવ્યાં છે ?

હવે આપણી બ્હેનોને એ જ પ્રાર્થના છે કે જેવાં પરોપકારનાં કાર્ય દેવીએ કર્યાં, તેવાં તમે પણ કરો, અરે, તેઓશ્રીને પગલે ચાલો, મહાન કીર્તિ મેળવો. સ્વાર્થ આખી દુનિયા કરેછે, પણ પરમાર્થ કરવો ઘણો કઠણ છે. અત્યારે હિન્દુસ્થાનને દેવીના મૃત્યુથી કેટલી ખોટ પડી છે, તે બધાંની જાણમાં છે. દેવીનાં કાર્યોથી હજારો ગરીબો આજ આશિષ આપે છે. આપણે તો સમજીએ ઓળખીએ તો આપણને લાગે તે સ્વાભાવિક છે, પણ બીચારાં ગરીબો પણ, જ્યાં જ્યાં દેવીજીનાં અહેસાન છે ત્યાં ત્યાં, કોઈ કહે તો આજ પણ આંસુ પાડે છે.

વળી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળને પણ આજે પૂરી ખોટ પડી છે. આપણે બધાં અત્યારે શોક કરીને બેસીએ તો ય શું થઈ રહેશે ? પણ દેવીજીની યાદદાસ્તી આપણે મરશું ત્યાં સુધી તો હૃદયમાંથી જવાની નથી.

બ્હેનો આપણે ગમે તેમ કરશું પણ ગુમાવેલ રત્ન નહિ મેળવી શકીએ. હવે તો આપણે જ દેવીના પગલે ચાલવું; એવા ખાસ વિચાર કરીને ગમે તેવી રીતે પણ પરોપકારાર્થે જ જીવન અર્પવું જોઈએ.

બ્હેનો પરોપકાર ઘણી તરેહથી થાય છે. આપણાથી બને તે જ પ્રકારની પરોપકારવૃત્તિ ધારણ કરીને આપણાં શુભ કર્મોથી પરમાત્માને પૂજી આપણું જીવન સફળ કરવું.

મારી અલ્પ લેખિની દેવીના ઉદ્દેશો શું કહે? એ તો સૂર્યની માફક આખી દુનિયામાં દેવીનાં શુભ કર્મો જળહળી રહ્યાં છે. ધન્ય છે દેવી તમારા કર્મોને! ધન્ય તમારી પવિત્ર બુદ્ધિને! ઘણા ઘણા પરોપકાર તમારા હાથથી થયા છે, ઘણા કકળતાને તમે શાન્તિ આપી છે, ઘણાના હૃદયમાં અમૃત રેડ્યાં છે, ઘણાની શુભ આશિષો તમે લીધી છે, અને ઘણાને આપે દાખલો બેસાડીને શીખવ્યું છે, કે આવાં કર્મો કરો. પણ હિન્દની અજ્ઞાન બ્હેનો હજી ઉંઘમાં છે. પ્હેલાં કહેવાતું કે વિદ્યાના અભાવે બધું છે. હવે તો મેટ્રીક ને પ્રીવીયસ પણ સ્ત્રીઓ ભણી ચુકી છે, છતાં પણ કોઈના હૃદયમાં દયા નથી, એ કેટલી શોચનીય વાત? આવો ઈશ્વરી કોપ કોણ જાણે ક્યારે દૂર થશે. બીજી અફસોસની વાત એ છે કે જે ઉંચી ઉંચી કોમો છે, જેવી કે રાજપુત વિ૦ તેમાં ઓઝલનો એટલો બધો રીવાજ છે કે સ્ત્રીઓ ન ક્યાંય જઈ શકે, કે ન કંઈ પરોપકાર કરી શકે; જરા પણ એ લોકોને સત્તા નથી હોતી. હવે તેવાં બીચારાં કેમ પોતાનું જીવન ઉન્નતિમાં લાવે? જેમની જીન્દગી એક કેદખાનામાં જતી હોય, હજાર દુઃખો જોવાં પડતાં હોય, તે પારકાંનું દુઃખ કેમ કાપી શકે? આવી આવી અગવડોને લીધે કેટલેક ઠેકાણે પરોપકાર કરવાની મરજી છતાં અંદર ને અંદર લય પામે છે. અસ્તુ.

---

## એક ભલી અને ઉંચ જીંદગીનો ટુંક હેવાલ.

### લેખકઃ—ભિખાઇજી એન્જીનિઅર.

પરમાર્થી, પરદુઃખભંજન, ગંગાસ્વરૂપ, સ્ત્રીરત્નજી બાઈ જમનાબાઈ સક્કઈનો જન્મ સંવત્ ૧૯૧૮ ના શ્રાવણ શુદ પુનેમને દિવસે તે વખતના જગજાણીતા લક્ષાધિપતિ શેઠ તુલસીદાસ વ્રજદાસને ત્યાં થયો હતો. તે વખતના મહાપ્રતાપી શેઠ તાપીદાસ વ્રજદાસ જમના બ્હેનના સગા કાકા હતા. તાપીદાસ વ્રજદાસ કંપનીને નામે વેપાર કરતી પેઢીથી આજે પણ ભાગ્યે થોડા જ અજાણ્યા હશે. બ્હેન જમનાબ્હેનનું પગલું અતિ ભાગ્યશાલી નીવડ્યું. એમના જન્મથી વેપારમાં ઘણી જ વૃદ્ધિ થઈ, અને દિવસે દિવસે વેપાર વધતો જઈ લાખો રૂપિયાની કમાણી થતી ચાલી. એમના કુટુંબનો ઇતિહાસ આજના લોકોને ધડો લેવા લાયક હતો. એમની જાહોજહાલી બહોળી હતી, અને સખાવત, વેપાર, અને મીલકારોબારમાં એ કુટુંબનું નામ બહુ જ મશહૂર હતું. ભગવતી જમનાબ્હેન કુટુંબની નામના પ્રમાણે બહુ જ જાહોજલાલીમાં ઉછર્યાં હતાં. એમના પિતાશ્રી ભવ્ય બંગલા, વિશાલ વાડી વજીફા, અને મોટી મોટી રમણીય ઇમારતોના ધણી હતા. એમને ઘેર માણસ, નોકર, ગાડી, ઘોડાની રેલછેલ હતી, તેમ છતાં એમનું નાની વયનું જીવનચરિત્ર આજની બાલાઓને બોધ લેવા લાયક હતું. તેર વર્ષની ઉમરે પુગતાં એમના પિતાશ્રીએ એમનું લગ્ન રા. નગીનદાસ ભક્તિદાસ સક્કઈ સાથે કરી આપ્યું. એમના પતિ એમનાથી માત્ર બે વર્ષ મોટા હતા. જો કે એ કુટુંબ ગરીબ અવસ્થામાં હતું, તો પણ વેપાર ધંધાથી પોતાનું ગુજરાન સંતોષથી ચલાવતું હતું.

પીઅર શ્રીમંત અને સાસરીયું ગરીબડું એવી સ્થિતિમાં બ્હેન જમનાબ્હેને પોતાની જીંદગીનું નાવ કેવી તદબીરથી હંકાર્યું તેનો ધડો આજની બ્હેનોને લેવા લાયક છે. આ દમ્પતીના હૃદયમાં એવા પ્રકારના પ્યારે વાસો કીધો હતો કે જાત પરજાતનો કંઈ પણ ભેદ હતો નહિ. અને આ લખનારના સંબંધમાં એવા અનેક દાખલાઓ બન્યા હતા. એમનો સ્વભાવ ઘણો જ મલતાવડો અને આનંદી સાથે સંતોષી હતો અને તેથી જ ગરીબ સાસરીયે એમને કંઈ પણ ઓછું પડ્યું નહિ. એમના પતિએ શરૂઆતમાં કેટલાંક ખાતાંઓમાં નાના પગારની નોકરી કરી હતી ત્યાર બાદ ઈનકમટેક્ષ ખાતામાં રૂ. ૪૦ ની જગ્યા મેળવી અને બાર વર્ષની નોકરી દરમીયાન એમનો પગાર રૂ. ૧૫૦) ઉપર ગયો હતો. પછી મુંબઈ બેંકમાં ૩૫૦ રૂપીયાના પગારે મદદનીશ શરાફ તરીકે રહ્યા. પંદર વર્ષ ગુજાર્યાં અને ત્યાર પછી ત્યાં વડા શરાફની જગ્યા રૂ. ૬૦૦ ની મેળવી. પણ એ મોટો ઓદ્ધો ફક્ત બે વર્ષ સુધી જ ભોગવવા પામ્યા. દેહ નબળો પડ્યો અને સ્વર્ગવાસ પામ્યા. એમને ત્યાં બાર બાળકોનો જન્મ થયો હતો, પણ સંતાનની બાબતમાં એમનું નશીબ સિકંદર નહિ હતું અને મરણ વખતે એક પણ બચ્ચું હૈયાત રહ્યું નહિ. એ બારે બાર બાળકો અધુરે ગયાં હતાં, અને હું આગળ વધીને કહું છું કે એ બાળલગ્નના રીવાજની મોકાણ હતી. તો પણ આ પરોપકારી બાઈએ સગાંવ્હાલાં વગેરેનાં છોકરાંઓને પોતા પાસે રાખ્યાં હતાં અને તેમના વ્હાલ અને લાડમાં તે સુખ અને મોજ ભોગવતાં હતાં. એમને વારંવાર કહેતાં હતાં કે મને છોકરાં નથી તો શું, આ તમો સર્વ મારાં જ છોકરાંઓ છોની. અને ખરે જ અમને એક માતાના વ્હાલથી ચાહતાં હતાં અને આજે એમની ખોટ અમને એક અમારાં વ્હાલાં અંગત મિત્રની ખોટ સમાન છે. દુઃખ વધતું ગયું, અને હાલત વધુ અને વધુ બીગડતી ગઈ, છતાં જ્યારે અમો મુલાકાતે જતાં ત્યારે પણ તેઓ તે જ વ્હાલ બતાવતાં હતાં, અને અંતની ઘડીએ પણ અમને સદન માટે કામ કરતાં રહી સદનને વધુ ઉપયોગી કરવું એવો આગ્રહ તેઓએ કર્યો હતો. આ ભાગ્યવતી બાઈએ દેશ પ્રદેશની સમાજોમાં પોતાના પૈસા તેમ જ બુદ્ધિબળનો મોટો ફાળો આપ્યો છે. ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળના પ્રમુખ તરીકે એ સંસ્થાના જન્મથી એવણ રહ્યાં હતાં અને પોતાના પ્રેમી હૃદય અને ઉદાર સ્વભાવથી સઘળાંઓનાં મન હરણ કરી લીધાં હતાં. સેવાસદન કે જેનો જન્મ એક પરોપકારી પારસી ગૃહસ્થને આભારી છે, ત્હેનાં બ્હેન જમનાબ્હેન મરણ સુધી ઉપપ્રમુખ રહ્યાં હતાં અને ત્યાં પણ એમણે એવી જ નામના મેળવી હતી. એમનાં સંખ્યાબંધ પરગજુ કામોનો હેવાલ લખતાં એકાદ નાનું સરખું પુસ્તક ભરાય અને જો કોઈ એમના જેવાં જ પરગજુ બ્હેન એ કામ માથે ઉઠાવી એમણે દેશ પ્રદેશ બજાવેલી સેવાઓનું એકાદ ચોપાન્યું બહાર પાડે તો તે આજના વખતની બ્હેનોને મનન કરવા લાયક થઈ પડે.

પરમ કૃપાળુ પરમેશ્વરની મહેરબાનીથી એમનો કંઠ એવો તો મધુર અને મનમોહન હતો કે જ્યારે પણ એવણ થોડું કે વધુ બોલતાં ત્યારે શ્રોતાજનોનાં દીલ જીતી લેતાં હતાં. નેકનામદાર હિંદના દાદા દાદાભાઈ નવરોજીની જયંતી વખતે ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળના સભાસદો સાથે તેમના રેહઠાણ વેસાવે સુધી જઈ એ મહાન દાદાના આશીર્વાદ મેળવતાં અને આપતાં રહ્યાં હતાં. રા. ગાંધીએ દક્ષિણ આફ્રિકામાં ચલાવેલી સત્યાગ્રહની ઝુંબેશમાં ચાલતી અપીલો વખતે એમનું કામ અને મદદ વખાણને પાત્ર હતું અને નાણાની સારી રકમો લોકો પાસેથી ભેગી કરી એમણે એ ફંડમાં મોકલી આપી હતી. એ સત્યાગ્રહની મદદમાં ભરાયલા સંગ્રહસ્થાનમાં એમણે લેડી ફીરોજશાહ મેહતાના પ્રમુખપણા નીચે એમનાં જેવાં જ ઉત્સાહી

અને ઉમંગી, પરોપકારી બ્હેન મીસીસ બાઈજી જહાંગીર પીટીટ વગેરે બીજી બ્હેનો સાથે કામ કરી રૂપીયા એક હજારની ઉપરની કીંમતના નમુનાઓ ભેગા કરી એ સંગ્રહસ્થાનમાં મોકલી આપ્યા હતા.

ગુજરાત કાઠિઆવાડના ગયા ભયંકર દુષ્કાળ વખતે એમની મહેનત અથાગ હતી, અને ચારે તરફ ભાષણો અને અપીલો બહાર પડી બીચારાં મૂગાં પ્રાણીઓ*અને નિરાધાર કુટુંબો માટે એકલા હાથે એકવીસ હજારનું ફંડ પોતે ભેગું કીધું હતું. એ ભગવતી બાઈએ મીસીસ પુતળીબાઈ શેઠના, મીસીસ જાનકીબાઈ ભટ વગેરે બીજાં બાનુઓ સાથ પંચ મહાલ, ગુજરાત અને કાઠિઆવાડનાં દુષ્કાળમાં સપડાએલાં આશરે પોણોસો ગામડાંઓમાં વેઠભરી મુસાફરી કરી એ ફંડમાં ભેગાં કીધેલાં નાણાંથી લોકોને મદદ આપી તેઓના આશીર્વાદ પ્રાપ્ત કીધા હતા. એ કામ સ્ત્રીઓની કોમલ મંડળી માટે નાનું સુનું નહોતું. એમાં ભારે વેઠ અને આપદાઓ હતી, તે સર્વ એ કોમલ નારીઓએ સહન કીધી હતી, અને લગભગ ત્રણ મહિનાની રંજ ભરી મુસાફરીએ કરી મુંબઈ શહેરમાં સર્વ પાછાં પધાર્યાં હતાં. એના સંબંધમાં ઉપલાં બાનુઓમાંનાં એક મારી ઉપર પોતાના પત્રમાં લખે છે, "બીચારાં જમનાબ્હેનના હક થવાથી ઘણીજ દિલગીરી લાગે છે. પોતે તો સુખી થઈ ગયાં, કારણ ભલી ને ઉંચ જીંદગી જ ગુજારેલી હતી, પણ એવણની ખોટ ઘણાંઓને,–પોતાનાં તથા પારકાંઓને ગઈ, હશે જ. એવાં ઘણાં આપણા દેશમાં અને દરેક કોમોમાં થવાં જોઈએ છે. ત્રણ અઠવાડીયાં દુષ્કાળના કામસર હમે સાથે રહ્યાં હતાં ત્યારે જ એવણની કામ કરવાની ઉલટ, હિંમત, બાહોશી, અને સર્વ કરતાં વધારે પહેલી પોતાના ધર્મ પ્રમાણેની પૂજા ને બંદગી કરવાની રીત જોઈ મને ઘણું જ માન એ બાઈ તરફ વધ્યું હતું. પૈસાનો બી કેવો સારો ઉપયોગ કરી ગયાં છે."

મુંબઈમાં ટાઉન હૉલમાં ગવરનર સાહેબ સીડનહૅમના પ્રમુખપણા હેઠળ એ દુષ્કાળ સંબંધી મળેલી સભામાં ઘણું જ અસરકારક ભાષણ જમનાબ્હેને આપ્યું હતું અને તેની ખુબીથી ઘણી સારી રકમ ભેગી થવા પામી હતી. એ દુષ્કાળ વખતે કીધેલી મુસાફરીનો લગભગ રૂ ૨૦૦૦ નો ખર્ચ એ સખીવજીદ બાઈએ પોતાની ગીરોથી આપ્યો હતો.

ભગવતી જમનાબ્હેનના હૃદયમાં એક એવી જાતના પ્રેમે વાસો કીધો હતો, કે કુટુંબકલ્યાણ કહો, કે પછી દેશકલ્યાણ કહો, કે પરદેશકલ્યાણ કહો; જાતનું કલ્યાણ કહો કે પરજાતનું કલ્યાણ કહો, સર્વમાં એમનો હિસ્સો સરખા ભાગનો હતો.

ભાવનગર ખાતે જન્મ પામેલી હિંદુ સ્ત્રીમંડળની શાખામાં એમનો હિસ્સો હતો, અને ગયા જુલાઈ માસમાં જ્યારે એ પણ ભાવનગર પધાર્યાં ત્યારે તે મંડળે એમની સેવાઓની યાદમાં એમને ચાંદીનું કાસકેટ ભેટ કીધું હતું. હાલમાં ચાલતી ભયંકર લઢાઈમાં પણ એમનો ફાળો ખાલી ન હતો. ભાષણદ્વારા અભણ લોકોનાં દીલ ઉંચાં થતાં એમણે અટકાવ્યાં હતાં, લઢાઈના ફંડમાં પણ તન, મન અને ધનથી મદદ આપતાં રહ્યાં હતાં, અને નામદાર બ્રીટીશ સરકારની જય થવાનાં ભાષણો આપ્યાં હતાં. છેવટે હું મારી ગુજરાતી હિંદુ બ્હેનોને એટલી જ અરજ કરીશ કે બ્હેન, જમનાબ્હેનની ખાલી સ્તુતિ નહિ ગાતાં. એમને પગલે ચાલી પોતાની જીંદગીનો આખખો ભાગ નહિ તો થોડોક ભાગ જનસમાજની સેવામાં ગાળવો. ખુદા એમના હૃદયને શાંતિ બક્ષો.

---

# ગં. જમનાબ્હેન સક્કઈ.

## લેખકઃ—બ્હેન કુંવરબાઈ જાલભાઈ ભરડા.

પ્રિય અને ગુણવંત બ્હેન જમનાબ્હેન નગીનદાસ સક્કઈ પોતાની જીંદગીમાં અતિ ઉપયોગી પરમાર્થી અને ભલાં કામો આરંભી તે કાર્યોને સંપૂર્ણ થયેલાં જોયા અગાઉ આપણી વચ્ચેથી ચાલ્યાં ગયાં છે. જે જાયું તે જાય એ ઈશ્વરે નિર્માણ કરેલા નિયમ મુજબ આપણને સર્વને મરવું તો બરહક છે. પણ દુઃખભર્યું જે છે તે કવખતનું અને એઓ બ્હેનના જેવી ઉપયોગી અને કવચિત્ જોવામાં આવતી પરમાર્થી જીંદગીની ભર ઉમેદો વચ્ચે ચાલ્યા જવાનું છે. એ સઘળું છતાં ઈશ્વરના એ ભેદને ભલા ભલા મહાત્માઓ પણ ઉકેલી શક્યા નથી.

મારી સાથે એ પ્રિય બ્હેનનો કશો સંબંધ કે એક જાતિ પણ નહિ છતાં ફક્ત પ્રીતિના કારણે એઓના મરણે દિવસો સુધી મને આંસુભર રડાવી છે. કારણ, એઓ એક એવાં દીલસોઝ અને સાચી લાગણી ધરાવનારાં બ્હેન હતાં, કે એમની યાદ કદી પણ ભૂલી શકીશ નહિ. એમની સાથે મિત્રાચારીનું હું ગરીબ બ્હેનને માન હતું, અને વારે ઘડીએ મળવું થતું હતું. જ્યારે પણ મળતાં ત્યારે કલાકો સુધી ખુશ વાતચીતો ચાલતી, અને મારા મનને અતિ આનંદ થતો. ઈશ્વરેચ્છાથી હવે એ સઘળું સ્વપ્ન જેવું થઈ ગયું છે. પણ એમની સાથની વાતચીતોમાં એમના ઉત્તમ ગુણો વિષે જે વિચારો મને ઉપજતા તે થોડા બોલોમાં લખવાની એક નબળી કોશીશ કરવાની રજા લેઉં છું. હું એમના દરેક ગુણને ઈનસાફ આપી શકું એવી શક્તિ બીલકુલ ધરાવતી નથી, પણ થોડીક કોશીશ હું કરીશ.

એમનો ગૃહસ્થાશ્રમ ધડો લેવા જોગ હતો. એમના પતિ સ્વ. નગીનદાસ સક્કઈએ જીંદગી એક ટુંક પગારે ઈન્કમટેક્ષ કલેકટરની ઓફીસમાં કામદાર તરીકે રહી શરૂ કરી હતી. તે વખતે ફક્ત રૂ. ૫૦) ના પગારમાં જે રીતે એમનો ઘરસંસાર ચાલતો, તે જ રીતે, રૂ. ૭૦૦) ના પગાર સાથે ચાલતો. એમના ઘરસંસારમાં એઓનાં અતલગના ખેશીઓ કાંઈ પણ ફેર જોતાં નહિ હતાં. કારણ, જેમ જેમ એઓનો પગાર વધતો ગયો, તેમ તેમ એમના ઘરમાં કુટુંબીઓ પણ વધતાં ગયાં. તેનું કારણ એટલું જ કે પોતાનાં જેવાં દરેક ભાંડુઓને સુખી જોવા એ પતિપત્નીની ઉદાર બુદ્ધિ હતી. એમના પતિનો અંગત ખર્ચ બહુ જ નજીવો હતો, અને પતિપત્નીના પ્રેમી આત્માઓ એટલા બધા તો મળી ગયા હતા, કે જાણે બન્ને એક જ જીવે જીવતાં, તથા એક જ વિચારો ધરાવતાં. બન્નેની જીંદગીનો પાયો ધર્મનાં વચનો ઉપર દૃઢ હતો. એમ ન હતે તો એક હિંદુ બાઈ કાઠિઆવાડનાં ગરમ, ગરીબ ગામડાંઓમાં દુષ્કાળના ભયંકર વખતમાં ઘરેઘર ફરી લોકોને આશ્વાસન ને દાન આપવાની હીંમત કરતે નહિ. એક હિંદુ ગૃહસ્થ હોઇ, પોતાની પત્નીની લોકોપયોગી અને ધાર્મિક બુદ્ધિને ખીલવવાની હોંસ ધરાવવાની બુદ્ધિ માટે સ્વર્ગવાસી ભાઈને ખરૂં માન ઘટે છે. પતિપત્નીના પરમાર્થ માટે હીંમતથી બહાર પડવાના વિચારો જુદા પડતે, તો બ્હેન જમનાબ્હેનથી જે કાર્યો થઈ શક્યાં છે તે કદી પણ થતે નહિ. બાળલગ્ન નહિ કરવાં જોઈએ તે માટે એઓના વિચાર ખરે જ આપણું માન ખેંચતા; તેમ જ વિધવાઓનાં દુઃખ ઓછાં કરવા ઘણી કાળજી ધરાવતાં, અને જ્યારે પણ મારે એ વિષે એઓ સાથે વાત થતી ત્યારે કહેતાં કે દેશમાં વિધવા-આશ્રમો અને વનિતા વિશ્રામો જેવી ઘણી સંસ્થા સ્થપાય અને ત્યાં જુવાન કમનશીબ વિધવા સ્ત્રીઓને યોગ્ય શિક્ષણ આપી તૈયાર કરવામાં આવે તો હિંદુ સમાજને એવી કેળવાએલી વિધવા સ્ત્રીઓ કેળવણી વિગેરેનાં કામોમાં ઘણી મદદરૂપ થઈ પડે.

એઓ બ્હેનશ્રી અતિ વિશ્વાસપૂર્વક માનતાં કે સ્ત્રીકેળવણી વગર હિન્દુ કોમનો

બલકે દેશનો ઉદય થવાનો નથી. પણ તે કેળવણી કેવી હોવી જોઈએ તે વિષે એ બ્હેન જે ઉત્તમ વિચારો કહેતાં તેના ભણકારા હજી જાણે મારા કાને અથડાયા કરેછે. તેઓ કહેતાં કે "બ્હેન તમો જાણો છો? હુ જે કેળવણી કહુ છું તે એવી કે છોકરીઓ દીકરીઓ કે વહુ તરીકે માબાપની કે સાસુસસરાની સેવા કરતાં શીખે, સગાં સંબંધી અને સાસરામાં દરેકને ચાહતાં અને તેઓનાં સુખદુઃખે સહાય થતાં શીખે; પત્ની તરીકે ધણીના ઘરને હસતું કરે, પતિને પોતાની પવિત્ર અને ઉંચી રીતે વશ કરી લે; વળી માતા તરીકે પોતાના દીકરાઓને ખરેખરા દેશભક્તો, રાજને માન આપનારા, વિદ્વાન્, વીર પુરુષો બનાવે; દીકરીઓને ઠાલી ફીસીયારી નહિ શીખાડતાં સરળ ગુણસંપન્ન બનાવે; તેનું નામ તે ભણેલી સ્ત્રી. બાકી ઈંગ્રેજી ફ્રેન્ચ ઇતિહાસ કે ગણિત શાસ્ત્રોમાં પ્રવીણ થઈ નામ કહાડ્યું તેમાં કાંઈ વળે નહિ." આ ઉત્તમ વિચારો ફક્ત હિન્દુ બ્હેનો માટે જ શીખવા લાયક છે એમ નહિ પણ દરેક કોમની બ્હેનોને ગોખી રાખવા લાયક છે.

એમનો મોટો ગુણ જે હતો તે એ કે પોતે જે વિચારતાં તે ખાલી બોલીને જ બેસી નહિ રહેતાં, પણ તે રૂડા વિચારો પોતાના તન ને ધનના ભોગે બજાવી આપતાં. તેનો એક ખરો જ વખાણપાત્ર દાખલો તે હિન્દુ સ્ત્રીમંડળ છે. ૧૯૦૩ ના વરસને, વહાલી હિન્દુ બ્હેનો, તમો આશીર્વાદ દેજો, કારણ તે સાલ તમો માટે ઈશ્વર તરફના આશીર્વાદ લેતું આવ્યું હતું. આ સાલમાં આપનાં ગુણિયલ બ્હેને તમારી કોમનાં કેટલાંક માનવંત બ્હેનો ભાઈઓની ભેગી મદદથી, અને કહેવાને બહુ ખુશી છું કે ગુજરાતી હિન્દુ બ્હેનોના સાચા હિતકારી ભાઈ ભવાનીદાસ નારણદાસ મોતીવાળા તેમ જ વકીલ મી. મછાશંકર જીવનરામ તથા શેઠ પરશોતમદાસ ઠાકોરદાસ અને બીજા ભાઈઓ જેઓ પોતાની કોમનો ઉદય થએલો જોવા ઉત્સાહ ધરાવે છે તે સર્વની સાથે મળીને, આ હિન્દુ સ્ત્રીમંડળની સ્થાપના કરી. ભાઈ મંછાશંકરને ખરે જ ધન્યવાદ ઘટે છે કે તેઓએ આ આપણાં પરમાર્થી બ્હેનને એ મંડળનાં પ્રમુખ નેમવા ભલામણ કરી. આના પરિણામમાં આજ ૧૩ વરસમાં આ મંડળે આપણાં ઉત્સાહી બ્હેનની કીંમતી મદદ અને સેવા બજાવવાની ખંતથી કેટલો લાભ મેળવ્યો છે, તે મંડળની શરૂઆતની સ્થિતિ અને હાલની સ્થિતિ સરખાવી જોતાં માલમ પડશે. આપણાં બ્હેને જે મીઠાં બીજ વાવ્યાં તે ઉગી એક સુંદર વૃક્ષ તૈયાર થયું છે. તેને મીઠાં ફળો આવવાને શરૂઆત થઈ ચુકી છે. તમો મારી ભલી હિન્દુ બ્હેનો તે વૃક્ષને તમારા તન મન ને ધનથી જાળવશો તો ઘણા જ થોડા સમય પછી તેનાં મીઠાં રૂડાં ફળો ચાખવા ભાગ્યશાળી થશો. બ્હેનો આ ૧૩ વરસ અગાઉ તમો તમારા રૂડા વિચારો જાહેરમાં બોલી શકતાં ન હતાં. કોમને રૂડી સ્ત્રીઓ કેટલી ઉપયોગી છે તે તમો જાણતાં હશો તે છતાં જાહેરમાં મૂકવાને કંઈ સાધન નહિ હતાં. મોટી બ્હેનોને માટે કેળવણી જેવું તો કાંઈ હતું જ નહિ, પણ આજે તો તમો વારે ઘડીએ મંડળની સભાઓ ભરો છો અને પુરુષોની કશી પણ મદદ વગર ભાષણો કરી તમારા વિચારો જણાવો છો. સ્ત્રીઓ માટે ભણવાના વર્ગો ઉઘડ્યા છે જેથી તેઓના સાંકડા વિચારોમાં સારો સુધારો થયો છે. તે સર્વ બ્હેનશ્રીની ભારે કાળજી અને મહેનતનું જ પરિણામ છે. એમની ભારે ઉત્સાહ હીંમતથી આગળ પડવાની, જે ભલું વિચાર્યું તેવું જ ભલું કામ કરી દેખાડવાની શક્તિથી આ તમારૂં મંડળ આજની ઉંચી હાલતે પુગ્યું છે.

દયાભાવ માટેના ગુણ વિષે બોલીએ તો ઈશ્વરે એમના અંતઃકરણમાં ઘણી છુટથી તેની બક્ષીસ કરેલી કહીએ તો ચાલે. પોતાની કોમ પ્રત્યે જ નહિ પણ પરકોમના દુઃખે પણ એઓ બ્હેન ખરા દીલથી દાઝતાં અને આંસુ પાડતાં. ગરીબ અનાથ બાળકોનાં દુઃખ એઓ જોઈ

નહિ શકતાં ગરીબોની ચાલીઓમાં જઈ ફક્ત મ્હોડેની જ નહિ, પણ પોતાથી બની શકતી પૈસાથી મદદ કરતાં.

તેઓ ખરાં સુધરેલા વિચારનાં હોવા છતાં મોટાં ધર્મચુસ્ત હતાં અને ધર્મ ઉપરના ભારી ભક્તિભાવથી જ દયાભાવ, શાંતિ, માયા અને પરમાર્થ વર્તાવી શક્યાં હતાં. તેઓ સુધરેલા વિચારનાં છતાં કોઈના અભણ વિચારને ધિક્કારી નહોતાં ફહાંડતાં પણ તેના તે વિચારોને સુધારવાની કોશીસ કરતાં. એઓના બોલમાં કાંઈ એવી મીઠાશ અને પોતાનું વાજબી કહેણ સામા માણુસ ઉપર ઠસાવવાની એવી શક્તિ મેં જોઈ હતી કે કોઈ વંઠેલ, ખોટે રસ્તે ઉતરેલું માણુસ હોય તે પણ એવા બોલથી ભલે રસ્તે જવા પાછું વળે.

એ બ્હેનને ૧૨ બચ્ચાંઓ થયાં હતાં. તે સઘળાં જ ઈશ્વરેચ્છાથી પાછાં થયાં હતાં, પણ આ બાઈની સહનશીલતાને ધન્ય હોજો કે પારકાંને પોતાનાં જ કરી ગણુવામાં એઓ પોતાનું દુઃખ ભુલી ગયાં હતાં. ઈશ્વરને ભાવ્યું એ ખરૂં એ જ એઓનો હંમેશાં બોલ હતો. વ્હાલાં બચ્ચાંઓને ખોતાં કયી માતાનું હૃદય નહિ રડે? એ બ્હેનને તેનો વિચાર થતાં મહાશોક થતો, પણ તુરત મૂગે મ્હોડે ઈશ્વરને યાદ કરી શાન્ત થઈ જતાં. ખરે જ ગુજરાતી હિન્દુ બ્હેનોનાં નાનાં નશીબ કે આ પરમાર્થી સાધ્વી બાઈને ઘણા જ ટુંક વખતમાં ગુમાવ્યાં. એઓની ઉમર પચીસ વરસ વધુ હતે તો ખચીત કોમને ભારે લાભ થતે, પણ જેવી ઈશ્વર-ઈચ્છા. ઢોળાઈ ગએલા દૂધ ઉપર રડવા કરતાં તે માનવંત માતાને પગલે ચાલવા મારી ભલી હિન્દુ બ્હેનો કોશીસ કરશે તો હિન્દુ કોમ એવાં ઘણાં જમનાબ્હેનો જેવા શક્તિવાન થશે. તમારી ગુજરાતી બ્હેનોમાં એવાં રત્નો ઘણાંક જોવામાં આવે છે જે જાહેરમાં હજી હલકાં જ પગલાં ભરેછે. તેઓ હિંમતથી બહાર આવી કોમહિતકારી કામો કરે એવી મારી પ્રાર્થના છે. તમો બ્હેનોમાં ઘણો ઉત્સાહ છે, બોલવાની છટા અને ખરા વિચારો આપવાની શક્તિ છે, તમારાં પવિત્ર મન ખરાં ચંચળ છે, માટે બ્હેનો, તમો આપણાં સ્વર્ગવાસી જમનાબ્હેનની સાક્ષતા માની હિન્દુ અભણ સ્ત્રીઓનું, નાની ગરીબ અફસોસ કરવા જોગ હાલતની વિધવાઓનું અને અનાથ બાળકોનું ભલું કરવા બહાર પડશો તો જરૂર તે બ્હેનનો પવિત્ર આત્મા તમારી મદદે આવી તમારૂં ભલું કામ સંપૂર્ણ કરાવશે એવું મારૂં ગરીબ આમીન મત છે. બ્હેનો ફક્ત થોડા બોલી વધુ લખીશ કે ગુજરાત તરફનાં ગામડાંઓમાં જ્યારે દુષ્કાળ પડેછે ત્યારે કાલીપર જ જાતનાં સેંકડો ભુખમરો સ્હેતાં બાળકોને પારકા ધર્મમાં વટલી જતાં મેં મારી નજરે જોયાં છે. ઢોકીયા, દુબલા કે વારલી કોકણુ જાતનાં માબાપો ફક્ત પાંચ સાત રૂપીઆ કે પાંચ દસ મણ ભાતની લાલચે પોતાનાં કુમળાં બાળકોને પરજાતમાં વેચી દેતાં આજ વરસોથી હુ જોતી આવી છું. હંમેશાં બચ્ચાંને વેચતી વખતે માબાપો ને બચ્ચાં મહા-દુઃખમાં પડે છે પણ પેટની ભૂખ આ ભયંકર પાપ કરાવે છે. માટે તમો બ્હેનો અને ભાઈ-ઓને વિનંતિપૂર્વક કહું છું કે આ બાળકોને સહાય થાઓ અને તેઓનાં લાચાર માબાપની આંતરડીના આશીર્વાદ મેળવો. એ વિષે મને જમનાબ્હેન સાથે ઘણી વખત વાત થઈ હતી, અને તેઓ ખરા દીલે એ બાબત હાથમાં લેતે એવી મારી ખાતરી હતી. પણ એઓના આયુષ્યે યારી આપી નહિ, એ ગરીબ અનાથ ન્હાનાં બાળકોનું કમનશીબ સમજું છું.

ઈશ્વર પાસે વિનંતિ છે કે ઈશ્વર અમોને એવાં જમનાબ્હેન ઘણાં આપો. હિન્દને એવાં જમનાબ્હેન ઘણાં જોઈએ છે.

છેવટ પરદુઃખભંજન વિક્રમ રાજા માટે કવિએ કહ્યું છે તે આપણે એ બ્હેનને લાગુ પાડીશું કે,

જીવ્યાં ત્યાં સુધી જશ લીધ, સુખ ભોજન નિદ્રા નવ કીધ,
ન કર્યું વહાલું દેહ કે દામ, વહાલું એક પરમાર્થ કામ.

---

## ગં. જમનાબાઈ સક્કઈ.

લેખકઃ—દીનબાઇ ફ. પાઠક.

સ્વર્ગવાસી બ્હેન જમનાબાઇ નગીનદાસ સક્કઇની ઓલખનું માન મને ઘણાં થોડાં વરસ થયાં જ મળ્યું હતું, પણ એ ભલાં બ્હેનના ઉત્તમ ખવાસની પીછાન માટે ઘણા જ ટુંક અરસાનો એઓ સાથનો સમાગમ પુરતો હતો.

એક પહેલા જ મેળાપમાં સામા માણસના મનમાં જે લાગણીઓ એઓ ઉત્પન્ન કરી શકતાં, તે કંઇક કીમતી બક્ષેશની નવાજેસ મેલવવાની મોટી ખુશાલી જેવી હતી. એ નવાજેસ તે માણસ જાત માટે ઉંડી દીલસોજ લાગણીઓથી ધબકતા એક અતિ દયાળુ દીલ સાથની તેઓની ઉત્તમ personality ની હતી. તે કોઇબી હાજતમંદ માટે એક મગરૂર હક તરીકે ઘણી છુટથી આપવાને એઓ હમેશ તત્પર રહેતાં એટલુંજ નહિ, પણ તેવી તક શોધતાં રહેતાં.

દીલની ઉંડી લાગણીઓ સાથે ઘણા ઉંચા વિચારો અને ઘણું clear judgment એઓ બ્હેન ધરાવતાં જેથી કરી કેટલીક વાર ઘણા વાંધા ભર્યા સવાલોનો નિર્ણય ઘણી અચ્છી રીતે આણી શકતાં.

એઓ સાથની એક મુલાકાત વેળા સુધરેલા અમેરીકા દેશનાં આચાર વિચારોમાં આગળ વધેલાં એક બાનુ હમારી સાથે હતાં. જમનાબાઇ જેવાં વૃદ્ધ ઉમ્મરનાં હિંદુ બ્હેન આગળ વધેલા અમેરીકન વિચારો માટે શું ખ્યાલ કરતાં હશે તે જાણવા તેઓએ કહ્યું કે “હમારા દેશમાં તો હવે છોકરાઓ છોકરીઓની સામટી સ્કુલો કહાડવામાં આવે છે. એ રૂઢિ તો તમને વાંધા ભરી લાગતી હશે!” “શા સારૂ?” જમનાબ્હેને કહ્યું. “સ્ત્રી પુરૂષે સંસારમાં સાથે જ જીંદગી ગુજારવી એ તો ખુદાઇ કાયદો છે. તો પછી બચગીમાં જ તેઓ સાથી બની સાથે સાથે કેળવણીના મંદિરમાં પણ ઉધરે તો તેમાં વાંધાભર્યું શું હોય? પણ બ્હેન તેઓના શિક્ષાગુરૂઓ તમારા જેવાં ઉંચ વિચારનાં માણસો જોઇએ કે જેઓ બચ્ચાંનાં સાફ મનને કોઇ પણ રીતે મેલું ન કરે.” આ જવાબથી હમારાં પરોણાં એટલાં તો ખુશ થયાં કે બીજા એવા શકમંદ સવાલો વિષે તેમના વિચાર ઘણી ઈંતેજારીથી સમજી ઘણાં જ ખુશ થઇ, અને, હું ચોકસ માનું છું કે, હિંદનાં આ એક બેટી પરથી હિંદની સ્ત્રીઓ માટે ઘણો ઉંચો વિચાર બાંધી તેઓ વિદાય થયાં.

તેઓના જવા પછી જમનાબ્હેન કહેવા લાગ્યાં કે યુરોપિયન બૈરાંઓ ઘણીક વાર એમ ધારતાં દીસે છે કે એઓના દેશમાં સ્ત્રી પુરૂષો ઘણાં વધુ સાથે વસે છે તેથી તેઓ વચ્ચેનો સંબંધ વધુ ગાઢ બને છે. પણ શું આપણને એકમેક માટે ઓછી પ્રીતિ રહેછે? આપણામાં તો જો સ્ત્રી પુરૂષ પરણેલી જીંદગીમાં પ્રીતિથી એકમેક તરફની ફરજો ન બજાવે તો સ્વર્ગનો માર્ગ પણ તેઓ માટે ખુલ્લો રહેતો નથી. હમારામાં એક વાર્તા છે જેણે મારી બચગીમાં મારી પર ઘણી ઉંડી અસર કરી હતી. અને મારા મનપર તે હમેશ

રહે છે. તે એક સ્ત્રી માટે છે. તે સ્ત્રી આ દુનિયામાં એક દેવી જેવાં ભલાં કાર્યો કરી આકાશમાં ગઈ, અને દેવોને કહેવા લાગી કે, 'તમને પસંદ પડતાં કામો હું કરી આવી છું. માણસ જાતનાં દુઃખ નિવારણ કરવા મેં ઘણો શ્રમ ઉઠાવ્યો છે, માટે હવે સ્વર્ગનો દરવાજો ખોલી મને અંદર લ્યો.' દેવોએ તેણીને પ્રશ્ન કર્યો કે, 'બ્હેન, તું એક સ્ત્રી છે, એટલે સંસારમાં ધણી તરફની ફરજો તું બજાવી આવી છે કે?' 'ના,' તે દેવીએ કહ્યું. 'સામાન્ય મનુષ્ય જાતના હિત માટે હું એટલી રોકાયલી રહેતી હતી કે પરણેલો સંસાર ભોગવવાનો મને વખત રહ્યો નહિ.' ત્યારે પેલા દેવોએ કહ્યું કે, 'તારી જીંદગી અપૂર્ણ છે. તારે દુનિયામાં ફરી એક વાર જવું પડશે.' તેને દેવોએ પાછી મોકલી આપી. એ કહી રહ્યા પછી જમનાબ્હેન બોલ્યાં કે, "મેં પણ મારી જુવાનીમાં મારા ધણી માટેનું અને હમારા સંસાર માટેનું દરેક કામ બનતી તકે મારે હાથે કરી તેઓની સેવા બજાવી છે."

સેવા બજાવવી, 'to serve'નો ઉંડો ભાવાર્થ એઓ બ્હેન સમજતાં અને મોટી દોલત કે વગ વસીલો સંપાદન કર્યા કરતાં ખરા દીલની સેવા બજાવવામાં સમાયલી મનની ઉંચી ખુશાલી એઓ ઘણી વાર હાંસલ કરતાં. તેના એક દાખલા તરીકે બાણગંગાના મંદિર નજીક વસતાં ઘણાં હલકી જ્ઞાતિનાં બાલકોને ધર્મદાન દેવા કાજે બીજાઓ માફક એ ચાર દોઢીયાં ન ફેંકતાં એ બ્હેન અવાર નવાર સોજ્જું ભોજન કરાવી ખાસ પોતાને હાથે પીરસી તેઓને પેટ પુરતું જમાડવામાં મોજ મેળવતાં.

બાલકોની વૃદ્ધિ એઓને ત્યાં થઈ હતી, પણ તે જીવવા પામ્યાં ન હતાં. સગાંઓને અને તેમનાં બચ્ચાંને સાથે રાખી એ બ્હેન પોતાનું ઘર હમેશ ભરેલું રાખતાં.

૪૦ વરસની પોતાની ઉમ્મર પછી બચ્ચાંઓને ઊછેરવામાં પોતાને રોકાવું પડતું નહિ હોવાથી એઓને લાગ્યું કે એઓના ધણીનાં અને ઘર સંસારનાં કામ ઉપરાંત પોતાનું મન, દીલ અને વખત મનુષ્ય જાતના મોટા કબીલાનાં એટલે આપણા ભાઇબંધુનાં કામકાજમાં પોતાના તેમ જ તેઓના ફાયદા અર્થે રોકી શકાશે. તે વિચાર ભાઈ નગીનદાસ સક્કઇને જણાવવાથી તેઓએ તે ઘણી ખુશી સાથ ઉપાડી લીધો. ત્યાર પછીથી જમનાબ્હેન કહેતાં, કે "હમેશાં ઘણા ઉમંગથી મારા દરેક કામની માહીતી રાખી પોતાના કીમતી વિચાર અને સલાહની મદદ મને આપતા રહ્યા." એઓના ધણીના એઓના વિચારો સાથના એવા એક દીલથી જમનાબ્હેન પોતાનાં જાહેર કાર્યોમાં પોતાનો સઘળો વખત રોકી તે ફક્ત એક ફરજ દાખલ નહિ, પણ ઘણા ખુશ મને અને ખરા દીલથી બજાવી શકતાં.

દુનિયાઈ રીતે દોલતમંદ મનાય તેટલો પૈસો એઓ પાસે હતો નહિ. પણ કોઈ ગરજવંતની જરૂર જોઈ મોટા દીલે મદદ કરવામાં કદી પણ પોતાની જોગવઇનો વિચાર કરી અચકતાં નહિ.

ગુજરાતના છેલ્લા દુકાળના ત્રાસ વખતે મદદ માટે પોતાની તરફનાં તથા બીજાઓ તરફનાં નાણાં એકઠાં કર્યા પછી જમનાંબ્હેનને લાગ્યું કે હું તે નાણાં ત્યાં મોકલી આપવાને બદલે જો પોતે જાતે જઇ, લોકોમાં ફરી, તેઓની સ્થિતિને જોઈ કરી લાયકને મદદ કરૂં તો વધુ સારૂં.

તે વાસ્તે પોતાના જેવા જ વિચારનાં ૨–૪ બ્હેનીઓને લઇ એઓ પોતે ત્યાં ગયાં–અને તે વખતે મધ્યમ વર્ગમાં ઉંચ પંક્તિનાં, નમ્ર ખવાસનાં હિંદુ લોકો ગુપચુપ પોતાનાં ઘરોમાં બેસી એ દુષ્કાળનાં જે સંકટો સહન કરતાં તેઓને માત્ર અન્નદાન ન પહોંચાડતાં તેઓની પાસે જઈ તેઓના દીલની વાત જાણી એક માતુશ્રીની મમતાથી અને એક બ્હેનના વહાલથી તેઓની અને તેઓનાં બાલકોની જે સેવા તેમણે બજાવી તે ખરેખર અમૂલ્ય હતી.

શેઠ નગીનદાસના સ્વર્ગવાસી થવા પછી તેઓની ઇચ્છા મુજબ એઓ બ્હેને પોતાનું મન પોતાનાં બીનસ્વાર્થી કાર્યોમાં રોકવાને ઘણીબી તજવીજ કરી, પણ એક આખી જીંદગીના સમાગમ પછીની પોતાના નેક સાથીની જુદાઈ એઓનું નમ્ર હૈયું ખમી શકતું નહિ. એઓ કહેતાં કે "હા હું સમજું છું કે મારે પાછું કામમાં રોકાવું જોઈએ. હવે થોડો વખત થોભો, હું તેમ કરીશ. હું મારા મનને હજુ પુરતું કાબુમાં લાવી શકતી નથી." પણ એઓનાં મનને અને દીલને જે ખોટ ગઈ હતી તે પુરી ન શકાય તેવી હતી. અને ગમે એવી મક્કમ ઇચ્છા છતાં તે જુદાઈ ન ખમી શકાવાથી ટુંક અરસામાં એઓએ આ દુનિયાનો પોતાનો વસવાટ ખતમ કર્યો.

જમનાબ્હેનનાં મા ઘણાં લાંબા વરસોનાં સ્વર્ગવાસી થએલા હોવા છતાં છેક છેલે તક તેઓ જાણે જીવતાં હોય તેમ તેઓના સમાગમ માટે એઓનો જીવ ઘણો જ લાગી રહેતો, અને તેમની યાદ આપે તેવાં એક બીજાં ભલાં માતુશ્રીને મલવા હમેશ ઘણાં જ આતુર રહેતાં.

જમનાબ્હેનની સાથના વ્યવહારમાં ન્યાત અને જાતના તફાવતનો કોઇને ખ્યાલ હતો નહિ. દુનિયાઇ રાહ રસમો અને રીવાજોથી પડતા વિચારોનો ફરક તેમ જ ન્યાત અને જાતના તફાવતો એઓ પોતાની શ્રેષ્ઠ આત્મિક અને મનની શક્તિથી ઓળંગી જઇ મનુષ્ય ખવાસમાં થોડા કે ઘણા પ્રમાણમાં જે ખુદાઈ અંશ સમાયલો હોય છે તેને પહોંચી બહાર આણી શકતાં.

પોતાનાં જાહેર કામો તથા પોતાનાં લખાણ અને વ્યાખ્યાનોમાં પણ એવો ઉંચો જ tone વાપરી ઉંચી રાહ એઓ બતાવતાં જેની ઘણી સારી અસર એઓનાં સમજનારાંઓ અને વાંચનારાંઓ પર થતી રહી હશે. પણ સર્વથી શ્રેષ્ઠ ન ભૂલાય તેવો ખાનગી તેમ જ જાહેર સેવાનો એક નમુનેદાર દાખલો એઓની ભલી જીંદગીએ આપણ કે જેઓ તેઓના નજીક સમાગમમાં આવ્યાં હતાં તેઓને પુરો પાડ્યો છે. જમનાબ્હેન શ્રી કૃષ્ણનાં ફરમાનોને જે માન આપતાં તેટલું જ માન ક્રાઇસ્ટના કાયદાઓ માટે ધરાવતાં. તેઓ માટે પશ્ચિમના એક કવિએ પોતાની તરફની એક ખ્રિસ્તી બ્હેનને માટે લખેલી નીચલી લાઇનો તદન બંધ બેસતી આવે છે.

"The dear Lord's best interpreters  
Are humble human souls.  
The gospel of a life like hers  
Is more than books and scrolls.  
From scheme and creed the light goes out,  
The saintly fact survives;  
The blessed Master none can doubt  
Revealed in Holy lives."

"વહાલા પ્રભુની ખાસિયતોનાં સર્વથી સરસ ભાષાંતરો નમ્ર માનવ આત્માઓ છે. મોટાં મોટાં પુસ્તકો અને લખાણો કરતાં એવી એક જીંદગીની શુદ્ધતા ઘણી ઘણી સારી અસર કરે છે. ધર્મ અને યોજના રૂપે દર્શાવેલી રોશની ઝાંખી પડવાનો સંભવ રહે છે પણ એક નિરભિમાન માનવી પોતાની જીંદગીથી ખુદાઈ ગુણોને પ્રકટ કરી બતાવે છે તેથી તેની સત્યતા પર કોઇ શક લઈ જઈ શકતું નથી."

---

## ગં. જમનાબાઈ સક્કઈ.

### લેખક.—સૌ. હરિસુખગૌરી વામનરામ મહેતા.

ભારતી—

અહો શ્રી સૃષ્ટિના કર્તા, તમે છો ભારતી ભર્તા;
તમારા શર્ણમાં મારી, સગુણ સ્ત્રી રત્ન આવી છે. ૧.
મને છે ખોટ તેની રે, તમારે દ્વાર એની જે;
વિદુષી જમનાબાઈ, જવે સૌ વ્યક્તિ છે ખિન્ન. ૨
અહોનિશ હું રૂદન કરતી, નયનમાં આંસુડાં ભરતી;
વિચારો જ્ઞાનના કરતી વિરામી એ હરિસુખમાં. ૩

લલના—કેમ ભારતી દેવી! આજે આટલાં બધાં ખિન્ન દેખાઓ છો? આવા સારા વર્ષા રૂતુના દિવસો છે, મધુર પવન વાય છે, ઝરમર ઝરમર વર્ષાદ વર્ષી રહ્યા છે. પક્ષીઓ આનંદમાં કલ્લોલ કરી રહ્યાં છે, બપૈયા બોલી રહ્યા છે, મોરે કળા કરી છે અને ચાતક પક્ષી મેઘનું જળ પીને સંતુષ્ટ થયું છે. ત્યારે તમારા મુખારવિંદ ઉપર દીલગીરીનું વાદળ છવાઇ આંખમાંથી અશ્રુઓ પડે છે એનું શું કારણ છે તે કહો.

ભારતી—મારી વહાલી બ્હેન લલના! ત્હેં જે જે વર્ણન કર્યું તે સર્વ અત્યારે છે, અને રૂતુ રૂતુઓ પોતપોતાની સુંદરતા દર વર્ષે વર્ષાવશે, પણ બ્હેન, આ ભારતીની ગુણીયલ બાળા ને એક કલ્પવૃક્ષ સમાન મારી માનવંતી પુત્રી પ્રૌઢાવસ્થામાં પ્રતાપી કામો કરનારી, ગુણની ગ્રાહક, વિદ્યા વિનયની દાતા, નિરાશ્રિતને આશ્રય આપનાર, પરોપકારની પ્રતિમા, સત્ય ધર્મ પાળનાર સાધ્વી, સ્ત્રીઓની ઉન્નતિ કરનારી સન્નારી આ દુનીયામાંથી ચાલી ગઇ છે તેનો મને અત્યારે ખેદ થાય છે.

અહા!! એ મારી પુત્રીનાં સત્કર્મો એવાં હતાં કે ત્હેના ચરણોથી હું પવિત્ર બનતી, ત્હેનાં કર્મોથી આનંદ પામતી, તેમ જ સર્વ સ્થળે ત્હેની કીર્તિનાં કિરણો પથરાઇ રહ્યાં હતાં. આવી પ્રૌઢ પ્રતાપી સ્ત્રીરત્ન જવાથી મને કેટલો ખેદ થાય તે વર્ણવી શકાતું નથી.

લલના—બ્હેન ભારતી! ત્હમે જેની પ્રસંશા કરો છો તે કોણ? મુંબાઇ શહેરમાં ૧૯૦૩ માં જેણે ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળની સ્થાપના કરી, જે હિન્દના દાદા દાદાભાઈ નવરોજજીની જયંતી ઉજવી વેસાવા સુધી પોતાના મંડળની બ્હેનો સાથે માનવંત દાદાભાઇને મુબારકબાદી આપવા તેમ જ ત્હેમનું દીર્ઘાયુષ્ય ઇચ્છવા જતાં તે જ કે કેમ? વળી જે જમનાબાઈ નગીનદાસ સક્કઈ મુંબાઈ હિંદુ સ્ત્રીમંડળનાં પ્રમુખ અને સેવાસદનનાં ઉપપ્રમુખથી ઓળખાતાં-તે જ કે નહિ વારૂ?

ભારતી—હા બ્હેન તે જ, તે જ. એ મહિલા દેવીનાં કર્તવ્ય એવાં હતાં કે તે આપણાથી દૂર ગયાં છે પણ ગીતામાં કહે છે કે

न तद्भासयते सूर्यो न शशांको न पावकः।
यद्गत्वा न निवर्तंते तद्धाम परमं मम ॥

તેમ આ જમનાબાઈ સક્કઇનું જવું કૃપાળુ ઈશ્વરના પરમ ધામમાં થયું છે ને સંસાર-રૂપી સમુદ્ર તરવાને એ પવિત્ર મહિલાએ પોતાની સર્વ શક્તિ વાપરી છે અને એ તે વડે પવિત્ર ધામ પામે એ નિર્વિવાદછે, પણ એના જવાથી મને તેમ જ મારા ઉપર વસેલી વ્યક્તિને

તેમ જ ગં. જમનાબાઈ સક્કઈના સહવાસમાં આવેલી મહિલા મંડળની બ્હેનોને આ દેવીની ઘણી ખામી જણાશે.

લલના! આપણાં ગં. જમનાબાઈ સક્કઇનું જીવન તુંબિપાત્ર સમાન હતું. તુંબિપાત્ર પવિત્ર ઋષિયોના સાથમાં રહે છે, પોતે તરે છે, અને અન્યને તારે છે. આ પાત્રનો સાથ કરી જળમાં જે માણસ પડે છે તેને બુડવાનો ભય રહેતો નથી. તેવું જીવન જમનાબાઈ સક્કઇનું હતું.

ગં. જમનાબાઈ સક્કઇએ સંસારસમુદ્ર તરવા માટે અનેક યત્નો આદર્યા, જાતિ બ્હેનોને સાથે રાખી જમનાબાઇએ જ્ઞાનરૂપી નાવને બુદ્ધિબળનો સઢ ચઢાવ્યો અને સંસાર સમુદ્રમાં તરતું કર્યું. નિંદા ચર્ચારૂપી અનેક તોફાની પવનોના ઝપાટા લાગવા છતાં ઉત્સાહી હલેસાંથી એ નાવને આગળ અને આગળ ચલાવ્યું. સ્ત્રીઓએ સંસારસમુદ્ર કેવી રીતે તરવો તે સ્ત્રીજાતિને શીખવી પોતે પોતાને ધારેલે સ્થળે વિનાવિલંબે સ્થાન લીધું. આ દેવીના જવાથી મને તેમ જ દેશ વિદેશમાં જે જે એનાં સુકૃત્યોથી જાણીતાં છે તેને ખેદ થયા વિના રહ્યો નથી.

લલના—ભારતી બ્હેન, ખરૂં કહો છો. આવાં પરોપકારી, પ્રૌઢ ને પ્રતાપી જમનામૈયાની ખોટ સ્ત્રીમંડળને તો અહોનિશ છે. વળી પુરૂષ વર્ગમાં પણ એ શક્તિદેવીની ખામી જણાયા વિના રહેશે નહિ, કેમ કે સેવાસદન જેવી સંસ્થામાં પણ એ દેવીની મદદ હતી. દુષ્કાળમાં પણ તન, મન, ધનથી દેશ વિદેશમાં પીડાતી ગાયો તેમ જ ગરીબોને અન્ન, વસ્ત્રો ને ચારો પુરો પાડવા માટે પોતે મુસાફરી કરી છે. નિદ્રા, ભૂખ, એશઆરામનો ભોગ આપી કષ્ટ વેઠી કોઈ પણ સ્ત્રી કે પુરૂષ મુસાફરી કરવા તત્પર ન હોઈ શકે, તે કામ આપણાં જન-હિતકર્તા જમનાબાઈ સક્કઈથી થયું છે. આવી પરમાર્થની પ્રતિમા જવાથી કોને ખેદ ન હોય?

ભારતી—જમના તે જમના જ. જેવું યમુનાનું ધામ પવિત્ર છે, તેવી જ આ મારી ગુણીયલ, ગૌરી સમાન પવિત્ર ને નિર્મળ, પુરૂષ વર્ગોમાં કાર્ય કરે, ફરે, બોધ આપે પણ તેની વૃત્તિ કેવી!

કમળ રહે છે નીરમાં, નહિ નીરશું નેહ;
એવી વૃત્તિ ધારીને, આ સંસારે વહે.

આપણી માનવંત સન્નારી ગં. જમનાબાઈ સક્કઇનું વર્તન કમળ પુષ્પ જેવું હતું. પાણીની સાથે કમળ અહોનિશ રહે છે પણ ત્હેને પાણીનો સ્પર્શ થતો નથી, તેવી જ રીતે પવિત્ર જમનાબાઇ નિર્વિકારી વૃત્તિએ વર્તન કરતાં.

પરોપકાર કરવો, ઈશ્વરપરાયણ રહેવું, સત્ય માર્ગે વહેવું, સર્વનું હિત કરવું, દુર્જનથી ડરવું, આ જ એનો મહામંત્ર હતો. પતિથી મળેલી મહા મંત્રની દીક્ષા જમનાબાઇએ જીંદગી પર્યંત સાચવી રાખી અને પોતાના શુદ્ધ વિચાર આચારમાં મુકીને સ્ત્રીવર્ગને શિક્ષક-રૂપ નિવડ્યાં.

લલના—બ્હેન ભારતી! ગીતાજીમાં કહ્યું છે.

बुद्धिर्ज्ञानमसंमोहः क्षमा सत्यं दमः शमः ।
सुखं दुःखं भवो भावो भयं चाभयमेव च ॥ ४ ॥
अहिंसा समता तुष्टिस्तपो दानं यशोऽयशः ।
भवंति भावा भूतानां मत्त एव पृथग्विधाः ॥ ५ ॥

બુદ્ધિ, જ્ઞાન, મોહરહિત થવું, ક્ષમા, સત્ય, મનને જીતવું, શાન્તિ, સુખ, દુઃખ, અસ્તિત્વ, નાશ, ભય, અભય, કોઇને કશું દુઃખ ન દેવું, સર્વમાં સમાનતા, સંતોષ, તપ, દાન, યશ, અપયશ, આ જુદાં જુદાં લક્ષણો પ્રાણીઓને મારાથી જ થાય છે,— એ જે ગીતાજીમાં કહ્યું છે તેવાં જ લક્ષણો કૃપાળુ ઈશ્વરે જમનાબાઇ સક્કઈમાં મુક્યાં હતાં તેથી તેમનું વર્તન ગીતાજીના શ્લોકને મળતું હતું.

ગં. જમનાબાઈ સક્કઈને સંતતિ તો ન હતી પણ પોતાના સારા સ્વભાવને લીધે પારકાંને પોતિકાં કરી શક્યાં, તેમ જ સગાં સ્નેહીમાં સંપથી વર્તી સર્વને સારૂં શિક્ષણ આપી ગયાં. પોતાને જન્મેલાં બાળકોના વિનાશનાં દુઃખો સહી પતિપરાયણ રહી પોતાની જીંદગી પરમાર્થમાં ગાળવી શરૂ કરી. પરા પૂર્વથી જ સત્યની કસોટી સારૂ પતિવ્રતાને પતિવિયોગ સહન કરવો પડે છે; જેમ તારામતિને, જેમ સીતાને, જેમ દમયંતીને, વૃંદાને, સતી દ્રૌપદીને, સાવીત્રીને, સીમંતિનીને, તેવી જ રીતે, પતિવિયોગનું દુઃખ જમનાબાઈ સક્કઇને માથે આવી પડ્યું. ઉપલી સતીઓ તો કાળે કરીને પણ પતિથી સંયોગી થઈ હતી જેથી દુઃખ સુખ સમતોલ થઈ પડ્યું હતું. પણ આ પવિત્ર જમનાબ્હેનને તો પતિના અવસાનથી વિયોગ અસહ્ય હતો. તો પણ પતિપરાયણતાને લઇને અને ગીતાનાં જ્ઞાની હોઈને આ દુઃખ સહન કરી પોતાનું કર્તવ્ય કરવા તત્પર રહેવા નિશ્ચય કર્યો, અને પતિની આજ્ઞા પાળવી, લોકાચારને દૂર મુકવો, મનને દૃઢ કરવું એ જ નિશ્ચયને વળગી કર્તવ્યપરાયણ રહ્યાં.

આપણાં સ્ત્રીહિતેચ્છુ જમનાબાઈ સક્કઇનું જીવન સ્ત્રીઓને શિક્ષણ લેવા જેવું છે.

ત્હેના કંઇને કંઈ કાર્યમાં શીખવાનું ને શીખવાનું જ હતું. દઢતા, હીંમત, ને કામ કરવાની શક્તિ, ત્હેમને કુદરતી બક્ષીસ હતી.

અગાઉ પચાસ વર્ષ ઉપર અપાતું ફક્ત ગુજરાતીનું શિક્ષણ ગં. જમનાબાઈ સક્કઇએ લીધું હતું. પણ તેમનામાં અલૌકિક શક્તિ વસેલી હતી તે એ જ કે તે જે જે કરતાં તે હાલની પ્રજાને નિરૂપયોગી કે નિર્માલ્ય લાગતું નહિ, પણ સ્ત્રીઓમાં સારો સુધારો થતો. આપણા હાથમાંથી ઇશ્વરની કૃપાનું પાત્ર એક સ્ત્રીરત્ન ચાલ્યું ગયું છે.

ભારતી—લલના! ત્હેં જ્યારે મ્હને દુઃખી થવાનું કારણ પુછ્યું ત્યારે જ મ્હને લાગ્યું કે તું મ્હારા દુઃખથી કંઈક અજાણી છે. તેમ જ તું નહિ જાણતી હોય કે મ્હને એ મ્હારી ગુણીયલ મહિલા ઘણું ચાહતી હતી અને મ્હારો પ્રેમ તેણે મેળવ્યો હતો. બ્હેન હવે ત્હેં જ્યારે એનું નામ સાંભળ્યું ત્યારે ત્હને ત્હેના કાર્યનું ભાન થયું, અને ગુણો યાદ આવ્યા. બ્હેન એના ગુણનું વર્ણન શું શું કરૂં? શાસ્ત્રકારો કહે છે કે,

**सम्राज्ञी श्वशुरे भव सम्राज्ञी श्वश्र्वां भव।**
**ननांदरि सम्राज्ञी भव सम्राज्ञी अधिदेवृषु ॥ १८ ॥**

"સાસુ, સસરા, નણંદ વિગેરે સાથે ઘટતા આચરણથી તેમને વશ કરનારી થા." આવા ઉત્તમ ગુણો જે સ્ત્રીઓમાં હોવા જોઇએ તે ગં. જમનાબાઈ સક્કઈમાં હતા એમ ત્હેના ટુંક જીવનની નોંધ વાંચ્યાથી જાણી શકાય છે. જમનાબાઈએ પોતાને સાસરે આવી શ્વશુર કુટુંબમાં પોતાના મીલનસાર સ્વભાવને લીધે કદી ક્લેશ થવા દીધો નથી. તે સાથે પોતાના પતિના પ્રેમનું પાત્ર બન્યાં.

પોતાના ઉત્તમ ગુણોને લીધે પોતે સ્થાપેલા સ્ત્રીમંડળમાં પણ સારો સંપ જાળવી શક્યાં. ભાવનગરનું સ્ત્રીમંડળ તો આ મહિલાને પોતાની માતા તુલ્ય માનતું અને ત્હેમના નિઃસ્વાર્થી

સ્વભાવને લઈને અને કાર્યના આભારી થઈને ૧૯૧૫ માં તેમને ભાવનગર આવવા આગ્રહ-પૂર્વક આમંત્રણ કર્યું. મંડળના આગ્રહને સ્નેહાધીન થઈ ભાવનગર આવ્યાં. તબીએત સારી નહિ હોવા છતાં પોતે સ્થાપેલી શાખાનું કામકાજ જોઇને મનને આનંદી બનાવ્યું. આ મુલાકાત તેઓ છેલ્લી જ લેતાં હોય તેવું જ થઈ પડ્યું. માન પામેલાં જમનાબાઈ સક્કઈ તરફથી સ્ત્રીઓને એ જ બોધ હતો કે,

છે મિથ્યા રે ભ્રમણા આ બ્રહ્માંડે;
તરવાને રે, મથી રહો કર્મકાંડે;
આ દેહ નકામી જાણો રે;
પરપોટો વારિનો પ્રમાણો રે;
કાચ કુપ્પી સમાન વખાણો રે,
ગણો મિથ્યા રે, નિરભિમાનને ધારો. ૧

કરો સેવા રે જનહિત ચિત્ત વિચારી;
પ્રભુભક્તિ ન દેશો વિસારી;
પતિસેવા મેવા જાણો રે;
ખરો ધર્મ બ્હેની છે તમારો રે;
તમે તરો બીજાને તારો રે;
લો વિદ્યા રે એ તમ તનમનનો ચારો. ૨

લલના—બ્હેન ભારતી, ગં. જમનાબ્હેનને માટે જે શોચ થાય તે સ્વભાવિક છે, કેમ કે તું જે જે વર્ણવે છે તેવા જ ગુણો આ દેવીમાં હતા. આ દેવીનું વર્તન શાસ્ત્રાનુસાર હતું. કહે છે કે

**अन्योन्यस्याव्यभिचारो भवेदामरणांतिकः ।**
**एष धर्मः समासेन ज्ञेयः स्त्रीपुंसयोः परः ॥**

મરણ પર્યંત સ્ત્રી પુરૂષનો પરસ્પર ભાવ ચાલુ રહે એ જ તેમનો સંક્ષેપથી ધર્મ જાણવો. આ દેવીએ પોતાની જીંદગી પર્યંત પતિનો પ્રેમ સંપાદન કરી પોતે પતિપરાયણ રહી અન્ય બ્હેનોને પણ એ જ બોધથી આચ્છાદિત કીધાં. કહે છે કે

**न दानैः शुध्यते नारी नोपवासशतैरपि ।**
**न तीर्थसेवया तद्वद्भर्तुः पादोदकैर्यथा ॥ २० ॥**

પતિના ચરણોદકે કરી સ્ત્રી જેવી શુદ્ધ થાય છે તેવી દાન કે સેંકડો અપવાસથી તથા તીર્થે નહાવાથી શુદ્ધ થતી નથી. જમનાબાઈ સક્કઇએ ઉપલો શ્લોક પોતાની હૃદય ગ્રંથિમાં લખી રાખી જ્યારે પોતાના પતિનો અવસાનકાળ પાસે આવ્યો ત્યારે પોતે પોતાના પતિનું પૂજન કર્યું. પતિવિયોગનો અતિ આઘાત લાગવાથી આખરે પતિ પાછળ દેહ પડ્યો અને ત્હેનો પવિત્ર આત્મા આ દુનિયા તજી પરલોકવાસી થયો.

ખરેખર બ્હેન ભારતી! તું ત્હેને યાદ કરી રૂદન કરે છે અને ત્હને જે મોટી ખોટ ગઈ છે તે માટે જેટલી દીલગીરી થાય તે ઓછી છે. પણ આપણે ગીતાજીનો શ્લોક યાદ કરી શાન્ત થવું.

**यं यं वापि स्मरन्भावं त्यजत्यंते कलेवरम् ।**
**तं तमेवैति कौन्तेय सदा तद्भावभावितः ॥ ६ ॥**

અવસાન સમયે મનને જે ભાવના હોય તે ભાવના પ્રમાણે ફરી જન્મ થાય છે. માટે ભારતી આપણે નિશ્ચયપૂર્વક માનવું જોઇએ કે એ દેવી ફરીથી આ જ ભારતી ઉપર જન્મ લેશે અને ફરી એવાં જ સત્કર્મો કરશે, કેમ કે અવસાનકાળ સુધી એની વૃત્તિ અને વાંચ્છના પોતે આરંભ કરેલાં કાર્યો હજી પુરાં થયાં નથી એવાં જ હતાં. વળી,

जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ।
तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥ २१ ॥

જન્મેલાને માટે મૃત્યુ નક્કી છે, અને મરેલાને માટે જન્મ નક્કી છે. આ ન અટકાવી શકાય તે બાબતમાં શોક કરવો નહિ.

ભારતી—ગીતામાંથી જ્ઞાન લેવાનું ઘણું છે અને સમજવાનું પણ ઘણું છે. ફક્ત એક ગીતાનું વાંચન જો સમજીને વંચાય તો માણસ સમજી શકે કે તેનું કર્તવ્ય શું છે, તે કોણ છે, તેણે શા માટે જન્મ લીધો છે, તથા એ જાણી સંસારમાં સર્વ કર્મ કરવા છતાં વિરક્ત રહી શકે. ગીતામાંનો એક શ્લોક મને યાદ આવ્યો તે બ્હેન તું સાંભળ.

वासांसि जीर्णानि यथा विहाय
नवानि गृह्णाति नरोऽपराणि ।
तथा शरीराणि विहाय जीर्णा-
न्यन्यानि संयाति नवानि देही ॥ २१ ॥

મનુષ્ય જૂનાં થઈ ગએલાં લુઘડાંને તજીને નવાં વસ્ત્રો પહેરે છે, તેમ તે દેહમાં રહેલો જીવાત્મા જીર્ણ દેહને તજીને બીજાં નવાં શરીરોમાં જાય છે.

આપણાં જમનાબાઈ સક્કઇનું શરીર તેમના પતિના સ્વર્ગનિવાસ પછી એવું જીર્ણ થઈ ગયું હતું કે એવા દેહથી એ કામ કરી શકતાં નહિ. તો જીર્ણ દેહનો ત્યાગ કરવો એ જ ઉત્તમ ધારી દેહ તજ્યો. આત્મા તો અમર છે, તેમ જ મરનાર મનુષ્ય પુણ્યશાળી હોય તો તે ઇચ્છા અનુસાર બીજો દેહ ધારણ કરી અંત સમયે જે વાંચ્છના રહી હોય તે પૂર્ણ કરે છે, એમ યોગવાસિષ્ઠમાં લખે છે. આ આધારે મનને સંતોષ લેવાનો સધર માર્ગ છે, કે ગં. જમનાબાઈ સક્કઈનાં શુભ કર્તવ્યોને લીધે અને અવસાન સુધી તે જ વાંચ્છના હતી તેથી એણે ઇચ્છા અનુસાર દેહ ધારણ કર્યો હશે અને કર્તવ્યમાં તત્પર હશે જ. માટે આપણે હવે તે દેવીનો શોક કરવો નહિ ને એ મહિલા–દેવીનું ભલું થઈ આત્માને શાન્તિ થાય તે માટે ઈશ્વર પ્રાર્થના કરવી એ જ આપણો તેની પાછળનો ધર્મ છે.

સુખ શાન્તિના દો મેવારે,
જમુનાબાઈને રે, આવાગમન વિડારો. સુખ૦
તમે આપી અવિચળ ધામ રે,
કરો ભૂમિએ અચળ નામ રે;
એણે પરહિતનાં કર્યાં કામ રે,
એ દેવીને, હરિસુખ આનંદ આપો. સુખ૦

---

## ગંગાસ્વરૂપ પરમ દયાળુ પરદુઃખભંજન બ્હેન જમનાબાઈ નગીનદાસ સક્કઈની જનસેવાનું ટુંક વૃત્તાંત.

લેખક :—અ. સૌ. સમજુબા ગોવિંદભાઇ.

સંવત્ ૧૯૬૭ તથા ઈ. સ. ૧૯૧૧ માં વરસાદ બરોબર નહિ થવાથી ગુજરાત તથા કાઠીઆવાડમાં પાક કમી થયો હતો, અને ઢોરને માટે ઘાસ ચારો પુરતો ન હતો. આથી ઈ. સ. ૧૯૧૨ ના ઉનાળામાં ઢોર ભુખથી મરણ પામ્યાં હતાં. ઈ. સ. ૧૯૧૨ માં શ્રીમંત ગાયકવાડ સરકારના રાજ્યમાં કડી પ્રાન્તમાં રબારી લોક ઘણાં રહે છે અને તેઓ ઘણી ગાયો રાખે છે. તેઓને મદદ કરવા કડી પ્રાન્તના સુબાની જગ્યાએ મારા પતિ રા. બ. ગોવિંદભાઈ હાથીભાઇ દેસાઈ હતા. આ વખતે શ્રીમંત સરકાર મહારાજા સાહેબે ઢોરો માટે દૂર દેશાવરથી ઘણું ઘાસ મંગાવી, સસ્તે ભાવે ખેડુતો વિગેરેને વેચી ગરીબ પ્રાણીઓને જીવાડવાનું ઉમદા કાર્ય આરંભ્યું હતું. શ્રીમંત સરકારની આ મદદ ઉપરાંત ખાનગી ગૃહસ્થો તરફથી ગરીબોને મદદની ખાસ જરૂર હતી. વડનગરના કેટલાક સદ્‌ગૃહસ્થોએ ઘણું દ્રવ્ય ખર્ચી ગાયોના ઘાસ માટે તજવીજ કરી હતી. છતાં પણ કડી પ્રાન્તમાં આના કરતાં પણ વધુ મદદની જરૂર હતી. વિશેષે કરીને ગરીબ લોકને મોંઘા ભાવને લીધે ખાવાનાં વખાં પડતાં હતાં, કપડાંનું કાંઈ સાધન ન હતું અને ગાયો ભેંસને ઘાસની ઘણી જરૂર હતી.

આ વાત પરદુઃખભંજન બ્હેન જમનાબાઇ સક્કઈને ખબર પડતાં, તેમણે મુંબાઈનાં સખી નરનારીઓ પાસેથી ઉઘરાણું કરી, ઘાસ માટે નાણાં અને ગરીબો માટે પહેરવાનાં લુગડાં ચણીઆ કબજા, ઓઢણીઓ વિગેરે ભેગાં કર્યાં; અને ઉનાળાના સખ્ત તાપમાં પ્રથમ વડનગર અને પછી મેસાણે તે પધાર્યાં હતાં. મેસાણામાં તેમણે અમારા બંગલામાં મુકામ કર્યો હતો. તાપ ઘણો હતો. રસ્તા ધુળીઆ હોવાથી ઘોડાગાડી ચાલી શકે એમ ન હતું. મુંબાઇમાં રબર ટાયરની ગાડીમાં ફરેલાં અને કદી ટાઢ તડકો વેઠેલાં નહિ એવાં સુકુમાર બ્હેન ખરા તડકામાં ગાડામાં બેસી અથવા પગે ચાલી નજીકનાં ગામડાંમાં ફરતાં અને ગરીબોને કપડાં તથા ખાવાનું અન્ન પોતાને હાથે વહેંચી આપતાં. તેમની ખાવા પીવાની તથા રહેવાની રીત ઘણી સાદી અને અનુકરણ કરવા લાયક હતી. ઘણો શ્રમ કર્યા છતાં તેમને થાક લાગતો ન હતો. પારકાનું દુઃખ દૂર કરવામાં જ તેઓ આનંદ માનતાં અને પોતાના જાતિસુખ કે આરામને માટે કાંઇ દરકાર કરતાં નહિ. એક સ્ત્રી છતાં તેઓ મેસાણા જેવી દૂર જગ્યાએ ગરીબોને આશ્રય આપવા આવ્યાં હતાં તે જોઈ એ તરફના લોકોને ઘણું નવાઈ જેવું લાગતું હતું. તે એક મનુષ્ય નહિ પણ દયાળુ દેવી છે એમ તેઓ માનતા હતા. અદ્યાપિ પર્યંત તે તરફના લોકો આ દયાળુ બાઈએ કરેલી સેવા બહુ યાદ કરે છે.

આવાં સુશીલ અને પરોપકારી બાઇના સ્વર્ગવાસની જાણ થતાં મારા, તથા આખા કડી પ્રાંતની ગરીબ પ્રજા–જે તેમના ઉપકારનું સ્થાન હતી તેના, શોકનો પાર શી રીતે રહે?

અંતમાં, પરમ કૃપાળુ પરમેશ્વર પાસે એટલું જ માગીશ કે તેમનું કરેલું કાર્ય અચલ થઈ બીજાંઓને દૃષ્ટાંતરૂપ થાય, અને તેમના અમર આત્માને શાંતિ મળે. અસ્તુ.

---

# ગં. જમનાબાઈ સક્કઈ.

## લેખક.—સૌ. રમાલક્ષ્મી. (સિહોર.)

ગંગાસ્વરૂપ જમનાબાઈ સાથે મારે લાંબા વખતથી પરિચય નહોતો. એટલે તેના વિષે કાંઇ લખવાની સ્થિતિમાં હું નથી. તો પણ બ્હેનોની ઈચ્છાને આધીન થઈને તેમના પરિચયથી મારા મન ઉપર જે છાપ પડી છે તે લખી જણાવું છું.

અમારો પ્રથમ મેળાપ સને ૧૯૧૨ ના મે મહીનામાં અનાયાસે ધોળા સ્ટેશને થયો હતો. ત્યાર બાદ ભાવનગરથી તેઓ સિહોર આવ્યાં હતાં. તે વખતે ગુજરાત અને કાઠિયાવાડમાં-ચાલુ વર્ષમાં છે તેમ–દુષ્કાળ હતો. તેથી મુંગાં પ્રાણીઓને મદદ કરવા તેઓ મુસાફરી કરતાં હતાં. ત્યાર પછી પાછાં અમે બોટાદ મળ્યાં હતાં. તે વખતે તેમણે બોટાદ ગામની સ્ત્રીઓને એકત્ર કરી મુંગાં પ્રાણીઓને મદદ કરવા ભાષણ આપવા વિચાર દર્શાવ્યાથી તેવો એક મેળાવડો ત્યાંના સ્થાનિક અમલદારોએ કર્યો હતો. તે વખતે આશરે દોઢસો સ્ત્રીઓ એકઠી થઈ હશે. બોટાદમાં આવો મેળાવડો પ્હેલ વ્હેલો હતો, અને એવો મેળાવડો થશે કે કેમ તે વિષે સહુને શંકા હતી. પણ તેમના પ્રભાવે મેળાવડો પૂર્ણ રીતે ફતેહમંદ નીવડ્યો હતો. તે વખતે તેમના ભાષણની અસરથી સારી રકમ તે જ વખતે એકઠી થઈ હતી. સ્ત્રીઓ તરફથી ફંડ થયાનો બોટાદમાં આ પ્હેલો જ દાખલો છે.

ત્યાર બાદ ગયે વર્ષે ભાવનગર ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળના આમંત્રણથી તેઓ ભાવનગર આવ્યાં હતાં. ત્યાં પોતે સિહોર આવવા અને સિહોરમાં સ્ત્રીઓ એકઠી કરી તેમની સમક્ષ એક ભાષણ આપવા ઈચ્છા દર્શાવી હતી. તે પ્રમાણે તેમની ઇચ્છાનુસાર લખનારે ગોઠવણ કરી હતી. અને તેમાં આશરે ૨૦૦ સ્ત્રીઓ એકત્ર થઇ હતી. સિહોરમાં આવો મેળાવડો આ પ્રથમ જ થયો હતો.

તેમના પરિચયમાં આવતાં તેમની સાદાઈ, શ્રીમંત છતાં નિરભિમાનપણું, મીલનસાર અને માયાળુ સ્વભાવ, સરળ પ્રકૃતિ તથા પરોપકારબુદ્ધિ વિગેરે ગુણો જણાઈ આવતા હતા. તેમની આકર્ષણ શક્તિ કોઇ અદ્ભુત પ્રકારની હતી. તેમની સાથે ઓળખાણ થઇ ત્યારથી તેમના અવસાન સુધી તેમના તરફ એક માતા જેવો મારા હૃદયમાં ભાવ ઉત્પન્ન થયો હતો. ભાવનગર ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળનો તેમના માનાર્થે જે મેળાવડો થયો હતો તે વખતનો ઉત્સાહ કદી ભૂલી ન જવાય તેવો હતો. તેનું કારણ તેમની આકર્ષણ શક્તિ જ હતી એમ મારી માન્યતા છે. તેમની સત્યતા માટે માનબુદ્ધિનો એક દાખલો મને યાદ આવે છે. ગયે વર્ષે તેઓ અહીંઆં આવ્યાં હતાં ત્યારે એક ગરીબ બ્રાહ્મણનો છોકરો તેમની પાસે આશરે રૂ. ૧) ની કીંમતનાં પુસ્તકની માગણી કરવા માટે આવ્યો હતો. "તું મદદ માટે લાયક છે, એમ ખાત્રી કરી આપ," એમ જમનાબાઈએ કહ્યું. તે વખતે ત્યાં હાજર હતા તેમાંના એક ગૃહસ્થે કહ્યું કે "આ છોકરાને હું ઓળખું છું અને તેનો બાપ ઘણો જ ગરીબ છે અને તેના કુટુંબની સ્થિતિ બહુ નબળી છે," ત્યારે જમનાબાઇએ કેટલા રૂપીયાની ચોપડી જોઈએ છે એમ પૂછતાં તે છોકરાએ એક રૂપીયાની અંદર કીંમત કહી તેથી જમનાબાઈ પ્રસન્ન થયાં અને "છોકરા તું સત્યવાદી છે તેથી હું ખુશી થાઉં છું", કહી તેને કપડાં અપાવ્યાં હતાં.

આવાં એક સાધ્વી વિદુષી સરલ અને પરોપકારી તથા બીજાના દુઃખની દાઝ જાણનાર એક સ્ત્રીરત્નની ગુજરાતને પુરી ખોટ પડી છે અને તેમના પરિચયમાં આવેલાને તો પોતાનાં એક વડીલને ગુમાવ્યા જેટલી ખોટ જણાય તે સ્વાભાવિક છે.

છેવટ જગતૃનિયંતા પાસે પ્રાર્થના કરી માગું છું કે સદ્દગતના અમર આત્માને ઇશ્વર શાંતિ આપો, અને સૌ. હરિસુખગૌરીના શબ્દમાં.

"નીપજાવો એવાં સુરત્ન યત્ન એ જ છે રે લોલ."

એમ આ આપણા ગુજરાતમાં ગંગાસ્વરૂપ માતુશ્રી જમનાબાઈ જેવાં અનેક સ્ત્રીરત્નો પેદા કરો. ઇતિ શિવમ્.

---

## ગં. જમનાબાઇ સક્કઇ.

### લેખક.—ગં. મંગળાબાઇ મો. ફ. પ્રેમચંદ.

એક ઉદાર અને સખી બ્હેનનું ચરિત્ર લખતાં મને આનંદ થાય છે.

આગળના વખતમાં હજારો સતી થઈ ગઈ, અને તેમનાં શુભ કાર્યોથી પોતાનાં નામ અમર કરી ગઇ. તેઓના મરણને આજે ઘણાં વર્ષ થઈ ગયાં તો પણ પુસ્તકોમાં દાખલા તરીકે તેઓના નામના ગુણ હજુ ગવાય છે. તેનું કારણ તેમનાં શુભ કર્તવ્યો જ છે.

આજના વખત તેવી સ્ત્રીઓ ઘણી થોડી જ મલશે. તેમ શ્રીમતી જમનાબ્હેન પોતાનું પવિત્ર નામ અમર કરી ગયાં છે તે તેમની માયાળુ ભરેલી લાગણીથી, અને તેમનાં ઉમદા કામોથી. બીજું સ્ત્રી કેળવણી તથા લોક અને દેશના હિતને માટે તેઓ તન મનથી મહેનત કરતાં હતાં. ૧૯૦૩ ના સપ્ટેમ્બર મહિનાની ૩ તારીખે તેમણે ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ સ્થાપ્યું હતું. ત્યાં સીવણ, ભરત, ઇંગ્લીશ, ગુજરાતી, તેમ જ સંગીતના કલાસિસો છે. મોટી વયની સ્ત્રીઓ કંઈ નીશાળમાં જઈ શકે નહિ, તેમ જ પરણ્યા પછી આપણા હિંદુ સમાજ મુજબ ઘર ખટલામાં પડ્યાથી નીશાળમાં અભ્યાસ સ્ત્રીઓથી થઇ શકે નહિ. તેથી આવા ખાનગી મંડળમાં બપોરનો ટાઇમ સ્ત્રીઓને વધારે અનુકૂળ છે. આ બધું જમનાબ્હેનને આભારે જ છે. ભાવનગરમાં પણ ત્યાંની બ્હેનોની કેળવણીના અર્થે મંડળની એક સભા કઢાડેલી છે અને ત્યાં પણ આજે સારા પાયાપર કામ ચાલે છે એમ મેં સાંભળ્યું છે. ગયા દુકાલ વખતે તેઓએ જાતે મુસાફરી કરી નાણાં ઉઘરાવી લોકનું અને ગરીબ બીચારાં ઢોરનું સંકટ દૂર કરવાને તેમણે તન મન અને ધનથી મહેનત કરી હતી.

આપણે કહીશું, કે તેમાં કંઈ મોટી વાત નથી. પણ નહિ, તન મન અને ધન મોટા દીલ અને ઉમદા વૃત્તિ સીવાય આપી શકાતાં નથી.

આ બધું માન તેમના પતિ શેઠ નગીનદાસ સક્કઇને પણ છે. જો તેઓ ઉદાર મનથી સ્ત્રીકેળવણી પર ધ્યાન નહિ આપતા હોત, તો જમનાબ્હેનના કામમાં કદાચ ખલેલ પડત. કારણ કે પત્ની ગમે તેમ કરવા ધારે તો પણ પતિની આજ્ઞા નહિ હોય તો તે કંઇ પણ કરી શકે નહિ. પણ તેઓશ્રી પણ જમનાબ્હેન જેવા ઉદાર અને સખી મનના હતા. તેમની છેલ્લી વખતે પણ જમનાબ્હેનને છેવટની એ જ ભલામણ કરી હતી કે, "દેવી મારા મરણના શોકથી તમારા કાર્યમાં ખલેલ કરશો નહિ." શ્રીમતી જમનાબ્હેન પોતાના પતિની આજ્ઞાને પ્રેમથી હમેશાં માન આપતાં હતાં અને જ્યાં સુધી તેમનાથી બન્યું ત્યાં સુધી તેમણે ભાગ લીધો, પણ છેવટે તેમની તનદુરસ્તી વધારે વધારે બગડતી ગઇ, એટલે લાચારીથી તેઓ બીચારાં અટકી ગયાં.

મંડળને તેઓ પોતાના બચ્ચાની માફક ચાહતાં હતાં અને છેવટે દરેકને કહેતાં પણ હતાં કે તમે મંડળમાં જજો અને કામ કરજો. શ્રીમતી જમનાબ્હેન જેવું સ્ત્રીરત્ન ઠેર ઠેર મળવું મુશકેલ છે.



શેઠ ચંદારામજી હિન્દુ ગર્લ્સ હાઈસ્કૂલની કન્યાઓનો ગરબાપાર્ટીનો મેળાવડો.

તેમાં આપણી હિંદુ બહેનોને તેમના મરણથી મોટી ખોટ ગઇ છે. તેઓના આત્માને પ્રભુ શાન્તિ આપો.

---

## શ્રીમતી જમનાબાઇની સંસાર–યાત્રા.

લેખક.—સૌ. માણેકબાઇ કહાનજી ધ. કવિ.

વ્યવસ્થાપક, "શ્રી સુબોધિની સભા."—રાજકોટ.

( દોહરો. )

જન્મ—મરણ, ક્ષય—વૃદ્ધિ ને, ઉત્પત્તિ ત્યમ નાશ;
અનિવાર્ય જ આ જગતના, દીસે નિયમ પ્રકાશ.

( कहान काव्य. )

આ જગત્‌નો એવો નિયમ જ છે કે જેની ઉત્પત્તિ તેનો નાશ, જેનો ઉદય તેનો અસ્ત, અને જેનો જન્મ તેનું મરણ કુદરતી રીતે ઘટમાળની પેઠે થયા જ કરે છે. એટલે જન્મ્યું તે જવાનું એ નક્કી જ છે, તથાપિ જેનાથી જગત્‌નું કંઇ પણ સારૂં થાય, તેનું જ જીવ્યું સફળ જાણવું અને તેવાં જ જીવનનું અનુકરણ કરવું.

જન્મતાં જ બાળક રડે છે અને લોકો જન્મ પ્રસંગથી હર્ષ પામે છે. એ સંબંધે કવિ જન્મેલા બાળકને સંબોધી કહે છે કે,

( दोहो. )

**जब तुम आए जगतमें, जगत हसे तुम रोय ।**
**एसी करणी कर चलो, पीछे हसे न कोय. ॥**

( साहित्य रत्नाकर. )

અર્થાત્ માણસે જીવીને જગતમાં એવી કરણી કરવી કે લોકોને તેના વિયોગનું દુઃખ થાય અને અંતકાળે પોતાના આત્માને પરમ શાંતિ ઉપજે.

સાધુઓ બોધે છે કે આ સંસાર એક યાત્રા છે.* યાત્રાળુઓનો જેમ અચાનક સંયોગ વિયોગ

---

* ( સંસાર—યાત્રાનું પદ. )

સંસાર સમજિયે શાણા, મુસાફર ખાનું
કોઇ કોઇ આવે, કોઇ કોઇને જવાનું. શાણા, મુસાફર ખાનું.
સગાં ને સંબંધી તારા પંખીનો છે મેળો વ્હાલા,
કાલે તો સવારે ઉઠી તારે તો જવાનું. શાણા, મુસાફર ખાનું. ૧
રોઇ રોઇ આંસુડાંની નદીઓ વહે છે વ્હાલા;
ગયું તે ફરીને નહિ આંસુ લુછવાનું. શાણા, મુસાફર ખાનું. ૨
દૂર દેશ તારો પ્યારા, અરે પરદેશી શાણા,
લક્ષ ચોરાશીમાં તારે તે જવાનું. શાણા, મુસાફર ખાનું. ૩
સત્યની શીરોઇ, નીતિજળ ભરી રાખ શાણા;
ભગવદ્ ભજનથી તારૂં ભલું તો થવાનું. શાણા, મુસાફર ખાનું. ૪

પાલિતાણે તા. ૯-૩-૧૩ ના રોજ અમે શ્રી શેત્રુંજ તીર્થની યાત્રા કરી, ત્યારે જૈન વિધવાશ્રમનાં દર્શન લેતાં, વિદ્યાર્થી બાઇઓએ ઉપરનું પદ ગાયું હતું, જે સર્વ બાઇઓએ અતિવૃષ્ટિના યોગે જળસમાધિ લઇ પરલોકવાસ કર્યો છે.

થાય છે, તેમ ઋણાનુબંધ પ્રમાણે મનુષ્યનો અણધાર્યો સંયોગ અને પરિણામે વિયોગ થાય છે. સજ્જનોનો સંયોગ—સમાગમ પરમ સુખદ ગણાય છે, કેમ કે તેમનો સ્નેહ નિઃસ્વાર્થ અને પરોપકાર—પરાયણ હોય છે, અને અન્યનો કુટિલ અને સ્વાર્થમય હોય છે. સજ્જન સમાગમ તેથી સેવ્ય અને કુટિલ પરિચય તજવા યોગ્ય છે. સજ્જનો પોતાથી બને તેટલું ગામનું અથવા દેશનું શ્રેય કરે છે, તેથી તે કુળદીપક, ગ્રામદીપક અથવા દેશદીપક કહેવાય છે. માટે સમજુ જનોને ઉચિત છે કે તેમણે નિરંતર તન-બળથી, મન-બળથી, ધન-બળથી, અધિકાર-બળથી તથા બુદ્ધિ-બળથી દેશસેવા કરવી.

બુદ્ધિબળનો પ્રભાવ બીજી શક્તિઓ કરતાં વધારે શ્રેષ્ઠ, સંગીન અને વિસ્તારવાળો હોવાથી કોઈ રાજ્યસેવા દ્વારા, કોઇ ભાષણો દ્વારા તથા કોઈ લખાણો દ્વારા જગત્‌ને ઉપયોગી થઈ ઉપકારક નીવડે છે ને તે યશદેહે ચિરંજીવ રહે છે.

આવાં બુદ્ધિશાળી અને પરોપકારી નર-નારીઓમાં શ્રીમતી જમનાબાઈનું નામ જગજાહેર થયું છે; કેમ કે તે એક શ્રીમંત માતા-પિતાની પુત્રી અને સમાન સ્થિતિના ધનાઢ્ય કુટુંબની કુળવધૂ છતાં, તેમનામાં દયા અને પરોપકારના અંકુરો સ્વાભાવિક રીતે ઉત્પન્ન થયા હતા. એટલે સંસારનાં સુખ-વૈભવને નાશવંત ગણી દેશસેવાનું મહાન કાર્ય હાથ ધર્યું હતું.

( દોહરો. )

વિજયતણા આ વિશ્વમાં, જાણો વિવિધ પ્રકાર,
તેમાં વક્તાનો વિજય, સર્વ-શિરોમણિ ધાર.

તેમણે યુનિવર્સિટીની મોટી પરિક્ષાઓ આપી નહોતી, અથવા ઉંચી અંગ્રેજી કેળવણી મેળવી નહોતી, તથાપિ બાળવયથી કન્યાશાળામાં તથા ઘર આગળ ખાનગી અભ્યાસ કરી તેની એવી ખીલવણી કરી હતી કે તેમના વિચારોની સુશિક્ષિત સ્ત્રી-પુરૂષો પર પ્રભા પડતી. બીજા શબ્દોમાં કહીએ તો સંસાર-વ્યવહાર અને નીતિ-ધર્મ સંબંધી તેમના પવિત્ર શબ્દોએ કાનના દ્વારથી અંતઃકરણમાં દાખલ થઈ, અનેક અંતઃકરણોને શુદ્ધ કર્યાં. સદુપદેશની અસર જેવી તેવી નથી—અસાધારણ છે. નિર્મળ અંતઃકરણો ગુણ સાંભળી ગુણી થવા પ્રયત્ન કરે છે અને દોષોથી ડરી દૂર રહે છે. એવાં વ્યાખ્યાનો ગુણવાનના ગુણને સુદૃઢ કરી વધારે છે અને અંતઃકરણમાં પ્રજળતા પાપરૂપ અંગારને શ્રવણદ્વારમાં દાખલ થતાં જ ઓલવી નાખે છે. એ જમનાબાઇના ઉપદેશ ઉજ્જવળ હતા; કેમ કે તેમણે ધન-કીર્તિના લોભથી નહિ, પણ પોતામાં પ્રગટેલા પ્રકાશથી અન્યને પ્રકાશિત કરવાના ઉચ્ચ આશયથી જ તે આપ્યા હતા.

ઈ. સ. ૧૯૦૩ માં તેમણે "ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ"ને સ્થાપી તેમાં નીતિ, ભક્તિ, પરોપકાર, લોકવ્યવહાર તથા સંસાર સુધારા સંબંધી સેંકડો વ્યાખ્યાનો આપ્યાં અને તેની અસર એટલી થઈ કે જૈન, પારસી વગેરે મંડળોમાં પણ તેમને વારંવાર આમંત્રણ થતાં. રાજ્યકર્ત્તાનો અને ભાષણકર્તા અથવા વક્તાનો મહિમા કંઈક અંશે સમાન છે. રાજ્યાધિકારી પોતાના પ્રાંતના લોકોનું સારૂં બુરૂં કરવા શક્તિમાન્ થાય છે, તેમ વક્તા પોતાના શ્રોતાઓ ઉપર અસર કરી ઇચ્છિત માર્ગે દોરવી જાય છે. ઉત્તમ કરતાં સન્માર્ગદર્શી હોવાથી શ્રોતાઓને સાવધ કરે છે, તેની અસર દેશ વિદેશ જઈ પહોંચે છે ને ભવિષ્યમાં પણ ટકી રહે છે.

જમનાબાઈ ઉત્તમ વક્તા તેમ જ દાતા હતાં. વિદ્વાનો કહે છે કે—वक्ता दशसहस्रेषु दाता भवति वा न वा । વક્તા દશ હજારમાં એકાદ નીકળે અને દાતા તો મળે કે ન મળે! એમની વિદ્વત્તા, ઉદારતા અને વકતૃત્વના મૂળ તેમના શિરછત્ર સ્વામી, ભાઈ નગીનદાસ પોતે જ

હતા. તેમની જ પ્રેરણાથી અને તેમના જ તન, મન, ધનના ભોગે જમનાબાઈ સ્ત્રી ઉન્નતિના કામમાં આગળ પડતો ભાગ લઈ શકતાં. આપણા દેશને ખરેખર એવાં ઉત્સાહી અને દેશહિતૈષી બંધુઓની જરૂર છે, કેમકે સ્ત્રીજાતિને દેશસેવાના કામમાં આગળ પાડવી એ સાધારણ વિષય નથી. સ્ત્રીઓને છેક જ અજ્ઞાન માની તેઓને પછાત રાખવામાં આવશે, ત્યાં સુધી આપણે પ્રાચીન ઉન્નત્તિએ પહોંચી શકશું નહિ, એવું સુધારકો કહે છે તે અક્ષરશઃ સત્ય છે. સ્વર્ગવાસી શ્રીયુત નગીનભાઈ, જનસેવા એ જ ઈશ્વિરસેવા માનતા તેથી પોતાના અવસાન સમયે પણ એ જ આજ્ઞા અને ભલામણ કરી કે, "તમે જાહેર સેવાનાં જે જે કામો આરંભ્યાં છે, તેમાં ઉત્સાહપૂર્વક મચ્યાં રહેજો; તન, મન, ધન ખર્ચી, બને તેટલો પરોપકાર કરવામાં જ પ્રવૃત્ત રહેજો અને મ્હારા આત્માને એથી જ શાંતિ વળશે, એ ખચ્ચિત માનજો." પ્રસંગોપાત્ત વિચાર જણાવનારા તો ઘણા હોય છે, પણ તે વિચારને અનુસરનાર અને આચારમાં મુકનાર શ્રીયુત નગીનભાઈ એક નમુનેદાર ગૃહસ્થ હતા, તેથી જમનાબાઇની જનસેવામાં તેમનો અર્ધથી પણ અધિક હિસ્સો હતો, એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

"હિંદુ સ્ત્રીમંડળ"નાં સ્થાપક અને અગ્રેસર થઈ એ મંડળમાં મુખ્ય ભાગ લીધાથી તેમનું ગૌરવ વૃદ્ધિ પામ્યું ને તુરત જ પરોપકારપરાયણ બેહેસ્તનશીન શેઠ બેહેરામજી મેરવાનજી મલબારીએ તથા તેમના પરમ દયાળુ ઇષ્ટ મિત્ર દીવાન દયારામ ગિદુમલે સ્થાપેલી "સેવાસદન" ની કાઉન્સીલમાં તેમને ઉપપ્રમુખ નીમવામાં આવ્યાં, જે પદ અંતઃકરણની લાગણીથી અંતપર્યંત દીપાવી અનેક દુઃખી અબળાઓની સંભાળ લીધી અને એ સંસ્થામાં પણ પોતાના સુભાષિત વ્યાખ્યાનોનો લાભ આપ્યો, એમના હૃદયમાં દેશહિતની ઊર્મિઓ કેવી વેગવતી હતી, તે તેમના નિચેના વ્યાખ્યાનથી જોઈ શકાય છે.—

"સંસારસાગરમાં મનુષ્ય દેહ પ્રાપ્ત થવો એ ઘણું જ દુર્લભ છે. માનવ જીંદગીમાં ઈશ્વિરની આજ્ઞાનુસાર જીવનના ઉચ્ચ હેતુઓ સમજી, સેવા અને ભક્તિરસની ભાવનાઓ વડે પારમાર્થિક કાર્યો કરવાનો આનંદ અતિ અલૌકિક છે. જ્યારે માયાના બંધનમાં ફસાયલા સ્વાર્થી પ્રાણીઓ ફક્ત પોતાના સુખને માટે જ અહર્નિશ ઈચ્છા રાખે છે, ત્યારે પરોપકારી અને બુદ્ધિશાળી પુરૂષો દેશ અને તેમાં વસ્તી પ્રજાનાં સુખને અર્થે પોતાનું જીવન સમર્પણ કરે છે. અજ્ઞાનરૂપી અંધકારમાં અથડાતી પ્રજાની સ્થિતિ સુધારવા જે પ્રયાસો કરવામાં આવે તેમને દેશ અને પ્રજાને માટે ભવિષ્યનાં સુખદાયક ચિહ્નો ગણી શકાય. હિંદી પ્રજાનું ગૌરવ વધારી તેને સુખી જીંદગી ગુજારતી પરદેશી પ્રજાની પંક્તિએ મુકવા બુદ્ધિશાળી પુરૂષો તરફથી જે યોજનાઓ ઘડવામાં આવે તે દેશોદયની શુભ નિશાની ગણાય. ઈશ્વિરનું સ્મરણ કરી, ઓ હિંદીઓ! દેશની તેમ જ દેશી પ્રજાની શક્તિ અનુસાર સેવા કરવાને તત્પર થાઓ. દેશના દુઃખી, રોગી, અશક્ત, અને નિરાધાર લોકોની સ્થિતિ સુધારવા દયાના અંકુરો હૃદયમાં પ્રગટ કરો. પ્રજાનાં સુખદુઃખની સ્થિતિ સમજી તેનો વિચાર કરવાની શક્તિ આપણે જ્યાં સુધી ધરાવતા નથી, ત્યાં સુધી આપણું આ ઉચ્ચ મનુષ્યજીવન વ્યર્થ છે. હૃદયમાં ઉપજતી ભાવનાઓને શુદ્ધ કરી આંતર ભેદ છોડી, સર્વ પ્રાણી પ્રત્યે પ્રેમાળ બની ઈશ્વર કહો કે ખુદા કહો તેની આજ્ઞાઓને હૃદયમાં ધારણ કરી મનુષ્ય જીવનની પવિત્ર ફરજો બજાવવા બુદ્ધિપૂર્વક વિચાર કરવો જોઈએ. માયાથી રચેલાં સુશોભિત મકાનોમાં સુખ ભોગવતાં દેશમાં વસતી દુઃખી પ્રજાનું દુઃખ ઘટાડવામાં બેદરકારી કરવાનું અને આજ કાલ, આજ કાલ કરતાં આળસમાં વખત ગુજારવાનું પરિણામ કદી પણ સુખરૂપ ગણી શકાય નહિ. ઈશ્વિરે જે આપ્યું છે ને આપે છે તેનો દયાજનક સ્થિતિમાં જન્મેલા જીવોની પ્રેમયુક્ત સેવા કરવામાં ઉપયોગ કરવો, એ જ

મનુષ્યજીવનના સુખના દ્વારની ચાવી. અહંકાર અથવા અભિમાનના નિશામાં બેદરકાર બની મિથ્યા સુખની આશામાં જીવન નહિ ગુજારતાં તમારાં સત્કર્મે ઇશ્વરે તમને જે આપ્યું છે તેનો સદુપયોગ કરતાં હૃદયમાં એવો વિચાર નહિ કરવો કે મ્હારૂં એથી ખુટી જશે, પણ ઉલટું આવા દેશહિતના કાર્યોથી જે પાસે છે તેમાં વિશેષ વધારો થશે એમ દઢતાથી માનવું. આપણા દેશ ખાતર આપણી ધાર્મિક લાગણીનું ખરૂં સ્વરૂપ પ્રગટ કરી તન, મન, ધનથી સેવા કરવામાં જ આપણી આ દુનિયાદારીની ફરજો અદા થએલી સમજાય તેમ છે. પ્રથમતો આપણે ધર્મ કરવાની નીતિ રીતિઓ જાણવાની ઘણી અગત્ય છે. આપણા દેશની કરોડોની પ્રજા સમજ્યા વિના ગાડરીયા પ્રવાહની પેઠે ધર્મદાન કરવાની રીતિઓમાં પોતાની દોલતનો વ્યર્થ ઉપયોગ કરતી માલમ પડે છે, અને ખરેખર રીતે જોતાં તે દેશ અને લોકહિતાર્થે નહિ ખર્ચાતાં બરબાદ જાય છે....... ખોટી દયાના વિચારથી કરવામાં આવતી સખાવતો દેશ અને પ્રજાનો કદી પણ ઉદય કરી શકતી નથી. દેશમાં કરોડો મનુષ્યો મહેનત મજુરીનાં સાધન વગર રખડતાં–રઝળતાં ભુખે હેરાન થતાં હોય, રોગથી પીડાતી પ્રજા ઔષધોના ખર્ચની તંગાસથી સાધન વગર રીબાતી હોય, દવા–ઉપચાર અને માવજત વિના દેશમાં હજારો લોકોનો રોગથી સંહાર થતો હોય, રસ્તામાં કપડાં લત્તાં વગર ઉઘાડે શરીરે ફરતાં દુઃખી ન્હાનાં ટળવળતાં બાળકોની દરકાર કરવામાં ન આવે, નિરાધાર સ્ત્રીઓની દુઃખમય સ્થિતિ સુધારવાના ઉપાયોની યોજનામાં તદન બેદરકારપણું બતાવવામાં આવે, વગેરે ચાલુ રહેવાથી દેશ અને પ્રજાનો ઉદય કઈ સદીમાં થવાનો સંભવ ગણવો ? પાશ્ચિમાત્ય પ્રજાની ધર્મ કરવાની નીતિ રીતિ અને આપણા દેશની ધર્માદા પદ્ધતિ કેટલેક પ્રકારે જુદા સ્વરૂપમાં હોય છે. આપણા દેશની ઘણી સખાવતો આળસુઓને ઉત્તેજન મળ્યા બરાબર હોય છે. દેવાલયો ને સંખ્યાબંધ મંદિરો તથા ભાડું ખાવાના લોભમાં પથ્થરની મોટી મોટી ઇમારતો બાંધવા પાછળ પુષ્કળ ધન ખર્ચાય છે, જ્યારે કરોડો રૂપિયાની સખાવતો, પશ્ચિમના વીર પુરૂષો પોતાના દેશ અને પ્રજાનાં સુખનાં સાધનોમાં, કેલવણીવડે હુન્નર–ઉદ્યોગમાં ખર્ચી, પ્રજાવર્ગની ખરેખરી સેવા બજાવી ખરો ધર્મ શું છે, તે તેઓ શીખવે છે......... હિંદી સ્ત્રીઓનાં હૃદય પવિત્ર અને કેલવણીથી જ્ઞાનમય બની પ્રજાની સેવા કરવામાં દોરવાય ત્યારે જ દેશોદયની અગત્યની ગરજ સરે.

( ચોપાઈ. )

મત મતાંતરે ભેદ અનેક, પણ અંતર તો રાખો એક,
ભેદ તજી ધરિયે દિલ દાઝ, દીનરંકનાં કીજે કાજ.

એ મૂળ સૂત્ર ધ્યાનમાં રાખી સર્વેએ પરસ્પર અંતરથી સ્નેહ વધારવો......આ દેશની ઘણી બાઈઓ આખો દિવસ વૈભવ અને મોજશોખની ભાવનાઓમાં પસાર કરે છે અને પોતાનો આખો ભવ તારૂં મારૂં કરવામાં ગુમાવી મનુષ્ય દેહની ઉચ્ચ ભાવનાઓ અફળ કરવામાં જીવન ગુજારે છે, જ્યારે પરદેશી લક્ષાધિપતિની સ્ત્રીઓ માનપાન, મોટાઈ, મોજશોખ અને વૈભવી સાધનોની દરકાર નહિ કરતાં દેશસેવા અને પ્રજાસેવા કરવામાં જ પોતાના જીવનનો ખરો આનંદ માને છે.........આવી પરોપકારી સ્ત્રીઓની સંખ્યા એકઠી કરવાને આપણો ભારતખંડ ક્યારે ભાગ્યશાળી થશે ? વાડી વજીફા અને ગાડી ઘોડામાં ગુલતાન બનતી હિંદી બ્હેનોએ આ સંસારમાં મનુષ્ય તરીકેની ઘણી અમુલ્ય ફરજ બજાવી હવે પોતાનું જીવન સફળ કરવાનું છે.

( દોહરો. )

ઓર લોકના દોરની, ધરી હૃદયમાં દાઝ;
હિંદ પ્રજાના હિત તણું, કર્યું આપ શુભ કાજ.

"સેવા સદન"ની સેવા અને "ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ"ની સ્થાપના ઉપરાંત જમનાબાઈનું ત્રીજું **મહાન્ કાર્ય, સત્યાગ્રહની લડત**માં ભાગ લેવાનું છે. હિંદી પ્રજાના હક્કો જાળવવા ત્રાન્સવાલ ખાતે જ્યારે રાજેશ્રી મોહનલાલ કરમચંદ ગાંધીએ ઝુંડો ઉઠાવ્યો ત્યારે ઘણા લોકો તેમાં સામેલ થતાં તે સર્વ ઉપર કારાગૃહ નિવાસનું ઘોર સંકટ આવી પડ્યું હતું. આ આફ્તને વખતે અફ્રિકામાં વસતી હિંદી પ્રજાના રક્ષણ અર્થે આપણા દેશમાં મોટો ખળભળાટ થઈ રહ્યો હતો અને વર્તમાનપત્રોમાં એ સંબંધી કરૂણા જનક લેખો આવ્યા હતા. આ વેળા સ્ત્રીવર્ગમાં શ્રીમતી જમનાબાઇએ ભાષણો કરવાથી જ જાગૃતિ આવી અને તેમના ઉત્સાહથી કેટલુંક દ્રવ્ય એકઠું થયું. આ દ્રવ્યમાં પોતે ઉદારતાપૂર્વક ગાંઠનું કેટલુંક નાણું ઉમેરી દેશભક્તોની સેવામાં મોકલતાં તેમની ખ્યાતિમાં વધારો થયો.

એમનાં મહત્વનાં કાર્યોમાં દુષ્કાળ પીડિત લોકોને આશ્રય આપવા માટે લીધેલો પરિશ્રમ ખાસ યાદ રાખવા જેવો છે. ગયાં ત્રણ વર્ષ ઉપર આપણા દેશમાં એ ડરામણા દૈત્યે પોતાનું ભયાનક સ્વરૂપ બતાવવા માંડ્યું ત્યારે મનુષ્યોના તથા પશુઓના રક્ષણાર્થે શ્રીમતી જમનાબાઇએ પોતાની ગંગાજળ જેવી નિર્મળ વાણીથી સદ્‌ગૃહસ્થો અને સન્નારીઓને વિનવી રૂ. ૨૧૦૦૦ (એકવીશ હજાર રૂપીઆ) નું ફંડ એકઠું કર્યું અને સખત ગરમીની ઋતુમાં આશરે ૭૫ (પોણોસો) ગામોની મુલાકાત લઈ, જાતે તે ઉઘરાણામાંથી અન્ન-વસ્ત્ર વગેરે વહેંચવાનું કામ કર્યું.

મરણની પૂર્વે એમની વૃત્તિ એકાંત ચિંતન અને ઈશ્વર ભજનમાં રોકાયલી રહેતી તથા પોતાનો અવસાનકાલ બહુ નજીક હોવાનું જાણી ગયાં તેથી તુરત જ જુદી જુદી ધાર્મિક સંસ્થાઓમાં રૂ. ૧૫૦૦૦] અંકે પંદર હજારનું દાન મોકલી આપ્યું.

સજ્જનો "मर जीवा" કહેવાય છે અને દુર્જનો "जीव मरा" કહેવાય છે તેનો હેતુ એ કે સજ્જનો મૃત્યુવશ છતાં જીવતા છે ને દુર્જનો જીવતે મુવા જેવા છે. કેમ કે સજ્જનોનું નામ સત્કાર્યોથી ચિરંજીવ રહે છે, અને તેમની સંસારયાત્રા સફળ છે.

માટે સર્વેએ સદ્‌ગુણો વધારી સજ્જન અને "મર જીવા" થવા મથવું જોઇએ. શ્રીમતી જમનાબાઈનું નામ તેમનાં સત્કાર્યોથી અચળ રહેશે એટલે તે જીવતાં જ છે એમ સમજવું. એમના જીવનવૃત્તને અંગે બનેલા બનાવો નોંધતાં બહુ વિસ્તાર થાય, તેથી અત્રે તેની રૂપરેખા જ દર્શાવી છે. કોઈ પરિચિત સજ્જન તેમનું જીવન–ચરિત્ર લખવાનું કામ હાથ ધરશે તો આપણા મંડળ પર ઉપકાર થશે.

ધર્મ–પુસ્તકો કહે છે કે મરનારનાં ભલાં કામોને વખાણવાથી તેનો સૂક્ષ્મ આત્મા પ્રસન્ન થાય છે. મારી પણ એ જ માન્યતા હોવાથી આ ગુણ કથન સાંભળી સ્વર્ગવાસી જમનાબાઇનો સૂક્ષ્મ આત્મા પ્રસન્ન થાઓ અને ચતુર વાચકો તેમના અનુકરણવડે સંસારયાત્રા સફળ કરો. તથાસ્તુ.

---

# સ્વ. બ્હેન શ્રી જમનાબ્હેનનાં કેટલાંક સ્મરણો.

## લેખક.—સૌ. મોંઘીબાઈ પરમાનંદદાસ ઠક્કર.

ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળનો મુંબઈ શહેરમાં જન્મ થયો ત્યારથી જ એ સંસ્થાને હસ્તિમાં લાવનાર એ અલૌકિક બ્હેન તરફ મારૂં દિલ આતુરતાથી ખેંચાતું હતું. આવા એક જાહેર કાર્યમાં તન, મન, અને ધન અર્પનાર એક દેશસેવિકા તરીકે બ્હેન જમનાબાઇ નગીનદાસ સક્કઇનું નામ જાહેરમાં સાંભળ્યું, ત્યારથી જ તેમને માટે મારૂં મન કાંઇ કાંઇ કલ્પનાઓ કરતું હતું. "એ જમનાબાઈ કોણ હશે?" "કઈ જાતનાં હશે?" "જુવાન હશે કે વૃદ્ધ હશે?" "સુધરેલા વિચારનાં હશે કે જુના વિચારનાં?" આવા આવા સવાલો મનમાં જ ઘોળાતા અને એનો ખુલાસો પણ કોઇ વખતે સહજ મળી આવતો. પણ આ સવાલોનો સંપૂર્ણ ખુલાસો કરવાની તક ઇશ્વરે મને વખતસર આપી.

સંવત્ ૧૯૬૮ ના દુકાળને વખતે કાઠિઆવાડની સ્થિતિ તપાસવાને બ્હેન શ્રી જમનાબાઈ પોતે જ પધારવાનાં છે એવી ખબર છાપાંઓ દ્વારા મળી. એમના આગમનને દિવસે એમનો સત્કાર કરવા માટે તથા એમનાં દર્શન માટે અમો ભાવનગર શહેરનો થોડોએક સ્ત્રીવર્ગ પણ પુરૂષોની સાથે સ્ટેશનપર આવીને ઉભો. ગાડી સ્ટેશન પર ઉભી રહેતાં, બીજા વર્ગની ગાડીમાંથી સાદા સફેદ કપડામાં સજ્જ થયેલાં, હમેશાં હસતી મુખમુદ્રાવાળાં, અને જોતાં વાર પૂજ્યભાવ ઉત્પન્ન કરાવે એવાં એક બ્હેન નીચે ઉતર્યાં. મુંબઇ ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળનાં સ્થાપક, મુંબઈની સ્ત્રીઓમાં નવા જમાનાનો જુસ્સો લાવનાર, જુના અને નવા વિચારો વચ્ચે એકતા કરાવનાર, અને હિંદમાતાનાં પ્રિય પુત્રી એ જ જમનાબાઈ સક્કઇ હતાં.

મને એમની સાથે પરિચય થતાં વધારે વાર લાગી નહિ. જેનું હૃદય હમેશાં પોતાનાં ભાંડુઓની સેવા માટે જ તત્પર હોય, જેના હૃદયમાંથી હમેશાં પ્રેમનાં જ આન્દોલનો બ્હાર આવતાં હોય, જેનો સેવા એ જ ધર્મ હોય, તેનાથી કેટલો વખત અજાણ્યાં રહી શકાય? અમોએ તેમની સાથે પ્રેમપૂર્વક વાતચિત કરી. તેઓ તુરત જ પોતાના વિચારોની છાપ અમારા પર પાડી શકયાં.

ભાવનગરમાં તેમના આ વખતના નિવાસ દરમ્યાન મને તેમના સહવાસનો લાભ હમેશાં મળતો. દુકાળની અસર જે ભાગોમાં વધારે જણાતી તે જોવા પણ ઘણી વખત અમો સાથે જ જતાં. આ કઠણ વખતમાં લોકોની નિરાધાર સ્થિતિ તથા મુંગા જનાવરોની આંખમાંથી આંસુઓ વહેતાં જોઈને, તેમને કમકમાટ થતો અને આંખમાંથી આંસુઓ ઝરતાં. આથી એમના દયાળુ હૃદયનો વિચાર મને બરાબર આવી શકતો. એક શ્રીમંત ઘરનાં પુત્રી અને શ્રીમંત પતિનાં પત્ની જમનાબ્હેનને, ઘરમાં બેઠાં આનંદ અને મોજશોખમાં દિવસો કાઢવામાં કોઈ ના પાડી શકે તેમ નહોતું; છતાં પોતાનો સર્વ આનંદ છોડીને, ગમે તેવાં સંકટો અને મુશ્કેલીઓ વેઠીને, શરીરને ગમે તેવું કષ્ટ આપીને કાઠિઆવાડના દુકાળથી પીડાતા અને ઉજ્જડ થઇ ગયેલા ભાગોમાં ગાડી ગાડામાં બેસીને તેઓ ભટકતાં. વળી નાત જાતના ભેદ વગર કોઈ પણ માગનારને પોતાની પાસે બોલાવી ખાનગી અથવા જાહેર મદદ આપવાને તેઓ તત્પર રહેતાં. તેઓ દરેક ગરીબ માણસની સ્થિતિ સમજી શકતાં, અને તેમની પાસેથી કોઈ પણ નિરાશ થઇને જતું જ નહિ, કેમ કે બીજાંઓને સુખી કરવામાં જ તેઓ પોતાનું સુખ સમજતાં. આ બધું એટલું જ બતાવી આપે છે કે સેવા અને સ્વાર્પણમાં જ તેઓ પોતાના જીવનનું સાર્થક સમજતાં.

આ શહેરમાં તેઓ રહ્યાં તે દરમ્યાન સર્વે કોમની સ્ત્રીઓની એક જાહેર સભા તેમના શબ્દો શ્રવણ કરવા માટે બોલાવવામાં આવી હતી. તેમાં હિન્દુ, પારસી તથા મુસલમાન કોમની બ્હેનોએ હાજરી આપી હતી. આ સભામાં કોઈ પણ જાતનું ફંડ થવાનું છે, એવી ખબર આપવામાં આવી નહોતી. સ્વ. જમનાબ્હેન ભાષણ કરવા ઉભાં થયાં, અને પોતાના હમેશના અસરકારક શબ્દોમાં મોટે અવાજે બોલીને, દુકાળથી પીડાતા ઢોરોની દયામણી સ્થિતિનો તેઓએ બરાબર ચિતાર આપ્યો અને છેવટે ગાયોના રક્ષણ માટે ફંડની માગણી કરી. તેઓ પોતાના શબ્દોની અસરથી એ જ વખતે સ્ત્રીવર્ગ પાસેથી એના પ્રમાણમાં સારી જેવી રકમ એકઠી કરી શક્યાં!

દુકાળના કામ માટે તેઓ એ વખતે અત્રે આવેલાં હોવાથી, તેમણે નિશ્ચય કર્યો હતો કે કોઈ બ્હેનો પોતાને ઘેર આગતા સ્વાગતા માટે તેમને બોલાવે, તો તે આમંત્રણ સ્વીકારવું નહિ. પણ તેમનું હૃદય એવું પ્રેમાળ હતું કે બ્હેનોના આગ્રહ પાસે પોતે કરેલો સંકલ્પ ટકી શક્યો નહિ. તેથી બ્હેનોને ઘેર જઈને તેમને પણ સંપૂર્ણ સંતોષ તેઓએ આપ્યો હતો. **“જ્યાં પ્રેમ ત્યાં નિયમ નહિ”** તે એ બ્હેનનું માનીતું વાક્ય હતું.

એ બ્હેન આ વખતે અહિંથી પધાર્યાં તે વખતે અમારા અંતઃકરણ ઉપર પોતાની ઉંચી ભાવનાઓની ઉંડી છાપ પાડી ગયાં. ભાવનગરમાં શું શું કાર્ય બ્હેનોથી બની શકે તેનો ખ્યાલ આપતાં ગયાં, અને અમારા અંતરમાં નવો ઉત્સાહ રેડતાં ગયાં. આનું પરિણામ એ આવ્યું કે થોડા જ વખતમાં ‘ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ’ની શાખા અત્રે સ્થાપવામાં આવી.

હિંદના દાદાની જયંતિને દિવસે તેઓશ્રીને દીર્ઘાયુષ્ય ઇચ્છવાનો, અને તેમની સાથે હાથ મેળવવાનો ઉત્તમ લાભ એ બ્હેનની કૃપાથી ૧૯૧૩ ની ૪ થી સપ્ટેંબરે મને મળ્યો હતો. તેમણે એ પ્રસંગે તે પૂજ્ય મહર્ષિને મારી ઓળખાણ કરાવી હતી. મુંબઇમાં કેટલાંક વરસોથી આગેવાન સ્ત્રીપુરૂષો તરફથી દરેક વરસે સ્ત્રી કેળવણીના આ મહાન્ હિમાયતીની જયંતી ઉજવવામાં આવે છે. પરંતુ તેની શરૂઆત કરનાર આપણાં સ્વ. જમનાબ્હેન હતાં, એ વાત જાણીને કેળવાયેલા સ્ત્રીવર્ગને ઘણો આનંદ થાય એ સ્વાભાવિક છે. હિંદના આ મહર્ષિને પણ હિંદ માતાની એ સાચી પુત્રી માટે કેવું માન અને લાગણી હતી એ પ્રત્યક્ષ જોવાનો મને જે પ્રસંગ મળ્યો હતો તેથી હું મારી જાતને ખરેખર ભાગ્યશાળી સમજું છું.

તેઓ વારંવાર કહેતાં કે દેશસેવાનો માર્ગ લેવામાં મારા પતિએ મારામાં ઘણો ઉત્સાહ રેડ્યો હતો. તેથી જ્યારે વૈધવ્યનું દુઃખ એમને આવ્યું ત્યારે તેમના હૃદયને કેવો ઘા લાગ્યો હશે તેની કલ્પના સહજ આવી શકે. પરંતુ તેમના પતિના છેલ્લા શબ્દો એમણે બહુ સંભાળ અને પ્રેમપૂર્વક સંભારી રાખ્યા હતા, અને તેનો પૂરેપૂરી રીતે અમલ કર્યો હતો એ વાત પણ આપણી જાણ બ્હાર નથી. તેમનું શરીર દિવસે દિવસે લથડતું ગયું, અને તેઓ અમને કહેતાં કે આ જીવન હવે ઝાઝું ટકે તેમ નથી. છતાં સંકટો સહન કરતાં કરતાં પણ એમણે પોતાના જીવનનું કાર્ય ચાલુ રાખ્યું. શરીર દુઃખી છતાં, મન મજબૂત રાખીને તેમણે છેવટ સુધી કર્મયોગ ચાલુ જ રાખ્યો, એ એમના અંતર બળની આપણને સંપૂર્ણ સાક્ષી પૂરે છે.

ગયા જુલાઈ માસમાં ભાવનગર સ્વ. જમનાબ્હેનનાં પગલાંથી બીજી વાર પાવન થયું. ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળની અહિંની શાખાની મુલાકાત લેવાના અને તેની વિશેષ ઉન્નતિ કરવાના ખાસ હેતુથી તેઓ અત્રે પધાર્યાં હતાં અને એક માસ રહ્યાં હતાં. તે દરમ્યાન મંડળની બ્હેનોમાં તેમણે નવું જીવન મુક્યું હતું. તેમણે મંડળની આગેવાન બ્હેનોને એવી સૂચના કરી કે,

મંડળ તરફથી કંઈક વિશેષ ઉપયોગી કામ થવું જોઈએ, અને તે એ કે વગર ભણેલી મોટી ઉમરની બ્હેનોને જરૂરનાં સાધનો પૂરાં પાડીને વાંચતાં લખતાં શીખાવવાને અને સીવણનું પણ જ્ઞાન આપવાને બપોરના વર્ગો ઉઘાડવા. આ પરોપકારના કામની શરૂઆત કરવા માટે તે ઉદારચિત્ત બ્હેને બે વરસ સુધીનો ખર્ચ પોતાના તરફથી આપવાનું જાહેર કર્યું. આ વર્ગો અહિંના મંડળનાં બાહોશ સેક્રેટરી સૌ. હરિસુખગૌરી વામનરામ મહેતાની અંગિત મહેનતથી નિયમિત રીતે રોજ ચલાવવામાં આવે છે, અને તેમાં નાની મોટી ૪૫) બ્હેનો લાભ લે છે. મંડળની બ્હેનોને તે વારંવાર કહેતાં કે, "અરે મારી દેવીઓ, તમને જોઈને મારામાં નવું બળ આવે છે; અને જુદા જ પ્રકારનો આનંદ થાય છે." એક વાર તેમની પાસે હું બેઠી હતી ત્યારે એક કથાકાર બ્રાહ્મણે આવીને વિનંતિ કરી કે, "હું હરિકથા કરૂં છું તે આપ એક વાર સાંભળો." સ્વ. જમનાબ્હેને જવાબ આપ્યા હતો કે, "મનુષ્યોની સેવામાં વખત રોકવો એ જ મારે મન હરિકથા છે!" એમ કહી તેમને દક્ષિણા આપીને વિદાય કર્યા હતા. તેઓ અત્રે એક માસ રહ્યાં તે દરમ્યાન અહિંના મંડળે તેમના પ્રત્યેના પૂજ્યભાવના સ્મરણમાં રૂપાના દાબડામાં એક માનપત્ર અર્પણ કર્યું હતું.

અત્રેથી મુંબઈ તરફ વિદાય થતી વખતે તેમણે ઇચ્છા દર્શાવી હતી કે, "હું છ માસ પછી ફરીથી ભાવનગરમાં આવીશ, સ્થળે સ્થળે ફરીને મારી બ્હેનો માટે 'ભિક્ષાન્દેહિ' કરીશ, અને કાઠિઆવાડમાં કેટલેક ઠેકાણે હિંદુ સ્ત્રીમંડળની શાખાઓ ઉઘાડીને મારી બ્હેનોની ઉન્નતિ કરીશ." પરંતુ તેમની તે વિદાયગીરી છેલ્લી વખતની હશે એમ કોણે ધાર્યું હશે! ઈશ્વરની ઈચ્છા માણસથી કળી શકાતી નથી, પરંતુ તે ઇચ્છા હમેશાં સારી જ હોય છે. તે બ્હેનના જેવા સબળ અને પરગજુ આત્માને અશક્ત થઇ ગયેલા અને વ્યાધિવાળા દેહમાં ન રહેવા દેવો એ જ ઈચ્છા ઈશ્વરની હોવી જોઇએ. તે આત્મા સબળ શરીરમાં જન્મ લઈને પોતાનું અધુરૂં રહેલું કાર્ય આગળ ચલાવવા આ દુનીયામાં પાછો જલદી આવશે એમ આપણે આશા રાખી શકીએ.

આપણી બ્હેનના ચારિત્રનું અને બોધનું અનુકરણ કરવું; અને સ્ત્રીજાતિની ઉન્નતિમાં ભાગ લઇને તેમના આત્માને પરલોકમાં પણ આનંદ થાય તેમ આચરણ કરવું. તથાસ્તુ.

---

## ગં. જમનાબાઈ સક્કઇ.

### લેખક:—ગોંડળનાં યુવરાણી સૌ. રાજકુંવરબા.

* આજે તમોએ મને પ્રમુખસ્થાન આપ્યું છે તે સારૂ હું તમારા બધાનો મોટો ઉપકાર માનું છું. આજ મ્હારા હાથથી ગં. સ્વ. જમનાબાઈ નગીનદાસ સક્કઇની છબી ઉઘાડવા સારૂ મંડળનાં પ્રમુખે મને વિનંતિ કરી છે તેને હું માન આપું છું, પણ તે સાથે તમો સર્વને એટલું પણ કહેવાની જરૂર જોઉં છું કે આજના મહત્વના પ્રસંગે કોઇ મોટી ઉમરની તમારા પોતાના જ શહેરની સ્ત્રીને પ્રમુખપદ આપ્યું હોત તો તેઓ જમનાબ્હેનના ચરિત્રની સરસ પીછાણ કરાવી શકત. હું જમનાબ્હેનનાં સુકૃત્યોથી જાણીતી છું એટલે તમારી સાથે તેમના ગુણોનું કથન કરવાની જે ઉત્તમ તક મને પ્રાપ્ત થઈ છે તે સારૂ હું પોતાને ભાગ્યશાળી માનુ છું. જમનાબ્હેન સંબંધે તમારી આગળ જેટલું બોલાઈ ગયું છે તેના કરતાં હું વધુ શું બોલી શકું? તમો બ્હેનો આજે જે સંખ્યામાં હાજર થયાં છો તે જ બતાવી આપે છે કે તમે સર્વ જમનાબ્હેનનાં કાર્યોની સારી કદર કરી શકો છો. જમનાબ્હેનનું નામ મુંબઈમાં જ

મશહુર છે એમ સમજશો નહિ, પણ ગુજરાત, કચ્છ, કાઠિઆવાડના બધા ભાગોમાં તેઓએ પોતાનાં ઉમદા કર્તવ્યોથી પોતાનું નામ અમર કર્યું છે. છેલ્લાં ૧૩ વર્ષ જમનાબ્હેને મંડળના પ્રમુખપદે રહી મંડળના ઉદ્દેશો પાર પાડવા બનતું કીધું છે અને તે ઉપરાંત બીજી પરોપકારી સ્ત્રીસંસ્થાઓને પણ ભૂલ્યાં નથી. આ વાત, તેમણે પોતાની પાછળ જુદાં જુદાં ખાતાંઓ વાસ્તે જે રકમ કાઢી છે તે જ બતાવી આપે છે. સેવાસદનની સંસ્થા પરત્વે તેઓની શું સેવા હતી તે તો તે સંસ્થાએ તેમના મૃત્યુ બાદ જે ઠરાવ પસાર કર્યો છે તે જ બતાવી આપે છે. જમનાબ્હેનને કુદરતી બક્ષીસ હતી, તે બક્ષીસ તેમણે સંતાડી ન રાખતાં લોકોપયોગી કાર્યોમાં વાપરી, અને એમ કરવું એ દરેક સ્ત્રીનો ધર્મ છે એમ ખુલે ખુલું બતાવી આપ્યું છે.

એમણે ગુજરાતી સ્ત્રીઓને એક જાતના પડદા પાછળથી બ્હાર કહાડી સેવા કરવાનું ક્ષેત્ર કેટલું વિશાળ છે, તે બતાવી આપ્યું છે. મુંબઈમાં જ નહિ પણ આખા ગુજરાતની જાહેર જીંદગીમાં ગુજરાતી હિંદુ સ્ત્રીઓનું સ્થાન ચૌદ વર્ષ પર શું હતું તેનો ખ્યાલ કરો, અને તેની હાલની સ્થિતિ સાથે સરખામણી કરો. ગુજરાતની વાત જવા દો. તમારા શહેરની જ સ્ત્રીઓની પ્રવૃત્તિઓ તરફ નજર કરો તો તમને માલુમ પડશે કે બન્ને સ્થિતિમાં ઘણો તફાવત પડી ગયો છે. ગુજરાતી બ્હેનોમાં સમાજસેવા કરવાની પ્હેલ કરનાર બીજી કોઈ સ્ત્રી નહિ, પણ જમનાબ્હેન જ હતાં એમ હું માનું છું. હવે પછી જમનાબ્હેન કરતાં ઘણી ઉંચા પ્રકારની સ્ત્રીઓ શહેરી તરીકે પોતાની ફરજ બજાવવા નીકળશે, પણ પ્હેલ કરનાર સ્ત્રી તરીકેનું માન તો મ્હારાં તેમ જ તમારાં જમનાબ્હેનને જ મળશે એ નક્કી સમજજો. જમનાબ્હેનની યાદગીરી, મ્હારી, ખાત્રી છે કે તમારા હૃદયમાંથી કદી પણ ભૂસાશે નહિ. પણ આ રીતે યાદગીરી રાખવી એ એક વાત છે, અને તેમનાં સુકૃત્યો ચાલુ રાખી, તેમાં વખતના વ્હેવા સાથે દિન પ્રતિદિન સુધારો વધારો કરી આનંદ મેળવવો એ જુદી વાત છે. પાછલી રીત અખત્યાર કરી તમારૂં પોતાનું હૃદય સંતોષવું ને જમનાબ્હેનના આત્માને પ્રસન્ન રાખવો એ જ જમનાબ્હેનનું ચિરંજીવ સ્મારક સમજજો. "જમનાબાઈ હોલ" કહાડી તેમની સુસ્મૃતિ કાયમ રાખવાનો વિચાર પ્રશંસનીય છે. બીજી રીતે જમનાબ્હેનની યાદગીરી જાળવવાની રીતિઓ તમે બતાવેલ છે પણ જ્યાં સુધી તમારા નામીચા શહેરમાં તમારા મંડળનાં સભાસદો જમનાબ્હેનને પગલે ચાલી "જમના મૈયા" જેવાં નીકળશે નહિ—ને તેવી સ્ત્રીઓ ભવિષ્યમાં પાકે તે સારૂ મંડળ સજીવ પગલાં ભરશે નહિ ત્યાં સુધી તમારા બધા પ્રયત્નોનું ઉત્તમ ફળ ચાખવા તમે ભાગ્યવંત થશો નહિ. તમારા મંડળે આવા પ્રયત્નો આદર્યા છે એ ખુશી થવા જેવું છે. પ્રભુ તમારૂં મંડળ ચિરંજીવ રાખશે.

તમારી ઈચ્છા મુજબ હું આજે જમનાબ્હેનની છબી ઉઘાડું છું. જમનાબ્હેન જેવી સ્ત્રીઓ તમારૂં મંડળ બહાર પાડે એમ ઇચ્છવામાં મ્હને ગૌરવ છે. જમનાબ્હેનનો આત્મા પેલી દુનીઆમાંથી આજે તમારાં લાગણીવાળાં હૃદયો જોઇ આનંદ પામતો હશે. તે જ આત્માને નિત્ય પ્રસન્ન રાખજો, પ્રભુ તમને આશિષ આપશે.

આ વખતે ડૉકટર દાદાભાઈનું મૃત્યુ થોડા સમય પર જ થયું છે તે સારૂ દીલગીરીની લાગણી તરીકે દાદાભાઈ જયંતી ઉજવવાનું કામ તમે બંધ રાખ્યું છે તે યોગ્ય હશે, પણ એ જયંતી બીજે વર્ષથી ચાલુ રાખવાનું ભૂલશો નહિ. જમનાબ્હેનની પણ જયંતી ઉજવજો. દેશભક્ત દાદાભાઇની બીજરૂપી આશિષમાંથી, ગુજરાતી સ્ત્રીઓનાં મુકુટરૂપ જમનાબ્હેને, ઉત્તમ ફળ મેળવ્યું એ વાત સ્પષ્ટ છે. તેમણે જે સંસ્થાને પોતાનું બાળક ગણ્યું તે મંડળની સંસ્થાને પ્રભુ તમામ પ્રકારની સહાયતા આપે એવી મ્હારી પ્રાર્થના છે.

મંડળનાં છેલ્લાં બે વર્ષનો રીપોર્ટ મેં બરાબર વાંચ્યો છે. તમોએ બે વર્ષમાં ઘણું જ કામ કર્યું છે તે સારૂ હું મંડળને તથા મંડળની કમીટીને મુબારકબાદી ઇચ્છું છું. જમનાબ્હેનના સ્વર્ગવાસ પછી, મંડળ ચાલશે કે નહિ તે ધાસ્તી તમે તમારા કાર્યથી સર્વથા નષ્ટ કરી છે. મુંબઈ જેવા મોટા શહેરમાં ગુજરાતી હિંદુ કોમની સ્ત્રીઓ સારૂ એક જ સંસ્થા હોવી જોઇએ અને તે સંસ્થાને શ્રેષ્ઠ પાયા ઉપર મૂકી, શહેરના જુદા જુદા લતાઓમાં તે સંસ્થાની મારફતે જ કામ લેવાશે તો ભવિષ્યમાં તમારૂં મંડળ હમણાં કામ કરે છે તેનાથી હજાર ગણું ઉપયોગી કામ કરી શકશે એવું મારૂં નક્કી માનવું છે.

મુંબઈ શહેરની ગુજરાતી સ્ત્રીઓની સંખ્યા જોતાં મંડળનાં સભાસદોની સંખ્યા મોટી નથી. આમાં વધારો થવાની ખાસ જરૂર છે. આ મંડળ પ્રજા તથા સરકારને ઉપયોગી થઈ પડે છે તે જોઈ હું ખુશી થઇ છું. વૉરફંડમાં તથા વૉરલોનમાં તમારા મંડળે ઠીક મદદ કીધી છે. મંડળનું મુખ્ય કામ ભાષણો અપાવવા, સ્ત્રીશિક્ષણ વર્ગો ચલાવવા તથા સ્ત્રી ઉપયોગી મફત લાઇબ્રેરી ચાલુ રાખવાનું છે. આ પ્રમાણે તમે ઉપયોગી કાર્યો હાથ ધર્યાં છે. સ્ત્રીઓનાં ભાષણો હજી પુરતી સંખ્યામાં અપાતાં નથી તે સારૂ પ્રયત્ન કરી વધુ સંખ્યામાં અપાવજો. સ્ત્રીશિક્ષણ પરીક્ષામાં વધુ બ્હેનો બેસતી થાય તેની તજવીજ રાખજો. સ્ત્રીશિક્ષણ વર્ગો તમે ચાર વર્ષ થયાં ખોલ્યા છે તે વ્યાજબી કર્યું છે. પણ ન્હાની ઉમરમાં છોકરીઓને હિંદુ માતાઓ સ્કુલમાંથી ઉઠાડી મૂકે છે તે સ્થિતિ જોતાં તમારા મોટા મંડળ તરફથી એક નમૂનેદાર સ્કુલ કાઢવાની જે ઉમદા નેમ તમે ધરાવો છો, તે જ્યારે મુંબઈના ગુજરાતી શહેરીઓ તમને મદદ કરી કઢાવી આપશે, ત્યારે જ ગુજરાતી હિંદુ સ્ત્રીઓની કેળવણીનો પાયો તમે સારી રીતે ચણ્યો છે એમ મનાશે. આવી યોજના જોડે સ્વર્ગસ્થ દાદાભાઈ નવરોજીનું નામ જોડી, તેમનું નામ દાદાભાઈ જયંતી ઉજવવાની પ્હેલ કરનાર આ સ્ત્રી સંસ્થા સરસ રીતે કાયમ રાખી શકશે એ નિઃસંદેહ છે. સ્ત્રી કેળવણી આગળ વધે તે સારૂ તમે આગેવાની લઈ મુંબઈની હિંદુ સ્ત્રીસંસ્થાઓ જોડે તમે નામદાર વાઇસરોયને અરજી કરી હતી. લડાઈને લીધે સરકારને આ બાબતમાં ખર્ચ કરવા સારૂ ખેંચાવું પડ્યું હશે, પણ કેળવણીની બાબતમાં ઇંગ્રેજી કેળવણી ખાતાના વડા ડૉક્ટર ફીશરને પગલે ચાલી હિંદી સરકાર પણ આ બાબતમાં, લડાઈના હંગામમાં પણ ઘણી ઉદારતાથી કામ લેશે એમ મને ઉમેદ છે. તે વાસ્તે તમે ખંતથી હિંદ સરકાર પાસે માગણી કરતાં રહેશો તો નક્કી તમને યશ મળશે. પરીક્ષાઓમાં પાસ થનાર બ્હેનોને ઈનામો આપવાની પદ્ધતિ દાખલ કરી છે તે ઠીક કર્યું છે. પણ ઇનામ મેળવવાની લાલચથી નહિ પણ જ્ઞાન મેળવવાની આકાંક્ષાથી જ બ્હેનો મોટી સંખ્યામાં પરીક્ષામાં બેસતી થાય એ જોવા હું આતુર છું. અનિયમિત હાજરીને લીધે શિક્ષણ વર્ગોનું પરિણામ તમારી ઉચ્ચ ધારણા મુજબ નથી આવતું તેમાં તમારો દોષ નથી. પુરૂષ વર્ગ આ સ્થિતિ સત્વર સુધારવા પ્રયત્નો આદરશે એવી મને આશા છે. તમે નિયમિત હાજરી સારૂ ચાંદ આપવાની પદ્ધતિ દાખલ કરી છે તે પ્રશંસનીય છે. બધી કોમની સ્ત્રીઓ સારૂ મફત લાઇબ્રેરી તમારાં શહેરમાં ન્હોતી તે ન્હાના પાયા પર કાઢી તમે તમારા શહેરની બધી કોમોને ઉત્તમ દાખલો બેસાડ્યો છે. આ લાઇબ્રેરીમાં સભાસદો પોતાની પાસેથી ચોપડીઓ અને લેખકો તથા છાપાંના અધિપતિઓ પોતાનાં પુસ્તકો વગેરેની ભેટ મોકલશે તો તમારી લાઇબ્રેરી આગળ જતાં ઘણું સારૂં કામ બજાવશે.

એક વાત લક્ષમાં રાખવા જેવી છે. બ્હેનો! આ મંડળ હિંદુ સ્ત્રીઓનું મંડળ છે. સ્ત્રીઓને ધર્મ બહુ પ્રિય છે. તમારો હોલ હિંદુઓની ભરવસ્તીમાં ધર્મ મન્દિરોની પડોશમ છે. આત્માને સતેજ કરવા, હૃદયને નવયુગની નવી ભાવનામાં પ્રેરવા, મન, વચન ને કાયાને

શુદ્ધિની પુષ્ટિ આપવા પઠન, પાઠન, પ્રવચન, કીર્તનની વધારે ને વધારે જરૂર છે. મંડળના હૉલમાં જુના વિચારની વૃદ્ધ સ્ત્રીઓ આવે, તે નવીન યુગની ચેતન ધર્મની ભાવના સમજી સંતોષ પામે ને સતેજ થાય, નવી સ્ત્રીઓમાં ભળી જાય, અને સુખી કુટુંબ જેવો સુખી સમાજ સ્થપાય એ દિશામાં સ્ત્રીમંડળે આગેવાની કરવાની છે. એકાદશીને દિવસે મંગળ-પ્રેરક, નવ શક્તિવાળાં ભજન કીર્તનનો મેળાવડો રાખો. સબળ વક્તાઓ પાસે શ્રી મહાભારત, રામાયણ, ભાગવત, ભગદ્ગીતાનાં સબળ પ્રવચનો કરાવો, નવા જમાનામાં તે પુરાણ ધર્મને જીવનમાં ઉતરાવો, વિચારોની મર્યાદા મોટીને મોટી બનાવો, બાળકોને વિનોદ માટે તેડી રમત ગમતમાં સાચા બનાવો, શૂરવીર બનાવો. કોઈ કોઈ વખત ગરીબ સ્ત્રીઓને બોલાવી તેમને હેત અને જ્ઞાનભર્યાં લ્હાણા આપો.

બ્હેનો! તો હવે એટલું છેલું કહેવા દ્યો કે હવે કર્તવ્યનો, ધર્મ બજાવવાનો, કામ કરવાનો, સુંદર છો તો શુદ્ધ અને શક્તિવાળાં બનવાનો જમાનો આવ્યો છે, માટે તમારો ધર્મ સમજો ને સમજાવો. અહો! ભારતની આશા દેવીઓ! શ્રદ્ધામય-સત્યમય-શક્તિમય બનો, અને તમારા પતિઓ, પુત્રો, ભાઇઓમાં આ શક્તિ પ્રેરો.

---

## ગં. જમનાબ્હેન સક્કઇ.

### લેખક:—લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસ.

* પ્રિય બ્હેનો, આપણાં જમનાબ્હેન આ પૃથ્વી છોડી ગયાં છે. તેઓના મૃત્યુને ફક્ત સવા જ વર્ષ થયું છે. જમનાબ્હેનના સ્વર્ગવાસથી મંડળની બ્હેનોને નહિ, પણ આખી ગુજરાતી હિંદુ કોમને ન પૂરી શકાય એવી ખોટ ગઈ છે. આ ખોટ કેટલી મોટી છે, તેનો આપણે છેલ્લા સોળ મહિનામાં ખાસ અનુભવ મેળવ્યો છે. આ ખોટને કંઈક અંશે પુરી પાડવા મંડળે તથા મુંબઈની સ્ત્રીઓએ કોશેષ કરી છે, અને જમનાબાઈ સ્મારક ફંડ ઉઘાડવામાં આવ્યું છે. આ સ્મારક ફંડમાંથી મંડળ સારૂ "જમનાબાઈ હૉલ" બંધાવી તેમાં સર્વ કોમની સ્ત્રીઓ સારૂ જૂદી લાયબ્રેરી કાઢવાની યોજનાને મુંબઈની સર્વ સ્ત્રીઓએ તા. ૧૨ મી સપ્ટેમ્બર ૧૯૧૬ ની જાહેર સભામાં ટેકો આપ્યો છે. આ યોજના અમલમાં મૂકાય તે સારૂ રૂપીયા એક લાખની જરૂર છે. આ મોટી રકમ હજી થઈ નથી. ફંડમાં ફક્ત રૂ. ૩૬૫૦૦ એકઠા થયા છે. આ સ્થિતિને લીધે જમનાબાઇના યોગ્ય સ્મારકનું કામ અધુરૂં રહ્યું છે. જ્યાં લગી ઉદાર હૃદયનાં સ્ત્રી પુરૂષો આ કામ હાથ ધરશે નહિ ત્યાં સૂધી તમામ ગુજરાતી હિંદુ સ્ત્રીઓની આશા ફળીભૂત થાય એમ લાગતું નથી. મંડળની કમીટીના સભાસદોનો વિચાર હૉલ બંધાયા પછી તેમાં જમનાબ્હેનની છબી તથા બસ્ટ મૂકાવવાનો હતો પણ હૉલ બંધાવવાની આશા જે રીતે ફંડમાં રકમ ભરાય છે તે જોતાં હજી ઘણી વાર લાગશે માટે કમીટીએ ખોટી ન થતાં જમનાબાઈની છબી મંડળના ભાડે લીધેલા હૉલમાં રાખવાનો વિચાર કર્યો છે. આજે આપણે જે હૉલમાં મળ્યાં છીએ તે હૉલ મંડળના વપરાસનો નથી, પણ આ હૉલની નીચે આનાથી ન્હાનો હૉલ મંડળના વપરાસમાં છે, તેમાં હવે પછી જમનાબ્હેનની છબી મૂકવામાં આવશે. હું દીલગીર છું કે આ છબી મંડળના પોતાના હૉલમાં મૂકવાની ઉમદા તક મેળવવા મંડળ બેનસીબ રહ્યું છે. જે મુજબ દરેક દેશનો વતની પોતાની જન્મભૂમી વાળા શહેરમાં ભાડેના મકાન કરતાં પોતાના મકાનમાં રહેવાની હોંશ ધરાવે છે તેવી જ હોંશ મંડળના સભાસદો

મંડળની પંદર વર્ષની કારકીર્દી પછી ધરાવે તો તેમાં કંઈ નવાઈ નથી. ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળની આ ઉમેદ ગુજરાતનાં સ્ત્રી પુરૂષો પુરી પાડશે કે નહિ તે જોવાનું છે. એમ માનું છું કે જમનાબ્હેનનું સ્મારક મંડળની સર્વ બ્હેનોના હૃદયમાં ઉભું જ થયેલું છે. જ્યાં સૂધી ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ હસ્તીમાં રહેશે ત્યાં સુધી આપણી વચ્ચે જમનાબ્હેનની યાદગીરી સદા તાજી રહેશે. આમ છે છતાં એ ચાલતી આવેલી રીત પ્રમાણે સદ્‌ગત સ્ત્રી પુરૂષોની યાદગીરી તાજી રાખવા સારૂ આપણી અંદરની લાગણીઓને બાહ્ય સ્વરૂપ આપવાની જરૂર હું સ્વીકારૂં છું. મંડળની કમીટીએ મંડળના જાથુકના ફંડમાંથી "સ્ત્રી હિતોપદેશ"નો જમનાબાઈ સ્મારક અંક કાઢવાનું નક્કી કર્યું છે. આ અંક પાંચસો પાનાનો થશે ને તે અંક ગુજરાતનાં સર્વ સ્ત્રી પુરૂષોને વાંચવાની હું ખાસ ભલામણ કરૂં છું. આ અંકની અંદર જૂદા જૂદા લેખકોએ જમના બ્હેનની કારકીર્દીનું વર્ણન સારી રીતિએ કર્યું છે. આ અંક કાઢવાની યોજના ઉપરાંત જમનાબ્હેનની મરણ તિથિએ મંડળનાં સભાસદોને ભેગાં કરી તેમના જીવનમાંથી ભવિષ્યની દરેક ગુજરાતી હિંદુ સ્ત્રીને સદ્‌બોધ મળે તે સારૂ તેમની જયંતી ઉજવવાની પ્રથા પણ ચાલુ કરવાનો અમારો વિચાર છે. આ ઉપરાંત મંડળની સભાઓ તથા મંડળના સ્ત્રી શિક્ષણ વર્ગો જે જગ્યાએ હાલ મેળવવામાં આવે છે તે જગ્યાએ જમનાબ્હેનની છબી રાખી મંડળનો લાભ લેનારી દરેક બ્હેનના હૃદયમાં જમનાબ્હેનની ઉત્તમ જીંદગીની સચોટ છાપ પડે તે સારૂ મંડળની કમીટીએ કેટલીક વખત થયા જમનાબ્હેનની છબી ચીતરાવવાનો ઠરાવ કરી તે કામ મદ્રાસના પેન્ટર મી. સી. નાગેશ્વરરાવને સોંપ્યું, ને તેમણે આ કામ પૈસા ખાતર નહિ, પણ જમનાબ્હેનોનાં કાર્યોની કદર કરવા સારૂ માત્ર છબી ચીતરવાની સામગ્રી માટે પૈસા લઈ આ છબી ચીતરી મંડળનાં બધાં સભાસદોને આભારી કર્યાં છે. આ સારૂ મંડળની કમીટીએ મી. નાગેશ્વરરાવને મંડળ તરફથી સુવર્ણ પદક ભેટ આપવાનું નક્કી કર્યું છે, તે આજે છબી ઉઘાડી મૂક્યા પછી પ્રમુખના હસ્તેથી તેમને ભેટ આપવામાં આવશે.

બ્હેનો જમનાબ્હેનની આ છબી તેઓ જ્યારે સૌભાગ્યવંતાં હતાં ત્યારના વખતની ખાસ ચીતરવામાં આવી છે. આનાં કેટલાંક કારણો છે. જમનાબ્હેનની જાહેર કારકીર્દીનો ઘણો મોટો ભાગ તેઓ જ્યારે સૌભાગ્યવંતાં હતાં ત્યારે જ પસાર કરવામાં આવ્યો હતો. ગુજરાતી હિંદુઓમાં જાણીતા શેઠ તાપીદાસ વરજદાસના કુટુંબનાં બાઇ પરોપકારી કાર્યોમાં ભાગ લેતાં થાય એવો દાખલો મુંબઈ શહેરમાં કદાપિ બનેલો મારી જાણમાં નથી. આ દાખલો જમનાબ્હેને જાહેર પ્રજા આગળ બેસાડ્યો હતો. આ કાર્યો કરતી વખતે તેઓએ જૂની તથા નવીન રીતિ મુજબ કામ કરવાની પદ્ધતિ અખત્યાર કરી હતી. તેને જ લીધે તેઓ મુંબાઈની પચરંગી પ્રજામાં, જુવાન તથા વૃદ્ધ, ગરીબ તથા તવંગર, પ્રજામાં તથા સરકારી વર્ગમાં બધે માનીતાં થઈ પડ્યાં હતાં. આ પદ્ધતિ આ છબીમાં જમનાબ્હેનના પહેરવેશ ઉપરથી આપણને તરત માલમ પડે છે. જમનાબ્હેન પરણેલી સ્થિતિમાં પોતાના પતિની આજ્ઞાને તાબે થઈને તથા પોતાના ઘરનું કામકાજ સંભાળીને જ જાહેર કામ કરતાં હતાં તે પણ આ સૌભાગ્યવંત વખતની છબી આપણને યાદ દેવાડે છે. વિધવા અવસ્થામાં જમનાબ્હેનની તબીયત ઘણી લથડી ગઈ હતી ને તેઓ મુદલ ઓળખાઈ શકતાં નહોતાં. માટે જે વખતનો તેમનો હસતો ભરાઉ ચ્હેરો લોકોના હૃદયમાં ઉત્સાહ અને આનંદના ઉભરા ઉછળાવતો તે વખતનો ચ્હેરો ગુજરાતી બ્હેનોને ભવિષ્યમાં ઉત્તમ પ્રકારનાં કાર્યો કરવા પ્રેરશે એમ ધારીને જ સૌભાગ્યવંતા વખતની છબી પસંદ કરીને તે ઉપરથી આ મોટી છબી ચીતરવામાં આવી છે. મને આશા છે કે આપ સર્વ બ્હેનો મ્હારા આ મતને મળતાં થશો.

જમનાબ્હેન સંબંધી જૂદે જૂદે વખતે ઘણું લખાયું છે, ઘણું બોલાયું છે, પણ આજના આ યાદગાર મેલાવડા વખત જમનાબ્હેનના ચારિત્ર સંબંધી હું ટુંકમાં કંઈ પણ વિવેચન નહિ કરૂં તો તે અયોગ્ય જ ગણાય, માટે આ પ્રસંગને અનુસરતું આજે થોડું બોલીશ. પ્રિય બ્હેનો! જમનાબ્હેન જે દિવસથી મંડળ સ્થપાયું ત્યારથી તે મરણ પર્યંત મંડળનાં પ્રમુખના ઓદ્ધા ઉપર કાયમનાં રહ્યાં હતાં. આ તેર વર્ષના લાંબા અરસામાં તેમણે તન, મન, અને ધનનો બધી રીતે સદ્‌ઉપયોગ કરી મંડળના ઉદ્દેશ પાર પાડવા બનતી કોશેષ કરી હતી. પરિણામે આપણું મંડળ સર્વ ઠેકાણે વિખ્યાતિ પામ્યું છે. મંડળ જ્યારે સને ૧૯૦૩માં આપણા શહેરમાં આવ્યું ત્યારે ગુજરાતી હિંદુ કોમમાં ચકચાર ચાલી હતી. પણ જમનાબ્હેને મંડળનું કામ એક બાહોશ સુકાની તરીકે બધાં વર્ષો ચલાવી તેઓએ તમારા ટીકાકારોનો ચાહ સંપાદન કરી લીધો હતો. મુંબાઈની સ્ત્રીઉપયોગી જાહેર હીલચાલમાં જમનાબાઇની જગ્યા હમેશાં ખાલી રહેલી જ અત્યાર સુધી આપણે જોતાં આવ્યાં છીએ. આનું કારણ શું છે તેની જો આપણે તપાસ કરીશું તો માલમ પડશે કે જમનાબ્હેને ગૃહ સંસારમાં ઉત્તમ પ્રકારની તાલીમ ઘણા વર્ષ સુધી લીધા પછી જ તેઓ પોતાના પતિની પૂર્ણ સંમતિ તથા આશિષ લઈ જાહેરમાં લોકોપયોગી કાર્ય કરવા બ્હાર પડ્યાં હતાં. ખરી કેળવણી મન અને હૃદય બન્નેના મિશ્રણની બનેલી હોય છે. જમનાબ્હેનના જન્મ વખતે ગુજરાતી હિંદુઓમાં કન્યાઓને ઇંગ્રેજી કેળવણી આપવાનો પ્રચાર ન હોવાથી તથા પોતાના કુટુંબી સ્ત્રીઓને ઇંગ્રેજી કેળવણી આપવાનું પસંદ કરતા ન હોવાથી તેઓને ગુજરાતી શિક્ષણનો જ લાભ મળ્યો હતો. પોતાના કુટુંબમાંથી અને ખાસ કરીને તેમનાં માતુશ્રી મણીબાઈ તરફથી તથા પોતાના પતિ શેઠ નગીનદાસ ભક્તિદાસ સક્કઈ તથા તેમના મિત્રો તરફથી તેમને હૃદયની સરસ કેળવણી મળી હતી. કેળવણીની ખામીઓ જમનાબ્હેનનું જન્મ ચરિત્ર સારી રીતે પુરી પાડે છે. જમનાબ્હેન જેવી મન તથા હૃદયની ઉત્તમ કેળવણી લઈ ગુજરાતી કોમમાં સ્ત્રીઓ બ્હાર પડે તે સારૂ મુંબઈ શહેરના મોભ્ભાને છાજતી નમુનેદાર શાળા જ્યાં સૂધી મંડળ કાઢશે નહિ ત્યાં સુધી મંડળનું કામ અધુરૂં જ ગણાશે. મ્હારા વિચાર મુજબ જ્યાં સુધી આવી શાળા કાઢી ભવિષ્યની ઉત્તમ પ્રજા બનાવવા સારૂ યોગ્ય પગલાં ભરવામાં આવશે નહિ, ત્યાં સુધી ગુજરાતી હિંદુ કોમની ઉન્નતિની આશા રાખવી એ મિથ્યા છે. જમનાબ્હેને ગુજરાતી હિંદુ કોમમાં સ્ત્રીઓને ગૃહકાર્યભારમાં તથા ઉત્તમ શહેરી તરીકે કઈ કઈ ફરજ બજાવવી જરૂરની છે તે બતાવી આપ્યું છે. પણ આ ફરજોનું શિક્ષણ ન્હાનપણથી સુવ્યવસ્થિત રીતે કુમળા મગજની બાળાઓને મળે એવી ગોઠવણ સત્વર થાય એ માટે દરેક સ્વદેશભક્ત વ્યક્તિની મદદ હોવી જોઈએ.

જમનાબ્હેને મંડળમાં ફરજ સંબંધી એક ભાષણ આપ્યું હતું ને તેમાં સ્ત્રીઓની ફરજ વિષે તેમણે જે ચિતાર રજુ કર્યો હતો તે મુજબ જ તેઓએ પોતાની આખી જીંદગી ગાળી હતી. આ વખતે વધુ બોલી હું તમારો ઝાઝો વખત લેવા માંગતી નથી. ટુંકમાં જ જમનાબ્હેનના આખા ચારિત્રનો ચિતાર આપવા હું "પ્રવાસી"ની કવિતા અત્રે વાંચી સંભળાવીશ.

દેશ દીપક ગુર્જર સન્નારી, મૃત્યુ થાતાં કંપે કાય;<br>
દિલ ઝખમ કારી પડ્યો આ, સમસ્ત ભારત માંય;

ગુણીયલ ગૌરી ગર્જતી, સ્વદેશ સેવા માટ;<br>
થઈ અલોપ મૂર્તિ ભલી, રડે માત ગુજરાત.

સ્ત્રી સમાજ સૌ પુરૂષનાં, ખરતાં અશ્રુ નેન;<br>
ગુર્જરી ઘાટ સુનો પડ્યો, જાતાં જમનાબ્હેન.

કાર્ય અનેક રૂડાં કર્યાં સ્ત્રીસુધારા માટ;
શાંત શીલ મૂર્તિ ગઈ, પર દુઃખ ભંજન માત;
સેવાના સાધન વિષે, અર્પી જેણે જાત;
હિંદુ ગૃહસ્થાશ્રમ વિષે, પાડી ઉત્તમ ભાત.

જમનાબાઈના કાર્યની કદર ડા. દાદાભાઈ નવરોજી, નામદાર લેડી વીલીંગ્ડન, પ્રોફેસર ગજ્જર, ભાવનગરનાં નામદાર મહારાણી, સર ફીરોજશાહ મ્હેતા, મિ. મલબારી, મિ. ગાંધી, મી. સેન્ટ નિહાલસિંગ વિગેરે તરફથી જાહેરમાં થઈ ચુકી છે. જમનાબ્હેનનું સ્થૂળ શરીર આપણે ગુમાવ્યું છે, પણ તેઓનાં સુકૃત્યો આપણી વચ્ચે હમેશાં જીવંત રહેશે. આ કૃત્યો કરનારની યાદગીરી આપણામાં જળવાઈ રહે તે સારૂ તેમની છબી ચીતરાવવામાં આવી છે. જમના બ્હેનની છબી જોઈ મંડળનાં સભાસદો તથા તમામ ગુજરાતી બ્હેનોમાં ધર્મ અને ફરજની લાગણી જ્વલંત રહે અને તેઓ પોતાના મંડળના કાર્યને હર હમેશ વધુ સ્હાયતા આપતાં રહે એવી હું પ્રભુ પાસે પ્રાર્થના કરૂં છું.

આજે ગોંડળનાં યુવરાણી સૌ. રાજકુંવરબા પ્રમુખસ્થાને બિરાજ્યાં છે તે યોગ્ય જ થયું છે. સૌ. રાજકુંવરબાએ મંડળનું કાર્ય જોયું છે. તેઓ જમનાબ્હેનને સારી રીતે ઓળખતાં હતાં. મંડળને હું મુબારકબાદી આપું છું કે આજે મંડળ તેમને પ્રમુખ તરીકે મેળવવા ભાગ્યશાળી થયું છે. આવાં પ્રમુખ અને તે પણ સ્ત્રીકેળવણીના કાર્યમાં ઉત્તમ ભાગ બજાવનાર ગોંડળ સ્ટેટના યુવરાજનાં પત્નીને હસ્તે જમનાબ્હેનની છબી ઉઘડે તેના કરતાં ઉત્તમ બીજું શું હોઈ શકે? આ બનાવ મંડળના ઉજળા ભવિષ્યની ઝાંખી છે. હું સૌ. રાજકુંવરબાનો આ મહેરબાની સારૂ મોટો આભાર માનું છું.

પ્રિય બ્હેનો, હું ગુજરાતી હિંદુ મંડળનાં બધા સભાસદો તરફથી તથા મંડળના બધા હિતચિંતકો તરફથી મંડળનાં સદ્‌ગત પ્રમુખ ગં. સ્વ. જમનાબાઈ નગીનદાસ સક્કઈની છબી ખુલી મૂકવા ગોંડળનાં નામદાર યુવરાણી સૌ. રાજકુંવરબાને વિનંતિ કરૂં છું. મને આશા છે કે આપ સર્વે બ્હેનો મ્હારી વિનંતિને તાળીઓની ગર્જનાથી વધાવી લેશો.

---

## ગંગાસ્વરૂપ શ્રીમતી જમનાબ્હેન સક્કઈનું પરલોકગમન.

### લખનાર.—સૌ. કૃષ્ણાગૌરી હિરાલાલ વિદ્યારામ રાવળ.

પરોપકારી અને પવિત્ર ગં. જમનાબાઇ સક્કઇના પરલોકગમનથી મુંબઈ અને ગુજરાત નિવાસી વિદ્યાના સહજ સંસ્કારવાળી હરકોઇ બ્હેનોને તથા સ્ત્રીકેળવણી અને સંસારસુધારાના પ્રવર્તક બન્ધુઓને શોક થાય એ સ્વભાવિક છે. પરંતુ જે સુજ્ઞ બ્હેનો વિદ્યા-પ્રેમી હોઈ ભગવતી જમનાબાઈનાં પરોપકારી સુકૃત્યોને સારી રીતે જાણે છે તથા તેમના માયાળુ, દયાળુ, અને ઉદાર સ્વભાવથી પરિચિત છે તેમને સદ્‌ગતના હંમેશના વિયોગથી અત્યંત શોકમાં નિમગ્ન થવાનો વિકટ પ્રસંગ આવી પડેલો છે.

માનવન્તાં મુરબ્બી બ્હેન ગં. જમનાબાઈ તે ખરેખર પવિત્ર ગંગાનું સ્વરૂપ જ હતાં, અને તેઓએ મુંબઈની વૈષ્ણવી બ્હેનો વગેરેની સુધારણા અર્થે જે જે યત્નો કરેલા તે જોતાં વૈષ્ણવ પ્રિય યમુનાનું પવિત્ર નામ જન્મથી જ ધારણ કરવામાં અંતર્યામી પ્રભુનો સંકેત હોય એમ લાગે છે.

ગં. જમનાબાઈ તે જ્ઞાતિએ મોઢ વણિક અને ધર્મે શુદ્ધ અને ઉચ્ચ હિન્દુ હોવા છતાં જગતમાં થઇ ગએલાં મહાન સ્ત્રી પુરૂષોના ઉદાર સ્વભાવ પ્રમાણે તેઓ હિન્દુ, મુસલમાન, પારસી, અને ખ્રિસ્તી વગેરે સર્વ ધર્મની બ્હેનો પ્રત્યે સમાન ભાવ રાખનાર મ્હોટા દિલનાં હતાં. વિદ્યાના ઉંચી જાતના સંસ્કારો તથા ત્હેમના સ્વર્ગસ્થ પતિ નગીનદાસ ભક્તિદાસ સક્કઈના લાંબા પરિચયથી તથા વયોવૃદ્ધ મહાન પુરૂષ દાદાભાઇ નવરોજી વગેરે અનેક સુજ્ઞ મનુષ્યોની સત્સંગતિથી તથા તેમનાં પવિત્ર વર્તન, અને સુકૃત્યો તથા મધુર વાણીથી તેઓ પ્રત્યે પારસી બ્હેનો અને બન્ધુઓ તેમ જ ખ્રિસ્તી બ્હેનો વગેરે અપ્રતિમ માનની લાગણી ધરાવતાં હતાં.

જમનાબાઈ મુંબઈ 'ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ'નાં માહે સપ્ટેમ્બર ઇ. સ. ૧૯૦૩ થી પ્રમુખ હતાં. એટલે બાર વરસના લાંબા સમયથી તેઓ નિરંતર ગુજરાતી હિન્દુ બ્હેનોમાં કેળવણી વધારવા સતત પ્રયત્ન કરતાં રહેલાં હતાં, એટલું જ નહિ પણ સુપ્રસિદ્ધ પરોપકારી શેઠ મલબારી વગેરેએ ગામદેવીમાં સ્થાપેલા 'સેવા–સદન'ની સેવા ઉઠાવવામાં તથા શિક્ષણ લેનારી ગુજરાતી બ્હેનોની સંભાળ લેવામાં તેઓ પછાત પડ્યાં નથી. તેઓ હમેશાં એ સંસ્થાનાં ઉત્સાહી કાર્યકર્ત્તા કુમારિકા બ્હેન માનિજેહ એસ. કેપ્ટન સાથે સ્ત્રી–હિતનાં કામોની મસલત ચલાવતાં હતાં, અને જ્યારે જ્યારે તેમને તક મળતી ત્યારે તેઓ જૈન મહિલા મંડળ, તથા પારસી બ્હેનો વગેરેની કેળવણીના તથા હરકોઇ સુધારાના સમાજમાં ઉમંગથી ભાગ લેતાં હતાં. એ રીતે સર્વ ધર્મ તથા જાતિઓમાં તેઓ મળી જઈને પોતાનાં સારાં કામથી પ્રિય થઈ પડ્યાં હતાં.

તેઓ સ્વધર્મનિષ્ઠ હોવાની સાથે એક સાચાં સુધારક પણ હતાં. તેમના ઉદાહરણથી સારી રીતે સમજી શકાય છે કે માણસ પોતાનો સ્વધર્મ સાચવી રાખવાની સાથે તે બહુ ડહાપણ અને સારી સમજથી ચાલે તથા પોતાના અંતઃકરણને જે ખરૂં લાગે તે ધીમેથી સમજાવી સુધારા કરાવવા યત્ન કરે તો તેથી તે લોકોને અપ્રિય ન થઇ પડતાં પોતાના કામમાં ફતેહમંદ થઈ શકે છે. જમનાબાઈ સક્કઈ એ વિધવા વિવાહનાં અગ્રેસર નહોતાં તથાપિ તેઓ બાળ વિધવાઓ પ્રત્યે બહુ દયાની લાગણીથી જોતાં હતાં. ને તેમને કેળવવા તરફ તથા તેમને લાયક હુન્નર કળા શીખવવા તરફ સેવા સદન, વનિતા વિશ્રામ, ગુ. હિન્દુ સ્ત્રીમંડળના શિક્ષણ વર્ગો વગેરે સ્થળે જઈ બહુ ધ્યાન તથા ઉત્તેજન આપતાં હતાં. તેઓ જ્યારે બે વર્ષ પહેલાં દૈવ ઇચ્છાથી વિધવા થયાં અને વિધવાના દુઃખનો તેમને જાતિ અનુભવ વધ્યો, ત્યારથી તેઓ બાળ વિધવાઓ તરફ વધારે સહાનુભૂતિ દર્શાવતાં હતાં. તેઓ કહેતાં હતાં કે **"હું તો મ્હોટી થયા પછી વિધવા થઇ છું. પણ જે છોકરીઓ બાળપણમાં તરૂણ વયમાં વિધવા થતી હશે તેમની કેવી દુર્દશા ? બાળ વિધવાઓના કેશ વપન કરાવવાથી તથા તેઓના નાજુક હાથની સુંદર બંગડીઓ જતી રહેવાથી તેઓનો દેખાવ તેમનાં મા બાપ—સાસુ સસરા—અને સહૃદયનાં હરકોઇ મનુષ્યને ત્રાસ ઉપજાવે તેવો થાય છે. આ દયા જનક દેખાવ હુંમેશાં આંખ આગળ આવવાથી આપ્ત વર્ગને અતિ દુઃખ ઉત્પન્ન થાય છે. તથા બાળ વિધવા પોતે પણ હુંમેશાં અત્યંત ગમગીનીમાં પોતાનો કાળ નિર્ગમન કરે છે તેથી તેમનું કષ્ટ ઓછું કરવા તેમને માથે ચોટલો રાખવાની તથા બંગડીઓ પહેરી સજવાની જરૂર જેવું છે, અને એ પ્રમાણે હાલમાં હું કરૂં છું, કે જેથી બીજી બાળ વિધવાઓના**

**દેખાવ તેવા રાખવામાં કોઇ મારૂં અનુકરણ કરી તેમને તેવા પ્રકારની કાંઇક છુટ આપી પતિમૃત્યુ ઉપરાંતના વિશેષ નવીન ત્રાસમાંથી બચાવે."**

ભગવતી શ્રી જમનાબ્હેન વધારે લોકપ્રિય થઈ પડ્યાં તેનાં મુખ્ય કારણોમાં એક કારણ એ હતું કે તેઓ જે જે સુધારા કરવાનો યત્ન કરતાં હતાં તેમાં વિદ્વાન અને સમજુ માણસો તરફથી બે મત પડે તેમ હતું જ નહિ. તેમના ઉપદેશો હંમેશાં સર્વમાન્ય થાય તેવા હતા. અને તેમનું વર્તન એટલું તો ઉંચા પ્રકારનું હતું કે તેઓ જે બોલે કે લખે તેની ઊંડી અસર શ્રોતાઓ અને વાંચક વર્ગના મન ઉપર બહુ સારી થતી હતી.

મુંબઈનાં સુપ્રસિદ્ધ દૈનિક પત્રોમાં ગં. જમનાબાઈની અનેક પ્રકારે સુકીર્તિ સાંભળી મ્હને તથા મ્હારા પતિ (હિરાલાલ વિદ્યારામ રાવળ)ને તેમનાં દર્શન તથા સત્સંગતિનો લાભ મેળવવા ઈચ્છા થઈ આવતાં આ હકીકત તેમને પત્ર દ્વારાએ વિદિત કરવામાં આવી, તો વળતા ઉત્તરમાં તેઓના સદ્‌ભાવ અને માનપૂર્વક આમંત્રણથી મ્હારી પુત્રીઓ નામે ચિ. સૌ. બ્હેન કુસુમ અને તારા તથા ચિ. ભાઈ મુકુન્દની વહુ સૌ. ચંચળગૌરી (હાલ ગોધરા પંચમહાલ મ્યુનિસિપલ કન્યાશાળાનાં પહેલાં મદદનીશ શિક્ષિકા) વગેરેને સાથે લઈ અમે સર્વે ગયે વરસે જુન માસમાં મુંબઈ–બાણગંગા–વાલકેશ્વર ગયાં હતાં. ત્યાં ગંગાસ્વરૂપ શ્રીમતી જમનાબાઇએ અને એમના વિવેકી, સમજુ અને ઉત્સાહી પ્રાઈવેટ સેક્રેટરી મિ. કેશવલાલભાઈ ભીખાભાઈ મણિઆરે અમો સર્વેની બહુ સારી સંભાળ રાખવા કૃપા કરી હતી.*

મ્હારી પુત્રી તથા પુત્રવધૂએ અમદાવાદ મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ ફોર વીમેનમાં ત્રણ વરસ સુધી રહીને શિક્ષણ લીધેલું હોવાથી બ્હેન જમનાબાઇની સલાહ પ્રમાણે તેમણે ત્યાં ઈ. સ. ૧૯૧૫ ના જુલાઈ માસની તા. ૩ એ ગુ. હિન્દુ સ્ત્રીમંડળના એક મ્હોટા મેલાવડામાં હારમોનીઅમ સાથે સંગીત ગાઈ સંભળાવ્યું હતું. તે દિવસે ગીરગામની શેઠ ચંદારામજી કન્યા હાઇસ્કૂલમાં સન્નારીઓની સારી સંખ્યાએ હાઝર થવા તસ્દી લીધી હતી. જણાવવાને સંતોષ ઉપજે છે કે દેશહિતેચ્છુ માનવન્તા રા. રા. ચીમનલાલ હરિલાલ સેતલવડ નાં ધર્મપત્ની શ્રીમતી સૌ. કૃષ્ણાગૌરી બ્હેને મંડળને રૂ. ૫૦૦ (પાંચસો) ભેટ કરી પોતે પેટ્રન થયાં હતાં, તથા સુરતવાળા પરોપકારી ત્રિભોવનદાસ માળવી સોલીસીટરનાં પત્ની શ્રીમતી સૌ. જમનાબાઈએ રૂ. ૫૦૦–૧૦૦ લગ્ન પ્રસંગની ખુશાલીના મળી રૂપિઆ છ સો ભેટ કરી મંડળમાં પેટ્રન થવા મહેરબાની કરી હતી. એ રીતે તે દિવસે ગુ. હિન્દુ સ્ત્રીમંડળને સારો લાભ થયો હતો. માનવન્તાં મુરબ્બી ગં. જમનાબાઇ સક્કઇએ તથા મુરબ્બી અ. સૌ. કૃષ્ણાગૌરી સેતલવડે મ્હારા જેવી એક ગુજરાતી નમ્ર બ્હેનનો ઉપકાર માન્યો હતો. મુંબઈ વાલકેશ્વરમાં અમે સર્વે પરોપકારી બ્હેન ગં. જમનાબાઈ સક્કઇને ત્યાં તેમના વિશાલ બંગલામાં તેર દિવસ સુધી બહુ આનંદમાં રહ્યાં હતાં, તથા તેમની વિદ્વત્તા અને સત્સંગતિનો લાભ લીધો હતો. તેથી તેમના મૃત્યુથી હમને તથા અમારા આખા 'રાવળ કુટુમ્બ'ને અત્યંત શોક થાય છે. પરન્તુ પ્રભુ ઈચ્છા આગળ આપણું કાંઈ નહિ ચાલતું હોવાથી મનને શાન્ત કરી બેસી રહ્યાં છીએ.

આ સૃષ્ટિમાં જન્મ લઈ પોતાનું અને પોતાના કુટુમ્બનું ગુજરાન ચલાવવા તથા પોતે

---

* સુન્દરી સુબોધ પુ. ૧૨ અંક ૧૧–૧૨ ભેગા સ્ત્રીલેખના મ્હોટા અંકમાં ગુ. હિંદુ સ્ત્રીમંડળ, ગં. જમનાબાઇ સક્કઇ અને ગોધરાથી મુંબઇ સુધીના પર્યટનનો વિસ્તાર પૂર્વક લેખ છપાવેલો છે. માટે વિશેષ હકીકત તેમાંથી મળશે.

જાતે સુખી થવા સૌ કોઈ યત્ન કરે છે, અને પોતાની જ્ઞાતિમાં અને ગામમાં મ્હોટાં ગણાવીને જ્ઞાતિ ભોજન તથા વરઘોડા વગેરેના અનેક માર્ગે લોકો દ્રવ્ય વાપરે છે, પણ તેમાં પોતાની લક્ષ્મી સ્વકુટુમ્બ ઉપરાંત ગરીબ જ્ઞાતિજનોના કે હતભાગ્ય દેશજનોના અથવા હરકોઈ મનુષ્યના કલ્યાણના કામોમાં–તેમને વિદ્યા–કળામાં આગળ વધારવાને માટે–ઉદારતાથી મદદ કરનાર દયાળુ માતાઓ અને પરોપકારી સજ્જનોની હાલના સમયમાં મ્હોટી ખોટ છે. આવા વિપરીત સંજોગોમાં, અને લગભગ પંદર વર્ષ થયાં દેશમાં સર્વત્ર ચાલતી સખ્ત મોંઘવારીના સમયમાં ભગવતી શ્રી જમનાબ્હેને પોતાના તરફથી અનેક બિનંતિ પત્રો છપાવી પ્રજાને અપીલ કરી મેળવેલા પૈસાથી દુષ્કાળ વગેરેના સમયમાં અનેક ગરીબ મનુષ્યો તથા ગાયો વગેરે પશુઓની ક્ષુધાને શાન્તિ આપેલી છે તથા ઉપરથી આબરૂદાર ગણાતાં પણ સમયના બદલાવાથી તથા અનેક સંજોગોથી નિર્ધન થઈ પડેલાં વિસ્તારી કુટુમ્બોને પણ તેઓએ ત્હેમની પંડે તપાસ કરી સંકટના સમયે 'ગુપ્તદાન' આપી ત્હેમના અંતઃકરણની ઉંડી આશિષો મેળવેલી છે. કન્યાઓને ઉપયોગી શિક્ષણ મેળવવા તેમને ઘટિત ઉત્તેજન આપેલાં છે, અને પોતાને મળવા આવનાર અનેક સ્ત્રીપુરૂષો કે દંપતીઓનાં સન્માન કરી આતિથ્ય સત્કાર કરવામાં તેઓએ પોતાની ખરી કુલીનતા દર્શાવેલી છે.

મુંબઈના સુપ્રસિદ્ધ માસિક "સમાલોચક'ના વિદ્વાન તંત્રી ઈ. સ. ૧૯૧૬ ના એપ્રિલ માસના પુ. ૨૧ અંક ૪ માં લખે છે કે "ખરેખર અર્વાચીન ગુજરાતે ગં. સ્વ. જમનાબાઈ જેવું બીજુ ઉત્તમ સ્ત્રીરત્ન ઉત્પન્ન કર્યું નથી. કદાચિત્ ગુજરાતના હિન્દુ ગૃહસંસારના દુર્ભેદ પડદાની પાછળ જમનાબાઈ જેવાં કંઈક અમોલાં ગૃહિણીરત્નો સંતાયલાં હશે; કદાચિત્ ગુજરાતની હિન્દુ સ્ત્રીઓમાં જમનાબાઈના કરતાં વિશેષ શિક્ષણનો લાભ મેળવનાર વિદુષી બ્હેનો ગુજરાતને શોભા આપતી હશે; કદાચિત્ ગુજરાતની હિન્દુ સ્ત્રીઓમાં જમનાબાઈની માફક સાર્વજનિક પ્રવૃત્તિઓથી ગુજરાતનું કલ્યાણ કરનાર સાધ્વીઓ ગુજરાતની પ્રગતિને વેગ આપી રહી હશે; પરંતુ અમ્હેં વિનાસંકોચે અમ્હારો અભિપ્રાય રજુ કરીએ છિએ કે સર્વનો સરવાળો કરતાં જમનાબાઈનું સ્થાન અર્વાચીન ગુજરાતનાં સ્ત્રીરત્નોમાં અદ્વિતીય છે."

ઉપરના અભિપ્રાયને હું સર્વાંશે મળતી આવું છું.

ઉપર જણાવ્યા મુજબ મુંબઈ અને ગુજરાતમાં ગં. જમનાબાઈના જેટલી કેળવણી પામેલી વનિતાઓ વસતી હશે પરંતુ ત્હેમનામાં ગં. જમનાબ્હેન જેવા ઉંચા પ્રકારના સદ્ગુણો, કન્યાકેળવણી અને સ્ત્રીકેળવણી વધારવાનો અપ્રતિમ ઉત્સાહ, પરોપકારી અને ઉદાર સ્વભાવ એ આદિ દૈવી ગુણો ભાગ્યે જ મળી આવે છે.

આપણા દેશની સર્વે હિન્દુ, પારસી, ખ્રિસ્તી અને મુસલમાન બ્હેનોએ શ્રીમતી ગં. જમનાબાઈનું રૂડું ચારિત્ર ગ્રહણ કરી પોત પોતાનાં સ્ત્રીમંડળ સ્થાપી કેળવણી અને સોયકામ તથા ભરત–ગુંથણ વગેરેની કળાઓમાં તેમને આગળ વધારવાં જોઈએ. તેમના ક્લેશ-કારક સંસારી રીવાજો કમી કરી સુખદ સુધારા દાખલ કરવા જોઈએ. એટલું જ નહિ, પણ પ્રભુકૃપાથી જેમના ઉપર લક્ષ્મીદેવીની પ્રસન્નતા હોય તેમણે પુણ્યશાળી જમનાબાઈ જેવો પરોપકારી સ્વભાવ રાખી ઉદારતાથી જાતિશ્રમ લઈ વિદ્યાવધારાનાં તથા સંસારસુધારાનાં સત્કર્મો કરવા જોઈએ.

આપણા દેશમાં છેલ્લાં પંદર વર્ષમાં કન્યા કેળવણીનો કાંઈક વધારો થયો છે એ ખરૂં છે, તો પણ મ્હોટી વસ્તીના પ્રમાણમાં થએલો વધારો એ મહાસાગરના એક બિંદુ સમાન છે. કન્યા-

કેળવણીમાં હજુ આપણો દેશ અત્યંત પાછળ છે. તેને આગળ વધારવા ભગીરથ યત્ન કરનાર ગં. જમનાબાઈની હાલમાં આપણને મ્હોટી ખોટ પડી ગઈ છે. પણ તેઓ તો તેમનાં સત્કાર્યો અને પરોપકારવડે પોતાનું નામ અહિંઆં અમર કરી ગએલાં છે. સર્વશક્તિમાન પ્રભુ પાસે અંતઃકરણથી એવી પ્રાર્થના છે કે, ભગવતી જમનાબાઈના પવિત્ર આત્માને અનંતકાળ સુધી સુખ–શાન્તિ મળો, અને આ આર્યભૂમિ ઉપર એવાં જ બીજાં અનેક સ્ત્રીરત્નોને પ્રભુ જન્મ આપી આર્ય સંસારને સર્વ પ્રકારે સુખી કરો. **भवतु.**

---

## સાધ્વી બાઈ જમનાબાઈ સક્કઈ.

### લેખકઃ—સૌ. જમનાબાઈ ત્રિભોવનદાસ માળવી.

**गुणीगणगणनारंभे न पतति कठिनी ससंभ्रमाद्यस्य ॥**
**तस्याम्बा यदि सुतिनी वद वन्ध्या कीदृशी नाम ॥**

કહ્યું છે કે ગુણવાન પુરૂષના સમૂહને મોખરે જો આંગળી ન પડે અર્થાત્ ગુણવાનમાં જે અગ્રણી ન ગણાય તેવા પુરૂષની માતા જો પુત્રવાળી કહેવાય તો પછી વંધ્યા ને તેમાં ફેર શો રહ્યો?

બાઈ જમનાબાઈ આ જ પ્રમાણે ગુણવાનમાં ઘણાં અગ્રણી હતાં. તેઓ પારકાને દુઃખે દુઃખી થનારાં હતાં. એમની પરોપકાર વૃત્તિ અવર્ણનીય હતી. પોતે અસહ્ય સંકટ વેઠી ગામો ગામ ફરી દુષ્કાળથી પીડિત જનોને પોતાના સ્વાર્થનો ભોગ આપી, પોતા પાસેથી જે બની શકે તે, તેમ જ અન્ય પાસેથી યાચના કરી, અન્ન વસ્ત્રાદિ આપી તેમને દુઃખમુક્ત કરવા, એના જેવું પુણ્યનું બીજું કોઈ પણ કાર્ય કહેવાઈ શકે નહિ. આ રીતનું જે દાન કરવામાં આવે તે જ દાન સાત્વિક કહ્યું છે. જેમ કે ગીતામાં કહ્યું છે કે, **दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे । देशे काले च पात्रे च तद्दानं सात्विकं स्मृतम् ॥**

**અર્થ**—આવાને દુઃખથી મુક્ત કરવા કાંઈ આપવું જ જોઈએ, એમ જાણી કંઈ પણ પાછા બદલાની આકાંક્ષા રાખ્યા વિના મદદને યોગ્ય માણસને યોગ્ય સમયે તેમ જ યોગ્ય સ્થળે જે દાન આપવામાં આવે તે જ દાન સાત્વિક કહેવાય છે.

બ્હેન જમનાબાઈએ પરોપકારનાં ઘણાં કાર્યો કર્યાં હતાં. પરોપકાર કાંઈ પૈસા આપણી પાસે હોય તો જ થાય એમ નથી, પણ શરીરબળવડે પણ આપણે અન્ય લોકના પર ઉપકાર કરી શકીએ એમ છે. એ પ્રમાણે પોતાના પૈસા વડે તેમ જ પારકા પાસેથી પોતે મહેનત લઈ પૈસા કઢાવી તે વડે અનેક જીવોને વિપત્તિમાંથી ઉગાર્યા છે. પોતે દેશેદેશ ફરી લોકોને કેવા પ્રકારની વિપત્તિ પડે છે તથા તેમને શી શી ચીજો જોઈએ છીએ તેની તપાસ કરી અન્ય સખી ગૃહસ્થો પાસેથી નાણાં કઢાવી તે ચીજો ગરીબ લોકોને પુરી પાડવી એમાં શરીરબળનો કાંઈ વ્યય ઓછો થતો નથી. આ બ્હેને અટવટ કાર્યમાં જરા પણ ન્યૂનતા રાખી નથી. વળી સ્ત્રીઓનો ધર્મ શું છે, સ્ત્રીને કેળવણી વગેરે આપવાથી શા શા ફાયદા થાય છે, તે એ બ્હેન સારી રીતે સમજતાં હતાં તથા તેના સંબંધમાં પોતાથી બને તેટલો ઉત્સાહ ધારણ કરી વિદ્યાની કેમ વૃદ્ધિ થાય તેટલા માટે એમણે અનેક સ્થળે શાળાઓની યોજના યોજી છે. એ તો ખરૂં છે કે વિદ્યા વિના વિવેક આદિ ગુણો આવતા નથી. વિદ્યા જો પ્રાપ્ત કરી હોય તો પૂર્વની વીરાંગનાએ કેવા પરાક્રમો કીધાં, હતાં તે, તેમ જ પોતાનું શીયળ સાચવવા કેવાં કેવાં જોખમો વેઠ્યાં હતાં, તથા પોતાના પતિને દુઃખી જોઈ પોતે પણ દુઃખમાં

ઝંપાપાત કરવા ચૂકતી ન હતી તે સર્વનો ખ્યાલ મનમાં આવી શકે છે. આજ કાલ તો સ્ત્રીને રાંધતાં આવડ્યું કે ચાલો ભવપાર ઉતરી ગયાં. તેની સાથે વિદ્યાની કેળવણી લેવાની જરૂર છે. સર્વ સ્ત્રીની ફરજ એ છે કે, પ્રથમ ગૃહસૃષ્ટિનો નિયમ જે અનિયમિત થઈ ગયો હોય તેને નિયમમાં લાવવા સર્વ કાર્યમાં માહિતી મેળવવી જોઈએ. આ માહિતી મેળવ્યા પછી સારી રીતે કાર્ય કેવી રીતે થઈ શકશે તે જાણી તે પ્રમાણે વર્તવું, એ સ્ત્રીનો મુખ્ય ધર્મ છે. સ્ત્રીએ પોતાના આશ્રમાનુસાર કર્તવ્યના માર્ગને શોધવો જોઈએ, તેમ જ પોતાનાં પુત્ર પુત્રીને યોગ્ય સંસ્કાર આપી દેશહિતાર્થી કરવામાં સાર્થકતા માનવી જોઈએ. વળી કેટલાક મૂર્ખ લોકો એમ કહે છે કે આપણા શાસ્ત્રમાં લખ્યું છે કે **स्त्री शूद्रो नाधीयाताम् ।** **અર્થ**—સ્ત્રી તથા શૂદ્રને અધ્યયન કરાવવું જોઈએ નહિ. પણ તે વાક્ય સ્ત્રીના સંબંધમાં કહ્યું છે તેનો વિચાર કર્યા વિના તેમ બોલે છે. આ જે વાક્ય કહેલ છે તે કેવળ વેદનું અધ્યયન કરાવવાની સ્ત્રીને જરૂર નથી. પણ નહિ કે તેને વિદ્યારૂપી દાન ન આપી કેવળ મૂર્ખ રાખવી. જો આ જ પ્રમાણે હોત તો દ્રૌપદી, મંદોદરી, સુલોચના જેવાં અનેક સ્ત્રીરત્નો ઉત્પન્ન થવા પામ્યાં જ ન હતે. વળી સ્ત્રીને કેવા પ્રકારની કેળવણી આપવી જોઈએ, તે પણ વિચારવા જેવું છે. પુરૂષને કેળવણી આપવામાં આવે છે તેના કરતાં બીજી કેટલીક વધારે બાબતો સ્ત્રીએ શીખવાની છે. આ સર્વ બાબતો બ્હેન જમનાબાઈ બહુ જ સારી રીતે સમજતાં હતાં તથા તે પ્રમાણે સ્ત્રીઓને કેળવણી આપવામાં તેમનો પ્રયાસ સતત ચાલુ હતો. એમના જેવાં ભારત ભૂમિમાં એકને બદલે અનેક સ્ત્રીરત્નો સ્ત્રીની ઉન્નતિ કેવી રીતે થઈ શકે તેનો ઉત્સાહ ધરાવનારાં ઉત્પન્ન થાઓ, જેથી પૂર્વે જેવી સતીઓ ઉત્પન્ન થઈ હતી તેવાં સ્ત્રીરત્નો હાલ પણ ઉત્પન્ન થવા પામે એવી ઈશ્વર પાસે અમારી જરૂર પ્રાર્થના છે.

---

## ગં. જમનાબાઈ સક્કઈ.

### લેખકઃ—ગં કીર્તિમતી હરેન્દ્રરામ વામનરામ મહેતા.

હિતચિંતક ગં. જમનાબાઇ સક્કઇનું અવસાન થયાની ખબર સાંભળી ગામે ગામ સ્ત્રી વર્ગમાં દીલગીરી ફેલાઈ હતી. જમનાબાઇ સક્કઈ સ્વભાવે ઘણાં સારાં હતાં. ડીસેમ્બર મહીનામાં કન્વેન્શન હતી ત્યારે હું મુંબાઈ ગઈ હતી, અને તેમને મળી હતી. ગંગા૦ જમનાબાઈ સક્કઈની તબીએત ઘણી નબળી હતી. હું તેમને જોવા ગઈ ત્યારે સ્નેહભાવે જે બોલ બોલેલાં તે અત્યારે સાંભરી આવે છે. ભાવનગરના સ્ત્રીમંડળમાં મને જોડાયલી જાણી તેઓ કહેતાં હતાં કે, "જો હું એકવાર સારી થાઉં તો પાછી ભાવનગર જાઉં. ત્યાંનું સ્ત્રીમંડળ ઘણા ઉત્સાહથી ભાગ લે છે. એવી ગામે ગામ સ્ત્રીમંડળની સ્થાપના થાય એવી મારી ઉમેદ છે." ઈશ્વરે તેમની ઉમેદ પાર પાડી નહિ ને દેહકાળ થયો. ગંગા૦ જમનાબાઈ સક્કઈ જયારે દુકાળ પડ્યો ત્યારે ગામે ગામ ફરી ભૂખ તરસ વેઠી બિચારાં અનાથ માણસોને અન્ન વસ્ત્ર આપતાં ને ઢોર બિચારાં તરફડતાં તેને ઘાસ ચારો પુરો પાડતાં. જમનાબાઈ ઘણાં દયાળુ ને પરોપકારી બાઈ હતાં. ગરીબોના સદ્ભાગ્ય વિના જીંદગી લંબાય ક્યાંથી? જમનાબાઈએ સ્ત્રીમંડળની સ્થાપના કરી એવાં ઠેકાણે ઠેકાણે સ્ત્રીમંડળ સ્થપાય, ને સ્ત્રીઓ પોતાનું કર્તવ્ય સમજી ગંગા. જમનાબાઈ જેવાં કાર્યો શીખે એવી હું આશા રાખું છું ને પ્રાર્થના કરૂં છઉં કે, જમનાબાઈ સક્કઈના આત્માને પ્રભુ શાન્તિમાં રાખો. એ જ.

---

## ગં. જમનાબ્હેન સક્કઈ.

### લેખક—ગં. ચંદાબ્હેન છબીલદાસ.

પ્રિય બ્હેનો! માતુશ્રી ગં. જમનાબાઈ નગીનદાસ સક્કઈના સંબંધમાં મારા અલ્પ મત પ્રમાણે જણાવું છું કે તેમના સ્વર્ગવાસ થયા બાદ આપણા ગુજરાતી હિંદુ સ્રીમંડળમાં એક મોટી ખોટ માલમ પડે છે. બ્હેનો! આપણે તો આપણું એક નાનું સરખું મંડળ ગમે તેમ ચલાવી શકશું, પણ એમના મરણથી તો આખા હિંદુસ્થાનમાં પણ ખોટ લાગે છે. શું તેમની દેશ પ્રત્યેની લાગણી! તેમના પરોપકાર અને પરમાર્થ–એમના ગુણોનું જેટલું વર્ણન કરીયે તેટલું ઓછું જ છે. એવણ ભલાં બાઈ એકની પુત્ર અથવા પુત્રીની માતા ન હતાં, પણ આખા હિંદુસ્થાનનાં માતા તરીકેનું કામ તેમણે બજાવેલું છે. દુકાળના વખતોમાં ઘેરઘેરથી પૈસા ઉઘરાવી ગરીબોને અન્ન તથા વસ્રની સહાય કરી છે, અને દેશેદેશ ફરીને ગરીબોને જીવિતદાન આપ્યું છે. બ્હેનો! આપણા લોકની કહેવત છે કે દીકરા વિના માબાપનું પાછળથી નામ રહેતું નથી પણ આપણે નજરોનજર દેખીએ છીએ કે એ બાઈએ પોતાનું નામ ભવિષ્યમાં પણ અમર કર્યું છે. એ કાંઈ સાધારણ માણસનું કામ નથી. બ્હેનો, એવણની ખોટ કોઈ પણ માણસોથી પુરાવાની નથી. એક સૂર્ય વિનાનો દિવસ અને ચંદ્ર વિનાની રાત અંધારાં લાગે તેમ જ ગંગા૦ જમનાબાઈ વિનાનું આપણું મંડળ જંખવાણું લાગે છે. એમનો તેજસ્વી અને હસમુખો ચહેરો આપણી નજર આગળથી ખસતો નથી. બ્હેનો! છેવટે પ્રભુ એવણને જન્મો સ્વર્ગ મુક્તિ કરો એવી હું મહાન પરમ કૃપાળુ પરમેશ્વર પાસે પ્રાર્થના કરૂં છું.

---

## ગં. જમનાબાઈ સક્કઈ.

### લેખકઃ—રાજકુંવરબા ચન્દ્રસિંહ.

**પશુ પક્ષી માનવ વસ્તુ નાની મોટી પ્રત્યે ચાહના,**
**ઇશ્વર તણી એ ભક્તિ સાચી, એ જ સાચી પ્રાર્થના.**
**સ્વામી રામતીર્થ.**

ગં. સ્વ. જમનાબાઈ સક્કઈના નામથી ગુર્જર સ્રીઓ ભાગ્યે જ અજ્ઞાત હશે. જેમણે પોતાનું સમસ્ત જીવન પરોપકારમાં વ્યતિત કર્યું છે, તેમના ખેદકારક મૃત્યુથી સર્વને શોક થાય તેમાં કાંઈ આશ્ચર્ય નથી. દેશસેવા એ જ ઈશ્વરસેવા છે, આ મહાવાક્ય પ્રમાણે તેમનું જીવન આદર્શમય હતું. તેઓ દુઃખી નિરાશ્રિત અજ્ઞાનોને અંતઃકરણપૂર્વક મદદ કરતાં તેમ જ સ્રીજાતિની ઉન્નતિને માટે સતત, પ્રયત્ન કરતાં. દેશોન્નતિને માટે દરેક દેશહિતકારક સંસ્થામાં મુખ્ય ભાગ લેતાં હતાં. આવી રીતે તેઓ દેશની ઉન્નતિ સાથે આપણી ઉન્નતિ સમાએલી છે, એમ સમજી અનેક લોકોપયોગી કાર્યો કરતાં હતાં. ઇ. સ. ૧૯૧૨ માં મહાન દેશભક્ત નરરત્ન શેઠ નગીનદાસ સક્કઈ સદ્‌ગત થયા. વૈધવ્યરૂપ અસહ્ય વિપત્તિ પડવા છતાં આ પરમ સાધ્વી કર્તવ્યપરાયણ દેવીએ પોતાના મર્હૂમ પતિની અંતિમ ઇચ્છાનુસાર હિંમત અને દૃઢતાથી અંત પર્યંત પોતાની ફરજ બજાવી. ધન્ય છે તેમને કે આ નાશવંત ક્ષણભંગુર જગતમાં સુદૃષ્ટાંતરૂપ અક્ષયકીર્તિ રાખી ગયાં છે. તેમનું કીર્તિમંત નામ જનમંડળની હૃદયભૂમિમાંથી કદી વિસર્જન થશે નહિ. દેવી જમનાબાઈની યોગ્યતા વિષે આ સ્થળે વિશેષ લખવાની જરૂર નથી. તેમના અકાળ મૃત્યુથી ગુજરાતે એક અમૂલ્ય રત્ન ગુમાવ્યું છે. પરંતુ

बलीयसी केवलमीश्वरेच्छा એમ સમજી તેમની પાછળ મિથ્યા શોક કરી તેમના આત્માને કષ્ટ આપવા કરતાં તેમના ઉપદેશાનુસાર ચાલવું એ જ આપણો ધર્મ છે. તેમના જીવનચરિત્ર પરથી આપણને ઘણું શીખવાનું મળે છે. માત્ર દેવદર્શને જવું, માળા ફેરવવી એ જ પ્રભુની સાચી ભક્તિ કહેવાય નહિ. સર્વત્ર પ્રભુને જોવા, એટલે પ્રભુનાં બાળકો આપણા બંધુઓ અને ભગિનીઓની પ્રેમપૂર્વક નિઃસ્વાર્થપણે યથાશક્તિ સેવા કરવી, એ જ પ્રભુની સાચી સાત્વિક ભક્તિ છે. પરમકૃપાળુ પરમાત્મા આર્ય બ્હેનોના હૃદયમાં આવી સત્ય પ્રેરણા કરો, અને દેવી જમનાબાઈ જેવાં અનેક સ્ત્રીરત્નો ભરતભૂમિમાં ઉદય પામો. અસ્તુ. ૐ શાન્તિ શાન્તિ શાન્તિ.

---

## ગં. જમનાબાઈ નગીનદાસ સક્કઈ.

### લેખક :—સૌ. ચતુરલક્ષ્મી દામોદરદાસ વિઠ્ઠલદાસ.

આ નામથી ગુજરાત કાઠીયાવાડ ભાગ્યે જ અજાણ્યું હશે. તેમની સેવા મુંબઈ ઈલાકો તેમ જ અન્ય પ્રદેશ પણ એક અવાજે વખાણે છે એમ આ પ્રસંગે જણાવવાની ખાસ આવશ્યકતા છે.

બચપણથી જ તેમની શ્રદ્ધા સારાં સારાં પુસ્તકો વાંચવામાં અને તે બીજાંને અર્પણ કરવામાં જ વધારે ઉચ્ચતર હતી, અને તે અનુસાર પોતાના આયુષ્ય દરમ્યાન તેમણે કરી બતાવ્યું છે.

શ્વશુર પક્ષમાં આવ્યા બાદ પોતાના પતિની હૈયાતીમાં ગૃહકાર્યમાંથી પરવારી, સમાજોમાં અને દેશસેવામાં તેમની ઇચ્છા સંસારમાં પેઠેલા કેટલાએક સડાને નાબુદ કરવા અહર્નિશ બળવત્તર બનતી હતી, અને તે ઇચ્છાઓ અનુસાર તેમણે કેટલુંએક વર્તન કરી આપણાં હૃદયને જાગ્રત કરેલ છે. એ બીના નિઃશંક સર્વ કોઈ કબુલ કરે છે.

વિધવા પદને પામ્યા બાદ તેમણે જેમ બને તેમ પોતાના જીવનને ઉચ્ચ બનાવવાના આશયથી સારાં સારાં નીતિમય પુસ્તકોનો અભ્યાસ કરી, એક ઉમદા અને અનુકરણીય જીવન બનાવવા પોતે સારો પ્રયાસ કરી, ફતેહ મેળવી હતી.

હિંદુ ગુજરાતી સ્ત્રીમંડળના પ્રમુખપદને સ્વીકારી ઉક્ત મંડળને ઉચ્ચ શ્રેણી પર લઈ જવાના તેમના મહાન પ્રયાસોમાં આખરે તેમનો જય થયો હતો, જેને પરિણામે અત્યારે દરેક ઠેકાણે ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળનું અનુકરણ કરવામાં આવે છે. તદુપરાંત, તે મંડળમાં દિન પ્રતિદિન સ્ત્રી મેમ્બરોનો વધારો થતો જાય છે તે તેમના મહાન પ્રયાસને જ આભારી છે.

કન્યાવિક્રય નિષેધક મંડળમાં પણ તેમણે હજારો પુરૂષોની વચ્ચે ઘણાં છટાદાર ભાષણો આપીને લોકોનાં મનપર પોતાના શબ્દોની સચોટ છાપ બેસાડી છે. મર્હુમ કન્યાવિક્રયને હમેશાં ધિક્કારનાર હતાં. તેમના પરિચયમાં આવેલ સ્ત્રીસમાજ અહર્નિશ તેમનાં વચનોને સારા રૂપમાં વધાવી લેતો હતો એ જ મર્હૂમના હૃદયની કર્તવ્યપરાયણતા કેટલી હતી તેનું આપણને દિગ્દર્શન કરાવે છે.

મર્હુમ પોતાનાં ભાષણોમાં અહર્નિશ કહેતાં હતાં કેઃ—" જો તમારે અન્યને સુધારવાનો વિચાર હોય, અન્યને સુસંગી બનાવવું હોય, તો પ્રથમ જાતે જ સારૂં વર્તન કરવું, પોતાના જ હૃદયને અતિ ઉમદા વિચારોથી બલિષ્ટ બનાવવું, જેથી તે હૃદય એક આયના રૂપ

બનશે, અને જ્યારે તે દ્વારા આરપાર જોઈ શકાશે, ત્યારે બીજાઓ પણ તેવું જ વર્તન કરતાં શીખશે."

આ તેમના વિચારો ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળે એક અવાજે પસંદ કરેલા હતા, અને તેને લઈને આજે તે મંડળ સારાં સારાં કાર્યો કરવાને શક્તિમાન થયું છે અને થાય છે.

સ્વર્ગસ્થના સમાચાર સાંભળી દરેક હિંદુ ગૃહમાં શોક પ્રસરી રહ્યો હતો એ તેમના સદ્‌ગુણોનું ભાન કરાવે છે.

અસ્તુ. તેમના આત્માને પ્રભો! શાંતિ આપો.

---



ગં. જમનાબાઈ સક્કઈ, ( વિધવા સ્થિતિ. )

# સ્મરણ ગીતો.

## ગં. જમનાબાઈ નગીનદાસ સક્કઈની સંવત્સરી.

લે. ગણુપતરાવ ગોપાળરાવ બરવે.

જય જય જમના માત અમારાં જય જય જમના માત,
નમન હજો દિનરાત અમારાં જય જય જમના માત,
ગુર્જર હિન્દુ સ્ત્રીમંડળનાં પ્રસ્થાપક પ્રિય માત,
પાળી પોષી પ્રબુદ્ધ કરીને સ્વર્ગ ગયાં ઓ માત,
તમોને નમન નમન પ્રિય માત. ૧

યમુના રૂપે અમ મંડળનું શુભ ચિંત્યું દિનરાત,
ગંગા રૂપે શુભ આશિષ દઈ સ્વર્ગ સિધાવ્યાં માત—અમારાં, જય જય. ૨

સ્ત્રીહિત અર્થે તન, મન, ધન, સહુ આપ કર્યું કુરબાન,
જન્મો જન્મ તણાં અમ ઋણિયાં, કરશું અર્પણ પ્રાણુ—અમારાં, જય જય. ૩

અમ અબળાનાં હૃદયરત્ન સૌ થયાં હતાં રસહીન,
કર્મયોગના પ્રબળ પ્રયત્ને ઉજાળીયાં જયમ દિન—અમારાં, જય જય. ૪

તમ ચીંધેલા માર્ગે જાશું, ઓ અમ જમના માત!
કર્મયોગ કરી સંતોષીશું, માત ભગિની પ્રિય ભ્રાત—અમારાં, જય જય. ૫

અમ સહુ શ્રદ્ધાથી પ્રતિ વર્ષે કરશું દિવ્ય જ શ્રાદ્ધ,
પિંડદાન તર્પણુ કરી તમને, નમશું દિન ને રાત—અમારાં, જય જય. ૬

---

## સ્વર્ગસ્થ બ્હેન જમનાબાઈ સક્કઈ.

લે. આનંદ.

જીવી જાણ્યું જગતમાં તેં
નામ યમુના સુધાર્યું.
પાવન કરતી વ્રજભૂ યમુને!
તેં ગુર્જર સ્ત્રીત્વ તાર્યું.
છે પ્રકૃતિ જગત્ સ્રજવા,
સેવવા સ્ત્રી સ્વરૂપે;
પતિત થાતી તે પ્રતિષ્ઠા
સાચવી શુદ્ધ ચિત્તે.
બ્હેનાં તારી મીઠી મુરલી[1]
વાગતાં જગ જગાડ્યું:
સુરે સુરે મહી ભરી
લલિત સ્ત્રીત્વ પાયું.

---

૧ વાણી.

ચાહવું ને સહન કરવું
એ જ જીવન લ્હાણું,
જીવનમાં એ સૂત્ર ગુંથી
પુનિત સ્ત્રીત્વ માણ્યું.
શેં ભૂલાયે તુજ જીવનનાં
સ્મરણો સ્નેહ ભરતાં,
સેવા સાર જીવન તણો
એ જ ઉદ્બોધ કરતાં?
શાન્તિ પામો આત્મ ત્હારો
બ્હેન, પરમાત્મ ચરણે.
ગુર્જર સૌરાષ્ટ્રની બ્હેનો
પૂજીશું તુજ જીવનને.

---

## "જીવન યમુનામાં—"

(માતુશ્રી જમનાબાઇ સક્કઇને પરમાત્મ શાંતિપ્રદ સ્મરણાંજલિ)

**લે. રા. લલિત.**

ગંગા, યમુના ને સરસ્વતીને સંગમેઃ
આવો, ઉરરાસ, પ્રાણ! રમિયે!
રમિયે, રૂમઝુમિયે ત્યાં, ત્રિભુવન તો ડોલેઃ
રસ ત્રિવેણી, પ્રાણ! રચિયે!
ગંગા સરસ્વતીનાં દેવજન જ્યાં સંચરેઃ
જીવન યમુનામાં–પ્રાણ! વહિયે!
વહિયે ને તરિયે ભવતારક તરંગમાંઃ
એવી રસત્રિવેણી, પ્રાણ! રચિયે!
તું, હું, જગઃ પ્રભુશરણ, રહી એક રંગમાંઃ
સુખદુઃખના વેગ, પ્રાણ! સહિયે!
સહિયે, સુહવિયે સંસાર ઉછરંગમાંઃ
એવી રસત્રિવેણી, પ્રાણ રચિયે!

---

## શુભ કીર્તિ લઈ આ લોકથી દેવી અદૃશ્ય થઇ ગયાં!

**લે. બાજીગૌરી મુનશી.**

પદ.

મહા પુણ્યશાળી ને પુનિતા મહાસતી જમના થયાં,
શુભ કીર્તિ લઈ આ લોકથી દેવી અદૃશ્ય થઈ ગયાં.
લીધાં પતિનાં સુખ ઝાઝાં, દાનો દીધાં સુપાત્રને,
વિદ્યા વધારી બ્હેનમાં, સુખી કરી સ્ત્રીમાત્રને. ૧
આ રંકથી શ્રીમંત સર્વે બ્હેન તમને ઓળખે,
સુપ્રેમને પ્રસરાવી ચાલ્યાં આજ ઉર તેથી ધખે.

સુભાગી જીવને જામના એ શાસ્ત્રમાંથી શીખવે,
તેવું મળે તમ સંગથી, એ સંગરંગ મળે ભવે. ૨
જે સ્થાનમાં હો આપ ગુણીઅલ તે સ્થળેથી ભાળજો,
તમ સંગીઓ તમ કાર્ય કરતાં તેમને સંભાળજો.
પ્રભુની પ્રજાને જેહ પાળે, ઈશ તેને પાળતા,
એ શુદ્ધ નીતિ સ્મરી સ્મરી આ જીવ શોકને ખાળતા.
દાતા અને ધાતા થઈ સૌ દીન જીવો પાળીઆ, ૩
રક્ષા કરી સ્ત્રી ગૌ તણી ને હસ્ત મુખમાં વાળીઆ.
દુઃખભંજના, મનમંજના જમના સતી સાક્ષાત્ છો,
તે દૈવી ગુણની દેવીને પ્રેમી તણા પ્રણિપાત છે. ૪

---

## પરમ પુનિત ગઇ દેવી મુંબઇ શહેરની.

### લે. હિરાલાલ વિદ્યારામ રાવળ.

**ગરબી.**

હે પુણ્યવતી પરમ પુનિત તું દેવી મુંબઈ શહેરની,
બહુ જશવંતી જશ લીધો છે રહીને વાલકેશ્વર મહીં.

તેં શ્રીમંત ઘરમાં જન્મ ધર્યો, તેં સરસ્વતી પર પ્રેમ કર્યો;
તેં *સક્કઈનો શુભ હસ્ત ગ્રહ્યો, હે પુણ્યવતી. ૧

તું પ્રેમી પતિની પાસ રહી, તું વિદ્યામાં બહુ વધતી ગઈ;
તું સહુ સતીઓમાં શ્રેષ્ઠ થઈ, હે પુણ્યવતી. ૨

તેં પરમ ધર્મનો મર્મ લહ્યો, તારો બિવેક કોથી ન જાય કહ્યો;
અતિ ઉદારતાનો પ્રવાહ વહ્યો, હે પુણ્યવતી. ૩

તેં ભલપણનો ભંડાર ભર્યો, સ્ત્રીમંડળ પર ઉપકાર કર્યો,
તવ સદ્ગુણ કોથી ન જાય કહ્યો, હે પુણ્યવતી. ૪

દુષ્કાળ તણાં અતિ દુઃખ હર્યાં, બહુ રંક જનોનાં કામ કર્યાં;
તુજ દયા થકી બહુ જન તર્યાં, હે પુણ્યવતી. ૫

તમ ભગિની ભાવથી હળિ ગયાં, તમ સુશીલ સ્વભાવે મન હર્યાં;
પતિ પાછળ પ્રભુના ધામ ગયાં, હે પુણ્યવતી. ૬

તુજ ખોટ પડી અમ શું કરીએ, ચોપાટી તણા દરિયે પડીએ,
પણ તે થકી શું તુજને મળીએ? હે પુણ્યવતી. ૭

જમનાબાઈ જેવાં બહુ થાજો, હિન્દુ સ્ત્રીમંડળ સહાય થજો,
સહુ બાળાનાં દુઃખ દૂર હજો, હે પુણ્યવતી. ૮

જમનાબાઈ તુજ વિણ શું કરીએ? સ્ત્રીહિતની વાતો કયાં કહીએ?
હવે રૂડી સલાહ ક્યાંથી લઈએ? હે પુણ્યવતી. ૯

ભગવતી બાઈ સાચી દેવી, ન દુનિયામાં એના જેવી,
વંદન કરીએ માતા એવી.

---

* સ્વર્ગસ્થ નગીનદાસ ભક્તિદાસ સક્કઈ.

હે પુણ્યવતી, પરમ પુનિત તું, દેવી મુંબઈ શહેરની
બહુ જશવંતી જશ લીધો છે રહીને વાલકેશ્વર મહીં. ૧૦

---

## મહિલા મધુવન મધ્ય વિચરતી.—

કીધો અરે દૈવ ગુન્હો શું તારો
આ ઘાવ અચાનક માર્યો? કીધો અરે.
પર ઉપકાર ઉદધિમાં કેવળ નિત્ય વહન કરનારી,
દેશી વિદેશી જનને સરખો લાભ અતિ દેનારી, કીધો અરે.
ભરત ભૂમિની તીર્થરૂપ તે સરિતા સ્નેહપ્રદાતા
મહિલા મધુવન મધ્ય વિચરતી, અરે જંગમ જગ પ્રખ્યાતા, કીધો અરે.
ધર્મ—નીતિ—તટયુક્ત, શિયળરૂપ ભરપુર જેમાં વારિ,
સાવ અદૃશ્ય કરી તે અમથી **યમુના** અઘ હરનારી. કીધો અરે.
કેળવણી રૂપ કુસુમલતાની દૈવ દશા શી થાશે?
તેને આધાર રહેનારા મીનથી કેમ જીવાશે? કીધો અરે.
યુક્તિરૂપ કરી વેગ જોરથી, છેક વિના એ માડી
કલેશ કુસંપ રૂપી વૃક્ષોને કોણ નાખશે કાઢી? કીધો અરે.
કોણ કુધારા રૂપ મેલ અમ તનમનનો દૂર કરશે?
આશા રૂપ અમાપ અમારી કોણ તૃષાને હરશે? કીધો અરે.
હોય ગુન્હો તે કરી માફ હરિ ટાળો વિરહ ઉનાળો,
જોડી કર "ભગવાન" વિનયથી યાચે એ તુજ બાળો. કીધો અરે.

---

## હે યમુના માત અમારી!

લે. **ભગવાનદાસ વિશ્રામ દેલવાડાકર.**

નાટકી તરઝ—મરવું છેરે એ નવ ભૂલી જાવું—એ ચાલ.

સમદૃષ્ટે રે જન સહુને જોનારી, હે યમુના માત અમારી!
બહુ દુર્ઘટ આફત કાળે રે, ભવવનમાં મધ્ય ઉનાળે રે,
તન મનને જ્યાં દવ બાળે રે, તે વાટે રે, મુકયાં કેમ વિસારી? હે યમુના.
જવું આમ ઘટે નહિ શાણી રે, પરલોક ભણી કલ્યાણી રે.
અમ સુખદુઃખ કેરી કહાણી રે, જઇ કહેશું રે કોણ કને વિણ તારી? હે યમુના.
ખુશી થાશે વાલી વાલી રે તુજ વિણ પરમ પ્રેમાળી રે,
અમ મુખડું કોણ નિહાળી રે, વળી દેશે રે કોણ શિખામણ સારી? હે યમુના.
અતિ પડતાં આંસુ ખારાં રે અમ નયનોથી કરી ન્યારાં રે,
ગણી પ્રાણ થકી પણ પ્યારાં રે ધીર દેશે રે કોણ સમીપ બેસારી? હે યમુના.
ઉર વ્હાલ અતિશય લાવી રે, મન ગમતાં લાડ લડાવી રે;
કેળવણી, પાઠ પઢાવી રે અમ દેશે રે જીવન કોણ સુધારી? હે યમુના.
હદ બહાર વળી શ્રમ લઇને રે, સ્થળ સઘળે જાતે જઇને રે,
શીત ઉષ્ણ તૃષા ભૂખ સહીને રે અમ કરશે રે કોણ વ્યથાને ન્યારી? હે યમુના.

કર્તવ્ય સ્વ ખાસ વિચારી રે એમ શ્રેય સદા કરનારી રે,
નથી દેવી કો સમ તારી રે, ભારતમાં રે ખોટ પડી તુજ ભારી. હે યમુના.
જન થઈને બહુધા ભેળા રે તલખે છે કરવા મેળા રે,
દે દર્શન એક જ વેળા રે તો થઈશું રે અનહદ તુજ ઉપકારી. હે યમુના.

---

## નિવાપાંજલિ—આત્મકલ્યાણની પ્રાર્થના.

### લેખક—સૌ. હરિસુખગૌરી વામનરામ મહેતા.—ભાવનગર.

( તોટકનો રાહ. )

પ્રભુ શાન્તિકરા! તું ત્રિવિધહરા, નમીને વિનવું અહો સત્યવરા!
"જમના" યમુના સમ જેહ હતાં, શુદ્ધ અંતરથી શુદ્ધ કાર્યવતાં,
તજી જગ્ત તણી જ ઉપાધિ બધી, તુજ ચર્ણ ને શર્ણમાં આવી સતી;
કરો શાન્તિ અખંડ અનંત હરિ, પરમાર્થ તણી પ્રતિમા વિરમી.
તપ તન અને મનધનતણો, જમના સતીએ જગમાંહી ઘણો;
કરી દેહ બધી પરમાર્થી હરા, ધરણીધર ઓળખીને શ્રીવરા.
જગમાં વિચરી વિસરી ન જરા નિજ ધર્મ ને કર્મ સુકૃત્ય હરા!
પતિના ગુણગાનની ગાથા ભરી, પતિ પાછળ દેહ સતીની પડી.
પતિપૂજક એવી શ્રી એ જમના, રહી વિરમી સદ્ચિદાનંદમાં;
હરિ સુખ કરો, સત્ય શાન્તિ કરો, જમનાતણા તાપ ને જન્મ હરો.

**ઇષ્ટ વચન:** ( અનુષ્ટુપ. )

શાન્તિ, શાન્તિ, સદા શાન્તિ, જેણે અર્પેલ દેહ છે,
પરમાર્થીને સદા શાન્તિ, જેને હુંથી જ સ્નેહ છે.
સૃષ્ટિની આ બધી વ્યક્તિ, જેણે મારારૂપે ગણી,
તેવા શ્રીબ્રહ્મજ્ઞાનીનો, આત્મા અમર લો ગણી.

**વિમાસણ:** ( શાલિનીનો રાહ. )

અહા આ શો છે ધ્વનિ સત્ય કેરો, અહા આ શો છે ધ્વનિ ભકત કેરો?
કે શું છે આ આશ્રિતોના ધ્વનિઓ, કે શું રંકોનો જ નિશ્વાસ ઉંડો?
જમનાબાઈના જવે ખિન્ન સર્વે, પોકારે છે હિંદદેવી જ ગર્વે,
શાન્તિ દાતા! શાન્તિ એને જ આપો, રાખો શર્ણે જન્મની ભીતિ કાપો.

**ગૌરીરૂદન:** ( ઉપજાતિનો રાહ. )

ગૌરી રડીને વદતી અરે હા, માતા યમુના પ્રિય! ચાલી તું ક્યાં?
દુષ્કાળમાં તેં બહુ શાન્તિ આપી, તૃણ પાણીની તેં પરબો જ બાંધી.
તે પુણ્ય સાથે લઇને પળી તું, દેવી થઈને વસી સ્વર્ગમાં શું?
હા, હા, મને તું મળી દિવ્ય વાટે, મેં ઓળખી તુર્ત તું મુજ મા છે.

દુષ્કાળમાં તેં ફરી ગામગામે, અન્ન વસ્ત્ર પુર્યાં સતી! ઠામઠામે;
ઉગારી ગાયો વળી જીવ ઝાઝા, રાખી સતી! તેં સહુની જ માઝા.
ગૌચાસથી પાપી તરે નદીઓ, તેં તો ઉગારી સતી! સૃષ્ટિગૌઓ,
એ પુણ્ય પાળે પ્રભુના પદે તું, રે હે યમુના સતી! તું વસી છું.
પણ તારી ખામી પડી સૃષ્ટિમાંહી, વિદ્યાલયો ને સ્ત્રીસમાજ જયાંહી,
સેવાસદનમાં તુજ સેવિકાઓ, પોકારતી કયાં જમનાજી! જાઓ?
જમનાજી મૈયા! તરી ભવસિંધુ દેવી થઈ આસન દિવ્ય લીધું,
દુષ્કાળમાં તેં ઘણું પોષી મુને, ગૌરી વદે છે હરિ સુખ તુંને.

**શિવોદ્ગાર:** (શાલિનીનો રાહ.)

ના રે ના ના રોતી ના ગાવડી રે! ગંગારૂપે જમના શિર મારે,
આવી વાસો નિત્ય માટે કર્યો છે, સુકર્મેથી સૃષ્ટિ ફેરો હર્યો છે.
પૂર્વે કોઈ દોષના રોષથી મેં, શાપી પૃથ્વી પાડી મનુષ્યરૂપે,
સ્ત્રી જન્મેથી કર્મ સૌ ભોગવીને, આવી ઉભી આપણા ધામમાં છે.

**ઈષ્ટવચન:** (દોહરો.)

જમના, વિજયા, ગોખલે, પીરોજશા સમ શ્રેષ્ઠ,
આવી મુજ શરણે રહ્યાં, વિરમ્યો વ્યાધિ કલેશ.
પરમાર્થેથી પાપની ગાંઠો છુટી આજ,
આવ્યાં એ મારે ગૃહે, અવર કાર્યને કાજ.

**સત્યવચન:** (શાલિનીનો રાહ.)

બીજી સૃષ્ટિ આ કલિઅંત થાશે, ત્યારે એવા જીવ મહંત થાશે,
કરશે રૂડાં કૃત્ય ધરાતલે તે, પાપીઓને બોધ દૈ તારશે તે.

**સ્નેહીરૂદન:** (સોરઠા.)

યમુના સમ પવિત્ર જમનાબાઈ સ્વર્ગે ગયાં,
ધર્મ મૂર્તિનું ચિત્ર પ્રભુપદે વિરામીયું.
એક દશકની માંહ્ય સ્ત્રી-ઉન્નતિ માટે મથ્યાં,
ભગીરથ યત્નોમાંય દેવી એ ફળદા થયાં.
સૃષ્ટિ વ્યક્તિજન, નિજ સુત ભ્રાતા સમ ગણી,
"દેવીરૂપ સ્ત્રીજન", મુખ વદ્યાં મગરૂર થઈ.
જગમાતા થઈ આપ, વિદ્યાનું પોષણ કર્યું,
રીઝવિયા જગતાત, અંમર કરી છે નામના.

(ગજલ.)

રૂડી આ ભારતી ભૂમિ, મુકી ચાલ્યાં તમે ક્યાં, મા?
તમારાં શિષ્ય આશ્રિતો, દીલાસો દીલ લેશે કયાં?

પતિવિયોગ પડતાંમાં, તમારી દેહ થૈ નિર્બળ;
તમારો પ્રેમ છે નિર્મળ, સબળ ઇચ્છા બતાવી, મા!
પતિ અવસાનકાળે તો, પૂજ્યા પ્રેમે પતિપાદો;
તમે વરદાન માગ્યું શું? "શરણુ મુજને, પતિ! લેજો."
પતિ પાસે જવા માટે, થયાં તત્પર, ગયાં સાચે;
અધુરાં કાર્ય મુકી, મા રૂણાનુબંધને તોડ્યા.
રૂવે સ્નેહી સગાં સર્વે, તમારા ગુણ ગાઈ, મા!
તમે ચાલ્યાં ખરે ગર્વે, પતિ પુઠે પ્રભુ ધામે.
સતી નવ રૂહે પતિ વિના, ખરેખર તે બતાવ્યું, મા!
કરમના ભોગ ભોગવવા, તમે જીવન લંબાવ્યું.
રૂવે સૃષ્ટિતણાં પક્ષી, રૂવે છે બાગનાં ઝાડો;
રૂવે ગૌશાળની ગૌરી, દયાળુ માત ગઈ તું કયાં?
ગરીબ આશ્રિત પોકારે "અરે કલિયુગમાં જમના
હતાં આશ્રયનાં દાતા, હવે કયાં જઈ દુઃખો કહીએ?"
અરે ના ના નથી અવસાન, સજીવાં એહ પૃથ્વીમાં;
અમર નામે, અમર કામે, જગત જશ ગાય છે, જમના!
અમર નામે, અમર ધામે, અવિચળ છો તમે સાચાં;
તજી સૌ સ્વારથી બાજી, થયાં રાજી જવા સ્વર્ગે.
અમે તો ગર્વથી ગાશું, તમારા ગુણની ગાથા;
અમે તો ગર્વથી કહીશું, તમે જમના સતી સાચાં.
ગયાં શું આપ કૈલાસે, જયા ને પાર્વતી પાસે;
રહેશો વિજયા દેવી, અખંડાનંદ પામીને.
બધા દોષો દહન કીધા, કરી પરમાર્થનાં કામો;
બધાં દુઃખો સહન કીધાં જીવન આનંદમાં ગાળી.
અરે એવી મહાદેવી, ગઈ આ ભારતીમાંથી,
ખર્યું છે રત્ન સ્ત્રીજાતિ, ખરેખર ખોટ છે તેની.
ગઈ તારા, ગઈ અહલ્યા, ગઈ છે દ્રૌપદી દેવી;
સીતાજી સાધવી ગઈ છે, સુકન્યા પણ સતી તેવી.
અસલની એ બધી દેવી સમી આ જમના દેવી;
પૂજાશે ને ગણાશે એ, અમર જગમાં સદા તેવી.
પ્રભુ શાન્તિ સુશાન્તિમાં, અમારી માતુને રાખો;
અવિચળ નામ ને મૂર્તિ, અખંડ આ હિંદમાં સ્થાપો,
અખંડાનંદમાં તારૂં, બધું જ્યોતિ મળી જાજો;
હરિસુખ યાચના એવી, અચળપદ જમના થાજો.

**જમનાબાઇના બોલો:** (ગીતિ.)

પવિત્ર આત્મા મારો પવિત્ર ધામે શાન્તિમાં રહેવા,
જગમિત્રો સહુ મારા, યત્ન આદરો મેં કીધા તેવા.

મારાં કાર્ય અધુરાં, પૂરાં કરજો ખંત ધરી આપ,
મેં સ્થાપેલી સંસ્થા, વૃદ્ધિ પામી કરે રૂડાં કાજ.
એવી સહાય દેજો, વિદ્યાશાળામાં વૃદ્ધિ કરજો,
દેશોન્નતિ માટેનાં, હરિસુખ દેવ સ્મરી પગલાં ભરજો.

---

## જમુના વિરહ.

### લે. સૌ. મણિ.

(દોહરા.)

જમના મૈયા જગતનાં, જીવન સુધારનાર,
આજ સિદ્ધાવ્યાં સ્વર્ગમાં કરી જગત અંધાર.
વડો વસીલો ગરીબનો, નિરાધાર આધાર,
હવે ફરી મળશે નહિ હૃદય શોક હરનાર.
યાદી કરતાં એમની મુંઝાએછે મન,
નથી ભાવતું લેશ પણ નામે જલ ભોજન.
કમ્પે છે આ કલમ ને નથી ચાલતો હાથ,
થઈ પરલોકનિવાસિની દેશસુધારક માત.
ગણતાં ગુણો એમના હૃદય ખાય છે હાર,
હવે ફરી મળવાતણો નથી કશો ય કરાર.
નિરખી કોઈ મુંઝાયલાં બિનવસીલ બેકાર,
તન મન, ધનથી તેમને પંથ ચઢાવનહાર.
અભણ જાતિનું અતિ હૈડે ધારી હિત,
ભક્તિ ઊંડા ભાવથી કરતાં ખાસ ખચિત.
ખુલ્લાં હંમેશ રાખતાં ગરીબ માટે દ્વાર,
યોગ્ય સુઆદર માનથી કરતાં શુભ સત્કાર.
દુઃખીઆંનાં દુઃખ સાંભળી બતાવતાં સત્પંથ,
પરદુઃખભંજન પ્રેમદા હતાં જ મૂર્તિમંત.
સર્વ ધર્મ સત્કર્મમાં આત્માને જોનાર,
સમજીને પોતાતણાં સહાયતા દેનાર.
ઉત્તમ અબળા જાતિની લજ્જા રક્ષણહાર,
છેક નજીક બેસારીને પીડા પૂછણહાર.
એ જમુના જીવન જતાં જખમ પડ્યો સંસાર,
શોક સારડી ચાલીને પાડે અંતર શાર.
દેતાં દિલસોજી દુઃખે, સુખમાં શ્રેષ્ઠ વિચાર,
પુરુષોથી પણ પ્રૌઢ એ અબળાનો અવતાર.
જોઈ અવિદ્યાવાન જગ કરી વિશાળ વિચાર,
પાળીને રાખ્યો હતો છૂપો પરોપકાર.
જમુના તો નાહ્યા પછી કરી શકે દુઃખનાશ,
પણ આ તો દર્શન થતાં કરતાં કષ્ટવિનાશ.

ખર્ચ વિષે ડુબ્યા પછી જમુનાજી[1] જોવાય,
માજી[2] તો મળતાં હતાં વિનામુશીબત વાસ.
વસુધા ગણી કુટુમ્બની કરતાં નિત્ય વિહાર,
એ માડી ચાલ્યાં ગયાં સ્ત્રીસંસારસુધાર.
દેશહિતના કામમાં હર કોઈ પણ ઠામ,
બની પ્રમુખ ગજાવશે કોણુ સભાનાં ધામ ?
સક્કઈ ગંગસ્વરૂપનો થતાં સ્વર્ગમાં વાસ,
મંડલ મૃત્યુલોકનાં બેઠાં બની ઉદાસ.

કોણુ દેશમાં ઘૂમશે દુકાળીયાંને માટ,
અન્ન જ વસ્ત્રને આપવા કરશે કોણુ ઉચાટ ?
સ્ત્રીસંસાર સુધારવા કોણુ આપશે શીખ,
હિન્દી માટે હેતથી કોણુ માગશે ભીખ ?
વિદ્યા વિનય વિવેકને ગુર્જર ગૃહ સંસાર,
રામ થઈ ગઈ રોશની દૈવતણો દરબાર !
સમજણુ કશી પડે નહિ હવે થશે શું હાલ ?
એ વિચારના વમલમાં પડ્યાં વૃદ્ધ આબાલ.
ખોટ પુરાતી દેખીશું તવ થાયે દિલ શાન્ત,
નહિતર તો રહેશે અહીં કાયમ આ કલ્પાન્ત.
"મુજ માડી સ્વર્ગે ગયાં" સાંભળતાં એ શબ્દ,
ગોળો વાગ્યો ગજબનો, હૃદય બન્યું છે સ્તબ્ધ.
મુંબઈથી નીકળ્યાં હતાં અમે દેશ જેવાર,
તેવારે દીધો હતો એ માતા ઈકરાર.
"ફરીથી અહીંઆં આવજો મળજો મુને જરૂર,
ઈશ્વર તમો ગરીબનાં દુઃખ કાઢશે દૂર.
તેની પહેલાં જો કદી હું દેશે આવીશ,
ખાસ કરી જો ત્યાં રહીશ ત્યાં તમને બોલાવીશ."
વચન એહ આધારનું યાદ આવતાં વાર,
રડી પડે છે હૃદય ને આંખે આંસુધાર.
અરે એહ માજી થયાં કાયમ દષ્ટિદૂર,
મનની મનમાં રહી ગઈ આશાઓ ભરપૂર.
હજી ઘણાં બાકી હતાં કરવાં કામ સુધાર,
રાખી અધવચ આદર્યાં ખેંચ્યાં શ્રી કિરતાર.
વિચાર કરતાં એમ મન લાગે છે આ વાર,
પડી ખોટ જનુની તણી નક્કી દેવદરબાર.
ગાંધી આફ્રિકન સમા સુર અસુર ઘમશાણુ,
જાગંતાં તેડાવીયાં કરવા મદદ મહાન.

---

૧. જમુનાજી એ નદી છે. ૨. માજી જમુનાબાઇ સક્કઇ.

સુર સુરાંગનાથી થયાં કાં તો વચન વિરૂદ્ધ,
તેથી જમુનાજી ગયાં સમજાવવા શુદ્ધ બુદ્ધ.

( મનહર. )

દૂર દૂર દેશ તણા મ્હોટાં મ્હોટાં શહેરોના,
ઉંડા ઉંડા ભાગમાંથી, અજ્ઞાન ઉરાડવા;
તન મન ધન તણી આપવા આહુતિ એક,
આવ્યોતો વિભૂતિ નામ સફ્ફઈનું ધારતો.
પુરૂં કરી કામ પછી સૈયરોને સોંપી દીધું,
ગામડાની ગોરીઓના ઉત્સાહ વધારવા;
કહે મણી માતુ સાચાં સ્વર્ગમાં સિધાવ્યાં,
સુર નરનારીઓનાં જીવન સુધારવા.

( દોહરા. )

અરે કરૂં કલ્પાંત શો ધરી અજ્ઞાન અપાર,
હવે ફરી મળવા તણો, નથી કશો ઈકરાર.
માટે એ માતા મને મળવા શાન્તિ સાર,
પ્રભુ સ્મરણ કરી બોલવા આશીર્વાદ ઉચ્ચાર.
મુજને તો સમજાય છે પરદુઃખભંજન માત,
ઇશ્વરને કહેવા ગયાં ચાલુ દુઃખની વાત.
આત્મા એ મૈયાતણો હતો અતિ ઉત્કૃષ્ટ,
કદી જોઈ શકતો નહિ આંખથી પર કષ્ટ.
જર્મનના જુલમાટ જે દે છે જગ પર ત્રાસ,
તે છોડાવા સંચર્યાં ઇશ્વર પાસે ખાસ.
જનસમાજસેવા કરી આજ સુધીમાં ખાસ,
હવે રાજ્ય સેવા વિષે હર્ષ ધર્યો ઉલ્લાસ.
ધન્ય ધન્ય છે માવડી! સમજ્યાં સર્વ સુકર્મ,
માત, પિતા, સ્વામી, પ્રજા, રાજ્યભક્તિના ધર્મ.
જન્મસફલતા તેં કરી માતા! આ મહિમાંય,
પ્રસન્ન થઈને પુત્રીઓ દે આશિષ સુખદાય.
ઇષ્ટ અમારાં પુણ્ય જો હોએ કાંઈ ખાસ,
ફળ તેવાં તે માતુના હિતમાં હજો પ્રકાશ.
પુણ્યશાળી એ પ્રાણનો જે સ્થળે હોય વાસ,
ત્યાં શાન્તિ પૂરણ હજો એવા મનઅભિલાષ.

---

## મર્હૂમ જમનાબાઈ નગીનદાસ સક્કઈ માટે ઉત્પન્ન થતા શોકોદ્‌ગાર.

લે. રણછોડજી છીબાભાઇ મ્હેતા.

(લલિતની ચાલ.)

અરર નાથ તેં આ શું રે કર્યું?
અમૂલ્ય રત્નને કેમ તેં હર્યું?
મન મુંઝાય છે, સૂઝ ના પડે,
નયનથી ખરે! અશ્રુ તો ઝરે.

નવીન પુસ્તકો પ્રેમથી લખી,
પ્રસિદ્ધ તે કર્યાં જ્ઞાન સૂરથી,
દરશને હવે ક્યાંયથી મળે,
અમર તો થયું નામ ભૂતળે.

ઝળકતો હીરો હાથથી ગયો,
સભ્ય સમાજ તો શોકમાં રહ્યો;
પૂર મહેનતે કામ આદર્યું,
ધરમ જ્ઞાનને મોખરે કર્યું.

પુર સમો વહી કાળ તો જશે,
જમનાબાઈને કોણ ભૂલશે?
સુજ્ઞ વડિલથી નારી મંડળી,
દીપી રહી જગે જ્ઞાન નૂરથી.

વિકટ માર્ગ સૌ શોધીને હર્યાં,
ઉદયપંથ સૌ મોખરે કર્યાં.
"સ્ત્રીમંડળ" હજુ બાળ રૂપ છે,
સમય વીતતાં દીપતું થશે.

ગુજરનારને શાંતિ આપજો,
સકળ મંડળી સુખી રાખજો;
વિનતિ રણ-છોડે હૃદે ધરી,
સહુ તણાં દુઃખો લે ય તું હરી.

---

## સાધ્વી જમનાબાઇનો દેહાંત.

લે. આર. એમ. વકીલ.

(ત્રિભંગી.)

ગુર્જરી સ્ત્રીઓ ઘણી લેતી કેળવણી ઉંચી ખરી નથી કૈં શંકા,
કિંતુ છાપ ન પડતી સંગીન એવી ખુલતા જેથી હૃદય પડદા;
ઝળકી એક નારી, વિખ્યાતિ પામી, ભલી થઈ તે જમના મા,
**સુખ શાંતિ પામો, જય જય થાઓ, ભારતમાતા જમનાબા.**
મન અર્પ્યું સુકાર્યે, સહુ વખાણે, અબળા જાતે રહી છતાં,
કીધ પરાક્રમ મોટું, તન રે! તોડ્યું, ભલા પુરૂષ કૈં ભરમાયા;

શ્રીમંત જન્મથી, છતે ઉદ્યમી, ખંતથી કીધી જનસેવા,
**સુખ શાંતિ પામો, જય જય થાઓ, ભારતમાતા જમનાબા.**
'શ્રીમંડળ' સંસ્થા, ઉન્નતિ સાધવા, થઈ પ્રતાપે **જમનાના,**
કરે કાર્ય આઝાં, શ્રીજન મળતાં, મણા ન રાખી કૈં **જમના!**
ઝટપટ ગઈ ચાલી, દુનિયા ત્યાગી, પણ રહી કીર્તિ તુજ જગમાં,
**સુખ શાંતિ પામો, જય જય થાઓ, ભારતમાતા જમનાબા.**
ઝુરે ગુજરાત, કરે સંતાપ, ખરી ભારતની મા જમના,
જનસેવા ઓજો, અતિ રે! વ્હોર્યો, ન મળે જોટો, બર એના;
ગયું! ગયું! શ્રીરત્ન! ઉડી ચાલ્યું તત્વ! રંછોડ વિનવે પ્રભુ પ્યારા!
**સુખ શાંતિ દેજો, જય જય થાજો, ભારતમાતા જમનાબા.**

---

## ગં. સ્વ. જમનાબાઈ સક્કઇને તિલાંજલી.

### લે. ધીમાનપ્રસાદ શંભુપ્રસાદ મહેતા.

જન્મી કર્યું જીવન ઉચ્ચ ગામી,
મળી ખરી કીર્તિ પ્રભાવશાળી;
નારીતણાં નૂરનું પૂર રાખી,
બાજી રચી શું પરમાર્થ રાચી.
ઈશ્વરતણી રહેમથી લક્ષ્મી દાસી,
સત્કાર્ય પ્રેરી સેવા ક્રિયાથી,
કરી બતાવ્યું પણ નારીનૂર,
ઈશ્વર કરે મંડળકીર્તિ પ્રૌઢ.

---

## સ્વ. જમનાબાઈ સક્કઇનાં સ્મરણ.

ગરબી. (ઓધવજી સન્દેશો કહેજો શ્યામને.)
સ્મરણ મધુરાં દેવી! ત્હારાં શાં કરૂં?
પળ પણ ઉરથી વિસરી ના વિસરાય જો.
મીઠલડો રસ ભરીયો શુષ્ક જીવનમાં,
પ્રેમદયાનો શીખવ્યો મોંઘો મન્ત્ર જો,
સ્મરણ મધુરાં દેવી! ત્હારાં શાં કરૂં?
જીવન અર્પ્યું ગૌમાતાના રક્ષણે,
રક્ષણ કરીયું ઉરમાં ધરીને પ્રેમ જો!
સર્વ સ્થળોએ ભરીને સમાજો રૂડલા,
ફંડો કરીને કાપ્યાં ગૌનાં દુઃખ જો,
સ્મરણ મધુરાં દેવી! ત્હારાં શાં કરૂં?
દીનદયા શીખાવી 'યમુના' દેવી! ત્હેં
પ્રેમ થકી આ ક્ષણિક જીવનની માંય જો,
ધન્ય દયાળુ દેવીજીવનને ધન્ય છે,



હરરોજ ભાગવત વાંચવાના નિયમ.

"પ્રેમવિલાસી" સ્મરે ધરીને વ્હાલ જો.
સ્મરણ મધુરાં દેવી દેવી? ત્હારાં શાં કરૂં?

મણીલાલ હરગોવિન્દ. "પ્રેમવિલાસી"

---

## સ્વામી સાથ સ્વર્ગે ગયાં ભગવતી જમનાબાઈ!

(દોહરા.)

જમનાબાઈ સ્વર્ગે જતાં, દિલ દિલગીર અપાર,
શોક વધ્યો સૌ સ્થાનમાં, રૂદન કરે નરનાર.
અબલાના હિત કારણે, વિચાર વારંવાર,
સત્ય વચન વદતાં સદા, ડરતાં નહિ લગાર.
જશ લીધો બહુ જગતમાં, જન્મી જમનાબાઈ,
તમ જાતાં ઝાંખાં થયાં, ભલાં બાઈ ને ભાઇ.
દારાનાં દુઃખ દિલ વિષે, ધરીને સુણતાં દાઝ,
રંક બની જાતાં અહીં, સુણશે કોણ અવાજ.
અલબેલી મુંબઈ તણી, સહુ વનિતા સરદાર,
અસ્ત થતાં સર્વે મળી, રડતી ગુર્જર નાર.
અબળાના અજ્ઞાનનો, કરવા મહા પોકાર,
અપીલ લઈ જાતે ગયાં, પ્રભુ તણે દરબાર.
પતિ સેવા પ્રીતે કરો, સતિ સુકીર્તિ વ્હાઈ,
સ્વામી* સાથ સ્વર્ગે ગયાં, ભગવતી જમનાબાઈ.
અમર નામ છે અવનીમાં, કરતાં પરોપકાર,
ભૂલે નહિ કોઈ ભામની, માત તણા ઉપકાર.
'સુંદરીના †સદ્બોધ'નો, જુઓ બારમો અંક,
પવિત્ર જમનાબાઈનો, લખ્યો લેખ નિઃશંક.
અરે કાળ તેં શું કર્યું, ન મળ્યું તુજને કોઈ,
જમનાબાઈ ઊપાડતાં, રહ્યાં સકળ જન રોઈ.
વાલકેશ્વર જાતાં સહુ, કોણ કરે સતકાર,
જમનાબાઈ વિયોગથી, વહે અશ્રુની ધાર.

---

* પતિના મૃત્યુ પછી અત્યંત શોક કરી શરીરે અશક્ત તથા જર્જરિત થઇ જતાં બે વર્ષ પુરાં થતા પહેલાં શોકમાં નિમગ્ન થઇ મૃત્યુને શરણ થયાં. † સુંદરી સુબોધ પુસ્તક ૧૨ અંક ૧૧-૧૨ ભેગા સ્ત્રીલેખના મ્હોટા અંકમાં એમના વિષે મ્હારા તરફથી એક લેખ એમની હયાતીમાં પ્રકટ થએલો છે.

હિન્દુ સ્ત્રીમંડળ રડે, મનમાં કરે વિચાર,
હવે પ્રમુખ થાવા અહિં, લાયક કો છે નાર.
સક્કુઈના સંબંધીઓ, શોક ન કરશો કાંઈ,
અમર નામ છે અવનીમાં, ભગવતી જમનાબાઈ.
જમનાબાઈ સમ રૂડાં, કરે ન કોઈ કામ,
પ્રીત થકી પરમાર્થમાં, અતિ વાપર્યાં દામ.
આત્મા જમનાબાઈનો, સુખમાં રહો સૌકાળ,
સદૈવ એવી પ્રાર્થના, કૃષ્ણા—હિરાલાલ.

**સૌ. કૃષ્ણા હિરાલાલ વિદ્યારામ રાવળ.**
સુંથ—રામપુર—રેવાકાંઠા.

---

# મેમોરિઅલ સંબંધી વર્તમાનપત્રોની નોંધ.

## મીસીસ જમનાબાઈ સક્કઇનું સ્મારક.

### ગુજરાતી

હિંદુ પુરાણોમાં અને ઇતિહાસોમાં સ્ત્રીઓએ ઉચ્ચ વર્તનથી પોતાનાં નામો અમર કરેલાં છે, અને તેમાંની આજે કેટલીક દેવીઓ તરીકે પૂજાય છે અને કેટલીકોનાં આખ્યાનો પણ થાય છે. ખાસ કરીને જે સ્ત્રીઓએ મનસા, વાચા, કર્મણા પોતાનું શીલ શ્રેષ્ઠ રાખેલું છે તે-ઓનાં નામોનો પ્રભાતમાં ઉચ્ચાર કરવાનું કાર્ય હિંદુઓમાં પવિત્ર, પુણ્યદાયી મનાય છે. ચાલુ જમાનામાં સ્ત્રીઓનું અજ્ઞાન ઓછું કરવાને, મંદિરમાં ભેગી થઈ ફુલની સેવાને નામે ઘરઘરની કુથલીઓ થાય છે તેને બદલે કંઈક વાંચનાદિ ઉપયોગી કાર્ય કરવાને—અમે દેવદ-ર્શનને કોઈ પણ રીતે ઉત્તેજન આપવાની ના પાડતા નથી,—ગરીબોને સહાય કરવાને અને એ રીતે દયાનું કામ કરવાને એક પ્રકારનો ઉચ્ચ ઉત્સાહ ફેલાવવાને મીસીસ જમનાબાઈ નગી-નદાસ સક્કાઇએ સહાય કરી છે. વળી મીસીસ જમનાબાઈએ દુકાળ જેવી આફતના પ્રસં-ગમાં પૈસા ભેગા કરવા અને ગામોગામ સહાય કરવાને નીકળવાની હિમ્મત બતાવી છે તે પણ ઉચ્ચ પ્રતિની વાત છે, વળી દક્ષિણ આફ્રિકાના હિંદવાસીઓને સ્વમાનની લડાઈમાં સહાય કરવાને હિંદુ સ્ત્રીમંડળ તરફથી નાણાં ભેગાં કરવાને માટે પણ મીસીસ જમનાબાઈએ શ્રમ ઉઠાવ્યો હતો. આગલા જમાનાઓમાં આવી સહાય કરવાને હિંદુ સ્ત્રીઓ નીકળી નહી હશે અને હાલ નીકળતી નથી એમ માનવાનું કારણ નથી. પોતપોતાની દૃષ્ટિ અને મતિ પ્રમાણે તેઓ પરોપકારનું કામ કરે છે. પરંતુ હાલમાં સ્ત્રીઓમાં વિશેષ અજ્ઞાન અને સુસ્તીના સમયમાં જાગૃતિ લાવવાનું માન બાઈ જમનાબાઇને છે, અને ગુજરાતી હિંદુ વણિકવર્ગને તે આભિમાનિક પ્રસંગ છે. એ બાઈનું સ્મારક રાખવાને ગયે મંગળવારે ના. લેડી વિલિંગ્ડનના પ્રમુખપણા નીચે માધવબાગમાં એક સભા સ્ત્રીઓની ખાસ મળી હતી. લેડી વિલિંગ્ડન કહે છે કે સ્ત્રીઓ સમાજને વધારે સુધારી શકે તેમ છે અને લડાઈ ફંડમાં મુંબઈની સ્ત્રીઓએ જે ભાગ લીધો છે તે જોતાં લડાઈ પૂર્ણ થતાં મુંબઈની સ્ત્રીઓ સમાજોપયોગી કાર્યોમાં લક્ષ દોર-વશે તેવી આશા છે. મીસીસ જમનાબાઈના જીવનમાંથી લેડી વિલિંગ્ડને એ સાર કહાડેલો છે કે મીસીસ જમનાબાઈને એક સ્ત્રી તરીકે સ્ત્રીના ધર્મો બજાવવામાં તેમનાં જાહેર કામો હર-કતકર્તા નહતાં તેમ સ્ત્રી તરીકેની ફરજોને જાહેર કામોમાં હરકત કર્તા થવા દેતાં નહિ. એમાં તો કશો શક નથી કે છેલ્લાં તેર વર્ષમાં ગુજરાતી હિંદુ સ્ત્રીઓની દૃષ્ટિમર્યાદાને વિશાળ કર-વામાં મીસીસ જમનાબાઈએ ઘણો આગેવાન ભાગ લીધો છે. અમે ધારીએ છીએ કે આવાં કાર્ય કરનાર એક બાઈનુ હિંદમાં સ્મારક રાખવાનો અને તેમાં ના. ગવર્નરનાં પત્ની લેડી વિલિં-ગ્ડન જેવાં હાજરી આપવાની અગત્ય સ્વીકારે એવો પ્રસંગ પહેલોજ છે. લેડી વિલિંગ્ડને આ ફંડમાં રૂા. ૨૫૦ ની સહાય કરી છે, લગભગ ૨૧,૦૦૦ રૂપિયા ભરાયા છે, અને આશા છે કે 'જમનાબાઈ સક્કઈ હોલ' અને 'ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળનું મુફત જાહેર પુસ્તકાલય' સ્થા-પવા માટે જોઇતી સહાય મળ્યા વિના રહેશે નહી. (તા. ૧૭–૯–૧૬)

# મરહુમ મીસીસ જમનાબાઇ સક્કુઈની યાદગીરી કાયમ રાખવા માટે નામદાર ગવર્નરની બાનુનાં પ્રમુખપણાં હેઠળ મળેલી સભા અને તેનું માહાત્મ્ય.

## મુંબઈ સમાચાર.

નામદાર ગવર્નરની બાનુ લેડી વીલીંગડનનાં પ્રમુખપણાં હેઠળ મરહુમ મીસીસ જમનાબાઈ સક્કુઈનાં મરણ માટે દિલગીરી જાહેર કરવા અને તેમની યાદગીરી જાળવવા માટે ઘટતી હીલચાલ કરવાને મુંબઈનાં બાનુઓની જે જાહેર સભા માધવબાગમાં મળી હતી તે મુંબઈના ઇતિહાસમાં ખાસ નોંધવા લાયક થઈ પડે છે. મુંબઈની હીંદુ તો શું પણ આમ વર્ગની કોઈપણ સેવા બજાવનારી બાનુના સંબંધમાં આવી હીલચાલ લગભગ પેહેલી છે અને સઘળી કોમનાં બાનુઓ જોડે નામદાર ગવર્નરની બાનુએ પણ તેમા વડપણ લેવાની અગત પીછાની છે તે એક અસાધારણ બનાવ છે, મરહુમ મીસીસ જમનાબાઈ સક્કુઈ તેમની જાહેર સેવાઓ વડે જોકે આવાં માનને પાત્ર થયાં છે તોપણ નામદાર ગવર્નરની બાનુ તેની કદર કરી શકે છે તે માટે મુંબઈની પ્રજા અને ખાસ કરીને તેનો સ્ત્રીવર્ગ તે નામદારનો ભારે એહસાનમંદજ બન્યો છે. પ્રજાને લગતા અને ખાસ કરીને સ્ત્રીવર્ગને લગતા સઘળા જાહેર સવાલોમાં તે નામદાર જે ઉંડું હિત ધરાવે છે અને તે ઉપાડી લેનારાઓને પોતાની સહાય અને દિલસોઝી વડે જે ઉત્તેજન આપે છે તેનો તે એક વધુ પુરાવો છે, કેમકે તેને લીધેજ મરહુમની સેવાઓની વાસ્તવિક ઉંચી તુલના કરવાને તે નામદાર સામર્થ્યવાન બનેલાં જોવામાં આવે છે. ઉક્ત સભાની પ્રમુખ તરીકે તે નામદારે આપેલું ભાષણ દેશી સ્ત્રીઓની ઉન્નતિ માટેની તેણીની ઉત્કંઠાના વધુ પુરાવા સમાન છે અને તેઓ જો એ ભાષણ ઉપર ઘટતું ધ્યાન પુગાડી તે નામદારે સુચવ્યા સરખી રીતે જાહેર સેવા બજાવવા માટેનાં પોતાનાં કાર્ય પાછળ ઉમંગ અને ખંતથી મંડ્યા રહેશે તો હીંદી સ્ત્રીવર્ગનું તારણ કરવા જોડે એકલો પુરૂષવર્ગ જે કાર્ય ગઈ અરધી સદીમાં બજાવી શક્યો નથી તે માત્ર અલ્પ મુદ્દતમાં બજાવવાનો સંતોષ તેઓ પ્રાપ્ત કરી શકશે. મુંબઈના સ્ત્રીવર્ગની જાહેર સેવાઓની ઉંચી કદરનાસી કરતાં તેઓમાં ઐક્ય, ઉત્સાહ અને વ્યવસ્થાપૂર્વક બંધારણ કરવાનો જે શ્રમ આગેવાન બાનુઓ તરફથી ઉપાડવામાં આવ્યો છે તે માટે નામદાર લેડી વીલીંગ્ડને જાહેર કરેલી ખુશાલી વાજબી છે અને તેમાં પ્રજા પણ તેટલીજ ખુશાલીથી ભાગ પાડશે. તેનું કારણ એ છે કે એવી કોશેશો બાનુઓની જાહેર હીલચાલોને સ્થાયી રૂપ આપી તે કાયમ માટે ચાલુ રાખવાની જામીનગીરી પુરી પાડવા સરખી ઉપયોગી છે. બાનુઓ તરફથી હમણા સુધી એવી જે સ્તુત્ય હીલચાલો થતી તે છુટી છવાઈ સરખી હતી અને તેઓને અમુક કામો માટે પુરૂષવર્ગ તરફથી ભેગાં કરવાં પડતાં હતાં અને તે કાર્યમાં સહાય આપવા સાથે તેમના ઉત્સાહનો અંત આવી રહેતો હતો. પણ મરહુમ મીસીસ જમનાબાઈના ખંતીલા પ્રયાસથી તે માટે વ્યવસ્થાપૂર્વક બંધારણ કરવામાં આવતાં તેમનો તે ઉત્સાહ જળવાઈ રહી કાયમનો થઈ પડ્યો છે અને તેનો ઉત્તમ દાખલો તે મરહુમની પાછળ તેમનાં કામ ચાલુ રાખવાથી ખુદ તેમનાં માનમાં હાલની હીલચાલ ઉપાડી લઈને સ્ત્રીમંડળે પુરો પાડ્યો છે. આપણે આશા રાખીશું કે મરહુમનું અનુકરણ કરી તેમની પાછળ આવેલી તેમની જગા લેનારી બાનુઓ તેમની માફકજ કાર્ય બજાવવાનું ચાલુ રાખશે અને તેમાં ફતેહ મેળવવા માટે તેણીના સરખીજ પદ્ધતી અંગીકાર કરશે. મરહુમ મીસીસ જમનાબાઈ સક્કુઈ જાહેર જીંદગીમાં જોકે લગાર અસુરેથી પડ્યાં હતાં તોપણ નામદાર લેડી વીલીંગ્ડને જણાવ્યું છે તેમ તે માટે બરાબર તૈયાર

થઈનેજ બાહેર પડ્યાં હતાં તે માટે તેઓએ બજાવવાનાં કામનો ખંતીલો અભ્યાસ ચાલુ રાખી પોતાનાં મનને કેળવ્યું હતું. પણ જે સુધારો અને જે નિયમો સ્ત્રીવર્ગ માટે તેઓએ લાભકારી માન્યા હતા અને જે ઉપર તેઓએ તેનાં તારણ માટે ઉંચ આશાઓ બાંધી હતી તે નિયમોને પોતાનાં કુટુંબીક મંડળને લાગુ પાડવાને સેહેજપણ આચકી ખાધી નહીં હતી. બીજા શબ્દોમાં તેઓ માત્ર એક મ્હોડેથી બોલનારાં નહી પણ વ્યવહારૂ સુધારક હતાં અને પોતે જે કાંઈ બોલે તે બજાવવાને સદા તત્પર હતાં. તેમના જીવનનું આ એક ઉત્તમ લક્ષણ છે અને તે માત્ર તેમની બ્હેનપણીઓને જ નહી પણ કેટલાક પુરૂષ સુધારકોએ પણ ધડો લેવા સરખું છે. આ પાછલાઓમાંના કેટલાકો પોતાના વીચારોનો અમલ કરવાનો પ્રસંગ આવતાં મોળા પડતા જણાયા છે અને પોતાનાં તેવા સંકુચીત વર્તનવડે પોતાને બહુ કઢંગી સ્થીતીમાં મેલી દેવા સાથે સુધારાનાં કાર્યને હાની પુગાડી તેને પાછળ નાખવા સરખું તેઓએ થવા દીધું છે. નામદાર લેડી વીલીન્ગડને આ ઉપરાંત મરહુમના એક વધુ સદ્દગુણ ઉપર ધ્યાન ખેચ્યું છે અને તે હીંદી સ્ત્રીવર્ગ વચ્ચે મરહુમ ટુંક સમયમાં આટલી પ્રીતિ કેમ સંપાદન કરી શક્યાં તેનો મનમાનતો ખોલાસો આપવા સરખો થઈ પડે છે. હીંદુ સંસારના વીચાર આચાર પ્રમાણે એક સ્ત્રીનો પેહેલો ધર્મ તેણીનાં ઘર અને સંસારને લગતી ફરજો પ્રત્યેનો છે અને નામદાર લેડી વીલીંગડને સભાને આપેલી ખાતરી મુજબ તેઓએ પોતાની જાહેર સેવાઓને પોતાની તે ફરજોની કદી આડે આવવા દીધી નહી હતી અને તેજ વેળાએ તે ફર્ઝ બજાવનાર ગૃહીણી જાહેર કાર્યો માટે અવકાશ ફાજલ પાડી ન શકે એવી માન્યતાને પણ જનસેવાની આડે તેમણે આવવા દીધી નહી હતી. આ પ્રમાણે તેઓએ પોતાના જાતી દાખલાથી હીંદી સ્ત્રીવર્ગની આંખો ઉત્તમ રીતે ઉઘાડી આપી છે. તેઓએ પોતાનાં નમુના જેવાં જીવનથી સિદ્ધ કર્યું છે કે એક ઉત્તમ ગૃહિણી થવા માટે જાહેર સેવાનો ભોગ લેવાની જેમ જરૂર નથી તેમ જાહેર સેવા બજાવવા માટે ગૃહજીવનનો ભોગ લેવાની પણ જરૂર નથી. હીંદી સ્ત્રીઓના એક બહુ મોટા ભાગ વચ્ચે અત્યારે તેથી ઉલટા જ પ્રકારની માન્યતા ઘર કરી બેઠેલી જોવામાં આવે છે તેને લીધે મરહુમનો આ નાદર સદ્દગુણ અતી ઉત્તમ રીતે દીપી નીકળે છે અને ગૃહિણીઓ તેમજ જાહેર સેવા બજાવવાની અભીલાષા ધરાવતી બાનુઓને માટે તે એકસરખો માર્ગદર્શક થઈ પડે અને તેને પોતાનાં જીવનમાં વીંટાળી લેવામાં તેઓ આજીવીકાનું સાર્થક વધુ પ્રમાણમાં સમજવા લાગે એમ આપણે ઇચ્છીશું. હીંદી સ્ત્રીઓને જાહેર જીવન ગાળવાની આડે આવતી મુશ્કેલીનો આ દષ્ટાંતથી ફડચો કરી તથા લડાઈ પછીના વખતમાં તેમની હાલની કોશેશો વધારે બોહોળા પ્રમાણમાં જારી રાખી સ્ત્રીઓનો સુધારો સ્ત્રીઓ વડે હાર પાડવાની મરહુમની ઉંચ અભીલાષાઓ તૃપ્ત કરવા સરખું ચૈતન્ય બતાવવાની જે અરજ નામદાર લેડી વીલીંગડને તેમને કરી છે તેનો તેઓ તરફથી ઉદાર ચીત્તે સત્કાર કરવામાં આવે એમ આપણે ઇચ્છીશું. સભાએ લેડી વીલીંગડનનાં પ્રમુખપણાં હેઠળ મરહુમની યાદગીરી જાળવવા માટે જે ઠરાવ કર્યો છે તે સર્વની પસંદગી પામ્યા વીના રહેશે નહી, કેમ કે તેમાં મરહુમની જીંદગી ભરની ખાહેશબર લાવવાં જોડે જે નેમથી તેઓએ પોતાની જીન્દગી જાહેર સેવાને અર્પણ કરી હતી તેને પણ યોગ્ય ન્યાય આપવાને ભુલી જવામાં આવ્યું નથી. મરહુમની ખાહેશ પોતે ઉભાં કરેલાં સ્ત્રીમંડળ માટે એક કાયમનું મકાન મેળવવાની હતી જે માટે પોતાની હયાતીમાં શ્રમ લેવા ઉપરાંત પોતાનાં વસીયતની રૂયે તેઓ એક સારી જેવી રકમ કહાડી ગયાં છે. સ્ત્રીમંડળ માટે આવાં એક મકાનની અગત વીષે બેમત પડશે નહી. તેઓને છુટથી અને સગવડ સાથે ભેળાવા અને અરસપરસ મસલત ચલાવી જાહેર સવાલોના સંબંધમાં નિર્ણય ઉપર આવવા માટે આવાં એક મધ્યસ્થ સ્થળની ખોટ હતી અને મરહુમની ખાહેશ મુજબ

તે ટાળવાથી સ્ત્રીમંડળનું ઉપયોગીપણું વધવા જોડે તેની જાહેર જીંદગીમાં એક નવાજ સફાનો ઉમેરો થવાની આશા ઉભી થશે. મંડળનાં આ મકાન સાથે સ્ત્રીઓ માટેનાં મુફત પુસ્તકાલયની સગવડ ઉમેરવાથી સ્ત્રીઓને જાહેર જીવન માટે તૈયાર કરવા સારૂ તેમને કેળવવાની મરહુમ જે સ્તુત્ય નેમ ધરાવતાં હતાં તેને પણ વ્યવહારૂ ગતી આપી શકાશે. સ્ત્રીવર્ગ વચ્ચે ફરતી લાઇબ્રેરીઓ રાખવાની અન્ય મંડળોની કોશેશોનો જે લાભ લેવાયો છે તે પછી સ્ત્રીઓ માટેના આવાં એક સ્થાયી મુફત પુસ્તકાલયની અગતમાં વધારે બોલવાની જરૂર રહેતી નથી. આપણે એટલું જ ઇચ્છીશું કે હીંદુ સ્ત્રીવર્ગ અને મરહુમનાં વખાણનારાઓ તરફથી તે માટેનાં ફંડમાં એવા સંગીન ફાળા ભરી આપવાની જરૂર જોવામા આવે કે આવા સમયમાં જ તેનું કામ ચાલુ થયલું જોવાને આપણને સંતોષ મળે. સભામાં રૂપ્યા એકવીસ હજારના સુંદર ફાળા સાથે તેની શુરૂવાત કરી મરહુમને માન આપવા જોડે આ હીલચાલ પ્રત્યે જે વ્યવહારૂ સહાનુભુતી બતાવવામાં આવી છે તેના પડઘા સભાની બાહેરનાંઓ તરફથી પાડવામાં અને નામદાર લેડી વીલીંગડનને પોતાને મોબારક હાથે એ ખાતાનું વેહેલું જ મુહુરત કરવાની તક આપવામાં આવે એમ આપણે ઇચ્છીશું. (તા. ૧૫-૯-૧૬.)

---

# મીસીસ સક્કઈ મેમોરિઅલ

## જામેજમશેદ.

મરહુમ બાઈ જમનાબાઈ નગીનદાસ સક્કઇની યાદગીરી કાયમ રાખવાનો ઠરાવ કરીને મુંબઇની બાનુઓએ એક પરમાર્થી બેહેનપણીની યાદને લાયક માન આપ્યું છે. મરહુમ બાઈ જમનાબાઈ જુના વિચારના, સ્વધર્મ ઉપર જ ખરી આસ્થા રાખનારાં, કુટુંબી ફરજ અદા કરનારી હીંદુ બાઇ હતાં. પણ તે છતાં તેવણ મધ્યમ સંગીન સુધારાનાં ચુસ્ત હીમાયતી હતાં. હીંદવાણીઓના મધ્યમ સુધારા વધારા માટે બહુ કાળજી રાખતાં અને સમાજ સેવા અર્થે પોતાના મન તથા ધનને ભોગે અથાગ મેહેનત કરતાં હતાં. એક હીંદુ બાનુ પોતાના કુટુંબ તરફની ફરજ બજાવવા ઉપરાંત ન્યાત જાતના ભેદ વગર સ્ત્રીમંડળની સેવા કરે એ એવો દાખલો છે કે જેની નકલ ઉધરતી હીંદુ બાઇઓએ કરવી ઘટે છે. આ બાનુના મરણથી મુંબઈના હીંદુ સ્ત્રીમંડળે એક બહુજ મહેનતુ રાહબર ગુમાવ્યો છે તેમાં સંદેહ નથી. ગુજરાતી સ્ત્રી મંડળના પ્રમુખ તરીકે લગભગ ૧૩ વર્ષ સુધી મરહુમે તેની અચ્છી રાહબરી કરી હતી. તેમણે મુંબઈ, સુરત, અમદાવાદ, ભાવનગર, ગુજરાત, કાઠીયાવાડ વગેરે સ્થલોની જુદી જુદી સ્ત્રી સંસ્થાઓને અનેક રીતે મદદ કરી હતી. દુકાળ પ્રસંગે તેમજ દક્ષીણ આફ્રીકાના હીન્દીવાનોની વીપત્તિ વેળાએ બાઇજમનાબાઈએ સંકટ નીવારણના કામમાં મદદ કરવાને જે શ્રમ ઉઠાવયો હતો તે ખરેજ તારીફ લાયક હતો. આવા પરમાર્થ પાછળ મંડતાં તેમણે કંઈ કુટુંબી ફરજ ઉપર ઢાંકણ વાળ્યું નહી હતું. બાઈ જમનાબાઈની જાહેર સેવાઓની સ્તુતી કરતાં નામદાર લેડી વીલીંગડને બતાવ્યું હતું તેમ આ મરહુમ બાનુએ એક ખરી સ્ત્રી તરીકે પહેલાં પોતાના ઘરસંસાર તરફની અને તે બાદ સંસાર મંડળ તરફની ફરજ અદા કરી હતી. સ્ત્રીઓની રાહબરી કરવા માટે જે હીંમતવાન સ્ત્રીઓ ઉત્પન્ન થઈ છે અને ભવીષ્યમાં વધારે મોટી સંખ્યામાં ઉત્પન્ન થશે તેઓમાં મીસીસ સક્કઈ એક હતાં. તેમણે પોતાની ફરજ બજાવવાના બાબમાં ત્યાંથીજ શરૂઆત કરવા માંડી હતી કે જ્યાંથી મારા મત પ્રમાણે ખરી શરૂઆત થવી જ જોઈએ—એટલે કે પોતાની જાતથી તેમજ પોતાના

કુટુંબથી, તેમણે જે ફરજ અદા કરવાના જુમ્મો પોતાને માથે ઉઠાવ્યો હતો તે પુરેપુરી રીતે બજાવવાને લાયક થવા સારૂ ખુદ પોતે કેળવણી લીધી હતી તથા જાતી અભ્યાસ આગળ વધાર્યો હતો; તે બાદ તેમણે પહેલા ખુદ પોતાના કુટુંબ મંડળમાં પોતાના સુધરેલા આચાર વીચારો ફેલાવ્યા હતા. એક સ્ત્રીની પહેલી ફરજ પોતાના ઘર સંસાર તરફ અદા કરવાની હોય છે; પણ મરહુમ બાઈએ જાહેર સેવા બજાવવાને બહાને પોતાના ઘરસંસાર તરફની ફરજ વીસારી મેલી નહીં હતી. તેજ માફક સંસારી કામોની રોકાણને બહાને તેમણે પોતાની બહેનપણીઓ તરફની ફરજ અદા કરવા બાબમાં કાંઈ બેપરવાહી બતાવી નહીં હતી. સાર્વજનીક કામોમાં ભાગ લેવામાં સ્ત્રીઓને–મુખ્ય કરીને હીંદવાણીઓને—જે મોટામાં મોટી મુશ્કેલી નડે છે તે એજ છે પણ મીસીસ સક્કઈએ બતાવી આપ્યું હતું કે પોતાની ખાનગી કે જાહેર ફરજોને સેહજ પણ અલવલ પહોંચાડ્યા વગર તે મુશકીલી દુર કરી શકાય એમ છે–બલકે બનેને બહુ લાભકારી નીવડે એવી તરેહ બન્ને તરફની ફરજ અદા થઈ શકે છે. જે કેટલીક સુધરેલી કેળવાયલી લેખાતી બાઈઓ પોતાની ઘરસંસાર તરફની ફરજને અભરાઈએ મેલીને કહેવાતી જાહેર સેવા બજાવવા માટે અફળાઈ ઝીકાઈ જવાનો દેખાવ કરે છે તેઓ માટે લેડી વીલીંગડનનું ભાષણ ગોખી રાખવા લાયક બોધ મીસાલ છે. આપણે ચાહીએ છીએ કે એ નામવર બાનુની આડકત્રી ચીમકીની કાંઈ સારી અસર થાય. બાઈ જમનાબાઇએ જે કામ શરૂ કર્યું છે તે ચાલુજ રહે એવી તરેહ તેવણુની યાદગીરી કાયમ રાખવાને નામદાર લેડી વીલીંગડને મુંબાઈની સ્ત્રીમંડળને આગ્રહ કર્યો છે, અને છેલ્લી સભામાં લેડી ધનબાઈ કાવસજી જેહાંગીરની દરખાસ્તથી થયલો ઠરાવ દેખાડે છે કે એ નામવર બાનુની ખાહેશ બરલાવવામાં આવશે, મીસીસ જમનાબાઈ સક્કઈની યાદગારી જાળવી રાખવા સારૂ ગુજરાતી હીંદુ સ્ત્રીમંડળ માટે એક મકાન બાંધવામાં આવશે તથા તેમાં સર્વ કોમની સ્ત્રીઓ માટે ફ્રી લાયબ્રેરી ખોલવામાં આવનાર છે. એ ખાતા સ્થાપવાને મરહુમ બાઈએ પોતેજ ખાહેશ બતાવી હતી, અને તે માટે મરતી વખતે પોતાના વશીયતમાં રૂપીઆ પાંચ હજારની રકમ એલાયદી કહાડી ગયાંછે. તેવણુની જે ખાહેશ બર લાવવાને મુંબઈની બાનુઓએ ઠરાવ કર્યો છે અને તે માટે ઉભા કરવામાં આવેલાં ફંડમાં છેલ્લી સભામાં રૂ. ૨૧૦૦૦ ભરાઈ ગયા હતા. નામદાર લેડી વીલીંગડને એ ફંડમાં રૂ. ૨૦૦ ભરીને મરહુમ બાનુની જાહેર સેવાઓની કદર બુજી છે. ઉમેદ રાખવામાં આવે છે કે મીસીસ સક્કઈ મેમોરીઅલ ફંડમાં મુંબઈની તેમજ ગુજરાત કાઠીયાવાડની બાનુઓ પોતાનો ફાળો ભરીને એટલી મોટી રકમ ઉભી કરી આપશે કે જેમાંથી ઉપલા બે ખાતાઓ છાજતા વીસ્તારમાં ખોલી તથા નીભાવી શકાય. (તા. ૧૪–૯–૧૬)

---

# સ્વર્ગવાસી ગં૦ સ્વ૦ જમનાબાઇ સક્કઇની યાદગીરી.

## સાંજવર્તમાન.

સ્વર્ગવાસી ગંગાસ્વરૂપ જમનાબાઈ નગીનદાસ સક્કઈના દુઃખદાયક મરણ માટે શોકની ઊંડી લાગણી જાહેર કરવા અને એ મરહુમ બાઈની યાદગીરી કાયમ રાખવા માટે એક ફંડ સ્થાપવા ગઈ કાલે મુંબઈની સર્વ જ્ઞાતીની બાનુઓની જે સભા મળી હતી તે મુંબઈના જાહેર જુસ્સાના ઈતીહાસમાં એક નવીનજ બનાવ છે. મુંબઈ શહેરની કોઈ પણ જાહેર બાનુ માટે આવી સભા ભુતકાળમાં થઈ હતી નહીં. એ દેખાડે છે કે આપણું શહેર જાહેર જુસ્સામાં

આગળ વધતું જાય છે અને જાહેર જીંદગીમાં હવે પુરૂષોની જોડે સ્ત્રીવર્ગ પણ સામેલ થયો છે. આ પ્રતાપ કન્યા કેળવણીના છે. મુંબઈની સ્ત્રીઓમાં ખાસ કરીને ગુજરાતી હીંદુ સ્ત્રીઓમાં જાહેર જુસ્સાનું બીજ રોપનાર સ્વર્ગવાસી ગંગાસ્વરૂપ જમનાબાઈજ હતાં એમ કહેવામાં અમો ઘણી અતિશયોક્તી કરતા હોઈશું નહીં. તેઓની અગાઉ કેટલીક બાનુઓ જાહેર હીલચાલમાં છુટો છવાયો ભાગ લેતી હતી, પણ જન સેવા માટે સ્ત્રીઓમાં રીતસરનો જુસ્સો ઉત્પન્ન કરવા અને તે જુસ્સાને યોગ્ય માર્ગ આપવા માટેનું સાધન ઉભું કરનાર બેહેન જમનાબાઈ હતાં. આ બાનુ કાંઈ વીદ્વાન હતી નહી, શ્રીમંત હતી નહી, ઈંગ્રેજી વટીક ભણી હતી નહીં, પણ ગઈ કાલની સભામાં લેડી જેહાંગીરે કહ્યું હતું તેમ ઈંગ્રેજી કેળવણી પામેલી આજની બેહેનોને દૃષ્ટાંત રૂપ થઈ પડે એવું ઉચ્ચ જીવન તેઓએ ગુજાર્યું હતું. પ્રજાની સેવા બજાવવાનો જુસ્સો તેઓમાં અદ્દભુત હતો અને એવો જુસ્સો ધરાવનારી એક સ્ત્રી શું કરી શકે તે બહેન જમનાબાઈએ દેખાડી આપ્યું છે. ૧૯૧૧ માં ગુજરાતમાં ભયંકર દુકાળ પડ્યો ત્યારે ચાર ચાર મહિના સુધી ગુજરાત અને કાઠિયાવાડમાં રખડી હજારો દુકાળ્યાઓ અને ઢોરોના મુંગા આશીર્વાદ તેઓએ મેળવ્યા હતા, પોતાની બહેનપણીઓ પણ પોતાનો સંસાર સુખી બનાવે અને સાથે સાથ જાહેર હીતના કાર્યોમાં પણ ભાગ લે એવી ઈચ્છાથી તેઓએ ગુજરાતી સ્ત્રી મંડળ સ્થાપ્યું હતું. આ મંડળે એક દાયકામાં ઘણું સારૂં કામ કરી બતાવ્યું છે. આ મંડળ તરફથી સ્ત્રીઓને શીક્ષણ આપવાના વર્ગો ચલાવવામાં આવે છે સ્ત્રીઓમાં વાંચનનો શોખ ઉત્પન્ન કરવા માટે લાયબ્રેરી સ્થાપવામાં આવી છે. મીસીસ સક્કઈએ મંડળ સ્થાપી તેને આગળ વધારવા માટે મોટો જાતીભોગ આપ્યો હતો અને જોકે તેઓ આ દેહ છોડી ગયાં છે, પણ સ્ત્રીમંડળ પોતા પાછળ મુકી ગયાં છે, કે જે વડે ગુજરાતી સ્ત્રીઓમાં જાહેર જુસ્સો ખીલવવાનું કામ ભવિષ્યમાં ચાલુ રહેશે. આવી એક પરોપકારી, પરદુ;ખભંજન બાનુની યાદગારી રાખવાનો જે ઠરાવ થયો છે તે સ્તુતીપાત્ર છે. સ્ત્રીમંડળની મુફત લાયબ્રેરી અને સ્ત્રીમંડળ માટે એક જાહેર હોલની મોટી જરૂર છે અને મરહુમની યાદગારીમાં એવો એક હોલ બાંધવામાં આવશે તે માટેના ફંડમાં રૂ. ૨૦ હજારની રકમ ભરાઈ ગઈ છે અને આશા છે કે શ્રીમંત શહેરીઓ પોતાનો ઉદાર હાથ લંબાવવાને ચુકશે નહીં. મુંબઈમાં જાહેર હોલની મોટી તંગી છે. ટાઉન હોલ કોટમાં આવેલો હોવાથી દેશીઓ માટે તે અનુકૂળ જગ્યા નથી. ધોબીતળાવ ઉપર ફરામજી કાવસજી હોલ સાર્વજનીક કામો માટે બહુ ઉપયોગી હતો. વર્ષો સુધી એ હોલમાં રાજદવારી, સંસારી, કેળવણી, ધર્મ આદી સંબંધી ઉન્નતીની સભાઓ મળી હતી, પણ આ વર્ષમાં એ હોલ અને તેની ઈમારત તોડી પાડવામાં આવી છે, જેથી સભાઓ માટે હોલની હાજત આગળના કરતાં વધારે માલમ પડે છે.

ગઈ કાલની સભાના પ્રમુખ લેડી વીલીંગડનને મીસીસ જમનાબાઈની સેવાઓની સ્તુતી કરતાં હિંદુસ્તાનની સ્ત્રીઓના ભવિષ્ય માટે બહુ કીમતી વિચારો જાહેર કીધા હતા. કેટલાક ટુંકી દૃષ્ટિના મરદો વારંવાર એવો સવાલ કરે છે કે સ્ત્રી વર્ગે જાહેર હીલચાલમાં શા માટે પડવું જોઈએ ? જો સ્ત્રીઓ જાહેર હીલચાલમાં ભાગ લેતી થશે તો પછી ઘરની સંભાળ કોણ લેશે ? જેઓ આવો સવાલ પુછે છે તેઓને મીસીસ જમનાબાઈ સક્કઈનો દાખલો અર્પણ કરીશું. એ બાઈ શ્રીમંત હતી નહી તે છતાં ઘર અને સંસાર ઉપર પ્રથમ ધ્યાન આપતાં હતાં અને ફુરસદનો વખત દેશ સેવામાં ગુજારતાં હતાં. સ્ત્રીઓ ઘરમાં બેસી રહી. આળસાઈમાં અને પારકા લોકોની જાહેર નીંદામાં વખત પસાર કરે, તેહેવારોના દિવસો ઉપર જુગાર જેવી રમતમાં મશગુલ થાય તેને બદલે તેઓ ફુરસદનો વખત દેશની સેવા

કરવામાં, ગરીબોના દુઃખો ટાળવામાં, બીમારોને સહાય થવામાં, વીધવાઓની પરવરશી કરવામાં, યતીમોની સંભાળ લેવામાં ગાળેતો આ દેશના ગરીબ વર્ગનાં લોકોને તેઓ કેવાં ઉપયોગી થઈ પડે? જીવનનો ઉચ્ચ આદેશ પરમાર્થ છે. પારકાનું ભલું કરવું એ દરેક મનુષ્યની ફરજ છે. તે ફરજ બજાવવામાં સ્ત્રી અને પુરૂષ વચ્ચે કશો ફરક નથી. લેડી વીલીંગ્ડને બેહેન જમનાબાઈની જીંદગી ઉપરથી બોધ આપતાં જણાવ્યું હતું કે તેઓએ જાહેર જીંદગીમાં પડી પોતાના કુટુંબ તરફની ફરજો બજાવવામાં કાંઈ પણ બેદરકારી દેખાડી હતી નહી. તેઓએ જાહેર જીંદગીની તેમજ ખાનગી જીંદગીની ફરજો એકસરખી રીતે અદા કીધી હતી અને જે કામ એ મરહુમ બાઈ બજાવી શક્યાં હતાં તે બીજી સ્ત્રીઓ શા માટે નહીં બજાવી શકે તે સમજી શકાતું નથી. સ્ત્રીની પેહેલી ફરજ પોતાનો સંસાર સંભાળવાની છે, પણ તેણીની ફરજોનો અંત ત્યાંજ આવીને અટકતો નથી. ઘર અને કુટુંબની ફરજો બજાવ્યા પછી દેશ અને કોમની ફરજો બજાવવાની છે. આ જુસ્સો મુંબઈની સ્ત્રીઓમાં છેલ્લા દાયકામાં સ્ફુર્યો છે અને એક દાયકામાં તેનું કેવું સરસ પરીણામ આવ્યું છે તે લડાઈના ફંડની બાનુઓની શાખાએ દેખાડી આપ્યું છે. હિંદુસ્તાનની કેળવાયલી સ્ત્રીઓ માટે જન સેવા બજાવવાનું બહોળું ક્ષેત્ર પડેલું છે અને જેઓ શ્રીમંત વર્ગની છે તેઓ પોતાના પઈસાવડે ઘણું પરમાર્થી કાર્ય બજાવી શકે એમ છે. (તા. ૧૩-૯-૧૬)

---

# સમાજસેવામાં તન મન ધનથી અગ્ર ભાગ લેનાર સ્વર્ગવાસી મીસીસ જમનાબાઈ સક્કઈનાં સ્મારકની સ્તુત્ય હીલચાલ.

## મુંબઇ સમાચાર.

ધર્મને નામે અને પરમાર્થ માટે શ્રમ લેનારાં અને પૈસા સખાવતમાં આપનારાં સ્ત્રીપુરૂષોનો આપણા દેશમાં કોઈ દીવસ તોટો હતો જ નહી. તેમ છતાં જનસમાજ માટે જાહેર રીતે બાહેર પડી સતત પ્રયાસ કરનારી સંસ્થાઓ અને વ્યક્તીઓ બ્રીટીશ રાજ્ય તળે આ દેશમાં કેળવણીનો પ્રચાર થવા પછી જ દાખલ થઈ છે. ખાસકરીને આપણા સંસારી રીવાજોને લીધે તથા સ્ત્રીકેળવણીના ઘણા ધીમા અને નજીવા ફેલાવાથી સમાજસેવાનાં પુણ્યવંતાં કામમાં અગ્રેસર ભાગ લેનારી સન્નારીઓની આપણા દેશમાં સર્વ સ્થળે ગેરહાજરીજ જોવામાં આવે છે. આવી સ્થીતીમાં કોઈ કુલીન સ્ત્રી બાહેર પડે અને વરસો સુધી પોતાની ભગીનીઓની સેવામાં તન મન અને ધનથી તત્પર રહે તે બનાવ સંસારસુધારાના હેમાયતીઓને અને કેળવાયલી પ્રજાના સર્વે વર્ગોને આવકાર આપવા લાયક ગણી શકાશે. મરહુમ મીસીસ જમનાબાઈ નગીનદાસ સક્કઈ આવાં એક પરમાર્થી બાનુ હતાં. એ બાઈએ છેલ્લાં પંદર વરસોમાં અનેક સ્ત્રીઉપયોગી હીલચાલોમાં ભાગ લઈ નવી સંસ્થાઓ સ્થાપી સમાજસેવાનો ઉત્તમ દાખલો બેસાડ્યો હતો. તેને પ્રતાપે આજે આ શેહેરમાં કેટલીક સ્ત્રીઉપયોગી સંસ્થાઓ સમાજસેવામાં વખત તથા પૈસાનો ભોગ આપી સંસારસુધારાનાં કામને શાન્તીથી પણ મક્કમપણે આગળ વધારે છે. મરહુમ મીસીસ જમનાબાઈએ લગભગ પંદર વરસ જેટલી જાહેર જીંદગીમાં સર્વ પ્રકારની લોકોપયોગી અને ખાસકરીને સ્ત્રીઉપયોગી હીલચાલોમાં ઘણો આગેવાની ભર્યો ભાગ લીધો હતો. કાઠિઆવાડ તથા ગુજરાતમાં ચાર વરસ પેહેલાં પડેલા દુષ્કાળ વખતે તે બાનુએ દુષ્કાળપીડીત વીભાગોની જાતે મોલાકાત લઈ કેટલીક હકીકત અત્રેની કમીટીને પુરી પાડી હતી, તેથી સંકટનીવારણનું કામ વધારે સરળ અને અસરકારક બન્યું હતું. દુષ્કાળના સમ-

યમાં એક બાનુએ મુસાફરી કરી સંકટમાં આવી પડેલાં મનુષ્યોને આશ્વાસન તથા સધ્યારો આપવાનો બનાવ આપણા ઇલાકામાં આ પેહેલોજ હતો. ગયાં વરસના દુષ્કાળને વખતે આપણાં શેહેરમાં સંકટનીવારણનાં કામ માટે બાનુઓની એક કમીટી સ્થાપવામાં આવી તથા તે મારફત જે ઉપયોગી અને પુણ્યવંતુ કામ થવા પામ્યું તે આડકતરી રીતે મીસીસ સક્કઈના ઉત્તમ દાખલાનું જ પરીણામ હતું. સેવાસદનનાં પરમાર્થીક કામમાં પણ સ્વર્ગસ્થ જમનાબાઈનો હીસ્સો તેટલોજ માનપ્રદ હતો. સ્ત્રીકેળવણીના ફેલાવા માટે અને સ્ત્રીઓમાં પરસ્પર મીત્રાચારી અને એખલાસના વધારા માટે ગુજરાતી હીંદુ સ્ત્રીમંડળ નામનું જે મંડળ છેલ્લાં કેટલાંક વરસો થયાં હસ્તીમાં આવ્યું છે તે પણ મરહુમના પ્રયાસનું પરિણામ છે અને મરહુમે તેનાં સ્થાપક તથા પ્રમુખ તરીકે તેની સારી રાહબરી કીધી હતી. હીંદના પરમ દેશભક્ત નર અને મહાન બુઝોર્ગ નર મી૦ દાદાભાઈ નવરોજીની વરસગાંઠને પ્રસંગે દર વરસે તેમની જયંતી કરી તેમને આશીષ આપવા ગુજરાતી હીંદુ સ્ત્રીમંડળનું ડેપ્યુટેશન જતું તેથી સ્ત્રીકેળવણીના પ્રથમ હેમાયતી અને સંસારસુધારાના સ્થંભ મી૦ દાદાભાઈનું હૃદય કેટલું સંતોષ પામતું હશે તે કલ્પી શકાય છે. વળી દક્ષીણ આફ્રીકાના ગોરા સંસ્થાનવાસીઓ ત્યાં વસતાં હીંદીઓ સાથે જે અઘટીત વર્તણુક ચલાવતા હતા તે સામે ચલાવવામાં આવેલી લડતમાં પણ તેમનો અગ્રણીય ભાગ હતો. તે વેળાએ મરહુમે મુંબઈની સ્ત્રીઓનો અવાજ અચુક રીતે તે વર્તણુકની સામે બાહેર પાડ્યો હતો. તેવી એક બાહોશ અને કુલીન બાનુનું મરણ થવાથી મુંબઈનાં સ્ત્રીમંડળને મોટી ખોટ ગઈ છે. હાલમાં મરહુમનું એક સ્મારક ફંડ સ્થાપી તેમણે બજાવેલાં કામનો દાખલો કાયમ રાખવા માટે હીલચાલ ઉપાડી લેવામાં આવી છે અને તે માટે થોડા વખતમાં નામદાર ગવર્નરની બાનુ લેડી વીલીન્ગડનનાં પ્રમુખપણાં નીચે એક જાહેર સભા મળનાર છે. મરહુમ મીસીસ સક્કઈ પોતાનાં વસીયતમાં ગુજરાતી હીંદુ સ્ત્રીમંડળ માટે એક જાહેર હૉલની સગવડ કરવા માટે રૂપ્યા પાંચ હજારની રકમ કાઢી ગયાં છે અને તેમના સ્મારક ફંડના પ્રવર્તકો પણ તેવો હૉલ બાંધવાને જ ઉત્સુક જણાય છે તે હૉલ સર્વ કોમની બાનુઓને ઉપયોગી થઈ પડે તે માટે ત્યાં એક સાર્વજનીક પુસ્તકશાળા બાંધવાનો વીચાર રાખવામાં આવ્યો છે અને પુસ્તકશાળા સર્વ કોમની બાનુઓ માટે ખુલ્લી રાખવામાં આવનાર છે. આવી એક જાહેર હીલચાલને નામદાર લેડી વીલીન્ગડનનો ટેકો મળવાથી તેની ફતેહ માટે કાંઈપણ સંદેહ રહેતો નથી. આવો એક હૉલ મરહુમનું સ્મારક જાળવવા ઉપરાંત સંસારસુધારાના અને ખાસ કરીને સ્ત્રીઉપયોગી અનેક સારાં કામો માટે ઉપયોગી થઈ પડશે તે વીષે કશો શક રહેતો નથી.



